## આ અંકમાં



## નવા થયેલા માનવંતા સભાસદો.

૧. વિનયકાંત કાંતિલાલ મહેતા — અમદાવાદ — લાઈફ મેમ્બર
૨. શેઠ વેલચંદ કરસનજી — ભાવનગર — ,,
૩. શાહ રતિલાલ અમૃતલાલ ઊંધી — ,, — ,,

## ભેટના ગ્રંથો.

અમારા માનવંતા પેટ્રન સાહેબો અને લાઇફ મેમ્બરોને નીચે લખેલા ગ્રંથો ભેટ આપવાના છે.

**૧. શ્રી આદિનાથ ચરિત્ર**
**૨. શ્રી ધર્મવીર ઉપાધ્યાય**
**૩. શ્રી જ્ઞાનપ્રદીપ**
**૪. શ્રી સકલાર્હત્ સ્તોત્ર ટીકા સહિત**
**૫. શ્રી આગમસારિણી**
**૬. શ્રી સિદ્ધાંતરહસ્ય**

ઉપરોકત ભેટ આપવાના છ સુંદર ગ્રંથોની સંક્ષિપ્ત હકીકત નીચે પ્રમાણે છે.

**૧. શ્રી આદિનાથ ચરિત્ર**—ફોર્મ પચાસ, ક્રાઉન આઠ પેજી, આસરો પાનાનો સુંદર દળદાર ગ્રંથ. એન્ટિક પેપર ઉપર સુંદર ગુજરાતી અક્ષરો, પાકું કપડાનું બાઈન્ડીંગ, સુશોભિત રંગબેરંગી કવર–જૅકેટ, ગુરુદેવ, તીર્થો, પ્રભુ આદિનાથ તેમજ આર્થિક સહાય આપનાર વગેરેની વિવિધ રંગી છબીઓ સહિત. આ ગ્રંથમાં શ્રી વાસુપૂજ્ય પ્રભુ ચરિત્રના કરતાં સુમારે આઠ ફોર્મ–લગભગ ચોસઠ પેજ વિશેષ છે. આવી સખ્ત મોંઘવારીના વખતમાં આવું સુંદર ચરિત્ર પ્રકટ કરવામાં સભાને ઘણો જ મોટો ખર્ચ થયેલ હોવા છતાં પણ પ્રકટ કરવામાં આવેલ છે.

**૨. ધર્મવીર ઉપાધ્યાય**—શ્રી સોહનવિજયજી–બ્રહ્મચારી, સંજમધારી, પંજાબી વીરપુરુષ, યોગીનું સુંદર ભાવવાહી જીવન વાંચતાં રોમાંચ ખડા થાય તેવું સુંદર ચરિત્ર, છબીઓ સહિત આકર્ષક સુંદર ગ્રંથ. બાર ફોર્મ, સુમારે ૨૦૦ પાનાનો, સુંદર ટાઇપો અને ઊંચા એન્ટિક કાગળ ઉપર છપાયેલ છે.

**૩. જ્ઞાનપ્રદીપ** ( બોધસુધા સહિત )—વિદ્વાન લેખક આચાર્ય શ્રી વિજયકસ્તૂરસૂરિજીના સામાજિક બોધદાયક લેખો, ઊંચા કાગળ, સુંદર ટાઇપ અને પાકું બાઈન્ડીંગ, સુંદર કવર સાથે ફોર્મ ૨૬, પાના ૪૧૬.

( અનુસંધાન ટાઇટલ પેજ ૩ જું )




પુસ્તક ૪૧ મુ : આત્મ સં ૪૮ વિક્રમ સં ૧૯૯૯ : શ્રાવણ.
અંક ૧ લો વીર સં ૨૪૬૯ ઈ. સ. ૧૯૪૩ ઑગસ્ટ

# નૂતન વર્ષપ્રવેશાભિનંદન

વસંતતિલકા—શબ્દો જિનેશ્વર તણા ઉપકારકારી,
દુઃખો હરે પરમ અમૃત કાર્યકારી,
છે દેવધર્મગુરુસાધકના જ સાથી,
સંજીવની સમ સદા ગુરુદેવ વાણી ૧

એ ભાવના પરમ ઉજ્જવલ આ સભાની,
ચારિત્ર, જ્ઞાન, સુબવન્ત જિનેશવાણી,
દેશેવિદેશ સઘળે પ્રસરે પ્રતાપી,
સદ્ધર્મ જૈન યશ ઉત્તમતા સ્થાપી ૨

જેણે અસંખ્ય શુભ ગ્રંથ મહાન દીધા,
ને જ્ઞાન અમૃતથી જન મુગ્ધ કીધા,
સુજ્ઞાન જ્યોત શુભ દિવ્ય પ્રકાશ આપે,
અજ્ઞાન સર્વ ભવિનું પળમાં જ કાપે ૩

સર્વે ગૃહે નિજ પ્રકાશ અમાપ આપો,
દેશેવિદેશ કિરણાવલિ ભવ્ય વ્યાપો,
આત્મા તણો શુભ વિકાસ સદૈવ થાઓ,
સર્વે સ્વબળે અર્જિત માનવ ગાન ગાઓ ૪

અનુષ્ટુપ— **આત્માનંદ પ્રકાશે** જે સર્વમાં દિવ્ય ભાવથી,
ભાવ **હેમેન્દ્ર** એ અર્પે, ઉન્નતિ હો પ્રભાવથી ૫

રચયિતા **મુનિરાજશ્રી હેમેન્દ્રસાગરજી મહારાજ—પ્રાંતિજ**

## આ અંકમાં



### નવા થયેલા માનવંતા સભાસદો.

૧. વિનયકાંત કાંતિલાલ મહેતા — અમદાવાદ — લાઈફ મેમ્બર
૨. શેઠ વેલચંદ કરસનજી — ભાવનગર — ,,
૩. શાહ રતિલાલ અમૃતલાલ ગાંધી — ,, — ,,

### ભેટના ગ્રંથો.

અમારા માનવંતા પેટ્રન સાહેબો અને લાઈફ મેમ્બરોને નીચે લખેલા ગ્રંથો ભેટ આપવાના છે.

**૧. શ્રી આદિનાથ ચરિત્ર**
**૨. શ્રી ધર્મવીર ઉપાધ્યાય**
**૩. શ્રી જ્ઞાનપ્રદીપ**
**૪. શ્રી સકલાર્હત્ સ્તોત્ર ટીકા સહિત**
**૫. શ્રી આગમસારિણી**
**૬. શ્રી સિદ્ધાંતરહસ્ય**

ઉપરોક્ત ભેટ આપવાના છ સુંદર ગ્રંથોની સંક્ષિપ્ત હકીકત નીચે પ્રમાણે છે.

**૧. શ્રી આદિનાથ ચરિત્ર**—ફોર્મ પચાસ, ક્રાઉન આઠ પેજી, આસો પાનાનો સુંદર દળદાર ગ્રંથ. એન્ટિક પેપર ઉપર સુંદર ગુજરાતી અક્ષરો, પાકું કપડાનું બાઈન્ડીંગ, સુશોભિત રંગબેરંગી કવર-જેકેટ, ગુરુદેવ, તીર્થો, પ્રભુ આદિનાથ તેમજ આર્થિક સહાય આપનાર વગેરેની વિવિધ રંગી છબીઓ સહિત. આ ગ્રંથમાં શ્રી વાસુપૂજ્ય પ્રભુ ચરિત્રના કરતાં સુમારે આઠ ફોર્મ-લગભગ ચોસઠ પેજ વિશેષ છે. આવી સખ્ત મોંઘવારીના વખતમાં આવું સુંદર ચરિત્ર પ્રકટ કરવામાં સભાને ઘણો જ મોટો ખર્ચ થયેલ હોવા છતાં પણ પ્રકટ કરવામાં આવેલ છે.

**૨. ધર્મવીર ઉપાધ્યાય**—શ્રી સોહનવિજયજી-બ્રહ્મચારી, સંજમધારી, પંજાબી વીરપુરુષ, યોગીનું સુંદર ભાવવાહી જીવન વાંચતાં રોમાંચ ખડા થાય તેવું સુંદર ચરિત્ર, છબીઓ સહિત આકર્ષક સુંદર ગ્રંથ. બાર ફોર્મ, સુમારે ૨૦૦ પાનાનો, સુંદર ટાઈપો અને ઊંચા એન્ટિક કાગળ ઉપર છપાયેલ છે.

**૩. જ્ઞાનપ્રદીપ** (બોધસુધા સહિત)—વિદ્વાન લેખક આચાર્ય શ્રી વિજયકસ્તૂરસૂરિજીના સામાજિક બોધદાયક લેખો, ઊંચા કાગળ, સુંદર ટાઈપ અને પાકું બાઈન્ડીંગ, સુંદર કવર સાથે ફોર્મ ૨૬, પાના ૪૧૬.




પુસ્તક ૪૧ મું | આત્મ સં ૪૮ | વિક્રમ સં ૧૯૯૯ શ્રાવણ
અંક ૧ લો | વીર સં ૨૪૬૯ | ઈ. સ. ૧૯૪૩ ઑગસ્ટ

# નૂતન વર્ષપ્રવેશાભિનંદન

વસંતતિલકા—શબ્દો જિનેશ્વર તણા ઉપકારકારી,
દુ:ખો હરે પરમ અમૃત કાર્યકારી,
છે દેવધર્મગુરુસાધકના જ સાથી,
સંજીવની સમ સદા ગુરુદેવ વાણી ૧

એ ભાવના પરમ ઉજ્જવલ આ સભાની,
ચારિત્ર, જ્ઞાન, સુખવન્ત જિનેશવાણી,
દેશોવિદેશ સઘળે પ્રસરે પ્રતાપી,
સદ્ધર્મ જૈન યશ ઉત્તમતા રસાળી ૨

જેણે અસંખ્ય શુભ ગ્રંથ મહાન દીધા,
ને જ્ઞાન અમૃતરસે જન મુગ્ધ કીધા,
સુજ્ઞાન જ્યોત શુભ દિવ્ય પ્રકાશ આપે,
અજ્ઞાન સર્વ ભવિનુ પળમા જ કાપે ૩

સર્વે ગૃહે નિજ પ્રકાશ અમાપ આપો,
દેશોવિદેશ કિરણાવલિ ભવ્ય વ્યાપો,
આત્મા તણો શુભ વિકાસ સદૈવ થાઓ,
સર્વે સ્થળે અજિત માનવ ગાન ગાઓ ૪

અનુષ્ટુપ— **આત્માનંદ પ્રકાશે** જે સર્વમા દિવ્ય ભાવથી,
ભાવ હેમેન્દ્ર એ અર્પે, ઉન્નતિ હો પ્રભાવથી ૫

રચયિતા મુનિરાજશ્રી હેમેન્દ્રસાગરજી મહારાજ–પ્રાંતિજ



# નૂતન વર્ષાભિનંદન ॥

દોહરા

ગુણિયલ વહાલા ગ્રાહકો, વાચકજનનાં વૃંદ;
સહુને અભિવંદન કરું, ઉર ધરીને આનંદ. ૧

ગઈ કાલે વીત્યાં મને, વર્ષ પૂરાં ચાળીસ;
એકતાળીસમેં પેસતાં, જપું પ્રથમ જગદીશ. ૨

પ્રકાશ-પત્રોક્તિ

હરિગીત છંદ

સત્કારું છું સૌથી પ્રથમ, મમ જન્મદાત્રી આ સભા,
ગુરુવર્ય આત્માનંદજીની, તેજ-તપની છે પ્રભા;
જેનો પ્રતાપ અગાધ મહિમા, જગતમાં વ્યાપી રહ્યો,
અભિનંદનો આ આજ મારા, ગ્રાહકો હૃદયે ગ્રહો. ૧

પાળ્યું મને, પોષ્યું બહુ, વિકસાવી વિદ્યાવાટિકા,
અભિવૃદ્ધિ પામ્યું નિત્ય હું, એ આ સભા સુખદાયિકા;
પરિમલ ભર્યાં પુષ્પો ખીલ્યાં, ને જ્ઞાનનાં અમૃતફળો,
અભિનંદનો મારા સ્વીકારો, એ જ આશય નિર્મળો. ૨

કવિ, કોવિદો ને સાક્ષરો, લાયક સુવિદગ્ધ લેખકો,
સાધુ તપસ્વી, સંત, સદ્‌ગુરુ, સૌની સેવી છે તકો;
સૌના હૃદયરસને ઝીલ્યા, મમ અંગને વિકસાવવા,
અભિનંદનો મારા સ્વીકારો, "આત્મ ઉત્તેજિત" થવા. ૩

બહુ ગદ્યલેખો ગુણ ભર્યા, સદ્‌બોધ અમૃત વાણીના,
કવિઓ તણા શુભ પદ્યલેખો, સંગ્રહ્યા મતિ શાણીના;
કંઈ નૂતન ગ્રંથો રચ્યાં, જે ધર્મતત્ત્વોથી ભર્યા,
અભિનંદનો મારા સ્વીકારો, ઉભય કર હેતે ધર્યા. ૪

૬૨ વર્ષ જૂના ગ્રંથ, ઉદ્ધાર કરી પ્રગટાવીયા,
શ્રી જૈનશાસન વૃદ્ધિ પામે, માર્ગ એ બતલાવીયા,
ગુરુવર્ય મહાશય લેખકોએ, કલમની કરુણા કરી,
અભિનંદનો મારા સ્વીકારો, ગ્રાહકો ધર્મ જ ધરી ૫

સૌજન્ય ઝરતી આ સભામા, પુષ્ટતા હુ પામીયુ,
ધનવત સજ્જન ગ્રાહકોથી, પ્રાત પ્રાતે જામીયુ,
મત્રી, પ્રમુખ ને કાર્યવાહક, સર્વની શુભ સાહ્યતા,
અભિનદુ છુ એ સર્વને, જેની ક્રિયા યશવાહિતા ૬

ઉત્સાહના ઉરમા મને, હજી છે ફૂવારા છૂટતા,
વહાલા ગુણીજન ગ્રાહકો, હોશેથી હો રસ લૂટતા,
છે જે ધનાઢ્યો ધર્મવતા, નિત્ય આશ્રય આપતા,
અભિવંદુ છું એ સજ્જનો, જેઓ મને ઉર સ્થાપતા ૭

હિત ચિતવે હમેશ, લાયક નિત્ય લાઈફ મેમ્બરો,
ઘણા સભાસદ પેટ્રનો એ છે સદા અમૃત ઝરો,
આભાર માની સર્વનો, નતોષ હુ પામ્યુ સદા,
એવો જ ભાવ નિભાવશો, અભિનંદુ છુ હુ સર્વદા ૮

દોહરા

આત્માનદ સભા અને, ધર્મ જેહ ઉદ્ધામ,
રેવાશકર કવિ કરે, પ્રેમ સહિત પ્રણામ ૧

ભાવનગર-વડવા,
તા ૨૦-૭-૪૩ ભોમ

લિ૦ સભા, ગ્રાહક અને વાચકનો શુભેચ્છક,
**રેવાશંકર વાલજી બધેકા**
નિવૃત્ત એજ્યુ ઇન્સ્પેકટર, ધર્મોપદેશક
ઉજમબાઇ જૈન કન્યાશાળા-ભાવનગર.



卐



# नूतन वर्षनुं मंगलमय विधान

**આધ્યાત્મિક જગત—**

જે પ્રસંગે કલ્યાણકારી વર્ષાઋતુનું આગમન થયા પછી ચિત્તમાં પ્રસન્નતાની ઊર્મિઓનો સંચાર થઈ રહ્યો છે, તે વર્ષાઋતુથી આનંદજનક બનેલ તેમજ છેલ્લા દિવસોમાં પર્યુષણપર્વારાધનની શરુઆતવાળા શ્રાવણ માસમાં આજના મંગલમય પ્રભાતે 'શ્રી આત્માનંદ પ્રકાશ' ૪૧ મા વર્ષમાં પ્રવેશ કરે છે. પૂર્વ પ્રણાલિકા પ્રમાણે સ્વગત વિચારે છે કે: જગતમાં સૂર્ય, ચંદ્ર, દીપક, વિદ્યુત વગેરે અનેક પ્રકાશો છે; પણ એ સર્વ કરતાં અનંત ગુણ ચડિયાતો આત્માનો પ્રકાશ છે કે, જે કાળ, સ્વભાવ, નિયતિ, ઉદ્યમ અને કર્મરૂપ પાંચ કારણોને અનુસરીને જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપદ્વારા વ્યક્ત થાય છે. કેવલજ્ઞાનીઓએ પાંચે કારણોમાં પુરુષાર્થની મુખ્યતાવડે આ પ્રકાશ સંપૂર્ણપણે પ્રકટાવેલો છે. એ કેવલજ્ઞાનરૂપ જ્ઞાનમહાસાગરનું હું એક બિંદુ છું; છતાં એ બિંદુનું પણ જગતમાં અસ્તિત્વ છે. કર્મોના સંપૂર્ણ ક્ષયથી ઉત્પન્ન થતાં અનંતજ્ઞાન પ્રકાશનું મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનરૂપ ક્ષાયોપશમિક જ્ઞાન નિમિત્ત છે; ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી 'જ્ઞાનસાર'માં કહે છે કે: 'કૃષ્ણપક્ષ (મિથ્યાત્વ) ક્ષીણ થયે છતે અને સમ્યક્ત્વરૂપ શુક્લપક્ષ ઉદયમાન થયે છતે બીજનો ચંદ્ર જેમ પૂર્ણિમાનો ચંદ્ર બની જાય છે" તેમ ક્ષાયોપશમિક જ્ઞાન ક્ષાયિકરૂપ અનેક જન્મોના શુભ પ્રયત્નો પછી બની જાય છે; ત્યારે શ્રુતજ્ઞાનરૂપ શરીરદ્વારા બાહ્ય અને આંતર જગતમાં મારાથી યથાશક્તિ કાર્ય બની શક્યું છે? ગત વર્ષમાં વ્યાપક જ્ઞાન સમષ્ટિમાં વ્યક્તિરૂપે જૈનદર્શનના ઉચ્ચ તત્ત્વોને લક્ષ્યમાં રાખી અનેકાંત દૃષ્ટિના ઉચ્ચ રહસ્યો સમાજને સમર્પ્યા છે? વાસનાઓથી બલહીન બનેલા અને મધુબિંદુની માફક ઓતપ્રોત થયેલા સંસારી જીવોને સત્કર્મ અને દુષ્કર્મનું ભાન કરાવ્યું છે? તર્કવાદી જ્ઞાન કરતાં ચારિત્ર (character)ની ભૂમિકા ઉચ્ચતર છે, તે દર્શાવવા સાથે **ज्ञानस्य फलं विरतिः** એ સૂત્રનું રહસ્ય યથાશક્તિ સમજાવ્યું છે? સંસારચક્રમાં જન્મ અને મૃત્યુ અનિવાર્ય અને સહજ છતાં, આત્માના અનાદિ અનંતપણા તરફ લક્ષ્ય રાખી માનવવાચકોની આત્મભૂમિકાને તૈયાર કરી સ્વાવલંબનપૂર્વક પ્રગતિમાન થવા પ્રેરણા કરી છે?–મનોયોગદ્વારા વિચાર કરતાં ફલિત થાય છે કે અવશ્ય સુંદર પરિણામ આવ્યું છે. જગતમાં પ્રત્યેક સ્થૂલ વસ્તુ સ્વનિમિત્તવડે આત્માને જગાડે છે. આંગ્લ કવિ તથા તત્ત્વચિંતક શેક્સપીઅરના કથન મુજબ tongues in trees and books in brooks અર્થાત્ "વૃક્ષો વાચા છે અને ઝરણાંઓ પુસ્તકો છે;" સૂર્યના ગ્રહણથી જેમ કીર્તિધર રાજા અને વૃદ્ધ થઈ ગયેલા વૃષભથી કરકંડુ રાજાને આત્મજાગૃતિ થઈ હતી તદનુસાર જો આત્મા ગુણગ્રાહી હોય તો પ્રભુમૂર્ત્તિ અને શાસ્ત્રો પુષ્ટાલંબન હોવાથી આત્મજાગૃતિ અર્પે તેમાં આશ્ચર્ય નથી. લેખો એ શાસ્ત્રનાં નિર્ઝરણાંઓ હોવાથી આત્માને અંતરાવલોકન (introspection) માટે થાય એ સ્વતઃસિદ્ધ છે; જેથી પ્રસ્તુત પત્રદ્વારા બાહ્ય જગતમાં અર્થ અને

અને કામમા મશગૂલ ગૃહસ્થોને ધર્મ પુરુષાર્થમા જોડવારૂપે અને આંતર જગતમા એ પુરુષાર્થના નિચોડરૂપ કષાયનો અભાવ અને જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ આત્મિક ગુણોમા રમણતા કરાવવારૂપે જે કાંઇ બની શકયુ છે, તે માટે આ પત્ર પ્રશસ્ત ગૌરવ અનુભવે છે

## સંજ્ઞાનિર્દેશ—

પ્રસ્તુત નૂતન વર્ષની 'આત્માનંદ પ્રકાશ'ની સંજ્ઞા ૪૧ ની છે સમ્યક્ત્વના ૬ સ્થાનો, જ્ઞાનના ૫ વિભાગો, ચારિત્રના ૧૭ પ્રકારો, અને તપશ્ચર્યાના ૧૨ ભેદો મળી કુલ ૪૦ ની સંખ્યા સાથે આત્માનો ૧ પ્રકાર ઉમેરતા ૪૧ ની સંજ્ઞા ફલિત થાય છે, ગણિતની દૃષ્ટિએ ૪+૧ ગણતા ૫ પરમેષ્ઠીનુ, ૪-૧ વિચારતા દર્શન જ્ઞાનચારિત્રરૂપ રત્નત્રયીનુ, ૪×૧ ગણતા દાન, શીલ, તપ અને ભાવનુ, ૪–૧ નું રહસ્ય તપાસતા અરિહંત વગેરે ચાર મંગલોનુ સ્મરણ થાય છે, સમગ્ર રીતે વિચારતા આ અમૂલ્ય જન્મમા મનુષ્યો માટે ત્રણે યોગોથી દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપનું આરાધન સાધવાની આવશ્યકતા સૂચવે છે પ્રથમ કર્મગ્રંથમા નિવેદન કરેલુ આ સંજ્ઞાશ્રુત જો આત્મજાગૃતિપૂર્વક હોય તો જ, એ સંજ્ઞામાથી સુંદર પ્રેરણાઓ ( inspirations ) મેળવી દશ દૃષ્ટાંતોથી દુર્લભ ગણાતા માનવજન્મને સફળ કરી શકાય છે

## વિશ્વસંગ્રામ અને વાતાવરણ—

વર્તમાનમા ચાલી રહેલા ભીષણ યુદ્ધના વાતાવરણ( environment )નો પ્રારંભ જર્મનીએ રશિઆને અનુકૂળ બનાવી ઈંગ્લેંડ, પોલેંડ, તથા ફ્રાન્સ સામે લડાઇ જાહેર કરી ત્યારથી થયો, ત્યારપછી અનેક બનાવો બની ગયા, ફ્રાન્સ જર્મનીને શરણે થયુ અને અનુકૂળ બની ગયુ' તેવી રીતે બીજા અનેક રાજ્યો જર્મનીએ સર કરી અનુકૂળ બનાવી લીધા બીજી તરફ જર્મનીએ મિત્ર તરીકે ગણવા છતા રશિઆ ઉપર પીઠ પાછળનો ઘા કર્યો અને ત્યા પુષ્કળ લશ્કર ઉતારી લડતને ઉગ્ર બનાવી બીજી તરફ હિંદી ચીન, સીઆમ, સિંગાપુર, બ્રહ્મદેશ વગેરે પૂર્વ પ્રદેશો ઉપર જાપાને ટૂંક વખતમા આધિપત્ય જમાવી દીધુ, અને હિંદુસ્તાન ઉપર ભયનો બાહુ ઊર્ધ્વ રાખ્યો. છેલ્લા છેલ્લા ઇટાલીમા મુસોલિની પદભ્રષ્ટ થઈ ગયો અને ફેસીઝમમા કેટલાક ફેરફારો થયા, કેમકે સાથી રાજ્યોની લડત ઇટાલીની તદ્દન નજીક આવી ગઇ, છતા સાથી રાજ્યો સાથે ઇટાલીએ હવે કેમ કામ લેવુ તે માટે સાણસામા સપડાયલા જેવી સ્થિતિ થઇ ગઈ છે જર્મન સૈન્ય સંખ્યાબંધ રીતે ઇટાલીમા ઊતરી રહ્યુ છે, ઇટાલી સુલેહનામુ સ્વીકારે છે કે લડત આગળ ધપાવે છે, તે ભાવિના ગર્ભમા છે હિંદુસ્તાનમા પણ બંગાળ અને બિજાપુર વગેરે જિલ્લાઓમા ખાસ કરીને ભૂખમરાથી મનુષ્યોના પ્રાણ જાય છે તેમજ અન્ય પ્રદેશોમા પણ અનાજની ભીષણ મોંઘવારી ચાલુ છે મારવાડ અને ઉપલેટા જેવા પ્રદેશમા જળમ કરથી ખાનાખરાબી થઈ રહેલી છે, અસંખ્ય પશુઓની સામના ખોરાક માટે કતલ થઈ રહી છે. આ રીતે આખી દુનિયા ઊથલપાથલથી દોડી રહી છે, યુરોપીય રાજ્યોને તેમજ જાપાનને અનંત તૃષ્ણા રાજ્યલોભની ઊંઘડી છે, તે ખાતર મનુષ્યસંહાર ભીષણ રીતે ચાલી રહ્યો છે, પરંતુ કર્મના નિયમો વ્યક્તિ તેમજ સમષ્ટિ–સામ્રાજ્યને એક સરખી રીતે લાગુ પડે છે ક્રોધ, માન, માયા, લોભની ઉગ્રતા વ્યાપક છે, તેના ફળો સામ્રાજ્યો અને તેની પ્રજા ભોગવી રહી છે કર્મના પરિપાક પ્રમાણે રાષ્ટ્રો અને પ્રજાઓ કર્મફળ અનુભવી રહ્યા છે, પરંતુ આ યુદ્ધમાથી સાર ગ્રહણ કરી, માનવ સમૂહ જો

વગેરે વિદ્વત્તામય છ લેખો, આ૦ શ્રી વિજયપદ્મસૂરિના જૈનાગમ નિયમાવલિ વગેરે સૈદ્ધાંતિક ઉત્તર પ્રત્યુત્તરવાળા છ લેખો, મુ૦ લક્ષ્મીસાગરના જીવન સાફલ્ય વગેરે ચાર લેખો, મુ૦ ન્યાયવિજયજીનો ચાતુર્માસિક કર્ત્તવ્યનો લેખ, રા૦ અમરચંદ માવજીના અમર આત્મમંથનના સમાજોપયોગી સાત લેખો, રા૦ મોહનલાલ દી. ચોકસીના અહિંસાની અદ્ભુત શક્તિ વગેરે કથાશૈલિને સિદ્ધ કરતા અગિયાર લેખો, ડૉ. ભગવાનદાસના સિદ્ધસ્તોત્રના સંસ્કૃત અને માગધીજ્ઞાન તેમજ ભિન્ન ભિન્ન ગ્રંથની સાહાય્યતાવાળા આઠ લેખો, રા. રેવાશંકર બધેકાના રત્નાદિ અન્યોક્તિના ચાર લેખો, વકીલ ન્યાલચંદભાઇના સ્વધર્મ વગેરે ત્રણ લેખો, પં. પ્રભુદાસનો સમ્યગ્ દૃષ્ટિનો લેખ, બાબુ ચંપતરાયજીના સમ્યગ્જ્ઞાનની કુંચીરૂપ ભાષાંતરવાળા બે લેખો, તથા રા૦ જીવરાજભાઈ ઓધવજીના અગુરુલઘુપર્યાય વગેરે વિદ્વદ્ભોગ્ય ચાર લેખો આવેલા છે, તે સિવાય માસિક કમિટી તરફથી વર્તમાન સમાચારના બાર લેખો તથા સ્વીકાર સમાલોચનાના પાંચ લેખો અને નૂતન વર્ષનું મંગલમય વિધાન આવેલાં છે. આ તમામ લેખોનું અતિશયોક્તિ ભરેલું વિવેચન નહિ કરતાં તે તે લેખોનાં વાચનનું પરિણામ વાચકોના પારિણામિક ભાવોને સમર્પણ કરીએ છીએ અને તેવા સુંદર લેખો આવવાથી સમાજના સુંદર અભિપ્રાયો આવેલા છે તે માટે આનંદ વ્યક્ત કરીએ છીએ.

**ભાવના અને સભાનું કાર્ય—**

પ્રસ્તુત નવીન વર્ષમાં ધાર્મિક જીવનમાં બળની પ્રગતિ થાય તેવી સુંદર શૈલિથી શાસ્ત્રાનુસારી લેખો આપવાની ઇચ્છા ચાલુ રાખેલી છે. લેખો સંબંધમાં આ અમારી ભાવનાની સફળતા સાક્ષર લેખકોની પ્રવૃત્તિ ઉપર નિર્ભર છે; જેથી નૂતન વર્ષમાં અમારી ભાવનાને સવિશેષપણે બળ મળે તેવા જૈન સમાજને વિશેષ ઉપયોગી લેખો આપવા અન્ય સાક્ષરોને આમંત્રીએ છીએ, અને પ્રસ્તુત પત્ર સાથે ગત વર્ષમાં અક્ષરસૃષ્ટિદ્વારા સંબંધને જાળવી રાખનાર પ્રસ્તુત ગદ્યપદ્યમય લેખકોનો આભાર માનીએ છીએ. ગત વર્ષમાં આ સભામાં ચાર પેટ્રનો થયા છે. પેટ્રનો તથા લાઇફ મેંબરોને માટે ગત વર્ષની ભેટ તરીકે છ સુંદર ગ્રંથો આપવા માટે તૈયાર થઈ ગયા છે. છ કર્મગ્રંથો બે વિભાગમાં સભા તરફથી છપાઈ ગયેલ છે. કથારત્નકોશ વગેરે ત્રણ ગ્રંથો છપાય છે; વસુદેવહિંડીના બન્ને ભાગો તથા બૃહત્કલ્પના પાંચ ભાગો છપાઇને સમાપ્ત થઇ ગયા છે.

**ઉપસંહાર અને પ્રાર્થના—**

શ્રી મહાવીર પરમાત્માએ ભગવતી સૂત્રમાં શ્રી ગૌતમસ્વામીજીના પ્રશ્ન: **किमयं भंते कालोत्ति वुच्चई ?** ના ઉત્તરમાં " જીવ અને અજીવના પર્યાયરૂપે નિશ્ચય કાળ છે " તેમ ખુલાસો કરેલ છે. એ દૃષ્ટિએ અજીવ અને આત્માના પર્યાયો ક્ષણે ક્ષણે ( evervarying ) પલટાય છે. અનંત કાળથી આત્માના પર્યાયો ભિન્ન ભિન્ન શરીર અથવા અન્યરૂપે પલટાતા આવ્યા છે. અનંત કાળને આત્મા પચાવી ગયેલ છે; પરંતુ આત્માને કાળ ગ્રસી શક્યો નથી, શકશે નહિ; કેમકે અનંતકાળમાં પણ એકરૂપે રહેલો આત્મા આખા વિશ્વમાં શાશ્વત જીવન અનુભવે છે; અને હું છું તે જ શાશ્વત છું–અમર છું એવા પ્રકારની એકતા અનુભવી શકે છે. આ વસ્તુસ્થિતિને અનુરૂપ સ્મરણસંહિતામાં સ્વ. સા. શ્રી. નૃસિંહરાવ ' દીઠું જીવન તત્ત્વ સનાતન, મૃત્યુ મરી ગયું રે લોલ ' રૂપે કહે છે. સ્વામી વિવેકાનંદ પણ: " I was never born, yet my births of breath are as many as waves on the sleepless sea. " અર્થાત્ " હું વાસ્તવિક રીતે અજન્મ અને અમર છું;

પરંતુ સ્થૂલ દૃષ્ટિએ મહાસાગરના મોજા તુલ્ય માત્ર જન્મો અને મરણો થાય છે ” ખરેખર, મનુષ્ય એ અનેક પ્રકારના અનુભવોનો સંસ્કાર સહિતના વિકાસને અખંડ રાખનાર અમર આત્મા છે, તેનો વિકાસક્રમ ( evolution ) અખંડ, અનંત અને સનાતન છે તે જન્મે છે તે વખતે પૂર્વજન્મના સંસ્કારોનો વારસો લઈને જન્મે છે તે જુગજૂનો મુસાફર તથા ઘણા દેશનો મહાન યાત્રી છે સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ, જિનપૂજા, વ્યાખ્યાન શ્રવણના સંસ્કારોએ આત્માને ચારિત્રબળમાં તૈયાર કરવા માટે આરસના પથ્થરને ગોળાકાર બનાવવા તુલ્ય ટાંકણાઓ છે અનેક જન્મોમાં ઘડાતા ઘડાતા શુભ સંસ્કારોની વૃદ્ધિ થતા અશુભ સંસ્કારો વિલય થતા જાય છે, આ પ્રસંગે કર્મચેતનાવડે ફલાભિમુખ થયેલી કર્મફળ ચેતના પ્રસંગે જો જ્ઞાનચેતના જાગૃત હોય તો, અનેક કષ્ટપ્રસંગોમાં આત્મા જાગી ઊઠે છે, અને વિચારે છે કે, આ જગતની પરિસ્થિતિ નિષ્પ્રયોજન નથી, પણ તેની પાછળ મહાન ભવિતવ્યતા રહેલી છે આ પ્રસંગે જીવનનો હેતુ સ્પષ્ટ થાય છે, અને સ્વરૂપ અવસ્થાનશક્તિ ( power of self-subsistence ) પ્રાપ્ત થાય છે भव एव महाव्याधिर्जन्ममृत्युविकारवान् એ શ્રી હરિભદ્રસૂરિના યોગદૃષ્ટિ સમુચ્ચયમાં આવેલા ઉદ્બોધક વાક્યનું સ્મરણ કરી, શ્રી જિનેશ્વર પ્રભુએ નિવેદન કરેલા અસંખ્ય યોગોમાંથી ગમે તે શુભ યોગદ્વારા પ્રસ્તુત પત્રના વાચકો પરમાત્મસ્વરૂપ મેળવવાની કળા પ્રાપ્ત કરવા મોહજન્ય વાસનાને અંકુશમાં રાખનારું આત્મિક બળ ( counter force ) મેળવે, અને એ રીતે ભવવ્યાધિ દૂર થતાં આત્માનો અભૂતપૂર્વ આનંદ પ્રાપ્ત કરવા પ્રેરાય, તેમજ જગતમાં પ્રકટી રહેલા યુદ્ધદાવાનળ અને ભીષણ મોંઘવારીઓ શાંત થઈ જાય, સંસારના ઝેર, વેર, દ્વેષો નિર્મૂલ બને, અને સર્વત્ર શાંતિની પ્રતિષ્ઠા થાય તેમ શ્રી જિન શાસનના અધિષ્ઠાયક દેવની પ્રાર્થના કરી, અર્હદભિષેકવિધિમાં શ્રી શાંતિસૂરિએ રચેલા અને બૃહચ્છાંતિમાં સ્મરણરૂપે ગવાતા શ્રી શાંતિનાથજીની સ્તુતિરૂપ બે મંગલમય શ્લોકો સાદર કરી વિરમીએ છીએ

श्रीमते शांतिनाथाय, नमः शांतिविधायिने ।
त्रैलोक्यस्याऽमराधीशमुकुटाभ्यर्चितांघ्रये ॥१॥
शांतिः शांतिकरः श्रीमान्, शांतिं दिशतु मे गुरुः ।
शांतिरेव सदा तेषां, येषां शांतिर्गृहे गृहे ॥२॥

ॐ शांति शांति शांति ।

## આત્માનંદ પ્રકાશ

( આનંદદીપિકા-દોહરા )

આતમાનંદ સહજ સ્વરૂપ, પ્રકાશ સ્હેજે થાય,
તરવા હોય જો ભાવના, સાધન સિદ્ધ ગણાય ૧

માન તણી મમતા મૂકી, સમતાને અવકાશ,
નંદન ત્રિશલા વીરજિને, આપ્યો જ્ઞાન પ્રકાશ ૨

દયાધર્મને દિલ ધરી, આતમલક્ષ રહાય,
પ્રકાશ મળશે સ્વરૂપનો, આનંદ અવધિ થાય. ૩

કાર્ય એક પરમાર્થનું, બીજું નહિ મન લક્ષ,
શરણ મળીયું શ્રીવીરનું, 'અમર' જ્ઞાનનું વૃક્ષ ૪

અમરચંદ માવજી શાહ

# વિકાસનું કિરણ

લેખક: આ. શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ

છૂટી જઈ પૂર્ણ સ્વતંત્રતા મેળવવાના એક જ આશયવાળું માનવજગત વધારે ને વધારે બંધાવાના કારણોની જ દિશામાં ગમન કરીને પોતાને એમ માની લે કે હું મુકાઈ ગયો. તે એક મુક્ત બની પૂર્ણ વિકાસી આત્માઓની દૃષ્ટિમાં ખોટું સ્વપ્ન સેવી રહ્યો છે. સાચી સ્વતંત્રતા–સાચા વિકાસમાં મનની માન્યતાને અવકાશ જ નથી; કારણ કે મનની માન્યતા તે વિકાર છે, અને તે વિકાર વિકાસમાં હોય જ નહિ. આત્મશ્રેય માટે કોઈ પણ દિવસ મુકરર કરેલો નથી. ગમે તે દિવસે પરિણામની શુદ્ધિથી આત્મશ્રેય સાધી શકાય છે; છતાં માનવીઓની અપૂર્ણતાના અંગે શ્રેયસાધક દિવસોને લોકભાવમાં સ્થાન આપ્યું છે અને તે પણ પોતપોતાને જ અનુસરવાની બુદ્ધિથી. જેણે જે દિવસ મુકરર કર્યો હોય તેની બુદ્ધિ અને માન્યતા તે જ દિવસ શ્રેયમાં સાધક માને છે, અન્ય નહિ. અસ્તુ! એમ રહો; પણ શ્રેય સાધો. અશ્રેયના કારણ રાગ, દ્વેષ, મોહ, અજ્ઞાનને સ્થાન ન આપો. આવું સ્પષ્ટ હોવા છતાં શ્રેયના નામે અશ્રેયનો આદર કરનાર આત્માઓ બહુ જ અંધકારમાં આથડી રહ્યા છે.

જ્યાં સુધી ક્ષમા નથી જડતી ત્યાં સુધી અજવાળાની દિશાથી પરાઙ્મુખ જ કહી શકાય; તો પછી અજવાળામાં ચાલનાર કેવી રીતે કહી શકાય? અજવાળા વગર તો અનંતો કાળ આથડતો ગયો પણ, સ્થાન મળ્યું નહિ. તેમજ ઓળખ્યું પણ નહિ.

ક્ષમા એટલે? સહન કરવું. આ સહન કરવું તે કેવળ અશુભના ઉદય માટે જ હોતું નથી; પરંતુ શુભના ઉદય માટે પણ હોય છે. શુભના ઉદયથી મળેલા પૌદ્ગલિક સુખના સાધનો જોઈને મનુષ્ય ઘણો હરખાય છે, ઘણો મદગ્રસ્ત થાય છે, ઘણો ક્રોધી થાય છે, ઘણો કામી થાય છે, ઘણો અન્યાયી થાય છે, ઘણો લોભી થાય છે, ઘણો માની થાય છે, ઘણો નિર્દય થાય છે. આ બધું શાનું પરિણામ? અક્ષમા–અસહિષ્ણુતાનું. અશુભના ઉદયથી થતા અનિષ્ટ પ્રસંગો જેવા કે: રોગ, શોક, દરિદ્રતા, પ્રતિકૂળતા, અપયશ આદિ સુવિદિત જ છે, કે જેને માનવીઓ ન સહન કરવાથી આ લોકમાં વૈર, વિરોધ, અશાંતિ આદિ ફળોને મેળવે છે ને પરલોકમાં દુર્ગતિની યાતનાઓ ભોગવે છે.

પાંચે ઇંદ્રિયોના વિષયોને ઉદયભાવમાં પણ માનવીને ક્ષમા સહન કરવાની અતિ આવશ્યકતા રહે છે. જેઓ વિષયોને સહન કરી શકતા નથી અને વિકળ થાય છે તેઓની ઉભય લોકમાં માઠી દશા થાય છે.

ક્ષમા એટલે કર્મોના ઉદય માત્રને સહન કરવું. લેશ માત્ર પણ વિકૃતિ ન થવા દેવી. આવી ક્ષમાથી નિર્જરા થાય છે, કર્મનો ક્ષય થાય છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે કર્મથી છૂટવાનો કેવળ એકજ માર્ગ છે અને તે ક્ષમા છે.

પ્રસંગો અને સંજોગોને તેમજ વિકારી

જગતની પ્રવૃત્તિને જ્યા સુધી સહન કરવાનુ સામર્થ્ય પ્રાપ્ત થયું નથી, સહન કરતા શીખ્યા નથી ત્યા સુધી ધર્મ કરીએ છીએ અથવા કર્યો છે, તત્ત્વબોધ કરીએ છીએ અથવા કર્યો છે, કહી શકાય જ નહિ

સાચી સહન શક્તિ પ્રગટ થયેલી ત્યારે જ કહી શકાય કે જ્યારે પ્રતિકૂળ સયોગો કે સબધોનું સ્મરણ પણ ન થાય, તેમજ સ્ફુરણા પણ ન થાય, કારણ કે સ્ફુરણા જ સકળ સસારનું ઉપાદાન કારણ છે બહારથી ગમે તેવી પ્રવૃત્તિમા રહ્યા છતા તે સમયની સ્ફુરણા જ ભાવી સસારની વ્યવસ્થા બનાવે છે તમે વાચ્યું હશે અથવા તો વાતો સાભળી હશે કે "एकोऽहं बहु स्याम्" આ સ્ફુરણા જ જગતનુ ઉપાદાન કારણ બની છે અર્થાત્ સ્ફુરણામય પ્રભુથી સસારની ઉત્પત્તિ થઇ છે સ્ફુરણામય પ્રભુ તે જગત અને સ્ફુરણાવિહીન પ્રભુ તે પ્રભુ આમ સમળ અને નિર્મળ આત્મા બે સ્વરૂપમા વહેચાઇ ગયા છે જ્યા સ્ફુરણા નથી ત્યા સસાર નથી, ત્યા કેવળ આત્મસ્વરૂપ જ છે નિર્વિકલ્પ સ્ફુરણાવિહીન સમાધિ તે જ વાસ્તવિક ધર્મ અને તે જ પોતે આત્મા

પ્રસન્નચદ્ર રાજર્ષિને પણ સ્ફુરણાત્મક સાતમી નરક હતી સ્ફુરણા નષ્ટ થતાની સાથે જ સાતમી નરક પણ નષ્ટ થઇ ગઈ અને નિર્વિકલ્પ સમાધિ થતાની સાથે જ આત્મદર્શન થયા

આત્મ સ્વરૂપ મેળવવાને સ્ફુરણાની આવશ્યકતા નથી સ્ફુરણાનું ઉપાદાન કારણ કર્મ છે માટે કર્મજન્ય સ્ફુરણા હોવાથી કર્મનો વિકાર છે, અને વિકાર વિકાસનું કારણ બની શકે નહિ. જડ અને જડના વિકારો પ્રારભમા કાઇક મદદગાર થઇ શકે ખરા, પણ તે વિકાસદૃષ્ટિ વિસારીને નહિ વિલાસ દૃષ્ટિવાળાને તેનું આત્મિક નુકસાન કરનારો થાય છે શક્તિ મેળવવાની દૃષ્ટિવાળો અમુક વખત સુધી ભલે લાકડીનું આલબન લે, પણ વિલાસદૃષ્ટિવાળો લાકડીના નિરતર આલબનથી અશક્તિ જ મેળવે છે અશક્ત બનનારે અશક્તિના આશ્રય સ્થળો સર્વથા છોડી દેવા જોઇએ

માટે ક્ષમા–સહનશક્તિ અર્થાત્ ઉદયનું અલક્ષ્ય, સ્ફુરણાનો અભાવ થયા પછી જ આત્મા નિવૃત્તિમા આવે છે અને પોતાનો વિકાસ મેળવી શકે છે શાતિ, આનદ અને સુખ ત્યા જ છે બાકી તો આત્માને ઉચ્ચ કોટિનો વિકાસમાર્ગમા ગમન કરનારો ઓળખાવવા બહારથી ગમે તેટલો ડોળ કરે પણ શાતિ, સુખ, આનદ મળી શકતા નથી

મોહથી મુક્ત બની સ્વતત્ર થયા વગર અથવા સ્વતત્ર બનવાની હાર્દિક ઇચ્છા વગરની ધર્મના નામે જેટલી બાહ્ય પ્રવૃત્તિઓ કરી ડોળ કરાય છે તે કેવળ આજીવિકાના ધધા સિવાય કશુ ય નથી માટે જ્યા જ્યા જેટલે જેટલે અશે ક્ષમા છે ત્યા ત્યા તેટલે અંશે ધર્મ છે, વિકાસ છે, સુખ છે, આનદ છે, શાતિ છે



# સાચા સુખનો માર્ગ

લેખક : **મુનિશ્રી ન્યાયવિજયજી મહારાજ**

[ **નોંધ**—આત્માનંદ સભાના સેક્રેટરીઓનો એક પત્ર આવ્યો: " શ્રી આત્માનંદ પ્રકાશ " માસિક ૪૧ મા વર્ષમાં પ્રવેશ કરે છે. આ મંગલ પ્રસંગે એક લેખ મોકલશો. માસિકનો ૪૧ મા વર્ષમાં પ્રવેશ એ બહુ જ અર્થસૂચક છે. અત્યારના અશાંત યુગમાં શાન્તિનો–આત્માનંદનો સંદેશો આ અંક સૂચવે છે. જુઓ, ૪–ચાર કષાયોનો જય કરી, ૧–મોક્ષસુખની પ્રાપ્તિ કરે; ૪–ચાર ગતિનો નાશ કરી ૪+૧=૫ પાંચમી ગતિ–મોક્ષગતિને પ્રાપ્ત કરે એમ સૂચવે છે. ૪+૧=૫–પંચમજ્ઞાન–કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય અને ૪+૧=૫–પાંચ પરમેષ્ઠીની આરાધના સૂચવે છે. આત્મકલ્યાણના અર્થીએ–મુમુક્ષુએ સાચું સુખ મેળવવા માટે પંચપરમેષ્ઠીની અવશ્ય આરાધના કરવી જ જોઈએ. અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ આ પાંચે પંચપરમેષ્ઠી કહેવાય છે. મુમુક્ષુઓ ! આ પંચપદી–પંચપરમેષ્ઠી.

૪+૧=૫–પાંચ [1]ક્રિયાનો ત્યાગ, પાંચ પ્રકારના–શબ્દાદિક પાંચ પ્રકારના કામગુણોનો ત્યાગ, પાંચે પાપસ્થાનકોનો ત્યાગ અને પાંચ મહાવ્રત અને પાંચ સમિતિનું પાલન વગેરે સૂચક છે.

આવી જ રીતે ૪૧ ના પ્રથમ ચારનો અંક પણ ચાર કષાય, ચાર સંજ્ઞા; અને ચાર વિકથાનો [2]ત્યાગ સૂચવે છે.

૧–એક છે તે એક પ્રકારનો અસંયમ અવિરતિનો ત્યાગ સૂચવે છે. તેમજ એકત્વ ભાવનાનો સ્વીકાર " **एगोऽहं नत्थि मे कोइ, नाहमन्नस्स कस्सइ** " ની અપૂર્વ ભાવનાનો સ્વીકાર સૂચવે છે. એક સત્પદ પણ સૂચવે છે. આખરે તો આ બધું આત્માનંદ જ્ઞાન પ્રાપ્ત કરી પંચમગતિ–મોક્ષગતિ પામવા માટે જ છે.

૪ નો આંક ચાર મંગલને સૂચવે છે. **चत्तारी मंगलं–अरिहंता मंगलं, सिद्धा मंगलं, साहु मंगलं, केवलीपन्नत्तो धम्मो मंगलं ।** ચાર લોકોત્તમો છે. **चत्तारी लोगुत्तमा–अरिहंता लोगुत्तमा, सिद्धा लोगुत्तमा, साहु लोगुत्तमा, केवलीपन्नत्तो धम्मो लोगुत्तमो ।** શ્રી અરિહંત ભગવાન લોકોત્તમ છે, શ્રી સિદ્ધ ભગવાન લોકોત્તમ છે, શ્રી શ્રમણ–સાધુ મહારાજ લોકોત્તમ છે અને શ્રી કેવલીપ્રરુપિત ધર્મ લોકોત્તમ છે. છેલ્લે સર્વોત્તમ ચાર શરણાંને સૂચવે છે. **चत्तारि शरणं पवज्जामि–अरिहंते शरणं पवज्जामि, सिद्धे शरणं पवज्जामि, साहु शरणं पवज्जामि, केवलीपन्नत्तं धम्मं शरणं पवज्जामि ।** હું ચારનું શરણ સ્વીકારું છું. અરિહંતોનું શરણ સ્વીકારું છું, સિદ્ધ ભગવંતોનું શરણ સ્વીકારું છું, સાધુ મહાત્માઓનું શરણ સ્વીકારું છું. અને શ્રી કેવલી ભગવંત પ્રરુપિત ધર્મનું શરણ સ્વીકારું છું. ચાર મંગલ, ચાર લોકોત્તમ અને ચાર શરણદ્વારા અમોને એક મોક્ષપદ–શાશ્વતુ સુખ પ્રાપ્ત થાઓ !

આત્માનંદના વાંચકો સાચો પ્રકાશ મેળવી,

---

૧. કાયા સંબંધી, અહિગરણિયા=ખડ્ગાદિ શસ્ત્રરૂપ, પાઉસિયા=જીવ અજીવ ઉપર દ્વેષરૂપ, પારિતાવણિય=પોતાને અથવા પરને સંતાપ ઉપજાવનારી, પાણાઇવાયકિરિયા=પ્રાણાતિપાત–જીવહિંસારૂપ આ પાંચ ક્રિયાનો ત્યાગ. ૨. આ ચાર પ્રસિદ્ધ હોવાથી તેનું વિવેચન નથી કર્યું.

કષાયોનો જય કરી, ચાર ગતિનો નાશ કરી, કેવળજ્ઞાન પ્રાપ્ત કરી, સાચો આત્માનંદ–મોક્ષાનંદ મેળવી, પરમશાન્તિ–શાશ્વત સુખ–મોક્ષસુખ પામો। એ જ શુભ ઉદ્દેશને લક્ષમા રાખી નીચેનો લેખ લખ્યો છે ]

આજે સંસારમા પ્રાણીમાત્ર એક જ વસ્તુની ઇચ્છા રાખી રહ્યા છે અમને સુખની પ્રાપ્તિ થાય યદ્યપિ સુખની પ્રાપ્તિ માટેની ઇચ્છા નવીન કે આજની નથી, અનાદિકાળથી આ જીવો સદાયે સુખની ઇચ્છા કરે છે, પરન્તુ અત્યારે સુખ અને શાન્તિની ઇચ્છા આપણે સાંભળીએ છીએ, એ દૃષ્ટિએ જ આપણે સુખનો વિચાર કરવાનો છે આજે જ્યા જ્યા નજર નાખીએ છીએ ત્યા ત્યા દુઃખ, દુઃખ અને દુઃખ જ નજરે પડે છે શુ ગરીબ કે તવંગર, શુ રાજા કે રંક, બધા ય સુખની ઇચ્છા કરી રહ્યા છે જે મહાનુભાવો સુખની ઇચ્છા કરે છે તેઓ સુખની વ્યાખ્યા બરાબર સમજ્યા હશે કે કેમ એ તો વિચારણીય છે કોઇ ખાવાપીવામા સુખ સમજે, કોઇ પહેરવા ઓઢવામા સુખ સમજે છે, કોઇ ધનસંચય કરવામા સુખ સમજે છે, કોઇ વિષયવિલાસના વિષનુ પાન કરવામા સુખ સમજે છે અને કોઇ રાજ્યસમૃદ્ધિ, ભોગવિલાસ, બાગબગીચા, લાડી, વાડી અને ગાડીની મોજમજામા સુખ માને છે. વાસ્તવિક રીતે એ ખરુ સુખ તો નથી જ, એટલા જ માટે આચાર્ય મહારાજ ફરમાવે છે કે

> गगननगरकल्प सङ्गम वल्लभानाम्,
> जलदपटलतुल्य यौवनं वा धनं वा।
> सुजनसुतशरीरादीनिविद्युच्चलानि,
> क्षणिकमितिसमस्तं विद्धिससारवृत्तम् ॥"

આકાશપટમા જોવાતા વિવિધ ભાવો–પ્રસંગો જેવો કલ્પિત સ્ત્રીઓનો સંગ છે આકાશમા ઘેરાયેલા વાદળો પવનના ઝપાટાથી વિખરાઈ જાય છે, તેવુ આ યૌવન અને ધન–લક્ષ્મી અસ્થિર છે વર્ષાઋતુમા વાદળા જામ્યા હોય, ઘોર અંધારી નિશા હોય, દિશા પણ દેખાતી ન હોય, એમા અચાનક વિજળીનો ચમકારો થાય, એ જેમ ક્ષણિક હોય છે, પાછુ અંધારુ ને અંધારું જ થઈ જાય છે તેમ આ સ્વજનો, કુટુંબીઓ, પુત્રપરિવાર અને શરીર પણ ક્ષણિક અને અદૃશ્ય થઈ જનાર છે આખો આખો સંસાર અનિત્ય છે એમ ઉપદેશે છે હે ચેતન! જેને તુ તારુ, તારુ, તારુ માની રહ્યો છો, જેમા તુ સુખ અને શાન્તિની મઝા માણી રહ્યો છો, તે બધુ અસ્થિર અને ક્ષણિક છે વિજળીના ચમકારા જેવુ ચપલ છે આ સુખ તો ચાર દિવસના ચાંદરડા જેવુ છે

જે લક્ષ્મીને માટે તુ દિવસ અને રાત પ્રચંડ પુરુષાર્થ કરે છે, જે કુટુંબીઓના સુખને માટે, લક્ષ્મીનો સંચય કરવા તુ દિન રાત અથાગ મહેનત કરે છે, ગમે તેવા પાપો કરતાયે અચકાતો નથી, અનેક કાળાધોળા કરી અને સુખે ખાવાપીવા અને ઊંઘવાનુયે છોડી ધમાધમ કરી લક્ષ્મી મેળવે છે એ કુટુંબીઓ તારા પાપમા લેશ માત્ર ભાગીદાર નથી થવાના તારા કરેલા કર્મોનુ ફળ તારે જ એકલાને ભોગવવાનુ છે યદિ તારે સાચા અને શાશ્વત સુખની પ્રાપ્તિ કરવી હોય, ખરેખરા સુખી થવુ હોય, સુખ અને શાન્તિના ભોક્તા થવુ હોય તો આચાર્ય મહારાજનો ઉપદેશ શ્રવણ કર

> धर्मे चित्त निधेहि
> श्रुतकथितविधिं जीव भक्त्या विधेहि,
> सम्यक्त्वात पुनीहि
> व्यसनकुसुमित कामवृक्ष लुनीहि।
> पापे बुद्धिं धुनीहि
> प्रशमयमदमानदिहि, पिंढि प्रमादं,
> छिंधि क्रोध विभिंधि
> प्रचुरमदगिरींस्तेऽस्ति चेन्मुक्तिवांछा ॥

પ્રાતઃકાલનો મંદ મંદ સમીર વાય છે આવા સુંદર પ્રભાત સમયે સૂરિજી મહારાજ એક

# સાચા સુખનો માર્ગ

લેખક: મુનિશ્રી ન્યાયવિજયજી મહારાજ

[ **નોંધ**—આત્માનંદ સભાના સેક્રેટરીઓનો એક પત્ર આવ્યો: " શ્રી આત્માનંદ પ્રકાશ " માસિક ૪૧ મા વર્ષમાં પ્રવેશ કરે છે. આ મંગલ પ્રસંગે એક લેખ મોકલશો. માસિકનો ૪૧ મા વર્ષમાં પ્રવેશ એ બહુ જ અર્થસૂચક છે. અત્યારના અશાંત યુગમાં શાન્તિનો—આત્માનંદનો સંદેશો આ અંક સૂચવે છે. જુઓ, ૪—ચાર કષાયોનો જય કરી, ૧—મોક્ષસુખની પ્રાપ્તિ કરે; ૪—ચાર ગતિનો નાશ કરી ૪+૧=૫ પાંચમી ગતિ—મોક્ષગતિને પ્રાપ્ત કરે એમ સૂચવે છે. ૪+૧=૫—પંચમજ્ઞાન—કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય અને ૪+૧=૫—પાંચ પરમેષ્ઠીની આરાધના સૂચવે છે. આત્મકલ્યાણના અર્થીએ—મુમુક્ષુએ સાચું સુખ મેળવવા માટે પંચપરમેષ્ઠીની અવશ્ય આરાધના કરવી જ જોઇએ. અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ આ પાંચે પંચપરમેષ્ઠી કહેવાય છે. મુમુક્ષુઓ! આ પંચપદી—પંચપરમેષ્ઠી.

૪+૧=૫—પાંચ [1]ક્રિયાનો ત્યાગ, પાંચ પ્રકારના—શબ્દાદિક પાંચ પ્રકારના કામગુણોનો ત્યાગ, પાંચે પાપસ્થાનકોનો ત્યાગ અને પાંચ મહાવ્રત અને પાંચ સમિતિનું પાલન વગેરે સૂચક છે.

આવી જ રીતે ૪૧ ના પ્રથમ ચારનો અંક પણ ચાર કષાય, ચાર સંજ્ઞા; અને ચાર વિકથાનો [2]ત્યાગ સૂચવે છે.

૧—એક છે તે એક પ્રકારનો અસંયમ અવિરતિનો ત્યાગ સૂચવે છે. તેમજ એકત્વ ભાવનાનો સ્વીકાર " **एगोऽहं नत्थि मे कोइ, नाहमन्नस्स कस्सइ** " ની અપૂર્વ ભાવનાનો સ્વીકાર સૂચવે છે. એક સત્પદ પણ સૂચવે છે. આખરે તો આ બધું આત્માનંદ જ્ઞાન પ્રાપ્ત કરી પંચમગતિ—મોક્ષગતિ પામવા માટે જ છે.

૪ નો આંક ચાર મંગલને સૂચવે છે. **चत्तारी मंगलं—अरिहंता मंगलं, सिद्धा मंगलं, साहु मंगलं, केवलीपन्नत्तो धम्मो मंगलं।** ચાર લોકોત્તમો છે. **चत्तारी लोगुत्तमा—अरिहंता लोगुत्तमा, सिद्धा लोगुत्तमा, साहु लोगुत्तमा, केवलीपन्नत्तो धम्मो लोगुत्तमो।** શ્રી અરિહંત ભગવાન લોકોત્તમ છે, શ્રી સિદ્ધ ભગવાન લોકોત્તમ છે, શ્રી શ્રમણ—સાધુ મહારાજ લોકોત્તમ છે અને શ્રી કેવલીપ્રરુપિત ધર્મ લોકોત્તમ છે. છેલ્લે સર્વોત્તમ ચાર શરણાંને સૂચવે છે. **चत्तारि शरणं पवज्जामि—अरिहंते शरणं पवज्जामि, सिद्धे शरणं पवज्जामि, साहु शरणं पवज्जामि, केवलीपन्नत्तं धम्मं शरणं पवज्जामि।** હું ચારનું શરણુ સ્વીકારું છું. અરિહંતોનું શરણુ સ્વીકારું છું, સિદ્ધ ભગવંતોનું શરણુ સ્વીકારું છું, સાધુ મહાત્માઓનું શરણુ સ્વીકારું છું. અને શ્રી કેવલી ભગવંત પ્રરુપિત ધર્મનું શરણુ સ્વીકારું છું. ચાર મંગલ, ચાર લોકોત્તમ અને ચાર શરણદ્વારા અમોને એક મોક્ષપદ—શાશ્વતુ સુખ પ્રાપ્ત થાઓ!

આત્માનંદના વાંચકો સાચો પ્રકાશ મેળવી,

---

૧. કાયા સંબંધી, અહિગરણિયા=ખડ્ગાદિ શસ્ત્રરૂપ, પાઉસિયા=જીવ અજીવ ઉપર દ્વેષરૂપ, પારિતાવણિય=પોતાને અથવા પરને સંતાપ ઉપજાવનારી, પાણાઇવાયકિરિયા=પ્રાણાતિપાત—જીવહિંસારૂપ આ પાંચ ક્રિયાનો ત્યાગ. ૨. આ ચાર પ્રસિદ્ધ હોવાથી તેનું વિવેચન નથી કર્યું.

કષાયોનો જય કરી, ચાર ગતિનો નાશ કરી, કેવળજ્ઞાન પ્રાપ્ત કરી, સાચો આત્માનંદ-મોક્ષાનંદ મેળવી, પરમશાન્તિ-શાશ્વત સુખ-મોક્ષસુખ પામો ! એ જ શુભ ઉદ્દેશને લક્ષમા રાખી નીચેનો લેખ લખ્યો છે ]

આજે સસારમા પ્રાણીમાત્ર એક જ વસ્તુની ઇચ્છા રાખી રહ્યા છે અમને સુખની પ્રાપ્તિ થાય યદ્યપિ સુખની પ્રાપ્તિ માટેની ઇચ્છા નવીન કે આજની નથી, અનાદિકાળથી આ જીવો સદાયે સુખની ઇચ્છા કરે છે, પરન્તુ અત્યારે સુખ અને શાન્તિની ઇચ્છા આપણે સાભળીએ છીએ, એ દૃષ્ટિએ જ આપણે સુખનો વિચાર કરવાનો છે આજે જ્યા જ્યા નજર નાખીએ છીએ ત્યા ત્યા દુખ, દુખ અને દુખ જ નજરે પડે છે શુ ગરીબ કે તવગર, શુ રાજા કે રક, બધા ય સુખની ઇચ્છા કરી રહ્યા છે જે મહાનુભાવો સુખની ઇચ્છા કરે છે તેઓ સુખની વ્યાખ્યા બરાબર સમજ્યા હશે કે કેમ એ તો વિચારણીય છે કોઇ ખાવાપીવામા સુખ સમજે, કોઇ પહેરવા ઓઢવામા સુખ સમજે છે, કોઇ ધનસચય કરવામા સુખ સમજે છે, કોઇ વિષયવિલાસના વિષનુ પાન કરવામા સુખ સમજે છે અને કોઇ રાજસમૃદ્ધિ, ભોગવિલાસ, બાગબગીચા, લાડી, વાડી અને ગાડીની મોજમજામા સુખ માને છે વાસ્તવિક રીતે એ ખરુ સુખ તો નથી જ, એટલા જ માટે આચાર્ય મહારાજ ફરમાવે છે કે

> गगननगरकल्प सङ्गम वल्लभानाम्,
> जलदपटलतुल्य यौवन वा धन वा ।
> सुजनसुतशरीरादीनिविद्युच्चलानि,
> क्षणिकमितिसमस्तं विद्धिससारवृत्तम् ॥"

આકાશપટમા જોવાતા વિવિધ ભાવો-પ્રસગો જેવો કલ્પિત સ્ત્રીઓનો સગ છે આકાશમા ઘેરાયેલા વાદળો પવનના ઝપાટાથી વિખરાઈ જાય છે, તેવુ આ યૌવન અને ધન-લક્ષ્મી અસ્થિર છે વર્ષાઋતુમા વાદળા જામ્યા હોય, ઘોર અધારી નિશા હોય, દિશા પણ દેખાતી ન હોય, એમા અચાનક વિજળીનો ચમકારો થાય, એ જેમ ક્ષણિક હોય છે, પાછું અધારુ ને અધારું જ થઈ જાય છે તેમ આ સ્વજનો, કુટુબીઓ, પુત્રપરિવાર અને શરીર પણ ક્ષણિક અને અદૃશ્ય થઈ જનારા છે આખો આખો સસાર અનિત્ય છે એમ ઉપદેશે છે હે ચેતન! જેને તુ તારુ, તારુ, તારુ માની રહ્યો છો, જેમા તુ સુખ અને શાન્તિની મઝા માણી રહ્યો છો, તે બધુ અસ્થિર અને ક્ષણિક છે વિજળીના ચમકારા જેવુ ચપલ છે આ સુખ તો ચાર દિવસના ચાદરડા જેવુ છે

જે લક્ષ્મીને માટે તુ દિવસ અને રાત પ્રચડ પુરુષાર્થ કરે છે, જે કુટુબીઓના સુખને માટે, લક્ષ્મીનો સચય કરવા તું દિન રાત અથાગ મહેનત કરે છે, ગમે તેવા પાપો કરતાયે અચકાતો નથી, અનેક કાળાધોળા કરી અને સુખે ખાવાપીવા અને ઊંઘવાનુયે છોડી ધમાધમ કરી લક્ષ્મી મેળવે છે એ કુટુબીઓ તારા પાપમા લેશ માત્ર ભાગીદાર નથી થવાના તારા કરેલા કર્મોનુ ફળ તારે જ એકલાને ભોગવવાનુ છે યદિ તારે સાચા અને શાશ્વત સુખની પ્રાપ્તિ કરવી હોય, ખરેખરા સુખી થવુ હોય, સુખ અને શાન્તિના ભોક્તા થવુ હોય તો આચાર્ય મહારાજનો ઉપદેશ શ્રવણ કર

> धर्मे चित्त निधेहि
> श्रुतकथितविधि जीव भक्त्या विधेहि,
> सम्यक्त्वात पुनीहि
> व्यसनकुसुमित कामवृक्षं लुनीहि ।
> पापे बुद्धि धुनीहि
> प्रशमयमदमानर्शिढि, पिंढि प्रमाद,
> छिंधि क्रोध विभिंधि
> प्रचुरमदगिरींस्तेऽस्ति चेन्मुक्तिवांछा ॥

પ્રાતઃકાલનો મદમદ સમીર વાય છે આવા સુદર પ્રભાત સમયે સૂરિજી મહારાજ એક

ભવ્યાત્મા મુમુક્ષુને ઉપદેશ આપતાં ફરમાવે છે: 'હે જીવ ! યદિ તારે મોક્ષમાં જવાની, મુક્તિનાં શાશ્વત સુખો મેળવવાની ઇચ્છા હોય તો ધર્મમાં તારું ચિત્ત પરોવ ! ' મનને વશ કરવા માટે સૂરિજી મહારાજ કહે છે: 'તારા ચિત્તને ધર્મમાં પરોવ ! ' મન જીતવું બહુ દુર્લભ છે. " મન જીત્યું તેણે સઘળું જીત્યું. " "જેમ જેમ જતન કરીને રાખું તેમ તેમ અળગું ભાજે." આવું આ મન છે. એટલે સૂરિજી મહારાજ મન વશ કરવાનું પ્રબોધે છે. મનને વશ કરવાથી કેવો અપૂર્વ લાભ થાય છે તે માટે નીચેનાં વચનામૃતોનું ખૂબ જ સ્મરણ કરવાની જરૂર છે:

" मणमरणेणेन्द्रियमरणं,
इन्द्रियमरणेण मरंति कम्माइं ।
कम्ममरणेण मुक्खो,
तम्हा मणमारणं पवरं "

મન મારવાથી–મન જીતવાથી ઇન્દ્રિયોનો જય થાય છે–ઇન્દ્રિયો વશ થાય છે, અને ઇન્દ્રિયોને જીતવાથી કર્મનો નાશ–ક્ષય થાય છે; કર્મક્ષયથી મુક્તિ થાય છે. માટે મનને વશ કરવું એ જ સર્વોત્તમ સુખનો માર્ગ છે. અહીં પ્રસ્તુત શ્લોકમાં પણ શરુઆતમાં મનને ધર્મમાં સ્થિર કરવાનું એટલા માટે જ કહેવાયું છે. કોઇ એમ કહેતું કે માનતું હોય કે, મન જીતવું–વશ કરવું એટલે મનને નિષ્ક્રિય કરવું; તો આ માન્યતા ભૂલભરેલી છે. મનને જીતવું; મન મારવું કે મન વશ કરવું એનો અર્થ એટલો છે કે: મનને સત્ક્રિયાઓમાં, સન્માર્ગમાં, શુભ ધ્યાનમાં, શુભ યોગમાર્ગમાં વાળવું. વિષય વિકારોથી, ઉન્માર્ગથી, અસદ્ધ્યાનથી અને કુયોગોથી પાછું વાળવું. આનું નામ જ છે મન જીતવું. મનને આર્ત્ત અને રૌદ્ર ધ્યાનથી પાછુંવાળી, શુદ્ધ કરી, ધર્મધ્યાન અને શુકલ-ધ્યાનમાં સ્થાપવું એ જ ખરો મનોજય છે. મન કેવું દુર્જય છે એ મહાત્માઓ અને સાધુ પુરુષોથી અજાણ્યું નથી; પણ છતાંયે મન જીતવું આકાશકુસુમવત્–અસંભવિત છે એમ પણ નથી. આત્માર્થી–મુમુક્ષુ જીવો મનને જીતી શકે છે, મનને વશ કરે છે અને આત્મકલ્યાણ સાધે છે. મનને વશ કરવા માટે જ સૂરિજી કહે છે: 'તારા ચપલ મનને ધર્મમાં જોડી દે. ધર્મરૂપી રથમાં જોડાયેલ મન પોતાની ચપલતા, ઉન્મત્તતા, દુર્જયતા છોડી વશીભૂત થઇ શકે છે. વાછરડો ગમે તેવો તોફાની કે ઉન્મત્ત હોય પણ તેને રથમાં જોડ્યો–કે પછી ધાર્યું કામ આપે છે. તેમ આ મન પણ ધર્મરથમાં નિયોજીત કરવાથી ઇષ્ટફલપ્રાપ્તિમાં અમોઘ સાધન બની જાય ખરું. મહોપાધ્યાય શ્રી યશોવિજયજી ગણીવર ફરમાવે છે કે:–

જબ લગ આવે નહિ મન ઠામ,
તબ લગ કષ્ટ ક્રિયા સવિ નિષ્ફળ;
જ્યોં ગગને ચિનામ. "

× × ×

એતે પર નહિ યોગ કી રચના,
જો નહિં મન વિશ્રામ;
ચિત્ત અંતર પર છલને કુ ચિતવત,
કહા જપત મુખ રામ.
બચન કાય ગોપે દઢ ન ધરે,
ચિત્ત તુરંગ લગામ;
તા મેં તું ન લહે શિવસાધન,
જ્યું કણુ સૂને રામ.

અર્થાત્ મનને વશ કરી–સ્થિર કરી ધમ માર્ગમાં જોડવાની જરૂર છે.

મનને સ્થિર કરવા માટે મહોપાધ્યાયજી ફરમાવે છે કે:–

वत्स किं चञ्चल स्वान्तो,
भ्रान्त्वा भ्रान्त्वा विषीदसि ।
निधिं स्वसन्निधावेव,
स्थिरता दर्शयिष्यति ॥

# परतत्त्व—The Ultimate Real.
# परमात्मतत्त्व The Perfect Selfhood

લેખક રા. રા. જીવરાજભાઈ ઓધવજી દોશી બી એ, એલએલ બી

**આ**ર્યધર્મોમા તત્ત્વજ્ઞાન-અધ્યાત્મજ્ઞાનનુ અ તિમ ધ્યેય આત્મસાક્ષાત્કાર-આત્મ અનુભવ છે સ સારમાથી-દુ ખમાથી મુક્તિ એ ગૌણ ધ્યેય છે, કારણ આત્માના શુદ્ધ સ્વરૂપનુ દર્શન થતા પરભાવદશાનો વિલય થાય છે, અને સ સારના કારણનો વિલય થતા દુ ખમાથી મુક્તિ સ્વત થાય છે આત્માના શુદ્ધ સ્વરૂપનુ દર્શન તે જ આત્મસાક્ષાત્કાર છે જુદા જુદા દર્શનોમા આત્માના શુદ્ધ સ્વરૂપની માન્યતા જુદી જુદી જોવામા આવે છે આત્માનુ શુદ્ધ સ્વરૂપ એટલે પરમાત્મસ્વરૂપ જૈનદર્શન પ્રત્યેક જીવાત્માને ભિન્ન ભિન્ન માને છે અને પરમાત્મ દશામા પણ પ્રત્યેક આત્મા પોતપોતાના શુદ્ધ સ્વરૂપમા ભિન્ન ભિન્ન રહે છે અર્થાત સિદ્ધદશામા પણ વ્યક્તિત્વ રહે છે વેદાત જેવા એક જ ચૈતન્યવાદી દર્શનો જીવાત્માઓની દેખાતી ભિન્નતા ઉપાધિકૃત માને છે, અને ઉપાધિ દૂર થતા જીવાત્માઓ પરમતત્ત્વમા વિલય થતા માને છે જેમ સમુદ્રના તર ગો સમુદ્રના પાણીમા ભળી જાય છે, જેમ સૂર્યના કિરણો સૂર્યના પ્રકાશમા સમાઈ જાય છે તેમ વેદાત જેવા દર્શનના મત પ્રમાણે મુક્ત આત્માઓ તેના મૂળ સ્વરૂપમા-બ્રહ્મમા સમાઈ જાય છે, તેમને જુદુ વ્યક્તિત્વ રહેતુ નથી વેદાતમત પ્રમાણે આત્મસાક્ષાત્કાર એટલે જીવાત્માને પરમાત્મા-પરબ્રહ્મના સ્વરૂપના દર્શન, પરમાત્મપદ પ્રાપ્તિ એટલે જીવાત્માને પરમાત્માની પ્રાપ્તિ અર્થાત મુક્ત જીવાત્માની પરબ્રહ્મમા એકાકારતા જૈનદર્શન જીવાત્માથી ભિન્ન પરમાત્માને માનતુ નથી જીવાત્મા પરમાત્માનો અ શ છે, એમ પણ માનતુ નથી તેમ ઇશ્વર જેવી એક મહાન વ્યક્તિને પણ માનતુ નથી, પણ કેવલ શુદ્ધ આત્માને પરતત્ત્વ-પરમાત્મતત્ત્વ માને છે જૈન દર્શનમા કેવલ આત્મા પરમતત્ત્વ ( ultimate real ) છે એટલે આત્માના શુદ્ધસ્વરૂપની પ્રાપ્તિ, આત્માના કૈવલ્યપદનો અનુભવ તે જ આત્મસાક્ષાત્કાર છે, પરમાત્મપદ પ્રાપ્તિ છે આ પદની પ્રાપ્તિમા આત્મા કાઈ અપૂર્વ ભાવને પ્રાપ્ત કરતો નથી, તેમ આત્મા કોઇ

---

હે વત્સ ! મુમુક્ષુ ! મનની ચપલતા-અસ્થિરતાવડે ચોતરફ ભમી ભમીને શા માટે દુ ખી થાય છે ? ચિત્તની સ્થિરતાથી તો તુ તારા પોતામા રહેલા નિધિને દેખી શકીશ !

જેમ કસ્તૂરી મૃગ પોતાની પાસે રહેલી કસ્તૂરીને મોહવશ નથી ઓળખી શકતો તેમ મનની અસ્થિરતા-ચંચલતાના પ્રતાપે આ જીવ પોતામા જ રહેલા જ્ઞાનદર્શનચારિત્રરૂપ રત્ન ત્રયીને નથી મેળવી શકતો, તેનો અપૂર્વ આન દ નથી માણી શકતો, એટલા માટે જ કહેવાયુ કે ચિત્તને ધર્મસ્થિર કરવુ એટલે આપોઆપ રત્નત્રયીની પ્રાપ્તિ થતા વાર નહિ લાગે

ધર્મમા ચિત્તને સ્થિર કરવાના બીજા થોડા લાભો જોઇ આપણે આગળ વધીશુ ( ચાલુ )

વ્યાપક મહત્ તત્ત્વમાં સમાઇ જતો નથી; પણ જેમ સૂર્યના પ્રકાશને આચ્છાદન કરનારા વાદળાં વિખરાઇ જતાં સૂર્ય તેના પૂર્ણ સ્વરૂપમાં પ્રકાશે છે તેમ કર્મના આવરણો ખસી જતાં આત્મા શુદ્ધ સ્વરૂપમાં પ્રકાશે છે. આ કૈવલ્યપદનો અનુભવ આત્મસાક્ષાત્કાર છે.

આત્મસાક્ષાત્કાર અથવા પરમપદની પ્રાપ્તિ માટે પાતંજલ યોગશાસ્ત્રમાં અષ્ટાંગયોગ બતાવ્યો છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ યોગના આઠ અંગો છે. બીજા દર્શનકારોએ પણ સામાન્ય રીતે યોગના આઠ અંગો સ્વીકાર્યા છે. અહિંસા આદિ મહાવ્રતોને યમ કહેવામાં આવે છે, અને શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, ઇશ્વરપ્રણિધાનને નિયમ કહેવામાં આવે છે. જૈનદર્શનમાં કર્મનો સિદ્ધાંત વ્યાપક છે, અને કર્મના ક્ષય ઉપર ભાર મૂકવામાં આવે છે. એટલે નવાં કર્મોને અટકાવવાના અને બાંધેલ કર્મની નિર્જરા કરવાના સંવર અને તપના માર્ગો બતાવેલ છે. અને અભ્યંતર તપમાં ધ્યાન બતાવેલ છે. દેહશુદ્ધિ ઇંદ્રિયોનો નિગ્રહ અને ચિત્તવૃત્તિનો નિરોધ એ આત્મ અનુભવ–આત્મસાક્ષાત્કારના પ્રાથમિક પગલાં છે અને યોગધ્યાન એ ત્યારપછીના પગલાં છે. જૈન શાસ્ત્રકારોએ પણ આત્મઅનુભવ માટે યોગનો માર્ગ પ્રરુપ્યો છે. શ્રી હરિભદ્રસૂરિજી ષોડશક ગ્રંથમાં ૧૪ અને ૧૫માં યોગનું સ્વરૂપ સૂક્ષ્મ રીતે બતાવે છે. ખેદ, ઉદ્વેગ, ક્ષેપ આદિ દોષોથી ચિત્તને વિમુક્ત કરી, શાંત ઉદાત્ત આદિ ભાવોથી સંયુક્ત કરી, એકાગ્રચિત્તે જિનેશ્વર ભગવાનનું ધ્યાન કરવા ૧૪ મા ષોડશકમાં બતાવે છે. જગતના વ્યવહારમાં રચ્યાપચ્યા રહેતા જીવને તત્ત્વનો વિચાર કરવાનો વખત હોતો નથી. જગતના પ્રપંચનું રહસ્ય સમજવાને માણસને એકાગ્ર ચિત્તથી ચિંતવન કરવાના સમયોની જરૂર છે. ચિંતવન કરવાથી માણસને વિભાવદશારહિત આત્માના શુદ્ધ સ્વભાવની ઝાંખી થાય છે; માટે એકાગ્ર ચિંતવન–ધ્યાન આત્મસાક્ષાત્કાર માટે આવશ્યક ક્રિયા છે.

શાંત એકાગ્ર ચિત્તની આવશ્યકતા બતાવ્યા પછી શ્રી હરિભદ્રસૂરિ મહારાજ પંદરમાં ષોડશકમાં સાલંબન નિરાલંબન ધ્યાનનું સ્વરૂપ બતાવે છે. અને તેના ફલ તરીકે પ્રાપ્ત થતાં આત્માના કેવલજ્ઞાન અને કેવલસ્વરૂપનું ક્રમશઃ વર્ણન કરે છે. સાલંબન યોગમાં અતિશયો સાથે બિરાજતા, અને જગતને દેશના દેતા જિનેંદ્ર ભગવાનના રૂપનું–ભગવાનની ધર્મકાયાનું ધ્યાન કરવા ફરમાવે છે. તેવા શુભધ્યાનમાં એકાગ્ર થતાં જીવના પાપો ક્ષીણ થાય છે, મોહ ચાલ્યો જાય છે અને શુક્લજ્ઞાનોપયોગમાં વર્તતો જીવ **प्रातिभसंजाततत्त्वसंदृष्टिः** થાય છે. આનો ટીકાકાર એવો અર્થ કરે છે કે પ્રતિભા એટલે મતિ તેનાથી જેને તત્ત્વદર્શન થયું છે. પ્રાતિભજ્ઞાન યોગશાસ્ત્રનો પારિભાષિક શબ્દ છે. પાતંજલ યોગદર્શનમાં પ્રાતિભજ્ઞાનનું સ્વરૂપ બતાવ્યું છે. **प्रातिभाद्वा सर्वम्** ૩–૩૩. પ્રાતિભજ્ઞાનથી યોગી સર્વ જાણે છે. તે તારકજ્ઞાનનું પૂર્વરૂપ છે. જેમ પ્રભા સૂર્યોદયનું પૂર્વરૂપ છે. તારક જ્ઞાનનું સ્વરૂપ ૩–૫૪ માં બતાવેલ છે કે:–**तारकं सर्वविषयं सर्वथाविषयमक्रमं चेति विवेकजं ज्ञानम्** તારકજ્ઞાન વિવેકથી–સ્વપરના વિવેકથી ઉત્પન્ન થયેલ પરિપૂર્ણ જ્ઞાન છે. તે સર્વ વિષયને–વિષયના સર્વભાવો–પર્યાયોને એક સાથે ગ્રહણ કરે છે. તે જ્ઞાન તારક કહેવાય છે; કારણ સંસારસાગરથી તારે છે. જૈન દર્શનમાં બતાવેલ મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યાય અને કેવળજ્ઞાનમાં પ્રાતિભ અને તારકજ્ઞાનના નામો બતાવ્યા નથી. પ્રાતિભજ્ઞાન યોગદર્શનમાં સુપ્રસિદ્ધ જ્ઞાન વિશેષ છે એટલે આપણા પૂર્વાચાર્યો

હરિભદ્રસૂરિની જેવા તત્ત્વવિવેચકોએ પ્રાતિભ શબ્દ જૈન પરિભાષામા પણ ગ્રહણ કર્યો જોવામા આવે છે જૈનદર્શન પ્રમાણે પ્રાતિભજ્ઞાન પરમાવધિજ્ઞાન છે, જે સર્વ રૂપી દ્રવ્યોને જોઇ શકે છે અને કેવળજ્ઞાનનુ પૂર્વરૂપ છે જ્ઞાનસારના અનુભવાષ્ટકમા યશોવિજયજી મહારાજ અનુભવજ્ઞાનનુ સ્વરૂપ બતાવે છે કે -

सन्ध्येव दिनरात्रिभ्या, केवलश्रुतयो॰ पृथक् ।
बुधैरनुभवो दृष्ट केवलारुणोदय ॥

(જ્ઞાનસાર ૨૬-૧)

પડિત પુરુષો તેને અનુભવજ્ઞાન કહે છે જે કેવળજ્ઞાન અને શ્રુતજ્ઞાનથી, જેમ દિવસ અને રાત્રિ ભિન્ન છે તેમ ભિન્ન-વચમા છે અને કેવળજ્ઞાનરૂપી સૂર્યના અરુણોદયરૂપ છે અર્થાત અનુભવજ્ઞાન શ્રુતજ્ઞાનનુ ઉત્તરભાવી અને કેવળજ્ઞાનનુ અતર રહિત પૂર્વભાવી છે તેનુ બીજુ નામ પ્રાતિભજ્ઞાન છે તારકજ્ઞાન કેવળજ્ઞાન છે, કારણ કેવળજ્ઞાનમા રૂપી અરૂપી સર્વ દ્રવ્યો તેના સર્વ ભાવો-પર્યાયો સહિત એક સાથે જાણી શકાય છે અગ્રેજીમા જેને intuition કહેવામા આવે છે, તેવા વિશિષ્ટ પ્રકારનુ આ પ્રાતિભજ્ઞાન જોવામા આવે છે

આ પ્રકારના જ્ઞાનને પ્રાતિભજ્ઞાન એટલે પ્રતિમાથી ઉત્પન્ન થયેલ (**प्रतिभा-मतिस्तत्र भवं प्रातिभम्**) જ્ઞાન કહ્યુ છે, જ્યારે કેવળજ્ઞાન મતિથી થયેલુ નથી, પણ આત્માનુ શુદ્ધ સ્વરૂપ જ છે.

પ્રાતિભજ્ઞાન અથવા અનુભવજ્ઞાનથી શુદ્ધ આત્મસ્વરૂપની ઝાખી થાય છે તે શુદ્ધ સ્વરૂપના પ્રકાશના કિરણો અતરાત્મામા પડે છે તેના દર્શન થાય છે પણ તે જ્ઞાનમા આત્મા પરમાત્મસ્વરૂપ થઈ જતો નથી, તેમ તે સ્થિતિ કાયમ રહેતી નથી, પણ એક વખત આત્મતત્ત્વના દર્શન થતા અતરાત્માને પૂર્ણ સતોષ થાય છે, કારણ

**तस्मिन् दृष्टे दृष्ट तद् भूतं तत् परं मत ब्रह्म ॥**

પરતત્ત્વ-સિદ્ધસ્વરૂપના દર્શન થતા, સર્વ વસ્તુ દૃષ્ટ બને છે તે જ સત્ય (real) છે, તે જ પરબ્રહ્મ છે (all comprehensive), તેનાથી કોઇ મહત્-મોટુ નથી

આત્માનો એકવાર સાક્ષાત્કાર-અનુભવ થયા પછી કેવળજ્ઞાન કેવી રીતે થાય છે તેનો ક્રમ ૮-૯-૧૦ ના શ્લોકોમા બતાવ્યો છે એક વખત આત્મસ્વરૂપના દર્શન થતા યોગી પુરુષ પોતાના સામર્થ્યથી પરમતત્ત્વને જોવાની અતિ ઉત્કટ આસક્તિવાળો બને છે, અને પરતત્ત્વમા અપ્રતિષ્ઠિત હોવા છતા તે પ્રાપ્ત કરવાને પ્રવૃત્ત બને છે, અને તેવા અનાલબન ધ્યાનમા મગ્ન થતા પરતત્ત્વના દર્શન થાય છે પરતત્ત્વના દર્શન તે કેવળજ્ઞાન છે કેવળજ્ઞાન ઉત્કૃષ્ટ પ્રકાશરૂપ છે ત્રણ લોકને પ્રકાશ કરવાવાળુ છે અતીત, વર્તમાન અને અનાગત ભાવોને જાણવાવાળુ છે, અને ધ્રુવ-સ્થિર છે સાલબન અને નિરાલબન યોગનુ ફલ છે અને કેવળજ્ઞાનથી પરમાત્મસ્વરૂપના દર્શન થાય છે, તે દર્શન થતા બીજા કોઇ દર્શનની આકાક્ષા રહેતી નથી

**तत्तत्त्व यद् दृष्ट्वा निवर्तते दर्शनाकाङ्क्षा ॥**

કેવલજ્ઞાનનુ સ્વરૂપ બતાવ્યા પછી ૧૩-૧૪-૧૫-૧૬ ની કારિકામા પરતત્ત્વ-પરમાત્મતત્ત્વ( highest reality )નુ સ્વરૂપ હરિભદ્રસૂરિજી બતાવે છે, પરતત્ત્વ શરીર ઇંદ્રિયોથી રહિત છે અચિન્ત્ય ગુણોનો ભડાર છે, સૂક્ષ્મ છે, ત્રિલોકના મસ્તક ઉપર રહેલ છે, જન્માદિ ક્લેશોથી નિવૃત્ત છે, જેને મહામુનિઓ અધકારથી પર પ્રકાશસ્વરૂપ કહે છે, સૂર્યના જેવા વર્ણવાળુ, મલરહિત બ્રહ્મસ્વરૂપ-બૃહત્ સ્વરૂપવાળુ અને અક્ષર-પોતાના સ્વભાવથી કદાપિ ચ્યુત ન થવાવાળુ છે આ પરતત્ત્વ

# समयं मा पमाए।

લેખક: મોહનલાલ દીપચંદ ચોકસી.

'હે ગૌતમ! સમય માત્ર પ્રમાદ કરીશ નહીં.' પ્રભુશ્રી મહાવીર દેવના ગણધર મહારાજ શ્રી ગૌતમસ્વામી સાથેના વાર્તાલાપના જે વચનો સંગ્રહિત કરાયેલાં છે, એમાં ઉપરનું વાક્ય અતિશય મૂલ્યવાન છે. ભલે, એ વચન ગુરુ એવા પ્રભુશ્રીએ શિષ્ય એવા શ્રી ગૌતમને ઉદ્દેશી ઉચ્ચાર્યું હોય; છતાં એ પાછળનો ભાવ સારા યે માનવકુળને સમજવા જેવો છે, એમાં લેશમાત્ર શંકાને સ્થાન નથી જ. એ કિમતી સૂત્રનું જેમ જેમ વિશેષ પારાયણ કરવામાં આવે તેમ તેમ એમાંથી નવનવો અને અતિ અદ્ભુત અર્થ નીકળતો જાય છે. સામાન્ય દેખાતા આ ટૂંકા સૂત્રમાં કેવું અણમૂલું રહસ્ય છુપાયેલ છે એનો સાચો ખ્યાલ અનુભવીઓને જ આવી શકે!

માસુલી કાળ અંગેનો પ્રમાદ કેવી અકળામણ ઊભી કરી દે છે અથવા તો વ્યવહારમાં જેની કંઇ જ ગણના નથી એવી નાચીજ 'પળો'ની ઉપેક્ષા જિંદગીભર યાદ રહી જાય એવો બોધપાઠ આપે છે, ત્યારે જ આ નાનેરા સૂત્રમાં પ્રભુશ્રીએ મહત્ત્વની વાત કહી દીધી છે, એમ કબૂલ કર્યા વિના ચાલતું નથી.

સમય એ જૈનદર્શનનો પારિભાષિક શબ્દ છે. વ્યવહારુ જગતમાં એનો અર્થ ટૂંકામાં ટૂંકો કાળ એમ કરી શકાય.

વર્તમાનકાળમાં સાઠ સૅકન્ડની એક મિનિટ એ ગણતરી પ્રચલિત છે; છતાં એ સૅકન્ડમાં પણ 'સમય' તો સંખ્યાબંધ સમાઇ જાય છે. એ માટે શાસ્ત્રમાં જીર્ણ વસ્ત્ર ફાડવારૂપ અને કમળપત્રોને ભાલાવડે છેદવારૂપ દૃષ્ટાન્તો આપેલાં છે. 'સમય' એટલે નાનામાં નાનો કિંવા અલ્પમાં અલ્પ કાળ એમ અર્થ કરી આગળ વધીએ.

'મા' એટલે ના, અને 'પમાએ' એટલે

---

નિત્ય છે, પ્રકૃતિથી (matter) વિયુક્ત છે, લોક અને અલોકને જોવાના ઉપયોગવાળું છે, શાંત મોજાવાળા સમુદ્ર જેવું છે, વર્ણ અને સ્પર્શ વિનાનું તથા અગુરુલઘુપર્યાયવાળું છે. શારીરિક કે માનસિક ઉપાધિ વિનાનું, પરમાનંદ સુખવાળું, અસંગ (detached) સર્વ કલા એટલે અંશોથી રહિત અને સદાશિવ વગેરે પદોથી જે વાચ્ય છે. કેવળી ભગવાન પરતત્ત્વને જોઇને પરમ સમતા-પરમાનંદને પામે છે.

ઉપર બતાવેલ પરમાત્મદશા બૌદ્ધો માને છે, તેવી સર્વથા અભાવ-શૂન્યદશા (pure nothingness) નથી; પણ અખંડ શુદ્ધ જ્ઞાન સુખરૂપ છે. મુક્તાત્મા પોતાના શુદ્ધ સ્વરૂપમાં સચ્ચિદાનંદ સ્વરૂપમાં રહે છે. પરમાત્મદશામાં પણ મુક્તાત્મા વ્યક્તિત્વ ત્યજતો નથી, તેમ સમષ્ટિમાં વિલય પામતો નથી. પરમતત્ત્વને સર્વથા અભાવરૂપ માનવામાં આવે અથવા સદા કેવળ એક ચૈતન્યરૂપ માનવામાં આવે, તો બંધ અને મોક્ષની ઘટના સંભવતી નથી, અને ધર્મના અનુષ્ઠાનો, ધર્મની પ્રવૃત્તિ નિષ્પ્રયોજન થાય છે.

પ્રમાદ કરવો—નકામો ગુમાવવો—હેતુશૂન્યપણે વ્યતીત કરવો આખા સૂત્રનો ભાવ એ નીકળ્યો કે **પળ માત્ર પણ નકામી ન ગાળવી.** 'Delay is dangerous' અર્થાત્ વિલંબ હાનિકારક છે, 'Time is money' એટલે સમય કિંમતી છે અથવા તો 'Time and tide wait for no man' કાળ અને ભરતી કોઈની રાહ જોતા નથી આદિ વાક્યો પણ ઉપરની વાતને જ પુષ્ટિ આપનારા છે સમયની સાચી કિંમત આંકનારને પ્રમાદના પાશમાં ફસાવાનો સંભવ નથી જ એ નવરો પડતો નથી અને તેથી 'નવરો બેઠો નખ્ખોદ વાળે' કિંવા 'નવરો તણખલા તોડે' જેવી કહેવતો એને લાગુ પડતી જ નથી

કાળના ચક્રની ગતિ અસ્ખલિતપણે ચાલુ હોય છે માનવપ્રયત્નો એ પર બ્રેક મૂકવામાં ફત્તેહમંદ થયા નથી 'ગયો સમય પાછો આવતો નથી' અથવા તો 'Gone is gone for ever' એ ઉક્તિને સાચી લેખીએ તો એ પર બ્રેક મૂકવાના ઉપાયો ભવિષ્યમાં પણ કારગત થવાના નથી જ આ લંબાણ વિચારણા પરથી આત્માર્થી વ્યક્તિએ એક જ સાર કાઢવો ઘટે અને તે એ જ કે ક્ષણમાત્ર નકામી ન ગાળવી, સુકૃતની કરણી કાલ પર ન ઠેલવી, આળસુનું જીવન ન જીવવું દેહધારી આત્માનો જો કોઈ મોટામાં મોટો શત્રુ હોય તો એ 'આળસ' છે નીતિકારોનું એ કથન છે કે **आलस्यं हि मनुष्याणां शरीरस्थो महारिपु।**

તેથી કવિનું નિમ્ન વચન સાચું છે

'જે કરવું તે આજે કીજે,<br>
કાલે શી વાતો,<br>
મરણ તણા નિશાન મોટા,<br>
ગાજે છે માથે'

ટૂંકમાં કહીએ તો એ સર્વનો એક જ ધ્વનિ નીકળે છે અને તે એ જ કે પ્રમાદીમાં નંબર નોંધાવ્યા વગર આત્મકલ્યાણકારી કરણીમાં ઉદ્યુક્ત બન

કથા સાહિત્યના પાના ઉપર પ્રમાદ કરનાર આત્માઓને કેવા માઠા ફળ ભોગવવા પડ્યા છે એના સંખ્યાબંધ ઉદાહરણો નોંધાયા છે એમાંના કેટલાક ઉપર ઊડતી નજર નાખી લઈએ કે જેથી આ મહામૂલા સૂત્રનો ભાવ હૃદયમાં બરાબર કોતરાઈ જાય

અવસર્પિણી કાળના આપણે માનવીઓ એટલે ઉદાહરણનો આરંભ પણ આપણે માટે યુગની આદિથી અર્થાત્ શ્રી આદિનાથના કાળથી કરવો વ્યાજબી ગણાય વચન વદનાર ચરમ તીર્થપતિ શ્રી મહાવીર દેવના સમય પર્યંત પહોંચતા જો કે વિલંબ થશે, પણ એ અનિવાર્ય છે કેટલાક પ્રસંગો એવા હોય છે કે જેની નોંધ જનસમૂહના મનપ્રદેશમાં કાયમી અમર જન્માવે છે જે છાપ કેવળ સૂત્રના રટણથી નથી ઊઠતી તે પેલા પ્રસંગમાંથી સહજ બેસે છે એટલે જ આ કિંમતી સૂત્ર અંગેની પ્રસ્તાવના પછી કેટલાક પ્રસંગોની ઊડતી નોંધ જોડવી ઇષ્ટ ગણી છે

'મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે' એ કહેતનથી કોઈક જ અજાણ હશે, છતાં 'એક જ ભૂલ'નું નાટક જોઈ કેટલાકના મનમાં એ પાછળનો ભાવ નવો લાગ્યો હશે, તેમ આ સૂત્ર અંગેના કથાનકોમાં પણ બનશે એ અંગે વધુ હવે પછી



# आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत् ।

રા. રા. વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ બી. એ., એલએલ. બી. સાદરા.

પોતાના આત્માને જે જે વસ્તુ-જે કંઈ બાબત પ્રતિકૂળ થઇ પડતી હોય તેનું આચરણ બીજાઓ પ્રત્યે કરવું જોઇએ નહીં એવો સરલ અર્થ ઉપરના સૂત્રનો યોજી શકાય છે. આ સૂત્રમાં ઓતપ્રોત થયેલ અને સ્પષ્ટ રીતે તરી આવતો સિદ્ધાંત એટલો બધો સર્વમાન્ય અને સૌ કોઇને આદરવા યોગ્ય જણાય છે કે તેને માટે કોઇ પણ ધર્મના પ્રચારકથી તેને માટે વાંધો લઇ શકાય તેમ જણાતું નથી.

જૈન સંસ્કૃતિની દૃષ્ટિએ ઉપરોક્ત સૂત્રને ઉચ્ચતમ સ્થાન આપી શકાય તેમ છે. **अहिंसा परमो धर्मः**ના સૂત્રને જેણે પોતાના જીવનમાં અગ્રસ્થાન આપેલ છે તે દરેક સજ્જનને-ભવભીરુ-મુમુક્ષુ જનને ઉપરનું સૂત્ર પરમ બોધદાયક-આદરવા યોગ્ય અને પોતાના પ્રત્યેક જીવનકાર્યમાં તે નજર સન્મુખ રાખી અમલમાં મૂકવા યોગ્ય થઇ પડે છે. આ સૂત્રનું પરમ રહસ્ય જેમને સમજાયું છે-બરાબર ગળે ઊતર્યું છે તેમને જીવનવિકાસની સાધનામાં અનેક પ્રકારની અનુકૂળતાઓ સાંપડે છે. સ્વાર્થ તેમજ પરમાર્થની દૃષ્ટિએ ઉપરનું સૂત્ર ખરા જિગરથી અમલમાં મૂકનાર વ્યક્તિ પોતાની જાતને તેમજ જેના જેના સંબંધમાં તેનો અમલ કરવામાં આવતો હોય તેમને અનેક રીતે લાભકર્તા થઇ પડે છે.

મહાત્મા ગાંધીજીના સત્ય અને અહિંસાના સિદ્ધાંતો જે રીતે જનસમાજમાં પ્રચાર પામી રહેલ છે અને આચરણમાં મુકાઇ રહેલ છે તે સિદ્ધાંતોને પણ ઉપરના સૂત્રથી અનેક રીતે પુષ્ટિ મળે છે. જીવનવિકાસની સાધનામાં આગળ વધતા જે જે મનુષ્યો જન્મ મરણનો-ભવભ્રમણનો અંત લાવવાની અપેક્ષા રાખતા હોય છે તેમણે આ સૂત્રને કદી પણ પોતાની દૃષ્ટિથી દૂર રાખવું જોઇએ નહીં.

ઉદારચરિત-મહાનુભાવ પુરુષોના જીવન પ્રસંગોનો ઊંડો અભ્યાસ કરવાની તક હાથ ધરીએ છીએ. તેમની વિશાળ દૃષ્ટિપૂર્વકની વિશ્વબંધુત્વની ભાવનાનો કંઇક ખ્યાલ કરીએ છીએ ત્યારે આપણને સમજાય છે કે તેઓ **सर्वभूतहिते रताः** તેમજ **आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पश्यति** જેવા પરમ આદરણીય સૂત્રોનું રટણ કરતા રહી, જીવનભર તે સૂત્રોના પરમ રહસ્યાર્થને અમલમાં મૂકતા રહી પોતાનું જીવન સાર્થક કરે છે અને જગતભરના પ્રાણીઓનો જીવનપથ જ્ઞાનમય અને પ્રકાશમય બનાવે છે તથા તેમની કલ્યાણસાધક યોજનાઓને અપૂર્વ વેગ આપે છે.

દીર્ઘ દૃષ્ટિપૂર્વકની ઊંડી વિચારણાથી લેખના મથાળે આપેલું સૂત્ર આપણને કંઇક અંશે અપૂર્ણ-સર્વમાન્ય એક વસ્તુના અમુક ભાગ પૂરતું-એક બાજુ પૂરતું દર્શન આગળ કરતું જણાય છે. એટલે તેને સર્વદેશીય દર્શન રજૂ કરતું બનાવવા માટે આપણે તેમાં **आत्मनः अनुकूलानि सर्वेषां तु समाचरेत्** સૂત્રનો ઉમેરો કરીએ તો તેને સર્વદેશીય બનાવી શકાય અને બંને સૂત્રોના અમલથી મનુષ્યનું જીવન પરમ ઉન્નત દશા પ્રાપ્ત કરી શકે.

આટલા ઉપોદ્ઘાત પછી આગળ કહેવામાં

આવેલ સૂત્રોનુ સવિસ્તર વિવેચન પ્રસ્તુત થઇ પડશે આપણા પોતાના આત્માને કઈ વસ્તુ અનુકૂળ છે અને કઇ વસ્તુ પ્રતિકૂળ છે તેનો સૌ કોઇ વિવેકપૂર્વક વિચાર કરીને જ પોતાનો કાર્યક્રમ નક્કી કરે છે અને નિશ્ચિત ધોરણે જીવનવ્યવહારના કાર્યોમા આગળ ધપ્યે જાય છે અનુકૂળ વસ્તુ જોઇતી સગવડ સાચવી સુખદાયી થઇ પડે છે, ત્યારે પ્રતિકૂળ વસ્તુ અનેક પ્રકારની અગવડો અને મુસીબતો ખડી કરી દુ ખકારક થઇ પડે છે સર્વ કોઇના હ મેશના સામાન્ય અનુભવથી સિદ્ધ થાય છે કે પ્રત્યેક પ્રાણી સુખની શોધમા અને તેની પ્રાપ્તિ માટેના પ્રયાસમા રચ્યોપચ્યો રહે છે આમ છતા પણ ખરુ સુખ કઈ વસ્તુમા રહેલુ છે, તેમજ તે કેવા પ્રકારના પ્રયાસથી પ્રાપ્ત થઇ શકે છે તે બધા પ્રશ્નો જટિલ થઇ પડે છે અમુક વસ્તુ અમુક કાળે કોઇ એક વ્યક્તિને સુખકારક થઇ પડે છે તે જ વસ્તુ અન્યને દુ ખકર્તા થઇ પડે છે તેમજ તેની તે વ્યક્તિને તે જ વસ્તુ અન્ય કાળે દુ ખકારક થઇ પડે છે અનિત્ય-પૌદ્ગલિક વસ્તુ જન્ય સુખ કાયમને માટે ટકી રહે તેવુ અચલ નિત્ય સુખ નીવડતુ નથી અવિનાશી-શાશ્વત સુખ તો ફક્ત સિદ્ધ દશામા જ રહેલુ છે સૌ કોઇ તેની પ્રાપ્તિ માટે અભિલાષા સેવતુ જણાય, પર તુ તેવી અભિલાષા પાર પાડવાનુ કાર્ય સામાન્ય પ્રયાસથી સિદ્ધ થઇ શકે તેમ નથી આ વિષયની વિચારણા માટે તો ખાસ સ્વત ત્ર લેખની જરૂર છે

પ્રસ્તુત વિષયના અ ગે તો એટલુ જ કહેવુ પૂરતુ થઇ પડે છે કે અનિત્ય ગણાતા દુન્યવી સુખસગવડ યા તો જીવનવ્યવહારના પ્રસ ગોમા ડગલે અને પગલે ઊભી થતી મુશ્કેલીઓ-અગવડો અને દુ ખ-દરદોમાથી રાહત મેળવવા માટે સૌ કોઇ પ્રયાસ કરતુ જણાય છે અને સૌ કોઇ વિવેકી-વિચારશીલ મનુષ્યની ફરજ ઉક્ત પ્રકારના પોતાના પ્રયાસમા આગળ વધવા ઉપરાત, વિશુદ્ધ ધર્મ અને ન્યાયનીતિની દૃષ્ટિએ અન્ય જનોના તેવા પ્રયાસમા કઇ વિઘ્ન કે મુશ્કેલી ઊભી ન કરતા તેમના તેવા પ્રયાસમા સહાનુભૂતિપૂર્ણ મદદ કરતા રહેવાની જરૂર છે અને તેમા જ આપણુ મનુષ્યત્વ-માણસાઇ સજ્જનતા રહેલા છે પ્રત્યેક વિચારશીલ પુરુષ જ્યારે કઇ સામાન્ય કે મહાભારત કાર્યનો આર ભ કરવાની તૈયારી કરતો હોય ત્યારે તે કાર્યની સિદ્ધિ માટે તેને કેવા પ્રકારની સાધન-સામગ્રીની જરૂર છે, તેનો કઇ રીતે ઉપયોગ કરવાનો છે, સહેલાઇથી તે કઇ રીતે પ્રાપ્ત થઈ શકે તેમ છે, તેની સાધનામા કેવા પ્રકારની મુસી-બતો આવવાનો સ ભવ છે અને તેનો કેવી રીતે પ્રતિકાર થઇ શકે તેમ છે-આ બધા પ્રશ્નોની યોગ્ય વિચારણા તે પ્રથમથી જ કરી લ્યે અને વિવેક અને સમજણપૂર્વક પોતાની કાર્યપ્રણા-લિકા નક્કી કરી રાખે છે પોતાને પ્રતિકૂળ થઇ પડે તેવુ વાતાવરણ બનતા સુધી તે ઉપસ્થિત થવા જ દેતો નથી અને કદાચ તે ઉપસ્થિત થાય છે તો તેને શાત કરવા માટે તે દરેક પ્રયત્ન કરી છૂટે છે પ્રતિકૂળ સ યોગોના સામ-નાથી કે વિરોધથી તે કદી પણ ગભરાતો નથી પોતાને કઇ વસ્તુ પ્રતિકૂળ, અરુચિકર, દુ ખ-કારક, સ તાપજનક થઇ પડે તેમ છે, તેનો તેને સારી રીતે ખ્યાલ હોય છે અને તેના પ્રતિકાર માટે તે સદા-સર્વદા પ્રયત્નશીલ જ હોય છે કોઇ પણ મનુષ્ય આધિ, વ્યાધિ, ઉપાધિ કે દુ ખજનક વાતાવરણને આવકાર આપવા તૈયાર હોતા નથી ત્રાસજનક પ્રતિકૂળ સ યોગોનો સામનો કરવા માટે પોતાની સર્વ શક્તિ કેંદ્રિત કરવા કટિબદ્ધ થતા જોવામા આવે છે તે માટે જરૂર પૂરતી અન્ય જનોની મદદ લેવાનુ પણ ચૂકતો નથી પ્રતિકૂળ વાતાવરણ સૌ કોઇને અસહ્ય થઇ પડે છે તેને પોતાથી દૂર રાખવા

ખાતર પોતે તેનાથી આઘો ખસી જવા પ્રયત્નશીલ હોય છે. પોતાને જે વસ્તુ પ્રતિકૂળ જણાય તે વસ્તુ તેની કોટીના અન્ય પ્રાણીઓને પણ પ્રતિકૂળ જ હોઇ શકે-હોવી જોઇએ એવો સ્પષ્ટ ખ્યાલ રાખીને તેણે તે પ્રાણીઓ પ્રત્યે તેમને માટે પ્રતિકૂળ વાતાવરણ ઊભું ન થાય તેવું આચરણ-તેવું કંઇ પણ કૃત્ય કદી પણ કરવું જોઇએ નહીં. આવા નિષેધાત્મક ફરમાનને તેણે સર્વમાન્ય ધર્મના યા તો ઉત્તમ નીતિના પરમ આદર્શરૂપ સિદ્ધાંત તરીકે પોતાના હૃદયમાં યોગ્ય સ્થાન આપીને પોતાના જીવનવિકાસના કાર્યમાં આગળ વધવું તે જ તેને માટે હિતાવહ છે.

મન, વચન, કાયાથી કરી કરાવી કે અનુમોદન આપીને ત્રિવિધે ત્રિવિધે થતા હિંસાના કૃત્યથી જે તદ્દન દૂર રહેવા માગતો હોય, અહિંસાના ઉત્તમ વ્રતથી તે પૂરેપૂરો રંગાયેલો હોય, સર્વ જીવો પ્રત્યેની દયામય ભાવનાથી તેનું હૃદય પ્રફુલ્લિત બની રહ્યું હોય, કોઇનું પણ અહિત કરવાનો તેને સ્વપ્નમાં પણ ખ્યાલ ન હોય; ક્રોધ, માન, માયા, લોભ વગેરે કલુષિત કષાય ભાવો તેના પાતળા પડી ગયા હોય-જર્જરિત થઇ ગયા હોય, વૈરાગ્ય ભાવથી જે વિભૂષિત હોય તેવા સજ્જન મનુષ્યે પોતાના આત્માને જે જે કાર્યો-કૃત્યો પ્રતિકૂળ જણાતા હોય તેવા કોઇ પણ કૃત્યો બીજાઓ તરફ કદી પણ આચરવા જોઇએ નહીં. મનના વિચારોનેહૃદયના ભાવને હંમેશને માટે તેઓએ એવો જ પલટો આપી દેવો જોઇએ કે અન્ય જનોને પ્રતિકૂળ થઇ પડે તેવા કૃત્યો માટે તેઓને અરુચી ઉદ્દભવવી જોઇએ, તેવા કૃત્યો તરફ હમેશાં તિરસ્કારવૃત્તિ જ જાગૃત રહેવી જોઇએ. તુચ્છ બુદ્ધિથી, ક્ષુલ્લક ગણતરીથી અન્ય જનોને પ્રતિકૂળ થઇ પડે તેવા કૃત્યોથી કદાચ કંઇક અંશે પોતાનું હિત સધાતું જણાતું હોય, તો પણ તેવા કૃત્યોથી વિવેકી સજ્જનોએ દૂર રહેવું જોઇએ.

ઉપરના સૂત્રનો હમેશાં અમલ કરતા રહેનારા મહાનુભાવ પુરુષો જ પોતાની ઇષ્ટ સિદ્ધિ સહેલાઈથી મેળવી શકે છે. દુનિયાભરમાં તેમના કોઈ વિરોધી કે દુશ્મન ઊભા થતા નથી. તેમને કોઇથી ભયભીત થવાનું કારણ રહેતું નથી એટલું જ નહી પરંતુ તેઓ પોતાનો જીવનવિકાસ સરલતાથી સાધી શકે છે અને સાધ્ય તરફની કુચ આગળ અને આગળ જ વધતી જાય છે.

સામાન્ય બુદ્ધિથી વિચાર કરતાં પણ આ નિષેધાત્મક સૂત્ર બહુ સહેલાઇથી આચરણમાં મૂકી શકાય તેવું છે. તેમાં પોતાની કોઈ પ્રિય વસ્તુનો ભોગ આપવો પડતો નથી. ' પપા પાપ ન કીજીએ, પુન્ય કીધું સો વાર. ' એ સૂત્ર અનુસાર, પ્રસ્તુત સૂત્રના અક્ષરશઃ અનુસરણથી પોતાના આત્માને કર્મના બોજથી હળવો કરી શકાય છે. અનેક પ્રકારના કલુષિત કર્મબંધનથી અલિપ્ત રહી શકાય છે. આવા અનુસરણમાં નથી કોઇ પણ પ્રકારનું જોખમ ખેડવાનું કે નથી કંઇ સાહસ કરવાનું; નથી કંઇ દ્રવ્યનો ભોગ આપવો પડતો કે નથી કંઇ શકિતનો ભોગ આપવો પડતો, પરંતુ તેથી ઉલટી રીતે સંયમપૂર્વકના અહિંસાત્મક જીવનથી અન્ય પ્રશસ્ત કાર્યોમાં સારી રીતે ઉપયોગ કરી શકાય તેવી શકિતનો બચાવ થાય છે; તેમજ અન્ય સાધનસામગ્રી પણ સદુપયોગ માટે જળવાઇ રહે છે. આવા સાધુજીવનની મજા માણવામાં મનની કંઇક અવનવી તૃપ્તિ અને અવર્ણનીય આનંદનો અનુભવ થાય છે. અનિર્વચનીય મોક્ષસુખની વાનગીનો કંઇક આસ્વાદ લઈ શકાય છે. આવા બોધદાયક સૂત્રમાં રમણાણ કરનાર મહાત્મા પુરુષોને હૃદયનો અપૂર્વ સંતોષ પ્રાપ્ત થાય છે અને તેને પ્રતિદિન અમલમાં મૂકવા માટે જો નિશ્ચય વધારે મજબૂત થતાં કૃતકૃત્યતા અનુભવે છે.

ઉપરોક્ત સૂત્રની પાદપૂર્તિરૂપે સૂચવાયેલ

# ....  .. ....વર્તમાન સમાચાર..... ....

**જડીયાલાગુરુ ( પંજાબ )**

**શ્રી આત્માનંદ જૈન વાંચનાલયની સ્થાપના**

આચાર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ શિષ્યપ્રશિષ્યાદિ સપરિવાર ચાતુર્માસ બિરાજવાથી નગરમા આનંદ-ઉત્સાહ અને જાગૃતિ આદિ આવી રહેલ છે નવયુવાનોમા ચૈતન્ય પ્રસરી રહી છે

આચાર્યશ્રીજીના ભિન્નભિન્ન વિષયો પર અપાતા અજોડ વ્યાખ્યાનોની ધૂમ મચી રહી છે, જેનો ઉપ ત

---

સૂત્રનો અમલ કરવા માટે ઉપરોક્ત મહાપુરુષો જ બહાર પડે છે જીવનવિકાસની નિસરણી ઉપર તેમણે કંઇક ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરેલ હોવાથી, ઉચ્ચતમ અભિલાષાઓ અને મહત્ત્વાકાક્ષાઓ તેઓ સેવતા હોઇ, ઉત્તરોત્તર વધારે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવા માટે તેઓ પ્રયત્નશીલ હોય છે અને તેથી જ સદર સૂત્રનો અમલ પણ તેઓને કઠિન કે દુષ્કર જણાતો નથી પોતાને જે જે વસ્તુઓ અનુકૂળ જણાતી હોય, પોતાને માટે જે જે સુખસગવડો પ્રાપ્ત કરવા માટે તેઓ આશાતતુને વળગી રહી યથાયોગ્ય પ્રયાસ કરી રહ્યા હોય તે બધી અનુકૂળ વસ્તુઓ અને સુખસગવડો પ્રાપ્ત કરવા માટેના પ્રયાસમા અન્ય સર્વે જનોને મદદ કરવા માટે પૂરતી સહાય આપવા માટે તેઓ તૈયાર જ હોય છે

હમદર્દીપણાની અને સહાનુભૂતિની લાગણીઓને તેમણે પોતાના હૃદયમા ઉચ્ચ સ્થાન આપેલુ હોય છે એટલે પ્રસંગ મળતા અનુકૂળ પ્રસગને આહ્વાન આપીને પણ તેઓ પરમ હિતબુદ્ધિથી-પરોપકારપરાયણ વૃત્તિથી અન્ય જનોને મદદ કરવાની તમન્ના ધરાવતા હોય છે આવા મહાપુરુષોનો જીવનવિલાસ સામાન્ય જનોને અપૂર્વ પ્રેરણાદાયક થઇ પડે છે **सर्वभूतहिते रता** ।ના સૂત્રથી તેમજ **आत्मवत् सर्वभूतेषु य. पश्यति स पश्यति** સૂત્રથી તેઓ નખશિખ રગાયેલા હોય છે અને સૌ કોઇને સહાય આપવા ઉત્સુક જણાય છે વય, લિંગ કે ઉચ્ચનીચના ભેદની અવગણના કરી પોતાના કાર્યપ્રદેશના વર્તુલમા તેને કઇ પણ સ્થાન આપતા નથી આવા મહાપુરુષોના આવિર્ભાવથી જ આપણી સન્મુખ અપૂર્વ આદર્શ ( ideal ) ખડુ થાય છે અને પંડિતશ્રી વીરવિજયજીની રહસ્યપૂર્ણ ઉક્તિ "ધન્ય લોક નગર ધન્ય વેળા, મનમોહન સુંદર મેળા" સાર્થક થતી જણાય છે

સ્વાર્થસાધનામા તો જતુ કે કીટ પણ પૂરી સાવચેતી વાપરતો-પાવરધો જણાય છે સ્વાર્થી મનુષ્યોની યુક્તિ, પ્રયુક્તિ કે પ્રપંચજાળ- સૌ કોઇના અનુભવનો વિષય છે ગમે તેવા પ્રયાસથી તેને છુપાવવામા આવે તો પણ તે પ્રકટ થયા વગર રહેતી નથી અને અધમ કૃત્યોની પરપરા જ્યારે ઉઘાડી પડે છે ત્યારે સ્વાર્થલુબ્ધ મનુષ્યો ફિટકાર અને તિરસ્કારને પાત્ર જ થાય છે અને જે કઈ થોડી-ઘણી આબરુ તેઓ જમાવી બેઠા હોય છે તે ગુમાવી બેસે છે આવા નીચી કોટીના મનુષ્યો સાથે જ્યારે ઉપરોક્ત પરમાર્થી મહાપુરુષોની સરખામણી કે મુકાબલો જોઇએ છીએ ત્યારે તેઓ સર્વત્ર-સૌ કોઇના આદર સન્માન અને પ્રશસાને પાત્ર થાય છે તેમનુ જીવન આપણા માટે અનેક પ્રકારના બોધપાઠો આગળ ધરે છે સૌ કોઇ તેમાથી ઓછાવધતા અશે સારભૂત તત્ત્વ ગ્રહણ કરતા રહે અને તેને અમલમા મૂકવા માટે લેશ માત્ર પીછેહઠ ન કરે એ જ અભ્યર્થના

બ્રાહ્મણ, શીખ, ઇસાઈ, આર્યસમાજી, મુસલમાનાદિ સર્વે કોમોના લોકો ઘણા જ ઉત્સાહથી વ્યાખ્યાનોનો લાભ લે છે.

આચાર્યશ્રીજીના આશીર્વાદથી નવયુવાનોએ ' શ્રી આત્માનંદ જૈન વાંચનાલય ' સ્થાપન કર્યું છે, જેનો લાભ લેવાઈ રહ્યો છે. સ્થાપનાના સમયે ભાષણો અને આચાર્યશ્રીનો ઉપદેશ થયેલ હતો.

બહારથી ભાવિકો દર્શનાર્થે આવ્યા કરે છે. ચોમાસી ચૌદશના દિવસે જુદા જુદા નગર–ગ્રામોના ૬૦૦ ભાઇઓ લાભ લેવા પધાર્યા હતા.

બપોરે ધર્મચર્ચા થયા કરે છે, દરેક લોકો આવી પોતાની શંકાઓનું સમાધાન કરી આનંદિત થાય છે.

## વરકાણા

આ. શ્રી વિજયલલિતસૂરીશ્વરજી મહારાજના શુભ હસ્તે ખેડાનિવાસી શા. નથમલજી ધન્નાજીને સમારોહપૂર્વક વડીદીક્ષા અષાઢ સુદિ ૧૦ના રોજ આપવામાં આવી હતી. જેમનું નામ મુનિશ્રી વિશારદ-વિજયજી રાખવામાં આવ્યું છે. આચાર્ય મહારાજશ્રી હાલ વરકાણામાં ચાતુર્માસ બિરાજમાન છે.

## પ્રાંતીજ

મુનિરાજશ્રી હેમેન્દ્રસાગરજી મહારાજ તથા મુનિરાજશ્રી લક્ષ્મીસાગરજી મહારાજ આદિ પ્રાંતીજ-માં ચાતુર્માસ બિરાજમાન છે. ગઇ અષાઢ વદિ ૩ ના રોજ શાંતમૂર્ત્તિ મુનિરાજશ્રી સુખસાગરજી મહારાજની જયંતી મુનિરાજશ્રી હેમેન્દ્રસાગરજી મહારાજના પ્રમુખપણા નીચે ઊજવવામાં આવી હતી. તે પ્રસંગે મુનિરાજશ્રી લક્ષ્મીસાગરજી મહારાજે તથા અધ્યક્ષસ્થાનેથી મુનિરાજશ્રી હેમેન્દ્રસાગરજી મહારાજે જયંતીનાયકના ગુણાનુવાદ કર્યા હતા.

## શ્રી ભગવતીસૂત્ર વાચના ( ભાવનગર )

અત્રે ચાતુર્માસ બિરાજમાન આચાર્યશ્રી વિજય-કુમુદસૂરીશ્વરજી મહારાજને શ્રી સંઘે પવિત્ર શ્રી ભગવતી-સૂત્ર સાંભળવાની ભાવનાથી પ્રેરાઇ વિજ્ઞપ્તિ કરતાં, આચાર્ય મહારાજે સહર્ષ સ્વીકાર કરતાં શ્રી ભગવતી-સૂત્રના પાના રૂા. ૫૧) ના નકરાથી ટાણાવાળા શાહ ત્રિભોવનદાસ ગોરધનદાસ અષાઢ વદિ ૬ ના રોજ વાજતેગાજતે પોતાના ઘરે લઇ ગયા હતા. રાત્રિના રાત્રિજગો કરવામાં આવ્યો હતો અને શ્રીફળની પ્રભાવના કરવામાં આવી હતી. બીજે દિવસે વરઘોડો ચઢાવવામાં આવ્યો હતો અને વરઘોડો ઉપાશ્રયે આવતાં પાના આચાર્ય મહારાજશ્રીને વહોરાવ્યા હતા, જે સમયે ભાવપૂર્વક શ્રીસંઘે જ્ઞાનપૂજા કરી હતી, અને સાચા મોતીનો સાથિયો કર્યો હતો; તેમજ પ્રતિદિન ૩૦૦ સાથિયા, ૩૦૦ બદામો, ૩૦૦ છૂટા પૈસા, એક શ્રીફળ અને એક રૂપિયો મૂકવાનું ઠરાવવામાં આવતાં તેના રૂા. ૧૧) નક્કી કરવામાં આવતાં ૧૨૫ વ્યક્તિઓના વારા નોંધાઇ ગયા છે. તેમજ દરેક શતકના પ્રારંભમાં પૂજા ભણાવવાનું નિર્ણિત થતાં અને તેનો ખર્ચ રૂા. ૨૧) નો ગણતાં તેમાં પણ લગભગ ૩૨ નામો નોંધાઇ ગયા છે. શ્રીસંઘ પૂર્ણ ઉત્સાહથી સારી સંખ્યામાં લાભ લઇ રહ્યો છે.

## ઈટાદરા

આ. શ્રી વિજયકુસુમસૂરીશ્વરજી મહારાજ ઇટાદરામાં ચાતુર્માસ બિરાજમાન છે. દરરોજ વ્યાખ્યાન વંચાય છે. જનતા સારી સંખ્યામાં લાભ લે છે.

## કચ્છમાંડવી

આ. શ્રી વિજયભક્તિસૂરીશ્વરજી મહારાજના પ્રશિષ્ય મુનિરાજ શ્રી શુભવિજયજી મહારાજ તથા પં. શ્રી ચંદનવિજયજી મહારાજ કચ્છ માંડવીમાં ચાતુર્માસ બિરાજમાન છે. વિહાર દરમિયાન ભદ્રેશ્વર આવતાં યાત્રાળુઓ માટે ભોજનશાળાની અગત્ય જણાતાં તેઓશ્રીના ઉપદેશથી ટૂંક સમયમાં સારું ફંડ થયું છે, જે પ્રશંસનીય છે.

( અનુસંધાન ટાઈટલ પેજ ૨ થી ચાલુ )

**૪. સકલાર્હત્ સ્તોત્ર (મૂળ)**—શ્રી કનકકુશળગણિજી ટીકા સાથે સંશોધનકર્તા પ્રાચીન સાહિત્યસંશોધક સાક્ષરવર્ય શ્રીમાન પુણ્યવિજયજી મહારાજે તદ્દન શુદ્ધ કરીને પ્રકટ કરવામાં આવેલ છે અભ્યાસીઓ માટે અતિ ઉપયોગી છે ચાર્ત્રી સુંદર ટાઇપમાં મુદ્રિત થયેલ છે

**૫. શ્રી આગમસારિણી ગ્રંથ**—અનેક તત્ત્વજ્ઞાનની જાણવા જેવી હકીકતોથી ભરપૂર ફોર્મ ૮, પાના ૧૩૨

**૬ સિદ્ધાંતરહસ્ય**—તત્ત્વજ્ઞાન, દ્વારો વગેરે અનેક જાણવા જેવી હકીકતોથી ભરપૂર પાકા બાઇન્ડીંગનો દળદાર ગ્રંથ પાના ૨૪૦

આવા સખ્ત મોંઘવારીના વખતે પણ આવા ૭ મોટા સુંદર ગ્રંથો, મોટો ખર્ચ કરી, પ્રકટ કરી અમારા માનવંતા પેટ્રન સાહેબો અને લાઇફ મેમ્બરોને ભેટ આપવાનું સભાએ સાહસ કર્યું છે વ્યાપારીદૃષ્ટિએ આ સભાનો વહીવટ થતો ન હોવાથી, ઊંચામાં ઊંચી કક્ષાના વિવિધ સાહિત્યના અનેક ગ્રંથો પ્રકાશન કરવાનો અને આર્થિક દૃષ્ટિએ પણ અમારા ઉપરોકત સભાસદોને સારામાં સારા ભેટના ગ્રંથોનો દર વખતે વિશેષ વિશેષ લાભ કેમ મળે, એ હેતુ ધ્યાનમાં રાખેલ હોવાથી તેમજ આ સભાના લાઇફ મેમ્બરોને એક સુંદર બુકલાઈબ્રેરી કેમ થાય તે વિચારથી ગમે તેવા પ્રસંગોએ પણ અનેક ગ્રંથોની ભેટોનો લાભ આપવામાં આવે છે આ સભા પોતાના સભાસદોને ગ્રંથોનો જે મોટો લાભ આપે છે, તે અમારા સભ્યો જાણે કે તેમજ તેવી બીજી કોઇ સંસ્થા તેવો લાભ આપી શકતી ન હોવાથી આ સભામાં દિવસાનુદિવસ નવા સભાસદોની સંખ્યા વધતી જાય છે

**અમારા માનવંતા પેટ્રન સાહેબો તથા લાઇફ મેમ્બરોને ઉપરના ૭ ગ્રંથો શ્રાવણ વદિ ૫ થી ધારા પ્રમાણે પોસ્ટેજ ખર્ચ સાથેનું વી. પી. કરી ભેટ મોકલવામાં આવશે, જે સ્વીકારી લેવા નમ્ર વિનંતી છે**



## શ્રીમતી ગટ્ટાબાઇનો સ્વર્ગવાસ

કલકત્તાનિવાસી શેઠ લક્ષ્મીચંદજી કર્ણાવટની ધર્મપત્ની શ્રીમતી ગટ્ટાબાઇ અષાઢ સુદિ એકમ ને શનિવારના રોજ સ્વર્ગવાસ પામ્યા છે તેઓ સ્વભાવે સરલ, સુશીલ અને વિનયી હતા તેમજ દેવગુરુ-ધર્મ પ્રત્યે શ્રદ્ધાવાળા હતા તેઓએ વીશસ્થાનક તપ, રોહિણી તપ, જિનકલ્યાણક તપ, નવપદજી ઓળી આદિ તપશ્ચર્યા પણ કરી હતી તેઓએ કલકત્તામાં તેમજ સમેતશિખરજીમાં ધર્મશાળા, શ્રી શત્રુંજય તીર્થ ઉપર મોતીશા શેઠની ટૂંકમાં એક દેરી બંધાવી મળેલ સુકૃતની લક્ષ્મીનો સદુપયોગ કર્યો છે તેઓના સ્વર્ગવાસથી એક ધર્માનુરાગી બહેનની ખોટ પડી છે તેઓના કુટુંબને દિલાસો દેવા સાથે તેમના આત્માની શાંતિ ઇચ્છીએ છીએ

## ભાઇ નેમચંદ ગિરધરલાલનો સ્વર્ગવાસ

ભાઇ નેમચંદ અઠ્ઠાવન વર્ષની વયે લાંબા વખતની બીમારી ભોગવી ગત અષાઢ વદિ ૧૦ ના રોજ પંચત્વ પામ્યા છે તેઓ સ્વભાવે શાંત, મિલનસાર અને દેવગુરુધર્મ પ્રત્યે શ્રદ્ધાવાળા હતા તેઓ આ સભાના ઘણા વખતથી સભાસદ હતા. તેઓના સ્વર્ગવાસથી આ સભાને એક સભાસદ બંધુની ખોટ પડી છે તેઓશ્રીના કુટુંબને દિલાસો દેવા સાથે તેમના આત્માને પરમ શાંતિ પ્રાપ્ત થાઓ તેમ આ સભા પરમાત્માની પ્રાર્થના કરે છે

બ્રાહ્મણ, શીખ, ઇસાઈ, આર્યસમાજી, મુસલમાનાદિ સર્વે કોમોના લોકો ઘણા જ ઉત્સાહથી વ્યાખ્યાનોનો લાભ લે છે.

આચાર્યશ્રીજીના આશીર્વાદથી નવયુવાનોએ 'શ્રી આત્માનંદ જૈન વાંચનાલય' સ્થાપન કર્યું છે, જેનો લાભ લેવાઈ રહ્યો છે. સ્થાપનાના સમયે ભાષણો અને આચાર્યશ્રીનો ઉપદેશ થયેલ હતો.

બહારથી ભાવિકો દર્શનાર્થે આવ્યા કરે છે. ચોમાસી ચૌદશના દિવસે જુદા જુદા નગર-ગ્રામોના ૩૦૦ ભાઈઓ લાભ લેવા પધાર્યા હતા.

બપોરે ધર્મચર્ચા થયા કરે છે, દરેક લોકો આવી પોતાની શંકાઓનું સમાધાન કરી આનંદિત થાય છે.

### વરકાણા

આ. શ્રી વિજયલલિતસૂરીશ્વરજી મહારાજના શુભ હસ્તે બેડાનિવાસી શા. નથમલજી ધન્નાજીને સમારોહપૂર્વક વડીદીક્ષા અષાઢ સુદિ ૧૦ના રોજ આપવામાં આવી હતી. જેમનું નામ મુનિશ્રી વિશારદ-વિજયજી રાખવામાં આવ્યું છે. આચાર્ય મહારાજશ્રી હાલ વરકાણામાં ચાતુર્માસ બિરાજમાન છે.

### પ્રાંતીજ

મુનિરાજશ્રી હેમેન્દ્રસાગરજી મહારાજ તથા મુનિરાજશ્રી લક્ષ્મીસાગરજી મહારાજ આદિ પ્રાંતીજ-માં ચાતુર્માસ બિરાજમાન છે. ગઇ અષાઢ વદિ ૩ ના રોજ શાંતમૂર્તિ મુનિરાજશ્રી સુખસાગરજી મહારાજની જયંતી મુનિરાજશ્રી હેમેન્દ્રસાગરજી મહારાજના પ્રમુખપણા નીચે ઊજવવામાં આવી હતી. તે પ્રસંગે મુનિરાજશ્રી લક્ષ્મીસાગરજી મહારાજે તથા અધ્યક્ષસ્થાનેથી મુનિરાજશ્રી હેમેન્દ્રસાગરજી મહા-રાજે જયંતીનાયકના ગુણાનુવાદ કર્યા હતા.

### શ્રી ભગવતીસૂત્ર વાચના (ભાવનગર)

અત્રે ચાતુર્માસ બિરાજમાન આચાર્યશ્રી વિજય-કુમુદસૂરીશ્વરજી મહારાજને શ્રી સંઘે પવિત્ર શ્રી ભગવતી-સૂત્ર સાંભળવાની ભાવનાથી પ્રેરાઇ વિજ્ઞપ્તિ કરતાં, આચાર્ય મહારાજે સહર્ષ સ્વીકાર કરતાં શ્રી ભગવતી-સૂત્રના પાના રૂા. ૫૧) ના નકરાથી ટાણાવાળા શાહ ત્રિભોવનદાસ ગોરધનદાસ અષાઢ વદિ ૬ ના રોજ વાજતેગાજતે પોતાના ઘરે લઇ ગયા હતા. રાત્રિના રાત્રિજગો કરવામાં આવ્યો હતો અને શ્રીફળની પ્રભાવના કરવામાં આવી હતી. બીજે દિવસે વરઘોડો ચઢાવવામાં આવ્યો હતો અને વરઘોડો ઉપાશ્રયે આવતાં પાના આચાર્ય મહારાજશ્રીને વહોરાવ્યા હતા, જે સમયે ભાવપૂર્વક શ્રીસંઘે જ્ઞાનપૂજા કરી હતી, અને સાચા મોતીનો સાથિયો કર્યો હતો; તેમજ પ્રતિદિન ૩૦૦ સાથિયા, ૩૦૦ બદામો, ૩૦૦ છૂટા પૈસા, એક શ્રીફળ અને એક રૂપિયો મૂકવાનું ઠરાવવામાં આવતાં તેના રૂા. ૧૧) નક્કી કરવામાં આવતાં ૧૨૫ વ્યક્તિઓના વારા નોંધાઇ ગયા છે. તેમજ દરેક શતકના પ્રારંભમાં પૂજા ભણાવવાનું નિર્ણિત થતાં અને તેનો ખર્ચ રૂા. ૨૧) નો ગણતાં તેમાં પણ લગભગ ૩૨ નામો નોંધાઇ ગયા છે. શ્રીસંઘ પૂર્ણ ઉત્સાહથી સારી સંખ્યામાં લાભ લઇ રહ્યો છે.

### ઇડાદરા

આ. શ્રી વિજયકુસુમસૂરીશ્વરજી મહારાજ ઇટા-દરામાં ચાતુર્માસ બિરાજમાન છે. દરરોજ વ્યાખ્યાન વંચાય છે. જનતા સારી સંખ્યામાં લાભ લે છે.

### કચ્છમાંડવી

આ. શ્રી વિજયભક્તિસૂરીશ્વરજી મહારાજના પ્રશિષ્ય મુનિરાજ શ્રી શુભવિજયજી મહારાજ તથા પં. શ્રી ચંદનવિજયજી મહારાજ કચ્છ માંડવીમાં ચાતુર્માસ બિરાજમાન છે. વિહાર દરમિયાન ભદ્રેશ્વર આવતાં યાત્રાળુઓ માટે ભોજનશાળાની અગત્ય જણાતાં તેઓશ્રીના ઉપદેશથી ટૂંક સમયમાં સારું ફંડ થયું છે, જે પ્રશંસનીય છે.

## આ અંકમાં



### નવા થયેલા માનવંતા સભાસદ.

૧. ઘડિયાળી ચીમનલાલ નરસીદાસ વઢવાણ કેમ્પ લાઈફ મેમ્બર

### ભેટના ગ્રંથો.

૧. શ્રી આદિનાથ ચરિત્ર
૨. શ્રી ધર્મવીર ઉપાધ્યાય
૩. શ્રી જ્ઞાનપ્રદીપ
૪. શ્રી સકલાર્હત્ સ્તોત્ર ટીકા સહિત
૫. શ્રી આગમસારિણી
૬. શ્રી સિદ્ધાંતરહસ્ય

આવા સખ્ત મોંઘવારીના વખતે પણ ઉપરના છ મોટા સુંદર ગ્રંથો, મોટો ખર્ચ કરી, પ્રગટ કરી, અમારા માનવંતા પેટ્રન સાહેબો અને લાઈફ મેમ્બરોને ભેટ આપવાનું સાહસ કર્યું છે. આ સભા પોતાના સભાસદોને ગ્રંથોનો જે મોટો લાભ આપે છે તેવો લાભ અન્ય કોઈ આપી શકતું નથી.

ઉપરોક્ત ગ્રંથો ભેટ આપવાનું કામ શરૂ છે; જેથી સ્વીકારી લેવા નમ્ર સૂચના છે.

### શ્રી જૈન આત્માનંદ સભાના સર્વ માનવંતા સભાસદો તથા ગુરુભક્તોને ખાસ વિનતિ

સ્વ. પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજનું સ્મરણ નિરંતર સચવાઈ રહે તે માટે તા. ૩૦-૭-૪૨ ના રોજ મળેલી આ સભાની જનરલ મીટિંગે તે મહાપુરુષના સ્મારક માટે એક ફંડ કરવાનો ઠરાવ કરતાં સભાસદોએ નીચે પ્રમાણેની રકમ ફંડમાં ભરી છે. આપ પણ આ ફંડમાં આપનો યોગ્ય ફાળો આપશો.

૧૫૧૯) પુ. ૪૦ અંક ૯ માં જણાવ્યા પ્રમાણે થયેલ ફંડ.
૫) શાહ નગીનદાસ ઉત્તમચંદ-ભાવનગર.
૫૧) શેઠ લક્ષ્મીચંદજી ધન્નાલાલજી કર્ણાવટ-બીકાનેર.
૧૫૭૫)

( ફંડ ચાલુ છે. )





પુસ્તક ૫૦ મુ
અંક ૨ જો

આત્મ સં ૫૮
વીર સં ૨૪૭૯

વિક્રમ સં ૨૦૦૯ ભાદ્રપદ.
ઇ. સ. ૧૯૫૩ સપ્ટેમ્બર


# શ્રી નેમિનાથ સ્તવન

[ પારેવડા જાજે વીરના દેશમાં ]

ઓ પંખિડા ! જાજે પિયુના દેશમાં,
બોલજે હે જે મંદિરમાં ઓ પંખિડા ! ૧

શ્યામજી સિધાવ્યા શિવનારી કારણે,
ગિરનાર જેવા મંદિરમાં ઓ પંખિડા ! ૨

કહેજે કે રાજુલાએ કીધી છે બાધા,
જીવવુ છે સાધુવેશમાં ઓ પંખિડા ! ૩

સ્વામિ નેમિનાથ ! તુહિ આશરો છે મારે,
તારો મને ત્યાગના વેશમાં ઓ પંખિડા ! ૪

મુક્ત બ્રહ્મચારી એ દંપતીને પ્રણમો,
દક્ષ કહે છે ઉપદેશમાં ઓ પંખિડા ! ૫

રચયિતા મુનિશ્રી દક્ષવિજયજી મહારાજ.

# श्री पर्वाधिराज ! पधारो-पधारो !

## " अम आंगणां ऊजाळो " ! !

દોહરો

મંગળકારી નામ છે, મંગળમય સહુ કાજ;
પધારશો અમ આંગણે, **पर्वतणा अधिराज**.

હરિગીત છંદ

આજે શુકન શુભ થાય છે, **धार्मिक ध्वनि** સંભળાય છે,
પુણ્યો પ્રકાશક પુનિત પગલાં, શ્રવણગોચર થાય છે;
અભિવૃદ્ધિ કરીને ધર્મની, ભવસાગરેથી તારશો,
અમ આંગણે દિન અષ્ટ, **श्री पर्वाधिराज पधारशो**. ૧

ખીલે સમસ્ત-વનસ્પતિ, ઋતુરાજનાં દર્શન થતાં,
ફળ ફૂલ સૌરભવંત પૂર્ણ પ્રફુલ્લ દિલ સોહાવતાં;
માંગલ્ય એ **मधु मास** સમ, પ્રાગલ્ભ્ય પૂર્ણ પ્રસારશો,
અમ આંગણે દિન-અષ્ટ, **श्री पर्वाधिराज पधारशो**. ૨

દર વર્ષ ધર્મોત્કર્ષ થાવા, દિવ્ય દર્શન આપનાં,
લેખાં ગણાએ માનવીનાં, **પુણ્ય** ને વળી **પાપ**નાં;
સંહાર કરી સૌ પાપનો, રુડાં હૃદય વિકસાવશો,
અમ આંગણે દિન અષ્ટ, **श्री पर्वाधिराज पधारशो**. ૩

**श्री જૈન** શાસનની ક્રિયા, તાજી કરો છો આવીને,
ભૂલ્યા ચૂકયાને ભાન આપો છો, સુમાર્ગ બતાવીને;
શાસ્ત્રો શ્રવણ ને વ્રત-નિયમો હૃદયમાં પ્રગટાવશો,
અમ આંગણે દિન અષ્ટ, **श्री पर्वाधिराज पधारशो**. ૪

સન્માન કરવા આપનું, શ્રી જૈન શાસન સજ્જ છે,
કલ્યાણ કરવા સર્વનું, શ્રી ધર્મસ્થંભ જ ધજ્જ છે;
આંતર-ઉલટના **प्रेम-पुष्पो** આજ આપ સ્વીકારશો,
અમ આંગણે દિન-અષ્ટ, **श्री पर्वाधिराज पधारशो**. ૫

આઠે દિવસ આનંદના, ધર્મોત્સવોમાં ગાળીશું !
સત્શાસ્ત્રનાં વ્યાખ્યાન, સાધુ-સંતને નિહાળીશું !
લ્હાવો અમોલિક આપવા, આ પ્રાર્થના સ્વીકારશો,
અમ આંગણે દિન-અષ્ટ, **श्री पर्वाधिराज पधारशो**. ૬

કવિ રેવાશંકર વાલજી બધેકા

# સાચી ક્ષમા

લેખક
આ. શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ

ક્ષમા આત્માનો વિકાસ છે અને તે ક્રોધના (દ્વેષના) અભાવસ્વરૂપ છે ક્ષમા દયાનું અંગ છે અને તે દયાળુઓમા અવશ્ય રહેલી હોય છે ક્ષમા અહિંસાની જનની છે અને તે હિંસાઓથી વિરક્ત આત્માઓને વરેલી છે પાપકર્મના ઉદયથી પ્રતિકૂળ સંયોગોને અવ્યાકુળપણે સહન કરવા તે ક્ષમા શ્રી મહાવીર પ્રભુનો એક જ ઉદ્દેશ અને એક જ ઉપદેશ, સહન કરતા શીખો શ્રી મહાવીર પ્રભુનો સાચો ભક્ત ક્ષમા ન વિસારે અહિંસાનો પરમ ઉપાસક ક્ષમાનો આશ્રિત બને કર્મની નિર્જરાથી વિકાસ મેળવનારના યશોગાન સાભળીને તથા પૂજા અને બહુમાન જોઈને અમર્ષ ન કરે તે ક્ષમાધારી. પુન્ય કર્મના ઉદયથી વિલાસના સાધન તથા દુનિયામા માન, પ્રતિષ્ઠા અને મોટાઈ મેળવનારનું મનથી પણ અપમાન ન કરે તે ક્ષમાધારી મોહના દાસત્વમાથી મુક્તિ અપાવનારી ક્ષમા જ છે પ્રભુએ ક્ષમાનો આદર કરી સ્વતંત્રતા મેળવી અને અનંત જ્ઞાન, અનંત જીવન, અનંત સુખ આદિ આત્મસ્વરૂપના અનન્ય ભોક્તા બન્યા અને અન્ય જીવોને પોતાના સર્વ સિદ્ધાંતોનું રહસ્ય ક્ષમા બતાવી અપરાધીને ક્ષમા માગવાની આવશ્યકતા છે સ્વરૂપરમણતા તે ક્ષમા પરરૂપરમણતા તે અપરાધ સ્વરૂપમા રમનાર કદી પણ અપરાધી બની શકતો નથી મોહનો સેવક કદી પણ સ્વરૂપમા રહી શકતો જ નથી અને પરરૂપમા રમ્યા વગર મોહની સેવા થઈ શકતી જ નથી જડ તથા જડના વિકારોને ભોગવવાની અભિલાષા તે જ પરરૂપરમણતા કિંમતી આભૂષણ અને વસ્ત્રથી દેહને શણગારવો, સારા સારા ખાનપાન દેહને અર્પણ કરવા, બાગ, બંગલા, સ્ત્રી આદિનો ઉપભોગ કરવો વગેરે વગેરે મોહની સેવા અનેક પ્રકારે આત્માઓ કરી રહ્યા છે

જ્યા સુધી વિરક્ત ભાવ નથી ત્યા સુધી સાચી ક્ષમા-યાચના નથી ક્ષમા સમભાવનું નામાંતર છે, સમ્યક્ત્વની સાચી વ્યાખ્યા છે વિષમભાવ ક્ષમાનો પૂર્ણ વિરોધી છે. રાગ તથા દ્વેષનું સમપણું ન થાય ત્યા સુધી આત્મા ક્ષમા આપી શકતો નથી તેમજ ક્ષમા માગવાનો પણ અધિકાર નથી ભૂલથી થયેલા અપરાધની ક્ષમા માગી શકાય, પણ પાંચે ઇંદ્રિયોના દાસ બનીને તેની સેવાને માટે જીવવું બધા ય જીવોને ગમે છે, મરવું કોઈને પણ પ્રિય નથી, એમ જાણવા છતા અનેક જીવોને જીવન રહિત બનાવીને પછી તેમની પાસે ક્ષમા માગવી એ તે કેવા પ્રકારની ક્ષમા-યાચના કહેવાય ? તે કાંઈ સમજાતું નથી. વિષયાસક્તિ છોડવી નથી અને તેના અંગે જીવોનો સંહાર વધુને વધુ પ્રમાણમા નિરંતર કરી અપરાધી બન્યે જવું છે અને પછી ચોરાશી લાખ જીવાયોનિ પાસે ક્ષમા માગવી છે, તે જીવો ક્ષમા કેવી રીતે આપી શકે ? આપણા ક્ષુદ્ર સ્વાર્થ માટે જો એક વખત બીજા જીવોના પ્રાણોનો નાશ કરી, માફી માગી ફરી તેઓના પ્રાણોનો નાશ ન કરીએ તો સાચી ક્ષમા માગી કહેવાય અને તે ક્ષમા પણ આપી શકે, પણ વારંવાર તેમના પ્રાણોનો નાશ કરી વારંવાર માફી માગીએ તો, તે જીવો માફી ન આપી શકે ખરી રીતે તો આપણે પોતાના આત્માની ક્ષમા

# જૈન દૃષ્ટિની મહત્તા

યોજક : મુનિ પુણ્યવિજયજી (સંવિજ્ઞપાક્ષિક) રાજકોટ.

જૈનધર્મ એ વસ્તુતઃ વીતરાગ માર્ગ છે, અને વીતરાગ માર્ગમાં સ્યાદ્વાદ–અનેકાન્ત માર્ગને મુખ્ય સ્થાન છે. સ્યાદ્વાદ એક જ વસ્તુને જુદી જુદી અપેક્ષાએ અનેક રીતે અવલોકવાનું કથે છે. અર્થાત્ એક જ વસ્તુ અમુક અપેક્ષાએ 'અસ્તિ' છે એ નિશ્ચિત વાત છે અને અમુક અપેક્ષાએ 'નાસ્તિ' છે એ પણ નિશ્ચિત વાત છે. તેમજ એક વસ્તુ એક દૃષ્ટિએ નિત્યરૂપે પણ નિશ્ચિત છે, અને બીજી દૃષ્ટિએ અનિત્યરૂપે પણ નિશ્ચિત છે. આવી રીતે એક જ પદાર્થમાં ભિન્ન ભિન્ન ધર્મોનો ભિન્ન ભિન્ન અપેક્ષા દૃષ્ટિએ અબાધિતપણે સમન્વય કરવો એનું નામ 'સ્યાદ્વાદ' છે. જૈન દર્શન અર્થાત્ કહો કે અનેકાન્ત દર્શન સિવાય કોઇ પણ દર્શનકાર આ સ્યાદ્વાદનો સીધી રીતે સ્વીકાર કરતો નથી. જો કે આડકતરી રીતે તે તે દર્શનકારોને પણ સ્યાદ્વાદ સ્વીકાર્યા વિના ચાલતું નથી, તથાપિ જે સ્યાદ્વાદસિદ્ધતા, જે દૃષ્ટિ વિશાળતા, જે સર્વથા અવિસંવાદિતા અને તેથી કરીને જે જૈનદર્શનની સર્વોચ્ચતા નિર્વિવાદ સિદ્ધ છે તે હરકોઇ પણ બુદ્ધિમાન સજ્જન નિષ્પક્ષપાતપણે જૈન સિદ્ધાન્ત અને જૈન ન્યાયનું સાંગોપાંગ નિરીક્ષણ કરશે તેને લાગ્યા વગર નહિ જ રહે.

---

માગવી જોઈએ; કારણ કે આપણે મોહની આજ્ઞા માથે ધરીને, આત્માને અનેક વખત મારી, અપરાધી થયા છીએ; તો હવે આત્માની પાસે કરેલા અપરાધોની માફી માગી આગળના માટે મોહની સેવા છોડી દઇને આત્માને અનેક મૃત્યુમાંથી બચાવવો અને જડ તથા જડના વિકારોથી વિરક્ત બનીને આત્માને દુર્ગતિના દુઃખોમાંથી ઉગારવો. ચોરાશી લાખ યોનિમાં ઉત્પન્ન થયેલા જીવોની પાસે આપણે જે માફી માગીએ છીએ તે માફી આપતાં પહેલાં તે જીવો આપણી પાસે ફરીને ન મારવાની પ્રતિજ્ઞા કરાવે છે. આપણે જો ફરીને તે જીવોને મારીશું નહિ, તો જ તેઓ આપણને માફી આપશે. આ પરિસ્થિતિને લઈને જ શ્રી વીરપ્રભુ તથા અન્ય મહાપુરુષોએ સર્વ જીવો પાસે પોતાના અપરાધોની માફી માગી વિષયાસક્તિપણાથી વિરક્ત બની ફરી તે જીવોને ન મારવાની પ્રતિજ્ઞા કરી અને સ્વરૂપરમણતારૂપ ક્ષમા ગુણ પ્રગટ કર્યો.

હાલમાં ચાલતી ક્ષમા માગવાની પ્રથામાં પણ ભાવીમાં અપરાધી ન બનવાની કાળજી રાખીને જો ક્ષમા માગવામાં આવે તો પણ કંઈક અંશે ઠીક કહેવાય. મનુષ્યો પાસે શુદ્ધ અંતઃકરણથી ક્ષમા માગવી અને આપવી. બાકીના સંસારવાસી જીવોને શુદ્ધ ભાવથી માફી આપવી અને માગવી. આપણે સર્વ જીવોને માફી આપીને વૈર–વિરોધથી રહિત થઇ જવું. બીજા જીવો આપે તો બહુ સારું અને ન આપે તો તેઓ અપરાધી કહી શકાય. માફી આપવામાં આપણે સ્વતંત્ર છીએ તો પણ લેવામાં નથી; માટે આપણે પોતાના તરફથી સર્વ જીવોને માફી આપી જ દેવી.

સ્યાદ્વાદ-નયવાદ મનુષ્ય-પ્રજાની દૃષ્ટિને વિશાળ અને હૃદયને ઉદાર બનાવી મૈત્રીભાવનો રસ્તો તેમને સરળ કરી આપે છે જીવનના કલહો શમાવવામા અને જીવન વિકાસનો માર્ગ સરળ કરી આપવામા નયવાદ એ મસ્કારી જીવનનુ સમર્થ અગ છે

પોતપોતાની હદમા સ્થિત રહીને અન્ય દૃષ્ટિબિન્દુને તોડી ન પાડવામા નયોની સાધુતા છે મધ્યસ્થ પુરુષ સર્વ નયોને જુદી જુદી દૃષ્ટિએ યથોચિત માન આપી તત્ત્વક્ષેત્રની વિશાળ સીમા અવલોકે છે અને એથી જ એને રાગ-દ્વેષની નડતર નહિ ઊભી થવાથી આત્મસાધનના પ્રયાસમા તેને સફળતા મળે છે. નયવાદ એ સ્યાદ્વાદનો જ પેટા વિભાગ છે, એટલે સ્યાદ્વાદ કે નયવાદ એ વસ્તુત એક જ છે

વિચારોની અવડામણને લીધે જ્યારે પ્રજાના માનસ ક્ષુબ્ધ બને છે અને વાતાવરણ અશાન્ત બને છે, ત્યારે તત્ત્વદર્શીઓ પ્રજાની સામે સ્યાદ્વાદનો પ્રકાશ ધરે છે અને વસ્તુ સ્થિતિને જુદી જુદી દૃષ્ટિએ અનેક રીતે તપાસી સમન્વય કરવાનો માર્ગ સમજાવે છે સ્યાદ્વાદ સિદ્ધાન્ત આ રીતે અવલોકન દૃષ્ટિને વિશાળ બનાવે છે અને સકુચિત દૃષ્ટિથી ઉત્પન્ન થનારા કોલાહલોને શમાવે છે આમ રાગદ્વેષ શમાવી જનતાના જીવનમા મૈત્રીભાવનો મધુર રસ રેડવામા સ્યાદ્વાદની ઉપયોગિતા છે આ સ્યાદ્વાદને 'સશયવાદ' કહેવો એ પ્રકાશને જ અધકાર કહેવા બરાબર છે જૈન ઉપદેશનુ અતિમ પરિણામ રાગદ્વેષની નિવૃત્તિમા છે એ એક જ માત્ર જૈન વાણીનુ મુખ્ય ધ્યેય છે અત્ર સ્યાદ્વાદને ચર્ચવાનો વિષય નથી, કિન્તુ જૈન દૃષ્ટિની મહત્તા દર્શાવવાનો કિચિત્ પ્રયાસ છે

જૈન ધર્મના સિદ્ધાન્તોને સ્ફુટ કરવા મહાન આચાર્યોએ મહાન ગ્રથો નિર્માણ કર્યા છે, જેમા તે મહાન પુરુષોએ મધ્યસ્થપણે તત્ત્વ-નિરુપણ કરતા પ્રજાના કલ્યાણ તરફ મુખ્ય દૃષ્ટિ રાખી છે કોઈ પણ દર્શનના સિદ્ધાન્તોને તોડી પાડવાની સકુચિત વૃત્તિ તેમના વાઙ્મયમા નહિ દેખાય બલ્કે અન્યાન્ય સિદ્ધાન્તોનો સમન્વય કરવા તરફ પ્રયાસ સેવવાની તેમની ઉદાર વૃત્તિ અને વિશાળ દૃષ્ટિ તેમના ગ્રથોમા સ્પષ્ટ જોવામા આવે છે દાખલા તરીકે ભગવાન હરિભદ્રાચાર્યનો 'શાસ્ત્રવાર્તા સમુચ્ચય' ગ્રથ તેમા એક સ્થળે જૈન દર્શન-સમ્મત "ઈશ્વર જગત્કર્તા નથી" એ સિદ્ધાન્ત યુક્તિ પુરસ્સર સિદ્ધ કર્યા પછી તેઓશ્રી જણાવે છે કે—

"ततश्चेश्वरकर्तृत्ववादोऽय युज्यते परम् ।
सम्यग्न्यायाविरोधेन यथाऽऽहु शुद्धबुद्धयः॥

ईश्वर. परमात्मैव तदुक्तव्रतसेवनात् ।
यतो मुक्तिस्ततस्तस्या कर्ता स्याद् गुणभावत ॥

तदनासेवनादेव यत्ससारोऽपि तत्वत ।
तेन तस्यापि कर्तृत्व कल्प्यमान न दुष्यति ॥"

અર્થાત્—ઈશ્વરકર્તૃત્વનો મત આવી રીતની યુક્તિથી ઘટાવી પણ શકાય છે કે. પરમાત્મા ઈશ્વરે ફરમાવેલા માર્ગનુ અનુસરણ કરવાથી મુક્તિ પ્રાપ્ત થાય છે, માટે મુક્તિના દેનાર ઈશ્વર છે એમ ઉપચારથી કહી શકાય છે ઈશ્વરદર્શિત માર્ગનુ આરાધન નહિ કરવાથી ભવચક્રમા જે પરિભ્રમણ કરવુ પડે છે તે પણ ઈશ્વરનો ઉપદેશ નહિ માન્યાની સજા છે એમ કહી શકાય છે

જેઓને 'ઈશ્વર જગતનો કર્તા છે' એવા વાક્ય ઉપર આદર બધાયો છે, તેઓને માટે પૂર્વોક્ત પ્રકારની કલ્પના કરવામા આવી છે એમ આચાર્યશ્રી નીચેના શ્લોકથી જણાવે છે—

"कर्त्ताऽयमिति तद्वाक्ये यतः केषाञ्चिदादर. ।
अतस्तदानुगुण्येन तस्य कर्तृत्वदेशना ॥"

અર્થાત્—આ ઈશ્વર જગતનો કર્તા છે

એવા વાકય ઉપર જેઓને આદર બંધાણો છે, તેઓના ગુણને માટે ઉપર કથિત ઈશ્વર જગત્-કર્ત્તાપણાની દેશના છે.

હવે બીજી રીતે ઉપચાર વગર ઈશ્વરને જગતકર્ત્તા આચાર્ય શ્રી બતાવે છે—

"परमैश्वर्ययुक्तत्वाद् मत आत्मैव वेश्वरः ।
स च कर्त्तेति निर्दोषः कर्त्तृवादो व्यवस्थितः॥"

**અર્થાત્**—ખરી રીતે આ આત્મા જ ઈશ્વર છે. કેમકે દરેક આત્મસત્તામાં ઈશ્વરશક્તિ સંપૂર્ણ રહેલી છે. અને આત્મા-જીવ તો ચોખ્ખી રીતે કર્ત્તા છે જ. આવી રીતે કર્ત્તૃવાદ જગત્કર્ત્તૃત્વવાદ વ્યવસ્થિત થઈ શકે છે.

આગળ વધીને આચાર્ય મહારાજ કહે છે કે-

"शास्त्रकारा महात्मनः प्रायो वीतस्पृहा भवे ।
सत्त्वार्थसम्प्रवृत्ताश्च कथं तेऽयुक्तभाषिणः ?
अभिप्रायस्ततस्तेषां सम्यग् मृग्यो हितैषिणा ।
न्यायशास्त्राविरोधेन यथाऽऽह मनुरप्यदः ॥"

**અર્થાત્**—જ્યાં જ્યાં ઈશ્વરને કર્ત્તા કહેવામાં આવ્યો હોય ત્યાં ત્યાં પૂર્વોક્ત અભિપ્રાયથી કર્ત્તા સમજવો. તે સિવાય પરમાર્થ દૃષ્ટિએ ઈશ્વરને સૃષ્ટિકર્ત્તા કોઇ શાસ્ત્રકાર બતાવી શકે જ નહિ; કારણ કે શાસ્ત્ર બનાવનાર ઋષિ-મહાત્માઓ પ્રાયઃ નિસ્પૃહ, પરમાર્થ દૃષ્ટિવાળા અને લોકોપકારની વૃત્તિવાળા હોય છે, માટે અયુક્ત, પ્રમાણબાધિત ઉપદેશ કેમ કરે? અતઃ તેઓના કથનનું રહસ્ય બરાબર શોધવું જોઇએ કે અમુક વાત તેઓ કયા આશયથી કહે છે.

એ પછી **કપિલ**ના પ્રકૃતિવાદની સમીક્ષા આવે છે. સાંખ્ય મતાનુસારી વિદ્વાનોએ પ્રકૃતિવાદની જે વિવેચના કરી છે, તેમાં દોષ જાહેર કરીને પ્રકૃતિવાદમાં કપિલનું શું રહસ્ય સમાયલું છે એ વાતનું પ્રતિપાદન કરતાં છેવટે આચાર્ય શ્રી કહે છે કે—

"एवं प्रकृतिवादोऽपि विज्ञेयः सत्य एव हि ।
कपिलोक्तत्वतश्चैव दिव्यो हि स महामुनिः ॥"

**અર્થાત્**—એ પ્રમાણે (પ્રકૃતિવાદનું જે ખરું રહસ્ય બતાવ્યું તે પ્રમાણે) પ્રકૃતિવાદ યથાર્થ જાણવો. વળી તે કપિલનો ઉપદેશ છે, માટે સત્ય છે; કારણ કે તેઓ દિવ્યજ્ઞાની મહામુનિ હતા.

આગળ જઇને ક્ષણિકવાદ, વિજ્ઞાનવાદ અને શૂન્યવાદની ખૂબ આલોચના કરીને અને તે વાદોમાં અનેક ઊભા થતા દોષો બતાવી છેવટે આચાર્ય મહારાજ વસ્તુસ્થિતિ જાહેર કરે છે કે—

"अन्ये त्वभिदधत्येवमेतदास्थानिवृत्तये ।
क्षणिकं सर्वमेवेति बुद्धेनोक्तं न तत्त्वतः ॥
विज्ञानमात्रमप्येवं बाह्यसंगनिवृत्तये ।
विनेयान् कांश्चिदाश्रित्य यद्वा तद्देशनार्हतः ।
एवं च शून्यवादोऽपि सद्विनेयानुगुण्यतः-
अभिप्रायत इत्युक्तो लक्ष्यते तत्त्ववेदिना ॥"

**અર્થાત્**—મધ્યસ્થ પુરુષોનું એમ કહેવું છે કે આ ક્ષણિકવાદ બુદ્ધે પરમાર્થ દૃષ્ટિએ અર્થાત્ વસ્તુસ્થિતિએ કહ્યો નથી, કિન્તુ મોહવાસનાને દૂર કરવાના ઉદ્દેશથી કહ્યો છે. વિજ્ઞાનવાદ પણ તેવા પ્રકારના યોગ્ય શિષ્યોને આશ્રીને અથવા વિષયસંગને દૂર કરવાના ઉદ્દેશથી બતાવવામાં આવ્યો છે. શૂન્યવાદ પણ યોગ્ય શિષ્યોને આશ્રીને વૈરાગ્યની પુષ્ટિ કરવાના આશયથી તત્ત્વજ્ઞાની બુદ્ધે કહ્યો જણાય છે.

વેદાન્તના અદ્વૈતવાદની વેદાન્તાનુયાયી વિદ્વાનોએ જે વિવેચના કરી છે, તે પર પ્રાપ્ત થતા દોષો બતાવી છેવટે આચાર્ય શ્રી કહે છે કે—

"अन्ये व्याख्यानयन्त्येवं समभावप्रसिद्धये-
अद्वैतदेशना शास्त्रे निर्दिष्टा न तु तत्त्वतः ॥"

**અર્થાત્**—મધ્યસ્થ મહર્ષિઓ એમ નિરૂપે છે કે: અદ્વૈતવાદ તાત્ત્વિક દૃષ્ટિએ નથી કહ્યો, પણ સમભાવની પ્રાપ્તિ માટે બતાવવામાં આવ્યો છે.

ખરેખર 'સમ્યગ્દષ્ટિને મિથ્યાદષ્ટિના શાસ્ત્ર પણ સમ્યગ્રૂપે પરિણમે છે' એ શાસ્ત્રકથિત ભાવ પણ ઇત્યાદિ રીતે સમજવા યોગ્ય છે

આવી રીતે જૈન મહાત્માઓ અન્ય દર્શનોના સિદ્ધાન્તોની તટસ્થ દષ્ટિએ પરીક્ષા કરવાની સાથે શુદ્ધ દષ્ટિથી તેનો સમન્વય કરવા પણ પ્રયત્ન કરે એ જૈન દષ્ટિની કેટલી વિશાળતા હશે! અન્ય દર્શનોના ધુરંધરોને 'મહર્ષિ', 'મહામતિ' અને એવા બીજા ઊંચા શબ્દોથી સન્માનપૂર્વક પોતાના ગ્રન્થોમા ઉલ્લેખવા અને દૂષિત સિદ્ધાન્તવાળાઓના મતોનુ ખંડન કરતા પણ તેમનો હલકા શબ્દોથી વ્યવહાર ન કરવો અને સંપૂર્ણ સભ્યતા તથા શિષ્ટતા સાથે સામાને પ્રબુદ્ધ કરવાની પોતાની માયાળુ લાગણી વહેતી રાખવી એ જૈન મહર્ષિઓનુ કેટલુ ઔદાર્ય હશે! ધાર્મિક કે દાર્શનિક વાદ-યુદ્ધ ચલાવતા પણ વિરુદ્ધ દર્શનવાળાઓ તરફ આત્મપ્રેમનો રસ ઊભરાતો રહે એ કેટલુ સાત્ત્વિક હૃદય!

જૈન મહર્ષિઓની મધ્યસ્થભાવની થોડી વાનગી—

"भवबीजाङ्कुरजनना रागाद्याः क्षयमुपागता यस्य।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै॥"

ભ૦ હેમચન્દ્રાચાર્ય

"नाशाम्बरत्वे न सिताम्बरत्वे
न तर्कवादे न च तत्त्ववादे।
न पक्षसेवाऽऽश्रयणेन मुक्तिः
कषायमुक्तिः किल मुक्तिरेव॥"

ઉપદેશતરંગિણી

"पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु।
युक्तिमद् वचनं यस्य तस्य कार्यः परिग्रहः॥"

ભ૦ હરિભદ્રસૂરિ

**અર્થાત્**—સંસારબીજ-અંકુર ઉત્પન્ન કરનાર રાગ-દ્વેષ આદિ સમગ્ર દોષો જેના ક્ષય પામ્યા છે, તે ચાહે બ્રહ્મા, વિષ્ણુ, શંકર અથવા જિન હોય તેને મારા નમસ્કાર છે

દિગમ્બર અવસ્થામા મોક્ષ નથી, શ્વેતામ્બર દશામા મોક્ષ નથી, તર્કવાદમા મોક્ષ નથી અને પક્ષસેવા કરવામા મોક્ષ નથી, કિન્તુ કષાયો-(ક્રોધ-માન-માયા-લોભ) થી મુક્ત થવામા જ મુક્તિ છે

મહાવીર ઉપર મારો પક્ષપાત નથી અને કપિલ વગેરે પર મારો દ્વેષ નથી, કિન્તુ જેનું વચન યથાર્થ હોય તેનો સ્વીકાર કરવો જોઇએ

આ રીતે જૈન દષ્ટિની મહત્તા, જૈન મહર્ષિઓની દષ્ટિવિશાળતા અને તેઓશ્રીની મધ્યસ્થતાનો કિંચિત્ પરિચય શબ્દાધારે મૂકવા પ્રયાસ કર્યો છે, તેમા કોઇ ભૂલચૂક યા વિપરીતતાને સ્થાન હોય તો વિદ્વજ્જનો ક્ષન્તવ્ય લેખવા કૃપા કરશે

## મુક્તિના સાધન

જેના હૃદયમા સારી રીતે વૈરાગ્યદશા પ્રાપ્ત થયેલી હોય, ઉત્તમ પ્રકારે યથાસ્થિત જૈનાગમના રહસ્યનુ જ્ઞાન જેનામા હોય એવા સદ્ગુરુ જેને પ્રાપ્ત થયેલા હોય અને જે પ્રાણી અનુભવજ્ઞાન મેળવવાવડે—જેવી રીતે આત્મગુણોની અંદર રમણતા કરવી જોઇએ તેવા કર્તવ્યમા દૃઢ નિશ્ચયવાળો થયો હોય-તેવા પ્રાણીની સિદ્ધિ થાય છે તેથી અન્ય કે જેને ઉત્તમ વૈરાગ્ય, તત્ત્વજ્ઞાની ગુરુનો સમાગમ અને અનુભવવડે તત્ત્વનો દૃઢ નિશ્ચય થયો ન હોય તેવા પ્રાણી મુક્તિને પામી શકતા નથી

# આપણી ધાર્મિક સંસ્કૃતિ

( Our Religious Culture )

લેખક : રા. રા. જીવરાજભાઈ ઓધવજી દોશી. બી. એ. એલએલ. બી.

ડાર્વીનના વિકાસવાદમાં ( The Theory of Evolution ) એવો સિદ્ધાંત છે કે સર્વ પ્રાણીઓમાં જે પ્રાણી અથવા પ્રાણીની જાત ઉત્તમોત્તમ અર્થાત્ બીજા પ્રાણીઓથી વિશેષ શક્તિસંપન્ન હોય, તે જ પ્રાણી–પ્રાણીની જાત આ જગતમાં નભી શકે છે, બીજી જાતો ઉત્તરોત્તર નષ્ટ થાય છે. આ નિયમને survival of the fittest કહેવામાં આવે છે. મનુષ્ય જાતિથી હલકા–ઊતરતા પ્રાણીઓમાં આ નિયમ ઘટાવવામાં આવે છે, એટલું જ નહિ પણ, મનુષ્ય મનુષ્ય વચ્ચે પણ આ નિયમનું પ્રતિપાદન કરવામાં આવે છે, અને એવું સમર્થન કરવામાં આવે છે કે કોઇ શક્તિશાળી પ્રજા ઓછી શક્તિવાળી બીજી પ્રજાને વશ કરે, નાશ કરે કે સાધનરહિત કરે તેમાં કાંઇ અયોગ્ય કે અન્યાય નથી, પણ કુદરતના–વિકાસવાદના–survival of the fittest ના (શક્તિશાળી જ ફક્ત નભી શકે છે.) નિયમ પ્રમાણે થવું જોઇએ, તે જ થાય છે. અત્યારે ચાલતા ઘોર સંગ્રામનો પણ આ નિયમથી બચાવ કરવામાં આવે છે. ભૌતિક જગતમાં આ નિયમ વર્તે છે, એટલું જ નહિ પણ, નૈતિક જગતમાં પણ આ નિયમને ઘટાવવામાં આવે છે. એટલે આ નિયમ પ્રમાણે જગતમાં સૌથી વધારે શક્તિવાળા ( most powerful ) માણસને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ માનવામાં આવે છે.

આ ગણત્રી પ્રમાણે અલેક્ઝાંડર, નેપોલીયન, હિટલર વગેરે ઉત્તમોત્તમ નરો ઠરે છે, જો કે તેઓને ખાતે લાખો માણસોની હિંસા ઉધરેલ હોય છે. આર્ય સંસ્કૃતિમાં આ નિયમ સ્વીકારવામાં આવ્યો નથી. તેનો વિરોધ કરવામાં આવ્યો છે. મનુષ્ય જાતિથી ઊતરતા પ્રાણીઓ, જેઓમાં સાચું–ખોટું જાણવાની, પુણ્ય–પાપ સમજવાની શક્તિ ન હોય તેવા પ્રાણીઓમાં કદાચ આવો નિયમ વર્તતો હોય તો ભલે, પણ માણસને ધર્મ–અધર્મ, પુણ્ય–પાપ, કર્ત્તવ્ય અકર્ત્તવ્ય સમજવાની શક્તિ આપેલી છે. ઊતરતા પ્રાણીઓમાં કોઇપણ ભોગે પોતાની જાતને બચાવવાની સંજ્ઞા ( instinct of self preservation ) હોય છે. ઊંચી કોટીના મનુષ્યોમાં પોતાની જાતને બચાવવાની સંજ્ઞાને સ્થાને આત્માર્પણ–આત્મભોગની વૃત્તિ હોય છે.

બીજાના દુઃખ નિવારવાને પોતાના સુખનું બળિદાન કરવું, તે આવા ઉત્તમ કોટિના પુરુષોનું કર્ત્તવ્ય બને છે. આ વૃત્તિના જ્વલંત દષ્ટાંતો દરેક દેશના મહાપુરુષો અને ધર્મપ્રવર્તકોના જીવનમાં મળે છે. ભગવાન મહાવીર, ગૌતમ બુદ્ધ, જિસસ ક્રાઇસ્ટ, મહાત્મા ગાંધી વગેરે મહાપુરુષોના જીવન આ ઉત્તમ ભાવનાના સાક્ષીરૂપ છે; એટલે આર્ય સંસ્કૃતિમાં પોતાની જાતને કોઇ પણ ભોગે બચાવવાની પાશવી વૃત્તિને બદલે બીજાના દુઃખ માટે પોતાની જાતનું બળિદાન આપવાની ધાર્મિક દૈવી ભાવના ઉત્તમ પુરુષોમાં જોવામાં આવે છે.

આ આત્માપર્ણની ભાવના તત્ત્વજ્ઞાન ઉપર રચાયેલી છે જગતના સર્વ જીવો—એકેન્દ્રિયથી માંડી પંચેંદ્રિય મનુષ્ય સુધીમા આત્મતત્ત્વ સમાન છે જે ભેદ છે તે પ્રકૃતિ—કર્મના સંબંધને લીધે છે દરેક જીવ પોતાનો વિકાસ સાધી શકે છે અને સિદ્ધપદને પામી શકે છે, જગતનો આ શાશ્વત નિયમ છે જગતના શાશ્વત નિયમનુ ઉલ્લંઘન કરવુ તે જ મહા પાપ છે, માટે કોઇ પણ જીવને તેના ઉત્ક્રાંતિક્રમ—વિકાસક્રમને સાધતા અટકાવવો, તેની હિંસા કરવી તે જગતના નિયમ વિરુદ્ધ હોઇ પાપ છે નાનામોટા સર્વ જીવોમા આત્મા સમાન છે, દરેક જીવ જગતમા પોતાનો વિકાસ સાધવા જન્મે છે, માટે સઘળા નાનામોટા જીવોનુ રક્ષણ કરવુ તે પ્રકારના તત્ત્વજ્ઞાન ઉપર આર્યધર્મો અને ખાસ કરીને જૈન ધર્મ રચાયેલા છે આ નિયમમા કોઇ પણ ભોગે પોતાનુ રક્ષણ કરવુ, અથવા શક્તિશાળી જીવોને જ જીવવાનો હક્ક છે, તે થિયરીને અવકાશ નથી ટૂંકામા પશ્ચિમ અને પૂર્વની સંસ્કૃતિમા પૂર્વ અને પશ્ચિમની દિશાઓ જેટલુ જ અંતર છે

આર્ય સંસ્કૃતિમા મનુષ્યની શક્તિ—વીર્યની ઉપેક્ષા થયેલ નથી ખરેખર, શક્તિસંપન્ન સત્ત્વશાળી પુરુષો જ પોતાના ધ્યેયને પ્રાપ્ત કરી શકે છે એવુ શાસ્ત્રોમા બતાવેલ છે, પણ તે શક્તિ ફક્ત શારીરિક કે માનસિક માનવામા આવી નથી પણ ધર્મ ઉપર નિર્ભર થયેલ હોવી જોઇએ, તે શક્તિ પોતાની જાતને, પોતાના કુટુંબ કે દેશને પુષ્ટ કરવામા જ ન વપરાવી જોઇએ, પણ જનસમાજ—સર્વ જીવોના કલ્યાણ માટે વાપરવી જોઇએ આ ભાવનામા એકાંત સ્વદેશપ્રેમ પણ ગૌણ બને છે આ ભાવના સર્વત્ર ફેલાતા માણસો માણસો વચ્ચેના, જાતિ જાતિ વચ્ચેના, દેશો દેશો વચ્ચેના, રાજ્યો રાજ્યો વચ્ચેના કલહો શમી જાય છે, એટલુ જ નહિ પણ, *अहिंसा प्रतिष्ठायां वैरत्यागः* એ સૂત્રને આધારે જાતિવૈરી પ્રાણીઓ પણ પોતાના વૈરભાવનો ત્યાગ કરે છે અને સર્વત્ર શાંતિ ફેલાય છે શક્તિશાળી છતા સર્વ જીવોનુ કલ્યાણ ઇચ્છનાર પુરુષ નિરંતર ભાવે છે કે—

मित्ती मे सव्वभूयेसु, वेर मज्झ न केणइ ।

મારે સર્વ પ્રાણીઓ સાથે મૈત્રી છે, કોઇ સાથે વેર નથી વળી પ્રાર્થના કરે છે કે—

शिवमस्तु सर्वजगत,
परहितनिरता भवन्तु भूतगणा ।
दोषा प्रयान्तु नाश, सर्वत्र सुखी भवतु लोक ॥

સર્વ જગતનુ કલ્યાણ થાઓ, પ્રાણીઓ પરહિત કરવામા તત્પર થાઓ, સર્વ દોષો—અશુભ વાસનાઓ નાશ પામો અને સમસ્ત જીવ—લોક સુખી થાઓ સર્વ જીવોનુ કલ્યાણ ઇચ્છનાર, અને જગતભરમા શાંતિને ચાહનારા આપણે સૌ જૈન ભાઇઓ પર્યુષણના મંગળમય દિવસોમા પ્રાર્થના કરો કે—

ઘોર સંહાર વિરામ પામો,
વેરવૃત્તિ શમી જાઓ,
સર્વત્ર લોકો સુખી થાઓ,
અને જગતમા પરમ શાંતિ પ્રસરો

# શ્રી સિદ્ધસ્તોત્ર

રચનાર અને વિવેચક :
ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા એમ. બી. બી. એસ.

( ગત વર્ષના પૃષ્ઠ ૨૬૮ થી શરુ )

આ સમ્યગ્ રત્નત્રયી પ્રાપ્ત કરી ભગવાને પ્રથમ તો આશ્રવ દ્વારોનો સંવરવડે રોધ કરી નવાં કર્મને આવતા રોકી દીધા. કર્મરૂપ જળને આવવાના દ્વાર–ગરનાળા તે **આશ્રવ** છે, અને તે આશ્રવ જળને આસ્રવતું અટકાવનાર કમાડરૂપ **સંવર** છે. માટે નવાં કર્મ આવતા અટકાવવા હોય તો આશ્રવ દ્વારો સંવરવડે રોધી દેવા જોઇએ. અને પ્રભુએ પણ એમજ કર્યું,–હેયરૂપ આશ્રવનો ત્યાગ કર્યો અને આદેયરૂપ સંવરનો આદર કર્યો.

" सरस सलिलावाहि द्वारमत्र जनैर्यथा । तदास्रवणहेतुत्वादास्रवो व्यपदिश्यते ॥
आत्मनोऽपि तथैवेषा जिनैर्योगप्रणालिका । कर्मास्रवस्य हेतुत्वादास्रवो व्यपदिश्यते ॥ "

—શ્રી. અમૃતચંદ્રાચાર્યજીકૃત તત્ત્વાર્થસાર

" કારણ યોગે હો બાંધે બંધને, કારણ મુગતિ મુકાય;
આશ્રવ સંવર નામ અનુક્રમે, હેયોપાદેય સુણાય.
પદ્મપ્રભ જિન તુજ મુજ આંતરું, કિમ ભાંજે ભગવંત ! "

—શ્રી. આનંદઘનજી

" શિવગતિ જિનવર દેવ, સેવ આ દોહલી હો લાલ૦
પર પરિણતિ પરિત્યાગ, કરે તસુ સોહલી હો લાલ૦
આશ્રવ સર્વ નિવારી, જેહ સંવર ધરે હો લાલ૦
જે જિન આણા લીન, પીન સેવન કરે હો લાલ૦ "

—શ્રી. દેવચંદ્રજી

" હોત આસવા પરિસવા, નહિ ઇનમેં સંદેહ;
માત્ર દૃષ્ટિકી ભૂલ હૈ, ભૂલ ગયે ગત એહ. "

—શ્રીમદ્ રાજચંદ્રજી

" जो आसवा सो परिसवा " —શ્રી આચારાંગ.

આમ સંવરવડે ભગવાને નવા કર્મનો પ્રવેશ ( new entry ) અટકાવ્યો, એવા તે સિદ્ધના ચરણ અમને શરણરૂપ હો !

**ને પૂર્વ કર્મગણને પણ નિર્જરંતા, શસ્ત્રો અમોઘ તપ આદિકના સજંતાં;**
**જે દુષ્ટ મોહનીય કર્મ–નરેંદ્ર મારે, તે સિદ્ધના ચરણ હો શરણં અમારે. ૧૮**

શબ્દાર્થઃ—અને તપ વગેરેનાં અમોઘ શસ્ત્રો સજીને પૂર્વ કર્મગણને પણ નિર્જરતાં, જે દુષ્ટ મોહનીયરૂપ કર્મ–રાજાને મારી નાખે છે, તે સિદ્ધના ચરણ અમને શરણરૂપ હો !

### વિવેચન —

પ્રભુએ નવા કર્મનો પ્રવેશ બંધ કર્યો એટલું જ નહિ, પણ પૂર્વે બાંધેલા જે પ્રાચીન કર્મો હતા, તેને પણ નિર્જરવા માંડ્યા, ખેરવવા માંડ્યા, અને તે માટે તપ વગેરે અમોઘ શસ્ત્રોનો આશ્રય કર્યો કારણ કે તપ એ નિર્જરાનું મુખ્ય કારણ છે ઉપાર્જેલા કર્મનું આત્મપ્રદેશથી નિર્જરવું-ખરી જવું-વિખૂટા પડવું તેનું નામ નિર્જરા છે તેના બે પ્રકાર છે વિપાકજા અથવા અકામ નિર્જરા અને **અવિપાકજા અથવા સકામ નિર્જરા** કર્મ સ્વયં ઉદયમાં આવીને-વિપાક પામીને ખરી જાય તે વિપાકજા નિર્જરા છે, અને અનુદીર્ણ કર્મ તપશક્તિવડે ઉદીર્ણ ઉદયાવલીમાં પ્રવેશાવીને વેદાય-ભોગવી દેવાય તે અવિપાકજા નિર્જરા છે જેમ કેરી ઝાડ પર પણ પાકે ને બાહ્ય ઉપાયથી પણ પાકે, તેમ અત્રે નિર્જરા સંબંધી દૃષ્ટાંત સમજવાનું છે

" उपात्तकर्मण पातो निर्जरा द्विविधा च सा। आद्या विपाकजा तत्र द्वितीया चाविपाकजा॥
यथाम्रपनसादीनि परिपाकमुपायतः। अकालेऽपि प्रपद्यन्ते तथा कर्माणि देहिनाम्॥ "

—શ્રીમાન્ અમૃતચંદ્રાચાર્યજીકૃત તત્ત્વાર્થસાર

" तपसा निर्जरा च " —શ્રી તત્ત્વાર્થ સૂત્ર

" ગુણ કરણે નવ ગુણ પ્રગટતા, સત્તાગત રસ થિતિ છેદ રે,
અક્રમણે ઉદય પ્રદેશથી, કરે નિર્જરા ટાળે ખેદ રે . . કરો સાચા રંગ જિનેશ્વરૂ "

—મુનિવર્ય શ્રી દેવચંદ્રજી

આ નિર્જરાના કારણભૂત તપના બાર પ્રકાર છે અનશન આદિ ૭ બાહ્ય, અને સ્વાધ્યાય આદિ છ આભ્યંતર તપના ભેદ અત્યંત સુપ્રસિદ્ધ છે આ તપનો આશ્રય કરી પ્રભુએ પ્રાચીન કર્મની નિર્જરા કરી —

" यस्य च शुक्लं परमतपोग्निर्ध्यानमनन्तं दुरितमधाक्षीत्।
तं जिनसिंहं कृतकरणीयम् मल्लिमशल्यं शरणमितोऽस्मि॥ "

—*શ્રી સમંતભદ્રાચાર્યજીકૃત શ્રી બૃહત્ સ્વયંભૂ સ્તોત્ર*

અને એમ નિર્જરા કરતા કરતા પ્રભુએ સમસ્ત કર્મચક્રના મહારાજારૂપ દુષ્ટ 'મોહનીય' નામના કર્મનરેંદ્રને મારી નાખ્યો-હણી નાખ્યો મોહનીય કર્મને મહારાજારૂપ કહ્યો તે યથાર્થ છે, કારણ કે તે સર્વ કર્મનો અગ્રેસર, આધારભૂત અન્નદાતા છે, તે નાયક ખતમ થતાં, બીજું બધું લશ્કર દીન-લાચાર બની જાય છે. મોહનીયના બે ભેદ છે દર્શનમોહ ને ચારિત્રમોહ દર્શનમોહ હોય છે ત્યાંસુધી સમ્યગ્દર્શન નથી થતું, ચારિત્રમોહ હોય છે ત્યાં સુધી યથાખ્યાત વીતરાગ ચારિત્ર નથી પ્રગટતું દર્શનમોહનો પ્રત્યનિક સમ્યગ્દર્શન છે, એટલે કે સમ્યગ્દર્શનથી દર્શનમોહ હણાય છે, અને ચારિત્ર મોહનો પ્રત્યનિક વીતરાગ ભાવ છે, એટલે કે વીતરાગપણાથી ચારિત્ર મોહનો નાશ થાય છે

" કર્મ અનંત પ્રકારના, તેમાં મુખ્યે આઠ, તેમાં મુખ્યે મોહનીય, હણાય તે કહું પાઠ.
કર્મ મોહનીય ભેદ બે, દર્શન ચારિત્ર નામ, હણે બોધ વીતરાગતા, અચૂક ઉપાય આમ "

—મહાતત્ત્વજ્ઞ શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત શ્રી આત્મસિદ્ધિ

# જીવન વિકાસ

લેખક :—રા. રા. વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ બી. એ., એલએલ. બી. સાદરા.

જૈન દૃષ્ટિએ, અખિલ બ્રહ્માંડ–ચૌદ રાજલોક–સમસ્ત જગત–સકળ વિશ્વ, મુખ્ય બે વસ્તુને ધારણ કરી રહેલ છે. તે બે વસ્તુ જડ અને ચેતન, પુદ્ગલ અને જીવ તરીકે જગજાહેર છે–સૌ કોઇને સુવિદિત છે. આ બંને વસ્તુમાં ચેતનાશક્તિ ધરાવતો જીવ–આત્મા મૂળ સ્વરૂપે–સ્વસત્તાએ, સકલ કર્મમલ રહિત હોઇ તદ્દન નિર્મળ સ્ફટિકમણિ સાથે સરખાવી શકાય અને તે અનાદિ કાળથી કર્મબંધનથી બંધાયેલો–વીંટળાયેલો હોઇ આ સંસારચક્રમાં અરઘટ્ટિકા યંત્રની માફક ભવભ્રમણ કરતો રહી–પરિભ્રમણ કરતો રહી જન્મ–મરણમાં અટવાયા કરે છે.

અનેક પ્રકારના કર્મ બંધનોરૂપી આવરણોથી જેની અનંત જ્ઞાનશક્તિ, દર્શનશક્તિ વગેરે તદ્દન સુષુપ્ત દશામાં–અક્રિય સ્થિતિમાં ઢંકાયેલી જણાય છે; પરંતુ તે ક્રમે ક્રમે પોતાની અનંત શક્તિઓ ફોરવીને જીવનના વિકાસમાં આગળ વધતો રહે તો, સકળ કર્મનો ક્ષય થતાં–બધા કર્મના આવરણો ખસી જતાં **कृत्स्य कर्मक्षयान् मोक्षः**ના સર્વમાન્ય સિદ્ધાંતને અનુસરી મોક્ષસ્થિતિ–સિદ્ધદશા–પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત કરી શકે છે. વૈદિક દૃષ્ટિ પણ આ સિદ્ધાંત કબૂલ રાખે છે. બંને દૃષ્ટિમાં મુખ્ય ભેદ એટલો જ છે કે જૈન દૃષ્ટિ પ્રત્યેક જીવને જુદા

" દર્શનમોહ વ્યતીત થઇ ઊપજ્યો બોધ જે, દેહ ભિન્ન કેવળ ચૈતન્યનું જ્ઞાન જો;
તેથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકિયે, વર્તે એવું શુદ્ધ સ્વરૂપનું ધ્યાન જો.
અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?
એમ પરાજય કરીને ચારિત્રમોહનો, આવું ત્યાં જ્યાં કરણ અપૂર્વ ભાવ જો;
શ્રેણિ ક્ષપકતણી કરીને આરૂઢતા, અનન્ય ચિંતન અતિશય શુદ્ધ સ્વભાવ જો.
અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ? "

—શ્રીમદ્ રાજચંદ્રજી

" સમકિત સાથે સગાઇ કીધી, સપરિવાર શું ગાઢી;
મિથ્યામતિ અપરાધણ જાણી, ઘરથી બાહિર કાઢી......હો મલ્લિજિન ! એ અબ શોભા સારી.
રાગ દ્વેષ અવિરતિની પરિણતિ, ચરણ મોહના યોધા;
વીતરાગ પરિણતિ પરિણમતાં, ઊઠી નાઠા બોધા......હો મલ્લિજિન૦ "

—શ્રીમાન્ આનંદઘનજી

" પ્રથમ મિથ્યાત્વ હણી, શુદ્ધ દંસણ નિપુણ, પ્રગટ કરી જેણે અવિરતિ પણાસી;
શુદ્ધ ચારિત્રગત વીર્ય એકત્વથી, પરિણતિ કલુષતા સવિ વિણાસી. "

—શ્રી દેવચંદ્રજી

આમ નિર્જરા કરતાં, મોહનીય કર્મનરેંદ્રને જેણે હણી નાખ્યો, એવા તે સિદ્ધ ભગવાનના ચરણનું અમને શરણ હો !

( અપૂર્ણ )

જુદા આત્મસ્વરૂપે ઓળખાવે છે ત્યારે વૈદિક દૃષ્ટિ પરમાત્મસ્વરૂપમાથી જીવરૂપે છૂટા પડેલા જુદા જુદા અણુઓ, સકળ કર્મનો ક્ષય થતા પરમાત્મસ્વરૂપમા ભળી જાય છે, એટલે જીવ **શિવ** થઇ જાય છે અને જ્યોતિમા જ્યોતિ ભળી જાય છે

જૈન અને વૈદિક મોક્ષસ્વરૂપની ઘટના અંગેની માન્યતામા માત્ર ઉપર જણાવ્યા મુજબનો સામાન્ય ભેદ તો બુદ્ધિશક્તિના પ્રભાવથી સંતોષકારક રીતે સમન્વય થઇ શકે તેમ છે, છતા પણ સૂક્ષ્મતમ બુદ્ધિવાદે અનેક પ્રકારના મતમતાતરોને ઉપસ્થિત કરી અનેક જાતના વાદ-પ્રવાદને અવકાશ આપેલ છે અને પ્રખર બુદ્ધિ, શક્તિ અને જ્ઞાન ગૌરવથી વિભૂષિત પ્રભાવશાળી તત્ત્વદર્શી અને તત્ત્વવેત્તા ઋષિ-મુનિઓએ હજારો ગ્રન્થોની રચના કરી છે

જીવથી અતિરિક્ત અન્ય તમામ ચેતના રહિત વસ્તુઓનો જડ-પૌદ્ગલિક વસ્તુઓમા સમાવેશ થાય છે અને આ જડ વસ્તુ જ મુખ્યત્વે પૃથ્વી, પાણી આદિ પાચ મહાભૂત તત્ત્વોરૂપ પાચ ભેદ પડે છે મોક્ષની પ્રાપ્તિ થતા સુધી અનેક કર્મબંધનના કારણે જીવને અનેક ભવ ભ્રમણ કરવા પડે છે ધારણ કરેલ દેહનો વિલય થતા અન્ય દેહ ધારણ કરવો પડે છે અને તે પ્રકારની સ્થિતિ ઉત્તરોત્તર સકલ કર્મનો ક્ષય થતા સુધી ચાલુ રહે છે અને જીવે એક વખત મોક્ષદશા પ્રાપ્ત કર્યા પછી **पुनरपि जननं पुनरपि मरण**ની પરિસ્થિતિમાથી તે આદિ અનંત સ્થિતિ પ્રાપ્ત કરી કાયમને માટે બચી જાય છે

દેહધારી જીવ અને દેહ, શરીરી અને શરીર, ચેતનવંત જીવ અને પુદ્ગલ એ બન્ને તદ્દન જુદી-નિરનિરાળી વસ્તુ છે આવા પરમ ભેદ-જ્ઞાનનુ યથાર્થ સ્વરૂપ જેને સમજાય છે-બન્નેની સર્વાશે ભિન્નતા સમજતી પરમ વિવેકબુદ્ધિ જેને પ્રાપ્ત થાય છે અને આવી ઉચ્ચતમ વિવેક બુદ્ધિનો સદા-સર્વદા સદુપયોગ કરતા રહી જે મનુષ્ય જીવનના વિકાસક્રમમા આગળ અને આગળ વધે જાય છે તે મનુષ્ય વહેલામોડા અવશ્ય પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત કરી શકે છે

જ્ઞાન અને દર્શનથી થતો ઉપયોગ એ જીવનુ લક્ષણ છે જીવના બે ભેદ સંસારી અને મુક્ત અને સંસારી જીવના ત્રસ અને સ્થાવર, તેમા પૃથ્વીકાય, અપ્‌કાય અને વનસ્પતિકાય એ સ્થાવર, અને તેઉકાય, વાઉકાય એ બે અને બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય અને પંચેદ્રિય એ ત્રસ જીવો છે આ બધા પ્રકારના જીવોમા મનુષ્ય પ્રાણી સાર અસાર સમજવાની વિવેકબુદ્ધિ અને વિચારશક્તિ ધરાવનાર તરીકે ઉચ્ચ સ્થાન રોકે છે

જાણવા યોગ્ય-આદરવા યોગ્ય-ત્યાગ કરવા યોગ્ય વસ્તુઓ, પદાર્થો કે સદ્‌ગુણો-દુર્ગુણો કયા કયા તેનો યથાતથ્ય નિર્ણય બુદ્ધિશક્તિ અને વિચારસરણીના સદુપયોગથી થઇ શકે છે. નિશ્ચયાત્મક બુદ્ધિનો પ્રભાવ, જીવન વ્યવહારના પ્રત્યેક કાર્યમા ઉજ્જ્વલ પ્રકાશ પાડતા રહી મનુષ્યના અનુભવજ્ઞાનમા દિન પ્રતિદિન વૃદ્ધિ કર્યે જાય છે સત્સંગ, સંતસમાગમ-ગંભીર, રહસ્યપૂર્ણ ધર્મશાસ્ત્રના પુસ્તકોનો અભ્યાસ, મનન અને ઊંડી વિચારણાપૂર્વકનુ નિદિધ્યાસન, જીવનના અનેક જટિલ પ્રશ્નોનો ઉકેલ સાધવા માટે, પરસ્પર વિસંવાદી ધર્મો અને જવાબદારી-ઓનો સમન્વય સાધવા માટે, મનુષ્યની પ્રતિભા શક્તિને અપૂર્વ બળ અને પ્રેરણાદાયી થઇ પડે છે

ઘણી નીચી કોટીના નિગોદમા વસતા એકે-દ્રિય જીવો ક્રમે ક્રમે આગળ વધતા, મહાન પુણ્યોદયના પ્રતાપે મનુષ્યત્વ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થાય છે સામાન્ય રીતે પ્રગતિવાદના સિદ્ધાત મુજબ, જીવ પોતાનો વિકાસ સાધતો, ઉન્નતિક્રમના પગથિયા ઓળંગતો ઉચ્ચ કોટીમા આવતો જાય છે અને તે જ્યારે દશ દૃષ્ટાતે

દુર્લભ મનુષ્યભવ, ઉત્તમ કુળ અને ધર્મસાધનાની અનેક પ્રકારની અનુકૂળતાઓ સદ્‌ભાગ્યે પ્રાપ્ત કરે છે ત્યારે જીવનવિકાસનો પ્રશ્ન જો તે મુમુક્ષુભાવ ધરાવતો હોય તો તેની ખાસ વિચારણા માગી લ્યે છે.

જીવનવિકાસ સૌ કોઈને ઇષ્ટ છે; પરંતુ તે કેવા ઉપાયો અને સાધનોથી સહેલાઈથી સાધી શકાય તેની મીમાંસા આ લેખમાં પ્રસ્તુત થઇ પડે છે. સર્વ કોઈ મનુષ્ય જીવનવિકાસમાં આગળ વધવાની ભાવના સેવતો જણાય છે. એટલે પોતાની આસપાસ વિકાસ અને ઉન્નતિ માટેની અનુકૂળ સાધનસામગ્રી એકઠી કરવા ઉપરાંત તેના ઉપયોગ માટેની તિતિક્ષા અને તેના માર્ગમાં નડતા જાળાઝાંખરાં અને ઊભી થતી મુશ્કેલીઓનો સામનો કરવાની તૈયારી પણ કેળવવી જોઈએ. જીવનના ઘડતર માટે-વિકાસપૂર્વકના ઘડતર માટે પ્રત્યેક મુમુક્ષુ જને અનેક પ્રકારના સદ્‌ગુણોનું સેવન, દુર્ગુણોનું-મીઠા જણાતા દુર્ગુણોનું પણ ઉચ્છેદન, સદ્‌ગુણપોષક શુભ ભાવનાઓનું પરિશીલન અને સદ્‌ગુણોને વિઘાતક થઇ પડે તેવી, તેમજ દુર્ગુણોને સંવર્ધક થઇ પડે તેવી અશુભ ભાવનાઓ અને કુટેવોનું ઉન્મૂલન કરતા રહેવું જોઇએ. આદરવા યોગ્ય અને ત્યાગ કરવા યોગ્ય ભાવનાઓ, સદ્‌ગુણો કે દુર્ગુણો, સારી-માઠી વૃત્તિઓના ભેદજ્ઞાનના ઉપયોગમાં પરમ વિવેકબુદ્ધિની, ઉચ્ચતમ પ્રતિભાની ખરી કસોટી છે.

**विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः** એ સૂત્ર અનુસાર જે કોઇ મનુષ્ય લેશ માત્ર વિવેકહીન થાય છે-વિવેકના સન્માર્ગથી જરા પણ ચ્યુત થાય છે એટલે ધીમેધીમે વિવેકભ્રષ્ટતામાં વૃદ્ધિ થતી જાય છે તેનો સેંકડો માર્ગે વિનિપાત-અધઃપતન થાય છે અને તે તદ્દન હીન કોટીના મનુષ્યની ગણનામાં આવી જાય છે

ઉપરોક્ત સામાન્ય સૂત્ર સર્વને માટે એકધારું સત્ય આગળ કરે છે અને તે એક ન્યાયનીતિનો અવિચળ સિદ્ધાંત થઇ પડે છે. એટલે નાના અગર મોટા પ્રત્યેક કાર્યમાં વ્યાવહારિક તેમજ ધાર્મિક નજરે વિવેકપૂર્વકના ઉપયોગની પ્રથમ દરજ્જે અનિવાર્ય આવશ્યકતા છે. પરમ વિવેકબુદ્ધિ જ અન્ય સર્વ પ્રાણીઓ કરતાં મનુષ્યને ઉચ્ચ કોટીમાં મૂકે છે અને વિશિષ્ટત્વ અર્પે છે. વિવેકશૂન્ય મનુષ્ય પશુથી પણ હીન કોટીમાં ઊતરી જાય છે. વિવેકબુદ્ધિ સાર અસાર વસ્તુઓનું યથાર્થ પૃથક્કરણ કરી, વિશુદ્ધ સારભૂત વસ્તુ અને ઉત્તમોત્તમ સદ્‌ગુણો તરફ આપણને ખેંચી જાય છે. વિવેકબુદ્ધિમાં જેમ જેમ સૂક્ષ્મતા, તરતમતા, પ્રતિભાશક્તિ વધતા જાય છે તેમ તેમ મનુષ્ય પ્રાણી પોતાના વિકાસક્રમમાં આગળ અને આગળ વધતો જાય છે અને તેને જીવનનું પરમ રહસ્ય હસ્તામલકવત્ થતાં, તે મનુષ્ય જીવનને સફળ અને સાર્થક કરવા શક્તિમાન બને છે.

વિવેકબુદ્ધિ અનેક પ્રકારની અનુકૂળ સાધન-સામગ્રીની પ્રાપ્તિ થતાં તે માટેની ઓછાવધતા પ્રમાણમાં નમ્રતા અને ધગશ હોય તો તે સારા પ્રમાણમાં ખીલવી શકાય છે; છતાં પણ પ્રત્યેક મનુષ્યને આવો સુયોગ પ્રાપ્ત થતો નથી. તેમજ સદ્‌ભાગ્યે તે પ્રાપ્ત થાય તો પણ શક્તિની કંઈક મર્યાદા હોવાથી સર્વ કોઇ તેનો જોઈએ તેટલો લાભ લઈ શકતા નથી. આવા સંયોગો વચ્ચે ભલા, ભોળા, સરલ અને સાદા તેમજ કાલાઘેલા સામાન્ય મનુષ્યોને, જીવનના વિકાસપથમાં આગળ વધવા માટે મોટા મોટા ધર્મશાસ્ત્રોના પુસ્તકોના અભ્યાસની, સૂક્ષ્મ બુદ્ધિગમ્ય વાદવિવાદની, ચર્ચાસ્પદ વિષયોના અવગાહનની કે ઊંડી વિચારણાની અનિવાર્ય જરૂર રહેતી નથી. નીચે લખેલા શ્લોકમાં જણાવ્યા મુજબનું પરોપકારપરાયણ જીવન

ગુજારવા જેઓ સર્વદા પ્રયત્નશીલ રહે છે તેઓ સહેલાઈથી આત્મકલ્યાણ સાધી જીવન વિકાસમા આગળ વધી શકે છે

श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रन्थकोटिभि ।
परोपकार पुण्याय पापाय परपीडन ॥

× × ×

श्रूयता धर्म सर्वस्य श्रुत्वाचेवावधार्यता ।
आत्मन प्रतिकूलानि परेषा न समाचरेत् ॥

ઉપરના શ્લોકોના ભાવાર્થ તદ્દન સરલ અને સુતર હોવાથી વધારે વિવેચનની જરૂર નથી ભક્ત કબીરનુ નીચેનુ પદ પણ અર્થગભીર અને રહસ્યપૂર્ણ જણાય છે

"કબીર કહે કમાલ કુ દો બાતા કરલે,
કર સાહેબ કી બદગી ઓર ભૂખ્યેકુ કુછ દે"

ઉપર મુજબના અનેક સૂત્રો અને પદો આગળ કરી શકાય તેમ છે, પરતુ તેમ કરવા જતા લબાણ થઈ જવાનો ભય રહે છે આવા સામાન્ય સૂત્રો દરેકને ઉપયોગી અને માર્ગ-દર્શક થઈ પડે તેમ છે વળી તેવા સૂત્રો લાબા વિવેચનની પણ અપેક્ષા ગણતા નથી તેમજ તીક્ષ્ણ બુદ્ધિ જન્યવાદ-વિવાદપૂર્ણ ચર્ચાને કે મતભેદને પણ અવકાશ આપતા નથી

"આ સાચુ કે તે સાચુ" તેવી કોઈ ભાજગડ, મૂઝવણ કે મથામણને ઉપરના સૂત્રો જન્મ આપતા નથી જુદા જુદા દરેક ધર્મના અનુયાયીઓ તેમજ વર્ણાશ્રમ ધર્મને આગળ કરતા પ્રત્યેક વર્ણ અને આશ્રમસ્થિત મનુષ્યોને તે સર્વ ગ્રાહ્ય થઇ પડે તેમ છે તે સૂત્રોથી સૂચિત થતુ આચરણ પ્રત્યેક મનુષ્યે પોતાના જીવનમા ઉતારવા યોગ્ય છે આવુ વિશુદ્ધ આચરણ જીવનના ઘડતર માટે-વિશદ વર્તન માટે મજબૂત પૂરણીવાળા પાયાની ગરજ સારેછે લોકસગ્રહાર્થે જગતજનના કલ્યાણ નિમિત્તે થતા ઉદ્યમવડે ઉપરોક્ત સાધનસામગ્રીને હસ્તગત કરવામા આવે તો વિકાસના માર્ગમા અવશ્યમેવ આગળ વધી શકાય છે અને શાસ્ત્રાર્થના વાદવિવાદના ઝગડામા અગર તો મારૂ તે જ સાચુના સિદ્ધાતને વળગી રહી, પૂર્વગ્રહ અને અભિનિવેશપૂર્વકના પોતાના મતવ્યો યેનકેન પ્રકારેણ પ્રતિપાદન કરવામા જીવનનો મોટો ભાગ વ્યતીત કરનાર કદાગ્રહી સજ્જનો અને દષ્ટિરાગી અનુયાયીઓની ખોટી ખુશામત અને યશોગાનથી પરિતૃપ્તિ ધારણ કરતા કહેવાતા શાસ્ત્રવિશારદો કરતા ઉપર જણાવ્યા મુજબના પુરુષો જીવનની સાર્થકતા વધારે સારી રીતે-સફળ રીતે સાધી શકે છે

ચિત્તશુદ્ધિ, સરલ હૃદય, વિશુદ્ધ માનસ, નિર્દભ-મનોવૃત્તિ એ જીવનના વિકાસક્રમની નિસરણીનુ પહેલુ પગથિયુ છે. ઉત્તમ ચારિત્ર-ઘડતર ( character-building ) માટે તેની અનિવાર્ય ઉપયોગિતા છે

નાની નાની બાબતોમા પણ જેની ચારિત્ર-શુદ્ધિ અખડિત ટકી રહે છે તેના જીવન વિકાસમા કદી પણ પીછેહઠ થતી જણાતી નથી અનેક પ્રકારની ધર્મક્રિયા અને વિધિવિધાનમા તેમજ તપ, જપ, ધ્યાનાદિ કાર્યોમા અનુરક્ત રહેતા મનુષ્યને ચારિત્રબધારણની બાબતમા કદી પણ અસાવધ રહેવાનુ પાલવે નહીં સામાન્ય રીતે મનુષ્ય એટલો બધો આડબર-પ્રિય, દભી અને મદગ્રસ્ત રહેતા જણાય છે કે તે હમેશા પોતાનામા અછતા ગુણોને પણ તે ધારણ કરતો હોવાનો દેખાવ કરી, ઓછા અશે ધરાવતા સદ્ગુણોને પૂર્ણાશે ધરાવતો હોવાનો દાવો આગળ કરી-ખરી રીતે પોતે હોય તેના કરતા પણ વધારે ઉજ્જ્વલ દેખાવ કરતો જણાય છે અને તેમ કરવામા અન્ય પુરુષોને છેતરવા

ઉપરાંત આત્મવંચના કરતો પણ જણાય છે. આવી છેતરપિંડી દીર્ઘ કાળ નભી રહેતી નથી એટલે જ્યારે તે ખરા સ્વરૂપે ઉઘાડો પડે છે ત્યારે જમાવેલી બધી પ્રતિષ્ઠા ગુમાવી બેસે છે. આવા મનુષ્યો પોતાના જીવનવિકાસમાં સ્વતઃ અનેક પ્રકારના પ્રત્યાઘાતો ઊભા કરતા જણાય છે. " દુનિયા ઝૂકતી હૈ, ઝુકાનેવાલે ચહીએ " એ સૂત્ર અનુસાર ઘડીભર તે આગળ વધતો જણાય છે; પરંતુ ખરી પરિસ્થિતિ લાંબા વખત સુધી છૂપી રહી શકતી નથી. દંભી-ડોળઘાલુ મનુષ્યને પોતાની આબરૂ ટકાવી રાખવા માટે અનેક પ્રકારના જૂઠાણાંનું સેવન કરવું પડે છે અને હરકોઇ બાબતમાં કુટેવ કે બૂરી આદત જામી જાય છે તો પછી કોઇ પણ ઉપાયે તેનાથી છૂટી શકાતું નથી.

પોતાનો જીવનપંથ ઉજ્જ્વલ અને નિષ્કંટક બનાવવાની ભાવના રાખતા મનુષ્યે-વિકાસ, સાધક મુમુક્ષુએ એક નહિ પણ પોતાની આજુબાજુની સર્વ બાબતો બરાબર સંભાળી લેવાની સાવધાની રાખવી જોઇએ. મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. જાણ્યે અજાણ્યે ઘણી વખત ભૂલ થઇ જવા સંભવ છે; પરંતુ તેથી નિરાશ થવાને કંઇ કારણ નથી. હિંમતથી અને ભૂલ બતાવનારના યોગ્ય અહેસાનપૂર્વક તે કબૂલ રાખવામાં આવે તેના તરફ રંચ માત્ર દ્વેષ કે તિરસ્કાર કે રોષની લાગણીને હૃદયમાં સ્થાન આપવામાં ન આવે તો તેવી નિર્મળ મનોવૃત્તિ ભવિષ્યમાં સંભવતી અનેક ભૂલોમાંથી તેમજ પોતાની ભૂલ કે ગફલતને ઢાંકવા માટે કરવામાં આવતા અનેક જૂઠાણાથી મનુષ્યને બચાવી લ્યે છે એટલું જ નહિ પરંતુ વિકાસના માર્ગમાં નડતી અનેક મુશ્કેલીઓનો સામનો કરવા માટે કંઇક નવું જ બળ અર્પણ કરે છે.

વિકાસ માટેના સાધનોની પૂરતી સ્પષ્ટતા અને બને તેટલી અનુકૂળતા થતાં તેનો પૂરેપૂરો લાભ લેવાની તક કદી પણ જતી કરવી જોઇએ નહિ. મનુષ્યને પોતાની જિંદગીમાં અનુકૂળ લાભદાયી તક ક્વચિત્ જ પુણ્યબળના પ્રતાપે જ સાંપડે છે; તે સ્થિતિનો વિચાર કરતાં અમૂલ્ય તકનો પૂરેપૂરો લાભ લેવા તૈયાર રહેવું જોઇએ.

જીવનવિકાસના પંથે આગળ વધવાની ભાવના ધરાવતા મનુષ્યે પોતાની દૃષ્ટિ સમક્ષ ઉચ્ચતમ આદર્શ (ideal) રાખીને જ યથાશક્તિ પ્રયાસ કરતાં રહેવું જોઇએ. મહાનુભાવ, ઉદારચરિત મહાત્મા પુરુષોના જીવન ચરિત્રોના અભ્યાસથી મનનપૂર્વકની વિચારણાથી આવો કોઇ આદર્શ નક્કી કરી લેવો જોઇએ.

હીન કોટીના એકેંદ્રિયના જીવનમાંથી સદ્ભાગ્યે-પુણ્યોદયના પ્રતાપે, અકામ નિર્જરાના પ્રભાવે ક્રમે ક્રમે આગળ વધતાં ઉચ્ચ કોટીનું મનુષ્યજીવન પ્રાપ્ત કરનારે એશઆરામી અને પુદ્ગલાનંદી બની જઇ પોતાનું જીવન જેમ તેમ વેડફી નાંખવાનું નથી; પરંતુ સાચું આત્મદર્શન-આત્માની મહાન શક્તિઓ અને વિભૂતિઓની ઝાંખી કરવા તરફ પ્રયત્નશીલ રહેવાની જરૂર છે. આવો પ્રયત્નશીલ પુરુષ જ મુમુક્ષુની કોટીમાં આવી શકે. અને તેવા મુમુક્ષુએ સાચા આત્મદર્શન માટે બાહ્ય વસ્તુઓમાં જ્યાં ત્યાં ફાંફાં મારવાની જરૂર નથી; પરંતુ વિશુદ્ધ મનોભાવથી પોતાની અંદર રહેલ આત્માની અનંત શક્તિઓનો આવિર્ભાવ કરવાનો રહે છે. જીવનના વિકાસક્રમમાં પીછેહઠ કરાવતા દુર્ગુણોના સર્વથા ત્યાગથી અને આગેકૂચ કરાવતા સદ્ગુણોના વધતા જતા પરિશીલનથી વિકાસ સુસાધ્ય થઇ શકે છે. તેવા સાધકો જ જીવનની ખરી મોજ માણી શકે છે અને તેમના જીવનના અંતે જોઇ શકાય છે કે તેમણે જ જીવન જીવી જાણ્યું છે-સફળ કર્યું છે. તેમના જીવનમાંથી સૌ કોઇ પ્રેરણા મેળવે એ જ અભ્યર્થના.

# અહિંસાની અદ્ભુત શક્તિ

## [ ૧૦ ]

લેખક મોહનલાલ દીપચંદ ચોકસી

### દરબારગઢમાં ખૂન !

રાજકુમાર મહેન્દ્રને તુરંગમા લઇ જવાતો નજરે પડતા જ મૃગાવતી એકાએક બેશુદ્ધ બની ગઇ એની આસપાસ સખીઓનુ અને દાસીઓનુ ટોળુ જામી ગયુ રાજવીને ખબર પડતા તે પણ દોડી આવ્યો અવારનવાર પાણી છાંટવાના અને પવન નાખવા આદિના પ્રયોગથી થોડા સમય બાદ રાજકુવરી શુદ્ધિમા આવી, છતા તેણીના મનની દશા પૂર્ણ સ્વસ્થ ન થઇ રાજાને પોતાની લાડીલી એક-માત્ર કન્યાને આ દશામા નિરખી અંતરમા ખૂબ દુ ખ થયુ મૃગાવતીને એ સમજાવી પુન પૂર્વ અવસ્થામાં હતી તેવી હસતી-રમતી બનાવી દેવા ઇચ્છતો હતો, છતાં વાતાવરણ એટલુ ડહોળાયેલુ હતુ કે જેથી તે શબ્દ સરખો ઉચ્ચારી ન શક્યો. તેણીની એક સખીને સારસભાળની ભલામણ કરી તે પાછો ફર્યો આ વેળાના મહોત્સવમા દરરોજ જે બનાવ બનતો એનાથી એનુ હૃદય પણ હાલી ઊઠયુ ! પુરોહિતની હિંસામય કરણીઆથી એનો વિશ્વાસ ઊઠવા લાગ્યો દેવી પ્રત્યેની શ્રદ્ધા ડગમગવા માડી. આમ છતા માતા અપ્રસન્ન થઇ નખ્ખોદ કહાડશે એ બીતિએ-પ્રસન્ન થશે તો રાજ્યવારસની પ્રાપ્તિનો પ્રસંગ જોવા મળશે એ માણિકયદેવે ચઢાડેલી મધુ લાલસાએ હજુ પણ બે દિન મૌનપણે ચાલી રહેલ વિધાન જોયા કરવુ એવા નિશ્ચય પર આવ્યો અને પોતાના દૈનિક કાર્યમા પ્રવર્ત્યો યાત્રાળુ વર્ગમા નવમા દિને, આરતિ પછી, ચંપાનો રાજકુમાર મહેન્દ્ર સત્યાગ્રહ કરતા પકડાયો ત્યાર પછી જોરથી અહિંસાની વલણ વધવા લાગી હતી અહર્નિશ ચક્ષુ સામે અહિંસાનો સંદેશ આપતા અને કારાગૃહના અતિથિ બનતા તરુણોના ચહેરા જોવાથી—એ ઉપર એકધારી પ્રસન્નતા રમી રહેલી નીરખવાથી બલિ દેવાની પ્રથાની ધૃણાજનક વિધિ-પ્રત્યે અણગમો પેદા થવા માડ્યો હતો અહિંસામા જ પરમધર્મ સમાયો છે એવી શ્રદ્ધા જોર પકડી રહી હતી કેટલાકે તો પોતે સાથે આણેલા બોકડાઓને બંધનમુક્ત કરી અરણ્યના માર્ગે વિદાય પણ કરી દીવા કેટલાક બકરાનુ બલિદાન આપ્યા વગર પાછા ફરવાના નિશ્ચય પર આવ્યા થોડાકે આવતી કાલનો વિષમ પ્રસંગ અટકાવવાના માર્ગોની વિચારણા કરવામા કલાકો વ્યતીત કર્યા

નવમીનો સધ્યાકાળ થતા પ્રસરી રહેલ વાતાવરણના સમાચાર ગુપ્તચરદ્વારા માણિકયદેવના કાને આવવા શરુ થયા જેમ જેમ તે શ્રવણ કરતો ગયો તેમ તેમ એનુ લોહી ઊકળવા માડયુ તરુણોના સત્યાગ્રહથી જનસમૂહના મન આટલી હદે બદલાશે એવી એને ખાતરી ન હતી એ તો માનતો હતો કે પોતે આ આચાર્યને પરાજય પમાડી અહીંથી રવાના થઇ જવાની ફરજ પાડશે, પણ ધારણા ધૂળ મળતી જણાઇ બહુ વિચારના અંતે એ બધામા રાજપુત્રી મૃગાવતી વધુ દોષિત લાગી કોઇ પણ હિસાબે એને માર્ગમાથી દૂર કરવી એવો મનસુબો કરી એકદમ તે બૂમ પાડી ઊઠયો

'નરસિંહ ! નરસિંહ !' મહતનો અવાજ કાને પડતા જ મંદિરના પાછના ભાગમાંથી નરસિંહ દોડી આવ્યો અને કર જોડીને સામે ઊભો

માણિકદેવ-'વત્સ ! આજનો દિવસ છેલ્લો છે કાળીમાતાનો મહિમા અને મારી પ્રતિજ્ઞા ટકાવી રાખવાનુ તારા હાથમા છે કોઈ પણ હિસાબે આજ રાત્રિના બાર વાગતા પૂર્વે રાજકન્યા મૃગાવતીના

લોહીથી માતાને તિલક કરવું જોઇએ. એટલે સવારે દર્શને આવનાર ભક્તોને-યાત્રિકોને દીવા જેવું દેખાય કે કાળીમાતાનું અપમાન કરનાર-પેલા સાધુની અહિંસા પ્રવૃત્તિમાં છૂપી સહાય આપનાર રાજપુત્રીને મૃત્યુદંડ ભોગવવો પડ્યો '

નરસિંહ તો ગુરુની આજ્ઞા સાંભળી ઠંડો થઇ ગયો.

'.મૃગાવતીનું ખૂન ! અ ર ર ર ! મારા હાથે ! અશક્ય ! '

માણિક્યદેવ-' તને ખબર નથી કે માતાની કૃપાથી રાજવીને ઘેર જન્મેલી એ કન્યા, રાજપુત્ર મહેન્દ્રના પ્રેમમાં પડી પરાપૂર્વથી ચાલી આવતી પ્રણાલિમાં અવરોધ નાખવા ખડી થઇ છે. ઉપકારી એવા કાળીમાતાને પ્રતિવર્ષ ચઢાવવામાં આવતો બલિ બંધ કરવાના પ્રપંચમાં સામેલ બની છે. '

નરસિંહ—' મહારાજ પદ્મનાભની એક માત્ર પુત્રીનું ખૂન ! અને તે મારા હાથે ! '

માણિક્યદેવ—' મારા પછીના વારસદાર નરસિંહ! તારે મારી સામે દલીલ કરવાની ન હોય ! કેવળ આજ્ઞાનું પાલન કરવું એ તારો ધર્મ. એમાં જ દેવી મૈયાની પ્રસન્નતા ! નિશાના ઓળા ઊતરી રહ્યા છે. અને ઘટિકાયંત્રનો કાંટો વેગભેર ચાલી રહ્યો છે; એટલે વધુ વિલંબ કર્યા વગર કાર્યસિદ્ધિ અર્થે સત્વર પહોંચી જા !

દરબારગઢમાં આજે કેટલાક દિવસથી રાજકન્યા મૃગાવતી નજરકેદ છે, એની નરસિંહને માહિતી હતી. વળી એની પાસે એકાદ સખી અને બેત્રણ દાસી સિવાય ભાગ્યે જ કોઇ રહેતુ. રાજ્યમહાલયના એક ખૂણાના ભાગ ઉપર તેણીનો કમરો આવેલો હતો. એના ઝરુખામાં ઊભા ઊભા રાજમાર્ગે બનતો બનાવ જોઇ શકાય તેવું હતું. છેલ્લા આઠ દિવસથી સત્યાગ્રહ કરી આવતા તરુણોને જોઇ એનું મન ઉદ્વિગ્ન બન્યું હતું; પણ નવમા દિવસે એ માર્ગનું અવલંબન ગ્રહી, સત્યાગ્રહ કરી જ્યારે મહેન્દ્રકુમાર પણ કારાગૃહનો અતિથિ બન્યો ત્યારે તેણીનું હૃદય એટલી હદે વિહ્વળ બની ગયું કે જેથી તેણી બેભાન બની ગઇ અને એથી ખુદ રાજવીને દોડી આવવું પડ્યું એ વાત આપણે ઉપર વાંચી ચૂક્યા. સંધ્યાકાળ સુધીનો સમય એ રીતે અસ્વસ્થપણે અને વિચારમગ્નદશામાં વિતાવ્યા પછી એક નિશ્ચય ઉપર તેણી આવી ગઇ. રાજપુત્ર મહેન્દ્રને કારાગૃહની જે કોટડીમાં પૂરવામાં આવ્યો હતો ત્યાં રાત્રિની ત્રણેક ઘટિકા વીત્યા બાદ જવું અને બને તો એને છૂટો કરાવી, નસાડી મૂકવો.

પોતાનો આ નિશ્ચય વહાલી સખીને જણાવ્યો; એટલું જ નહિ પણ પોતે જ્યારે એ કાર્ય પાર પાડવા જાય ત્યારે પોતાના પલંગમાં સખીએ સૂઇ રહેવું ને કમરાની તપાસ રાખવી કે કદાચ રાજવી તપાસ કરાવે તો પણ અંદરના ભેદની તેમને એકદમ ખબર ન પડે. કુંવરીના દિલને સંતોષ આપવા સખીએ એ પ્રમાણે વર્તવાનું કબૂલ કર્યું.

રાત્રિના દસના ટકોરા થતાં જ મૃગાવતી પોતાના દેહને શાલથી લપેટી, કમરાનો દાદર ઊતરી, દરબાર ગઢની જે દિશામાં કારાગૃહ આવ્યું હતું ત્યાં પહોંચી. ચોકીદારો જાણતા હતા કે રાજકુંવરી પેલા ઘાયલ સત્યાગ્રહીની ખબર અર્થે અગાઉ આવ્યા હતા તેમ આજે આવ્યા હતા એટલે તરત જ પાસે આવી કહેવા લાગ્યા કે:

' કુંવરીબા ! હવે એ કેદીના શરીરે સારું છે, તેની ખોલી ઉઘાડું ? એ કેદી હમણાં જ ઊંઘી ગયો !

મૃગાવતી—' ભલે તે ઊંઘી ગયો. તેની ખોલી ઉઘાડવાની જરૂર નથી. આજે જે કેદી આણવામાં આવ્યો તે કઇ ખોલીમાં છે ? એ ખોલીની ચાવી મને આપ. તું અહીં નજર રાખી બેસ. દરમિયાન હું એ ખોલીમાં જઈ એ નવા કેદીની ખબર કાઢી આવું.

ચોકીદારને રાજકુંવરીની વાતમાં બીજી કંઇ ગંધ લાવવાનું કારણ ન હોવાથી તેણીના કહેવા પ્રમાણે મહેન્દ્રવાળી ખોલીની ચાવી આપી એ મુખ્ય દેવડી પર થોભ્યો. મૃગાવતી ચાવી લઇ, ઝટપટ

મહેન્દ્રવાળી ઓરડી પાસે પહોચી, એનુ તાળુ ઉઘડાવા લાગી

કોટડીમા પુરાયેલ મહેન્દ્ર હજુ જાગતો હતો આવતી કાલે બલિપૂજા વેળા શુ બનશે આચાર્ય અમરકીર્તિનો સત્યાગ્રહ કેવુ પરિણામ લાવશે, અહિંસાનો વિજય થશે કે કેમ ઇત્યાદિ વિચારમાળાના મણકા મૂકતો હતો ત્યા તો તાળામા કુચી ફરતી સાભળી આશ્ચર્ય ઊપજ્યુ અને જ્યારે દ્વાર ઉઘાડી પોતાની સન્મુખ સામાન્ય પોશાકમાં કુવરી મૃગાવતીને આવી રહેલી જોઈ ત્યારે વધુ આશ્ચર્ય થયુ એકાએક એનાથી બોલી જવાયુ—

' કોણ મૃગાવતી ! તુ અહીં ક્યાથી ? '

મૃગાવતી—' પ્રિય કુમાર ! હુ મૃગાવતી પોતે ! '

એટલા શબ્દો જોરથી બોલી એકાએક તે ચૂપ થઇ ગઇ ! બોલવાની ઇચ્છા છતા કઇ બોલી ન શકી નીચી દૃષ્ટિએ પાષાણવત્ ઊભી રહી

મહેન્દ્ર—' આટલી રાત્રિયે તુ પલગની મીઠી નિદ્રા છોડી અહીં શા સારુ આવી ? ' મૃગાવતીમા કુમારના શબ્દો સાભળ્યા પછી હિંમત આવી ને તે બોલી ' કુમાર, હુ તમોને આ દિવાલો વચ્ચેથી મુક્ત કરવા છુ આવી અત્યારની પળો કેવી કિંમતી છે તે શુ આપ નથી જાણતા ? તમો બધાને અહીં ગોધી રાખી આવતી કાલનો અરુણોદય થતા જ પેલો પુરોહિત મૂગા પશુઓનુ બલિદાન આરભશે એ વળા આચાર્ય મહારાજ અનશન યાને આમરણાંત ઉપવાસ આદરશે માટે અહીંથી મુક્ત થઇ એ અટકાવવા–મહારાજને સમજાવવા કઇ પ્રયાસ કરો ! આ દુરાત્માઓને તેમના માર્ગે જવા દો એમા આવા વિદ્વાન આચાર્યના પ્રાણનુ બલિદાન ન થવા દો સાધુજીના અનશનથી એ પાપીને તો થોકળા ગળ્યા જેવો આનદ થશે તેથી પલાયન કરી જવાની સત્વર તૈયારી કરો ! '

' રાજપુત્રી ! આચાર્યશ્રીનો માર્ગ અહિંસાનો છે, એટલે બીજા પ્રકારની મનાદ આપવાનો કે અન્ય કઇ મદદ કરવાનો પ્રશ્ન રહેતો જ નથી હુ નાચાર છુ તેથી કઇ જ ફાવટ કરી શકુ તેમ નથી એક સત્યાગ્રહી તરીકે મારે આવેલ સકટ પ્રમાણિકપણે સહન કરવુ જોઇએ '

' રાજકુમાર ! આપની બધીમા એ સર્વ સહન કરવાનુ હુ માથે લઉ છુ ને ? '

' રાજપુત્રી ! એમ નહિ બની શકે મારી ખાતર તમારા શિર પર એવુ જોખમ હુ લાદવા જરા પણ ઇચ્છતો નથી તમો સત્વર પાછા ફરો અને જે થાય તે જોયા કરો '

મૃગાવતી રાજકુમારનો હાથ તાણી બહાર જવા આગ્રહ કરે છે ત્યા એકાએક કાનમી ચીસ સભળાઇ ! તરત જ ઉભય કોટડીની બહાર દોડી આવ્યા તો માલમ પડ્યુ કે મૃગાવતી જે ઓરડામા સૂતી હતી તે તરફ કોલાહલ મચી રહ્યો છે

કેટલાક પહેરેગીરો કિકિયારી સાભળતા જ ત્યા દોડી ગયા એકાદ તો દાદર ચઢી ઉપર પણ પહોચ્યો રાજપુત્રી અને મહેન્દ્રકુમાર પણ ઉતાવળા આવી પહોચ્યા ત્યા તો ભૂગળભૂ મચેલુ જોયુ

' રાજપુત્રીનુ ખૂન ' એવા અવાજો થઇ રહેલા. એ સાભળતા જ મૃગાવતીનુ આશ્ચર્ય વધી પડ્યુ તરત જ દાદર ચઢી ઉપર પહોચી શેજના અજવાળેથી દીપક પ્રગટાવ્યો ત્યારે જ અંધારામા જે ગૂચવણ થઇ હતી તેનો સાચો ખ્યાલ આવ્યો

પોતાનો પલગ લોહીથી તરબોળ થયેલો જોયો એક શ્યામ બુરખાધારીને ઝરૂખાની જાળીએથી કુદકો મારવાની તૈયારીમા નીરખી તરત જ તેણીએ રાજકુમારને બૂમ મારી

પેલો નીચે પડી નાસવાનો પ્રયત્ન કરે ત્યાર પહેલા તો મહેન્દ્ર ત્યા પહોચી ગયો અને તેના હાથમાનો છરો આચકી લઇ, બાજુ પર ફેકી એ આદમીને જોરથી બાથમા લીધો તરત જ પહેરેગીરો દોડી આવ્યા અને એને બાધી લીધો

---

## શ્રી આદિનાથ પ્રભુ ચરિત્ર (ભાષાંતર) માટે મળેલ અભિપ્રાયો

૧. મુનિરાજશ્રી દર્શનવિજયજી (ત્રિપુટી) મહારાજ—અમદાવાદથી લખી જણાવે છે કે:

× × × × ×

સચિત્ર 'શ્રી આદિનાથ પ્રભુ ચરિત્ર' પુસ્તક મળેલ છે. પુસ્તક દરેક રીતે સુ-સુંદર પ્રકાશિત કર્યું છે. ગ્રંથ પણ અપૂર્વ પ્રકાશિત છે. અને ભાષાંતર છપાવવાની દળ-વ્યવસ્થા દરેક સરસ છે.

મુનિરાજશ્રી દર્શનવિજયજી
(ત્રિપુટી)

---

૨. આ. શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ—જૂના ડીસાથી લખી જણાવે છે કે:

'શ્રી આદિનાથ પ્રભુના જીવનચરિત્રો પૂર્વાચાર્યોએ સંસ્કૃત-પ્રાકૃતમાં અત્યંત સુંદર રીતે આલેખ્યાં છે; તો પણ શ્રી અમરચંદ્રસૂરિની કૃતિ સાહિત્યના ક્ષેત્રમાં અદ્વિતીય પ્રકાશ પાડે છે. આ શ્રી આદિનાથ પ્રભુ ચરિત્ર સૂરિજીની કૃતિનો જ અનુવાદ છે. સંસ્કૃત ભાષાથી અણુજાણુ માટે તો આ પુસ્તક અત્યંત ઉપયોગી છે; કારણ કે અનુવાદકે અનુવાદ કરવામાં અત્યંત કુશળતા વાપરી છે. ભાષા સુસંબદ્ધ, સરળ, રોચક અને ભાવવાહી છે. માત્ર ગુજરાતી સારું લખી, વાંચી જાણનાર પણ આ અનુવાદ વાંચીને શ્રી સૂરિજીની કૃતિનો આસ્વાદ લઇ શકે છે અને પ્રભુશ્રીના ઉચ્ચતમ જીવનના બોધની સાથે સાહિત્યનું પણ જ્ઞાન મેળવી શકે છે. ભાષા હૃદયંગમ અને મીઠી હોવાથી વાંચનાં કંટાળો આવે તેમ નથી, એટલે વાંચનાર રસપૂર્વક વાંચી શકે છે.

---

૩. શેઠશ્રી કુંવરજીભાઈ આણંદજી—ભાવનગરથી લખી જણાવે છે કે:

પ્રિય બંધુબંધુ વલ્લભદાસ ત્રિભુવનદાસ

× × × × ×

તમારી લેખનશક્તિ અને હૃદયની નિર્મળતા ઉપરાંત આ શ્રી આદિનાથ ચરિત્ર ભેટ મોકલવા સાથે આવેલ તમારી પત્રિકામાં મારા પ્રત્યેનો સદ્ભાવ પ્રદર્શિત કર્યો છે.

× × × × ×

તમોએ સભા તરફથી મોકલેલ શ્રી આદિનાથ ચરિત્રની બુક ઘણા આભાર સાથે સ્વીકારી છે. અને તે બુકનું બાહ્ય અને આંતરિક સ્વરૂપ જોઇ તમારા તે પ્રયાસ માટે અભિનંદન આપવા મન થઇ જાય છે. હાલ એ જ. સં. ૧૯૯૯ ના શ્રાવણ વદિ ૧૦

હિતેચ્છુ કુંવરજીના સસ્નેહ પ્રણામ



# શ્રી વાસુપૂજ્ય (પ્રભુ) ચરિત્ર.

(શ્રી વર્ધમાનસૂરિકૃત)

૫૪૭૪ શ્લોકપ્રમાણ, મૂળ સંસ્કૃત ભાષા અને સુંદર શૈલીમાં વિસ્તારપૂર્વક જુદા જુદા આગમો તથા પૂર્વાચાર્યોકૃત અનેક ગ્રંથોમાંથી દોહન કરી શ્રીમાન વર્ધમાનસૂરિજીએ સં. ૧૨૯૯ની સાલમાં લખેલો આ અપૂર્વ ગ્રંથ છે.

આ ગ્રંથમાં પ્રભુના ત્રણ ભવો, પાંચ કલ્યાણકો અને ઉપદેશક જાણવા યોગ્ય મનનીય સુંદર બોધપાઠો, તત્ત્વજ્ઞાન, તપ વગેરે સંબંધીની વિસ્તૃત હકીકતોના વર્ણનો સાથે પુણ્ય ઉપર પુણ્યાઢ્ય ચરિત્ર, રાત્રિભોજન ત્યાગ અને આદર, બ્રાહ્મન, રોહિણી આદિની અનેક સુંદર, રોચક, રસપ્રદ, આહ્‌લાદક કથાઓ આપેલી છે કે જેમાંની એક કથા પૂરી થતાં બીજી વાંચવા મન લલચાય છે અને પૂરી કરવા ઉત્સુકતા થાય છે ને તમામ કથાઓ ઉપર ગ્રાહ્ય અને સુંદર ઉપદેશ પણ સાથે આપેલ છે.

કિંમત રૂા. ૨-૮-૦ પોસ્ટેજ જુદું.



શ્રી પ્રભાચંદ્રસૂરિવિરચિત–

## શ્રી પ્રભાવક ચરિત્ર (ભાષાંતર) ઐતિહાસિક ગ્રંથ.

આ એક ઐતિહાસિક કથા–સાહિત્યના ગ્રંથમાં વર્તમાનકાળના આ શ્રી પ્રભાવક આચાર્યમહારાજના જીવન ઉપર કર્ત્તા મહાપુરુષે સારો પ્રકાશ પાડ્યો છે. જે જે મહાન આચાર્યનો પરિચય આપ્યો છે, તેમાં તે સમયની સામાજિક, ધાર્મિક, રાજકીય પરિસ્થિતિ, ઐતિહાસિક દૃષ્ટિએ આપી સુંદર (ભાષાંતર) પ્રમાણિક ઐતિહાસિક ગ્રંથ બનાવ્યો છે. મુનિરાજ શ્રી કલ્યાણવિજયજી મહારાજે ઐતિહાસિક દૃષ્ટિએ સુંદર પર્યાલોચના લખી તે ગ્રંથની રચનામાં સુંદરતા વધારી પ્રમાણિક જૈન કથાસાહિત્યમાં ઉમેરો કર્યો છે. એવી સુંદર અને સરલતાપૂર્વક રચના કરેલ હોઈને આ ગ્રંથને અમુક અમુક જૈન શિક્ષણશાળાઓના ધાર્મિક અભ્યાસક્રમમાં સ્થાન મળેલ છે. આ ઉપયોગી સાહિત્ય ગ્રંથ હોવાથી વાંચતા પણ ખાસ આનંદ ઉત્પન્ન કરે તેવો છે. કિંમત રૂા. ૨-૮-૦ પોસ્ટેજ અલગ.

લખો—શ્રી જૈન આત્માનંદ સભા–ભાવનગર.

---

## ૫. શ્રી સુમતિવિજયજીનો સ્વર્ગવાસ.

રાધનપુરમાં ચાતુર્માસ બિરાજમાન પં. શ્રી સુમતિવિજયજી મહારાજ શ્રાવણ વદિ ૧૨ ના રોજ સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા છે. તેઓ આ. શ્રી વિજયભક્તિસૂરિજી મહારાજના શિષ્ય હતા. તેઓએ અઢાર વર્ષના દીક્ષાપર્યાયમાં તપશ્ચર્યા, ગુરુભક્તિ અને શાસ્ત્રાભ્યાસમાં પોતાનું જીવન શુદ્ધ બનાવ્યું હતું. તેઓ સ્વભાવે શાંત અને ભદ્રિક હતા. તેઓશ્રીના સ્વર્ગવાસથી આ. શ્રી વિજયભક્તિસૂરિજી મહારાજને શિષ્યરત્નની ખોટ પડી છે. સ્વર્ગસ્થના આત્માની શાંતિ માટે શાસનદેવને પ્રાર્થીએ છીએ.

# શ્રી આદિનાથ પ્રભુ ચરિત્ર (ભાષાંતર) માટે મળેલ અભિપ્રાયો

૧. મુનિરાજશ્રી દર્શનવિજયજી (ત્રિપુટી) મહારાજ—અમદાવાદથી લખી જણાવે છે કે:

× × × × ×

સચિત્ર 'શ્રી આદિનાથ પ્રભુ ચરિત્ર' પુસ્તક મળેલ છે. પુસ્તક દરેક રીતે સુ-સુંદર પ્રકાશિત કર્યું છે. ગ્રંથ પણ અપૂર્વ પ્રકાશિત છે. અને ભાષાંતર છપાવવાની ઢબ-વ્યવસ્થા દરેક સરસ છે.

મુનિરાજશ્રી દર્શનવિજયજી
(ત્રિપુટી)

---

૨. **આ. શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ**—જૂના ડીસાથી લખી જણાવે છે કે:

'શ્રી આદિનાથ પ્રભુના જીવનચરિત્રો પૂર્વાચાર્યોએ સંસ્કૃત-પ્રાકૃતમાં અત્યંત સુંદર રીતે આલેખ્યાં છે; તો પણ શ્રી અમરચંદ્રસૂરિની કૃતિ સાહિત્યના ક્ષેત્રમાં અદ્વિતીય પ્રકાશ પાડે છે. આ શ્રી આદિનાથ પ્રભુ ચરિત્ર સૂરિજીની કૃતિનો જ અનુવાદ છે. સંસ્કૃત ભાષાથી અણજાણ માટે તો આ પુસ્તક અત્યંત ઉપયોગી છે; કારણ કે અનુવાદકે અનુવાદ કરવામાં અત્યંત કુશળતા વાપરી છે. ભાષા સુસંબદ્ધ, સરળ, રોચક અને ભાવવાહી છે. માત્ર ગુજરાતી સારું લખી, વાંચી જાણનાર પણ આ અનુવાદ વાંચીને શ્રી સૂરિજીની કૃતિનો આસ્વાદ લઇ શકે છે અને પ્રભુશ્રીના ઉચ્ચતમ જીવનના બોધની સાથે સાહિત્યનું પણ જ્ઞાન મેળવી શકે છે. ભાષા હૃદયંગમ અને મીઠી હોવાથી વાંચતાં કંટાળો આવે તેમ નથી, એટલે વાંચનાર રસપૂર્વક વાંચી શકે છે.

---

૩. શેઠશ્રી કુંવરજીભાઈ આણંદજી—ભાવનગરથી લખી જણાવે છે કે:

પ્રિય લઘુબંધુ વલ્લભદાસ ત્રિભુવનદાસ

× × × × ×

તમારી લેખનશક્તિ અને હૃદયની નિર્મળતા ઉપરાંત આ શ્રી આદિનાથ ચરિત્ર ભેટ મોકલવા સાથે આવેલ તમારી પત્રિકામાં મારા પ્રત્યેનો સદ્ભાવ પ્રદર્શિત કર્યો છે.

× × × × ×

તમોએ સભા તરફથી મોકલેલ શ્રી આદિનાથ ચરિત્રની બુક ઘણા આભાર સાથે સ્વીકારી છે, અને તે બુકનું બાહ્ય અને આંતરિક સ્વરૂપ જોઇ તમારા તે પ્રયાસ માટે અભિનંદન આપવા મન થઇ જાય છે. હાલ એ જ. સં. ૧૯૯૯ ના શ્રાવણ વદિ ૧૦

હિતેચ્છુ કુંવરજીના સસ્નેહ પ્રણામ



## આ અંકમાં



## નવા થયેલા માનવંતા સભાસદો

| | | | |
|---|---|---|---|
| ૧. | શાહ ચંપકલાલ અમીચંદ | ભાવનગર | લાઇફ મેમ્બર |
| ૨. | શાહ ચીમનલાલ ડાહ્યાભાઈ | અમદાવાદ | ,, |
| ૩. | શાહ લક્ષ્મીચંદ ધરમચંદ | ચલોડા | ,, |
| ૪. | શાહ જયંતીલાલ હરગોવિંદદાસ | ભાવનગર | ,, |
| ૫. | મહેતા બળવંતરાય શામળદાસ | ,, | ,, |
| ૬. | વોરા હરગોવિંદદાસ દુર્લભજી | ,, | ,, |
| ૭. | શાહ જયંતીલાલ લક્ષ્મીચંદ | ,, | ,, |

## જવાબ મંગાવનારાઓને નમ્ર સૂચના

શ્રી આત્માનંદ પ્રકાશ માસિક, પુસ્તક પ્રકાશન ખાતા કે તેવા કોઇ પણ સભાના કાર્ય માટે જે બંધુઓને કંઇ પણ ખુલાસા–જવાબની જરૂર હોય તેમણે જવાબ માટે પોસ્ટની ટિકિટ મોકલવા તસ્દી લેવી. ખાસ કારણ હશે તે જ માત્ર જવાબ–ખુલાસો આપવામાં આવશે.




પુસ્તક ૪૧ મું | આત્મ સં. ૪૮ | વિક્રમ સં. ૧૯૯૯ આશ્વિન
અંક ૩ જો. | વીર સં. ૨૪૬૯ | ઇ. સ. ૧૯૪૩ ઑક્ટોબર

# શ્રી મહાવીર જિન સ્તવન

( રાગ અબ તેરે સિવા કૌન મેરા કૃષ્ણ કનૈયા )

અબ તેરે સિવા કૌન મેરા મોહ હરૈયા,
મહાવીર! મૈં તો આકે પડા હું તોહે પૈયા
મેરે જીવન કા સાથી એક તું હૈ જિનજી!
મેરે સુખો કી આશા ભી તું હૈ જિનજી!
અબ તું હી લગા પાર મેરી છોટીસી નૈયા–મહાવીર!

સુંદર છબી તુમ્હારી કર્મો વિદારતી,
મહાવીર તુજે યે મેરી રસના પુકારતી,
કહેતા હૈ યશોભદ્ર ઓ! શિવપુર બસૈયા,
મહાવીર મૈં તો આકે પડા હું તોહે પૈયા

રચયિતા મુનિશ્રી યશોભદ્રવિજયજી મહારાજ

# ગુરુશ્રી વલ્લભસૂરિ

( શિખરિણી )

ધરી ચિત્તે નિત્યે, જિનવચનમાં પ્રીતિ જ ઘણી,
વિલોક્યાં સહુ શાસ્ત્રો, સમયસર ભાવે વિરમણી;
ધરે હૈયે જેઓ, ચરણ રચવા રુચિ જ પૂરી,
સદા જયવંતા હો, પ્રખર ગુરુશ્રી વલ્લભસૂરિ. (૧)

બનાવ્યા છે ગ્રંથો, ગુર્જર અને હિંદી જ મહીં,
રચી છે પૂજાઓ, વિવિધ રસ પૂરી ગુણ ગ્રહી;
વિશેષે સ્થાપ્યાં છે, પ્રગતિરૂપ વિદ્યાલય ફરી,
સદા જયવંતા હો, પ્રખર ગુરુશ્રી વલ્લભસૂરિ. (૨)

મહાવ્રતો પાંચે, સમિતિ સહ ગુપ્તિ ત્રણ ધરી,
અખંડા નંદેહા, અજીત રતિભર્ત્તા વશ કરી;
સદાચારે જેણે, પ્રતીત કરનારી મતિ હરી,
સદા જયવંતા હો, પ્રખર ગુરુશ્રી વલ્લભસૂરિ. (૩)

પ્રબોધીને તારે, ભવજળથકી રંજન કરે,
જીતી પંચેદ્રિને, મનમુદિત જે શાન્તિ ધરે;
પ્રસાર્યો પંજાબે, વીરવિજય જ્યાં ત્યાં વિચરી,
સદા જયવંતા હો, પ્રખર ગુરુશ્રી વલ્લભસૂરિ. (૪)

વધારી છે કીર્તિ, વિજયી વિજયાનંદ ગુરુજી,
પ્રશિષ્યો ને શિષ્યો, નમન કરતા નિત્ય પ્રભુજી;
લઈ શરણુ તારો, **વિનય** વિનવે છે કરગરી,
સદા જયવંતા હો, પ્રખર ગુરુશ્રી વલ્લભસૂરિ. (૫)

રચયિતા : **મુનિશ્રી વિનયવિજયજી મહારાજ–વડોદરા**



# મમતાની કૂંચી



લેખક આ. શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ

જ્ઞાની પુરુષોની દૃષ્ટિ બહાર રહીને આપણાથી કાંઈ કરી ન શકાય હું કરું છું એવી ભાવના ઉઘાડું મિથ્યાભિમાન જ છે પૂર્ણ સ્વતંત્ર થયા વગર સંસારી પ્રાણી કહી શકતો નથી કે હું કરું છું અને પૂર્ણ સ્વતંત્ર બન્યા પછી કારણોના અભાવે સ્ફુરણા પણ થતી નથી કે હું કરું છું વિચારશીલ, વિવેકી પુરુષો પણ વ્યવહારદૃષ્ટિથી મુઝાઇને બોલી ઊઠે છે કે અમુકે અમુક કર્યું તે ઠીક ન કર્યું સમજુ થઇને આમ કેમ કર્યું ? પણ પરાધીન સંસારી આત્માનું કાર્ય માત્ર ઉદયાધીન થયા કરે છે માટે વિવેકી પુરુષોએ રોષ કે તોષ ન કરવો જોઇએ આત્માના અહિતકારી કાર્ય માટે ભાવદયા અને હિતકારી કાર્ય માટે સંતોષના પરિણામ રાખવા જોઇએ મને કેટલાક પૂછે છે કે 'તમે શા માટે આચાર્ય બન્યા ?' હું કહું છું કે 'મારામાં કાંઈ પણ પરિવર્તન થયું નથી તમે મારામાં કઇ વસ્તુ જોઇને પૂછો છો ? હું કાંઈ પણ બન્યો જ નથી, બનવાની ઇચ્છા પણ નથી અને બનીશ પણ નહિ, કારણ કે મને બનાવટ પસંદ નથી કર્મના વિકારો થયા કરે તેમાં દૃષ્ટા તરીકે રહેવાની ઇચ્છાવાળો છું કંઇક અંશે સફળ પણ થયો છું મને દૃઢ શ્રદ્ધા છે કે મારામાં કાંઇ પણ ફેરફાર થવાનો નથી જેવા રૂપે અત્યારે છું તેવા જ રૂપે હતો અને તેવા જ રૂપે રહીશ વ્યવહાર દૃષ્ટિએ વિકારી આત્મા વિકાર દૂર કરવા વિકારોનો ઉપયોગ કરે છે કર્મના સંયોગથી છૂટી જવા જેટલા સાધનો ઉપયોગમાં લેવાય છે તે સઘળાયે કર્મના વિકારો જ છે કાંટાને કાઢવા કાંટાનો ઉપયોગ થાય છે, પછી તે લોઢાનો કાંટો હોય કે બીજો હોય, પણ કાંટાને કાઢવા આકૃતિ કાંટા જેવી જ હોવી જોઇએ

એક આગળ પહોળી અને સેંકડો વાર લાંબી કચકડાની પટી ઉપર વળગેલા મસાલામાં અનેક આકૃતિઓ અદૃશ્ય તિરોભાવરૂપે રહેલી છે તેનો લાઈટ અને મશીનના નિમિત્તથી આવિર્ભાવ થાય છે ત્યારે સ્થૂળ બુદ્ધિવાળાને સમજાય છે કે પટી ઉપર અનેક આકારો છે, અને તે બાહ્ય વસ્તુઓના પટી ઉપર વળગેલા મસાલામાં પડેલા પ્રતિબિંબો છે જ્યારે પટી ઉપરથી મસાલો ઊખડી જઇ પટી શુદ્ધ થાય છે ત્યારે ગમે તેવા નિમિત્તો વિદ્યમાન હોવા છતાં કોઇ પણ આકાર જણાતો નથી

આ જ પ્રમાણે કચકડાની પટીરૂપ આત્મા ઉપર કર્મનો મસાલો વળગેલો છે, તેમાં અનેક આકારો તિરોભાવરૂપે રહેલા છે તેનો બાહ્ય નિમિત્તથી આવિર્ભાવ થાય છે તેને જોઇને અણજાણ, આત્માના આકારો કલ્પે છે ત્યારે જાણ પુરુષ કર્મના વિકારો માને છે, માટે જ જાણ પુરુષો મને પૂછતા નથી કે તમે આચાર્ય કેમ બન્યા ? કારણ કે તેઓ જાણે છે કે આચાર્ય બનવું એ એક કર્મનો વિકાર છે, પુન્ય કર્મનું કાર્ય છે અને આચાર્યનો ગુણ મેળવવો તે

આત્મસ્વરૂપ છે. આત્મા ઉપર જેટલી બનાવટ છે તે સઘળાયે કર્મના વિકારો છે. આત્મામાં વિકાર નથી; પણ જડના ( પુદ્ગલસ્કંધમાં ) વિકાર છે. આત્મા અખંડ છે. જડ પુદ્ગલસ્કંધ ખંડ છે. કર્મથી મુકાયેલો આત્મા અન્ય અન્ય રૂપે થતો નથી, પણ આત્માથી વિખૂટાં પડેલાં કર્મ અન્ય અન્ય રૂપે થાય છે; કારણ કે અનંતાનંત પુદ્ગલ પરમાણુંઓનો સમુદાય છે, માટે જ અનેક પ્રકારના વિકૃત પરિણામને પામે છે.

વસ્તુના જાણ વિચારશીલ પુરુષોને હર્ષ, શોક કે આશ્ચર્ય થયાં નથી. વસ્તુસ્વરૂપનું જ્ઞાન થયા પછી વિવેકી પુરુષના સમતાસાગરમાં ક્ષોભ થતો નથી. અનેક પ્રકારના કર્મના વિકાર વિલાસોને જોઈને જ્ઞાનસ્વરૂપ આત્મા પ્રત્યે તિરસ્કાર, અણગમો કે અરુચિ થતી નથી; તેમજ રોષ કે તોષ પણ થતો નથી. કર્મોના વિકારો માટે કોઇ પણ પ્રકારના વિચારો જ ઉત્પન્ન થતા નથી. હમેશાં આત્મદશામાં મગ્ન રહીને દૃષ્ટા તરીકે જ પોતાને માને છે. પોતાને વળગેલાં કર્મોના વિકારો માટે પણ સમભાવીને દૃષ્ટા હોય છે. ધન, સંપત્તિ કે અન્ય પ્રકારના ઇષ્ટ પુદ્ગલોના સંયોગરૂપ કર્મના વિકારોને ઇચ્છતા નથી. જે સમયે જેવા કર્મના વિકારથી જેવા પૌદ્ગલિક સંયોગો પ્રાપ્ત થાય છે તેને સમભાવે જોયા કરે છે; પણ ઇષ્ટ અનિષ્ટના સંયોગવિયોગ માટે વિચાર કે પ્રવૃત્તિ કરતા નથી.

ક્રોધ, લોભ, હાસ્ય, રતિ, અરતિ આદિ કર્મના વિકારોનો આત્મામાં વ્યવહારદૃષ્ટિએ આરોપ કરવામાં આવે છે, પણ તત્ત્વદૃષ્ટિથી જોતાં આત્મામાં જ્ઞાન, દર્શન, ચારિત્ર આદિ રહેલાં છે, અને ક્રોધાદિ આત્માના સંયોગથી કર્મસંજ્ઞાને ધાણ કરવાવાળા જડના વિકારો છે. આત્મસંયોગથી ઉત્પન્ન થવાવાળા હોવાથી વ્યવહારમાં ક્રોધી આત્મા, લોભી આત્મા, વગેરેનો વ્યપદેશ કરવામાં આવે છે. ફ્રૂટ સોલ્ટ અને પાણી. આ બન્ને વસ્તુઓમાં ભિન્ન ભિન્ન સ્વભાવ રહેલા છે. પાણીનો સ્વભાવ શીતલ, મધુર અને પ્રવાહી. ફ્રૂટ સોલ્ટનો સ્વભાવ ખટાશ, ખારાશ અને ઉભરાઇ જવાના વિકારવાળો. જ્યાં સુધી ફ્રુટ સોલ્ટ પાણી સાથે ભળતું નથી ત્યાં સુધી તેમાં રહેલો વિકાર જણાતો નથી; પણ પાણી સાથે ભળે છે કે તરત જ તેનો વિકૃત સ્વભાવ પ્રત્યક્ષ થાય છે. જેને જોઇને અણજાણ આ વિકારનો પાણીમાં આરોપ કરે છે. અને જાણ પુરુષ સોલ્ટનો સ્વભાવ માને છે. આ પ્રમાણે પાણી સદૃશ આત્મા અને સોલ્ટ સદૃશ જડ. જ્યાં સુધી જડનો આત્માની સાથે સંયોગ થતો નથી ત્યાં સુધી કર્મ કહેવાઇ વિકાર ભાવને પામતું નથી. જ્યારે આત્મા સાથે ભળે છે ત્યારે જ જડ કર્મસંજ્ઞાને ધારણ કરી, અનેક પ્રકારના વિકાર ભાવને પામે છે. આ બધા યે વિકારો આત્મસંયોગી જડના છે, પણ જડસંયોગી આત્માના નથી. ઊભરાઇ જવાનો વિકાર પાણીસંયોગી સોલ્ટનો છે, પણ સોલ્ટ સંયોગી પાણીનો નથી. વિશુદ્ધ આત્માની સાથે પુદ્ગલ સ્કંધોનો સંયોગ થવા છતાં પણ તેમાં વિકૃતિ થતી નથી.

વ્યવહાર દૃષ્ટિ–બાહ્ય દૃષ્ટિની અપેક્ષાએ જન્મથી લઇને મરણ પર્યંત આત્માની અનેક દશાઓ, સ્થિતિઓ, આચરણાઓ,જાણ(વિકાસી) અને અણજાણ ( વિલાસી ) એમ બે પ્રકારે ઓળખાતા આત્માઓની આંતર અને બાહ્ય એમ બે પ્રકારની દૃષ્ટિથી ભિન્ન ભિન્નરૂપે જણાય છે. જ્ઞાની પુરુષો દશા, સ્થિતિ અને આચરણાનું કારણભૂત કર્મને માની કર્મનો જ વાંક કાઢે છે. ત્યારે અજ્ઞાની આ બધીયે પરિસ્થિતિનું કારણ આત્માને માની આત્માનો વાંક કાઢે છે. આત્માના પક્ષપાતી જ્ઞાની પુરુષો સ્વજાતીય

આત્માને નિર્દોષ, નિર્વિકારી, સ્વસદશ માનીને અને જાણીને વ્યવહાર દૃષ્ટિએ ઉચિત-અનુચિત ગમે તેવી પ્રવૃત્તિમા પડેલા આત્માના પ્રત્યે રાગદ્વેષ કરતા નથી, જેથી કરી તેમના હૃદયમા સકલેશ કે સક્ષોભ થતો નથી ક્રોધાદિ તેમને કનડી શકતા નથી, અને જીવમાત્ર ઉપર શત્રુ ભાવ ન રાખતા મિત્રભાવ જ રાખે છે આવી રીતે તેઓ આત્મવિશુદ્ધિ પુષ્કળ મેળવી શકે છે અને છેવટે સપૂર્ણ આત્મવિકાસી બની શકે છે કેવળ બાહ્યદૃષ્ટિ અજ્ઞાની જીવ આત્માની કર્મજન્ય પ્રવૃત્તિઓને જોઈને હર્ષ, શોક, આશ્ચર્ય, મમતા, ઈર્ષા, તિરસ્કાર આદિ અનેક પ્રકારની લાગણીઓને વશ થાય છે અને વધુ ને વધુ મોહનીય કર્મની સત્તાને આધીન થતા જાય છે આવા જીવો દુખી જીવન ગાળે છે, નિરતર અતિ રૌદ્રધ્યાનથી છૂટી શકતા નથી, આત્મિક સુખ તથા આત્મિક આનદથી વચિત રહે છે અને પરિણામે સસારના પ્રવાહમાથી બહાર નીકળી શકતા નથી એક આત્માને નમસ્કાર કરવો અને એકનો તિરસ્કાર કરવો, એકને વખાણવો અને એકને વખોડવો, એકને મિત્ર માનવો અને બીજાને શત્રુ માનવો, આવી પ્રવૃત્તિ કરનારને વિચાર કરવાની આવશ્યકતા છે કે નમસ્કાર કરવાની કે તિરસ્કાર કરવાની મનોવૃત્તિ થવાનુ શુ કારણ છે? આવી મનોવૃત્તિ થવામા બન્નેના શુભાશુભનો ઉદય હોય છે અને ઉદયાધીન આત્મા એકબીજાના નિમિત્તથી કર્મનો બધ અને ક્ષય કરે છે સચિતનો ક્ષય કરે છે અને નવા બાધે છે આ બાબતમા પણ જાણ અને અણજાણની પ્રવૃત્તિમા ફરક પડે છે જે જાણ હોય છે તે વધુ ક્ષય કરે છે અને અલ્પ બાધે છે અને અણજાણ હોય તે અલ્પ ક્ષય કરે છે અને વધુ બાધે છે

સસારમા લેણદેણનો વ્યવહાર વધુ જોવાય છે આ લેણદેણથી અનેક જીવો પોતાની જીવન યાત્રા સુગમતાથી પૂરી કરે છે એકબીજાના નિમિત્તથી સસારી જીવો પોતાની ગૃહસ્થ નૌકાને કુશળતાથી વ્યવહારસાગરના કિનારે લઈ જાય છે બધ-ક્ષયની વ્યવસ્થા, આ વ્યવસ્થાને કેટલેક અશે મળતી આવે છે

જેમ એક માણસને એક માણસે હજાર રૂપિયા આપ્યા હોય તો દેવાદાર માણસ પાચસો આપી, બે હજાર બીજા લઈ જાય તો તે કઈ દેવામાથી મુક્ત થયો ન કહેવાય, પણ વધુ દેવાદાર બન્યો કહેવાય કારણ કે દેવામાથી પાચસો આપ્યા છે, પણ પાચસોના બદલે બે હજાર લીધા છે, માટે અઢી હજારનો દેવાદાર બન્યો આવી રીતે આપે થોડુ અને ઉપાડે ઘણુ તે અલ્પ ક્ષય કરે અને વધુ બાધે છે જે માણસ પાચસો આપે અને પચીસ ઉપાડે તે વધુ ક્ષય કરે છે અને અલ્પ બાધે છે અને જે માણસ હજારે હજાર ચૂકવી આપે છે તે કેવળ ક્ષય જ કરે છે, બાધતો નથી આ જ પ્રમાણે જ્ઞાની પુરુષો ઉદયને સમતાપૂર્વક ભોગવી લે છે, એટલે સર્વથા ક્ષય કરે છે કઈક અલ્પ સત્ત્વવાળાને કિચિત્ વિકળતા થાય છે, એટલે અલ્પ બાધે છે અને વધુ ક્ષય કરે છે અને સત્ત્વહીન જીવો બહુ જ આર્ત્તરૌદ્ર ધ્યાન કરવાથી વધુ બાધે છે અને અલ્પ ક્ષય કરે છે



# सेवाधर्मः परमगहनो योगिनामपि अगम्यः।

લેખક:—રા. રા. વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ બી. એ., એલએલ. બી. સાદરા.

વર્તમાન યુગની યથાર્થ પરિસ્થિતિના વિવેકી અને વિચારશીલ અભ્યાસીઓ સહેલાઈથી જોઇ શકે છે-સમજી શકે છે કે હાલના જમાનામાં ભયંકર વિશ્વવિગ્રહના પરિણામે ઉપસ્થિત થયેલ અસહ્ય મોંઘવારીના કારણે, ભીષણ સ્વરૂપ ધારણ કરી રહેલ, ડોળા કાઢીને ઘૂરકી રહેલ ત્રાડ પાડતા સિંહના જેવા દારુણ દુષ્કાળના સમયમાં પ્રવર્તતા ખાદ્ય, ખોરાકી અને કપડાંલત્તાં વગેરે તમામ ચીજ-વસ્તુઓના ભાવ કરતાં પણ વધારે ઊંચા ભાવ આપતાં છતાં પણ જોઇતી વસ્તુઓ પૂરતા પ્રમાણમાં મેળવવાનું તદ્દન અશક્ય બની ગયેલ છે. તેવા સમયમાં ગરીબવર્ગ, સાધારણવર્ગ તેમજ સાધનસંપન્ન વર્ગને પણ અનેક પ્રકારની અગવડો અને મુસીબતોનો સામનો કરવાનો રહેતો હોય તેવા વખતમાં સમાજ પ્રત્યેની પોતાની જવાબદારીનું તેને અકિંચિત્ પણ ભાન છે અને તે જવાબદારી અદા કરવાની તમન્ના છે. તે સૌ ભાઈઓએ ઉપરનું સૂત્ર સદા-સર્વદા પોતાની દૃષ્ટિ સન્મુખ રાખવાની જરૂર છે. એટલું જ નહીં, પરંતુ તે સૂત્રનો પરમ રહસ્યાર્થ સમજી લઇ હમેશાં મન, વચન અને કાયાથી પોતાની પાસેના સર્વ સાધનોનો ઉપયોગ કરવા કટિબદ્ધ થવું જોઇએ અને તેમાં જ તેમના જીવન વિકાસ અને આત્મકલ્યાણની સાધના રહેલી છે.

સમાજવાદને અનેક રીતે પુષ્ટિ આપતા આ જમાનામાં એકાદ વ્યક્તિગત સ્વાર્થ અગર અંગત હિતને અવગણી સામુદાયિક હિતની ભાવનાને વધારે મહત્ત્વ અપાતું હોય તેવા સમયમાં સેવાધર્મનું મહત્ત્વ-ઉપયોગિતા પ્રતિપાદન કરવા માટે દલીલો રજૂ કરવાની જરૂર જણાતી નથી. વૈજ્ઞાનિક અવનવી શોધખોળના પરિણામે જડ-પૌદ્ગલિક પદાર્થોની અંતર્ગત મહાન શક્તિઓનો આવિર્ભાવ કરાવવામાં અને તેના ઉપર કાબૂ મેળવવામાં પ્રખર શક્તિશાળી મનુષ્યોએ પોતાની તમામ શક્તિઓનો ઉપયોગ કરી પ્રદેશ અને કાળના અંતરો ટૂંકા કરી નાખ્યાથી જગતભરના જુદા જુદા ખંડોમાં આવેલા અનેક દેશ, દેશાંતરો અને પ્રાંતોની પ્રજાઓને એકબીજા સાથે અનેક પ્રકારના વ્યવહારો જોડવામાં અને નિકટ સંપર્ક સાધવામાં એટલી બધી અનુકૂળતાઓ કરી આપી છે-એટલા બધા પ્રબળ સાધનો ઊભા કરી આપ્યા છે કે: **'वसुधैव कुटुम्बकं।' 'सर्वभूतहितेरताः शुभं भूयात् सर्वजंतूनाम्।'** જેવા સૂત્રોનું પ્રતિદિન રટણ કરતા મહાનુભાવ પુરુષો માટે લેખના મથાળે જણાવેલ સૂત્રમાં જણાવ્યા મુજબ, યોગી પુરુષોને પણ જે અગમ્ય છે તેવા પરમગહન સેવાધર્મના આચરણ માટે તેમની સન્મુખ ઘણું વિશેષ ક્ષેત્ર ખડું થાય છે.

હરકોઇ પ્રાણી માત્રની-જનસમુદાયની હરકોઇ પ્રકારે યથાશક્તિ સેવા કરી છૂટવાની પરમકલ્યાણકારક ભાવના જે મનુષ્યમાં ઉદ્ભૂત થાય છે-દિનપ્રતિદિન વધતી જાય છે તેને માટે જગતભરમાં સેવાના અનેક ક્ષેત્રો જ્યારે જુઓ ત્યારે તૈયાર જ હોય છે અને અનેક

પ્રકારની આધિ, વ્યાધિ અને ઉપાધિથી ઘેરાયેલા અનેક મનુષ્યો–પ્રાણીઓ આર્તનાદે–નમ્રભાવે તેવી સેવા માટે પ્રકટ–અપ્રકટ રીતે સદાસર્વદા યાચના કરી રહેલા જ હોય છે આવી સેવાના પ્રસંગોના આપણે મુખ્યત્વે બે ભાગ પાડી શકીએ. એક સામાન્ય રીત પ્રતિદિન ઉદ્‌ભવતા પ્રસંગો અને બીજા ખાસ કારણવશાત્–પ્રસંગોપાત ઉદ્‌ભવેલા ખાસ પ્રસંગો આ બન્ને પ્રકારના પ્રસંગોએ સમાજસેવા માટે ભાવનાશીલ સજ્જનો તન, મન અને ધનથી અનેક પ્રકારના કષ્ટો અને મુસીબતો વેઠીને પણ, પ્રાણાંત કષ્ટની પણ પરવા કર્યા વગર, કોઈ પણ પ્રકારના બદલાની આશા નહીં રાખતા એકદમ બહાર આવે છે અને અન્ય જનોને પણ પોતાની સાથે જોડાવા પ્રેરણા કરતા જણાય છે

કુટુમ્બી જનોની કે સગા–સ્નેહીઓની સેવા કરવા માટે તો પ્રત્યેક પુરુષ પ્રેમ, મોહ કે વ્યવહારના બંધનથી બંધાયેલો જ છે અને તેમા તે કંઇ વિશેષ કરતો હોવાનુ જણાતુ નથી. એટલે તેવી સેવામા તે કઇ ગફલત કરતો હોય યા તો તેમા કઇ ઊણપ કે ત્રુટી જણાતી હોય તો તેને પુરુષની ગણનામા મૂકી શકાય નહીં પરંતુ કંઇક ઉચ્ચ કોટીની ગણનામા મુકાવા માટે–સત્પુરુષ કે સજ્જન તરીકે આગળ આવવા માટે તેણે પોતાની સેવા આપવા માટેનુ વર્તુલ ક્રમે ક્રમે દિનપ્રતિદિન વધારતા જ જવુ જોઇએ અને તમા તેણે જ્ઞાતિજનો, દેશબંધુઓ અને સર્વ જીવોનો સમાવેશ કરવો જોઇએ અને તેમ કરવામા આવે તેમા જ તેનો ખરો પુરુષાર્થ–આત્મોન્નતિની કલ્યાણકારી ભાવના રહેલી છે

વિવેકી–વિચારશીલ–મુમુક્ષુ સજ્જને પોતાની શરીરશક્તિનો, વાક્ચાતુર્યનો, દ્રવ્ય સંચયનો અને મનની શુભ વૃત્તિઓનો તેમજ હૃદયની વિશુદ્ધ ભાવનાઓનો પરમ સદુપયોગ કરવા માટે હમેશા તૈયાર રહેવુ જોઇએ સદ્‌ભાગ્યે–મહાન પુણ્યોદયના પ્રતાપે પ્રાપ્ત થયેલ આવી ઉપયોગી સાધન–સામગ્રીને મોહ–અજ્ઞાનદશા, સ્વાર્થ કે સ્થિતિચુસ્ત સંકુચિત દૃષ્ટિવશાત્–મોજશોખ, વૈભવ કે અન્ય કોઇ અલ્પ ફળદાયી–અનુત્પાદક કાર્યોમા વેડફી નાખવાને બદલે સમાજસેવાના કાર્યમા તેનો સદુપયોગ કરવો જોઇએ

પ્રત્યેક મનુષ્ય સમાજનુ એક ઉપયોગી અંગ છે તેના જીવનના અંત પર્યંત તે સમાજ સાથે વ્યવહારના અનેક બંધનોથી તે સંકળાયેલો છે અને તેથી જ સમાજના સામુદાયિક જીવનની ઉન્નતિ અને ઉત્કર્ષમા જ તેની પોતાની ઉન્નતિ અને ઉત્કર્ષ અમુક અંશે ઓતપ્રોત થયેલ છે સમાજ પ્રત્યેની તેની અંગત જવાબદારીમાથી તે કદી છૂટો થઈ શકે તેમ નથી કોઇ મહાન અવધૂત યોગીનો કિસ્સો કદાચ બાજુ ઉપર રાખીએ તો પણ ગૃહસ્થ કે સાધુ, ગરીબ કે તવંગર, સાધનહીન કે સાધનસંપન્ન, કેળવાયેલ કે અશિક્ષિત પ્રત્યેક સ્ત્રી યા પુરુષ સમાજ સાથે એવી રીતે સંકળાયેલો છે કે તેના સામાન્ય બંધનમાથી–સમાજ પ્રત્યેની તેની અનેક પ્રકારની જવાબદારીમાથી તે કદી પણ છૂટી શકે તેમ નથી સબબ આવી મહામૂલી જવાબદારી અદા કરવા માટે પોતાના ધર્મનો, ફરજ અને જવાબદારીનો યથાર્થ ખ્યાલ કરનાર સજ્જને સમાજસેવાના કાર્યમા કદી પણ પાછી પાની કરવી જોઇએ નહીં, પરંતુ એક શૂરવીર યોદ્ધાની માફક પોતાના તન, મન અને ધનની સર્વ શક્તિના–શુદ્ધ દિલના ઉપયોગપૂર્વક તેણે સમાજસેવાના કાર્યમા પૂરેપૂરો ફાળો આપવો જોઇએ

સેવાવૃત્તિથી રંગાયેલા સજ્જનને–સેવાભાવનામા મસ્ત અને મશગૂલ રહેતા મહાનુ-

ભાવને સેવાર્પણનો પ્રસંગ ઉપસ્થિત થતાં તે કદી ઉચ્ચ, નીચ કે નાનામોટાની ભેદભાવનામાં અટવાતો નથી. શારીરિક કે માનસિક વ્યાધિથી પિડાતા મનુષ્યને, દુ:ખી પ્રાણીને, ઉપાધિગ્રસ્ત વ્યક્તિને, નાનામોટા અકસ્માતમાં ફસાઈ પડેલા પુરુષને ખરી અણીના વખતે કોઈ પણ દિશામાંથી નાની યા મોટી મદદના કિરણની કંઈ પણ ઝાંખી થતી ન હોય તેવા પ્રસંગે હૃદયના ખરા ઉમળકાથી અપાયેલી મદદ–યત્કિંચિત્ સેવા ખરેખરી અમૂલ્ય અને ઉપકારક થઈ પડે છે. શુદ્ધ ભાવથી સેવાર્પણ કરનાર સજ્જનને પણ તેવા પ્રસંગે કંઈક અદ્ભુત જ આત્મસંતોષ અને હૃદયનો ઉલ્લાસ પ્રકટે છે, ઉદારચરિત–સેવાપરાયણ શક્તિશાળી પુરુષોના જીવના જોખમે થતા સેવાર્પણના કિસ્સાઓ નજરે જોવાનો યા તો સાંભળવાનો પ્રસંગ આવે છે ત્યારે તટસ્થ સૌ કોઇ પુરુષો તેને પરમ આદર્શરૂપ થઇ પડે છે અને તેવા મહાનુભાવ પુરુષો માટે કોઇ અનેરી જ સન્માનની લાગણી ઉદ્ભવે છે.

સેવાભાવી પુરુષો સેવાર્પણના કાર્યમાં કોઈ પણ પ્રકારના બદલાની–માનની કે કદરદાનીની અપેક્ષા રાખતા જ નથી. તેઓ તો પોતાના હૃદયની પ્રેરણાને, આત્માના અંતરના અવાજને, સદ્ભાવભૂષિત અંતરની લાગણીને જ અનુસરતા હોય છે! અને તેવા પ્રકારના અનુસરણમાં જ સમાજ પ્રત્યેની પોતાની જવાબદારી અદા થતી માની લઈ આત્મકલ્યાણની સાધનામાં આગળ વધ્યે જતા હોય છે. સેવાર્પણના પ્રસંગોને તેઓ ઇશ્વરપ્રેરિત માની લેઈ સદાસર્વદા તે માટે તૈયાર જ હોય છે અને પોતાની સેવાવૃત્તિની કસોટીરૂપ માની લ્યે છે. હીન કોટીના મનુષ્યો જ પોતાની સ્વમાન વૃત્તિને અયોગ્ય મહત્ત્વ અને ખોટું રૂપ આપીને આવા સેવાર્પણના પ્રસંગે અણનમ અને અક્કડ રહી દૂર ભાગે છે અને આખા જીવનભરમાં ક્વચિત્ જ મળતી તકનો પૂરેપૂરો લાભ લેવાથી બેનસીબ રહે છે. આવા પિંડપોષી–સ્વાર્થી જનોના શબ્દકોષમાં પરમાર્થ–પરોપકાર–સેવાપરાયણ વૃત્તિ વગેરે ઉત્તમોત્તમ સદ્ગુણપોષક શબ્દો જ દૃષ્ટિગત થતા નથી.

સર્વત્ર–ચારેબાજુ દુ:ખ–દરદોની જ્વાળાઓ ભભૂકી રહી હોય, દ્રવ્ય અને સત્તાલોભી મહારથીઓ અનેક સ્થળે પ્રચંડ યુદ્ધના મોરચાઓ ઊભા કરી હજારો મનુષ્યોના પ્રાણનો સંહાર કરી–કરાવી રહ્યા હોય, લાખોની માલમિલકત ધૂળધાણી થતી હોય, હજારો મનુષ્યોના જીવનવ્યવહાર ચલાવનાર કુટુંબના અગ્રેસરો યમશરણ થતા હોય, કુદરતના કોપથી જળપ્રલય, ધરતીકંપ, પ્રચંડ વાવાઝોડા કે અગ્નિપ્રકોપ કે રેલ્વેના આફતકારક અકસ્માતો જેવા ગમખાર બનાવો બની રહ્યા હોય અને પ્રલયકાળ નજીક આવી ગયા જેવો ભાસ થતો હોય ત્યારે જે કોઇ મનુષ્ય, શક્તિ, સાધન અને સામર્થ્ય છતાં પણ ઘરના કે દુકાનના ખૂણામાં પેસી જઇ મોજમજા ઉડાવતો હોય તેને મનુષ્ય કહેવો કે કેમ તે એક પ્રશ્ન થઈ પડે છે. આવા આફતકારક બનાવો પ્રસંગે, દુષ્ટ રોગચાળા પ્રસંગે–સીતમગારોના જોરજુલમ સમયે, દારુણ દીનતા અને ચારેબાજુની ભીંસથી હજારો કુટુંબો દુ:ખના દાવાનળમાં પ્રજ્વળી રહ્યા હોય, આશ્રયસ્થાન અને સાધનો ગુમાવી બેઠા હોય, અસહ્ય દુ:ખદરદોમાં ગબડી પડ્યા હોય તેવા સમયે જે મનુષ્ય–પ્રાણીનું હૃદય દ્રવતું નથી, સહાનુભૂતિ અને હમદર્દીની લાગણી અનુભવતું નથી અને આર્ત જનો માટે કંઈ પણ કરી છૂટવાની વૃત્તિ ધારણ કરતું નથી તેમજ સક્રિય પગલાંથી આત્મભોગ આપવા તૈયાર થતુ નથી તે મનુષ્ય પશુ–પંખી કરતાં પણ નીચી કોટીમાં સરી પડે છે. (ચાલુ)



ભાવનગર રાજ્યના મે દિવાન સાહેબ અનંતરાયભાઈ પ્રભાશંકર પટ્ટણી

મહોદય પ્રેસ–ભાવનગર




તા ૧૮-૯-૪૩ ભાદરવા વદિ ૫ શનિવારના રોજ આ સભા તરફથી સભાના માનવંતા પેટ્રન શેઠશ્રી **ભોગીલાલ**ભાઇ મગનલાલ મીલવાળાને માનપત્ર આપવાનો ભવ્ય મેળાવડો આ રાજ્યના મુખ્ય દિવાન સાહેબ **અનંતરાય**ભાઈ પ્રભાશંકર પટ્ટણી સાહેબના અધ્યક્ષપણા નીચે સભાના મકાન ( આત્માનંદ ભવન )મા કરવામા આવ્યો હતો આ રાજ્યના તમામ અધિકારી સાહેબો, આ શહેરના શહેરીઓ-વ્યાપારીઓ, જૈન સંઘના આગેવાનો અને આ સભાના તમામ સભ્યો મળી શુમારે ચારસેંહ બંધુઓની હાજરી હતી માનપત્ર આપવાનો સભાનો હોલ કળાની દૃષ્ટિએ બહુ જ સુંદર રીતે શણગારવામા આવ્યો હતો ધ્વજા પતાકાઓથી તેની શોભામા વૃદ્ધિ થતી હતી જ્યા પુણ્યશાળી મનુષ્યનો સત્કારનો પ્રસંગ હોય અને સભાના કાર્યવાહકોનો દીલનો રંગ હોય ત્યા કુદરતી રીતે સુંદર કાર્ય બને છે સૌની દૃષ્ટિએ તે માટે પ્રશંસાના ઉદ્‌ગારો નીકળતા હતા

શેઠ ભોગીલાલભાઈને અર્પણ કરવાનુ માનપત્ર સુંદર રેશમી કપડા ઉપર તેઓશ્રીના ફોટા સાથે વિવિધ રંગોથી છપાવેલ હતુ, તેમજ ચારે બાજુ સોનેરી રૂપેરી ઝીક ચલકના ભરતકામથી સુશોભિત બનાવ્યુ હતુ.

મહેરબાન દિવાન સાહેબ અને શ્રીયુત ભોગીલાલભાઇ પધારતા બેન્ડવડે સલામી આપવામા આવી હતી

મેળાવડાનુ કાર્ય શરૂ થતા જૈન કન્યાશાળાની બાળાઓએ મંગળાચરણ અને સત્કારના ગીત વડે અને ફૂલથી વધાવવા વડે સત્કાર કર્યો હતો ત્યારબાદ સભાનુ કાર્ય શરૂ થતા સભાના સેક્રેટરી શેઠ **હરજીવન**દાસ દીપચંદે પ્રથમ આમંત્રણ પત્રિકા વાચી સંભળાવી હતી

પછી સભાના માનનીય પ્રમુખ **શેઠશ્રી ગુલાબચંદ આણંદજી**એ પોતાનુ આવકાર આપનારૂ પ્રાથમિક વિવેચન નીચે પ્રમાણે રજુ કર્યુ હતુ

મહેરબાન દીવાન સાહેબ, અધિકારી સાહેબો અને સ્વધર્મી બંધુઓ

આજે શ્રી જૈન આત્માનંદ સભાને એક સુપ્રસંગ છે જૈન સમાજના અગ્રગણ્ય શેઠ સાહેબ ભોગીલાલભાઇને માનપત્ર આપવાના પ્રસંગે મહેરબાન મુખ્ય દિવાન સાહેબનુ અધ્યક્ષસ્થાન છે, તે અમારે અતિ આનંદનો દિવસ છે

આ સભાને સ્થાપન થયા ૪૭ વર્ષ થયા છે. અને આ સભાના માનદ્ સેક્રેટરી અને સભાના આત્મા ભાઇશ્રી **વલ્લભદાસ** કે જેઓની નિસ્વાર્થભાવની સેવાઓ જ્ઞાનવૃદ્ધિના અને



# સન્માન સમારંભ

તા ૧૮-૯-૪૩ ભાદરવા વદિ ૫ શનિવારના રોજ આ સભા તરફથી સભાના માનવતા પેટ્રન શેઠશ્રી **ભોગીલાલ**ભાઇ મગનલાલ ગીલવાળાને માનપત્ર આપવાનો ભવ્ય મેળાવડો આ રાજ્યના મુખ્ય દિવાન સાહેબ **અનંતરાય**ભાઈ પ્રભાશંકર પટ્ટણી સાહેબના અધ્યક્ષપણા નીચે સભાના મકાન ( આત્માનંદ ભવન )મા કરવામા આવ્યો હતો આ રાજ્યના તમામ અધિકારી સાહેબો, આ શહેરના શેઠીઆ-વ્યાપારીઓ, જૈન સંઘના આગેવાનો અને આ સભાના તમામ સભ્યો મળી શુમારે ચારસેંહ બંધુઓની હાજરી હતી માનપત્ર આપવાનો સભાનો હોલ કળાની દૃષ્ટિએ બહુ જ સુંદર રીતે શણગારવામા આવ્યો હતો ધ્વજા પતાકાઓથી તેની શોભામા વૃદ્ધિ થતી હતી જ્યા પુણ્યશાળી મનુષ્યનો સત્કારનો પ્રસંગ હોય અને સભાના કાર્યવાહકોનો દીલનો રંગ હોય ત્યા કુદરતી રીતે સુંદર કાર્ય બને છે સૌની દૃષ્ટિએ તે માટે પ્રશંસાના ઉદ્ગારો નીકળતા હતા

શેઠ ભોગીલાલભાઈને અર્પણ કરવાનુ માન-પત્ર સુંદર રેશમી કપડા ઉપર તેઓશ્રીના ફોટા સાથે વિવિધ રંગોથી છપાવેલ હતુ, તેમજ ચારે બાજુ સોનેરી રૂપેરી ઝીક ચલકના ભરત-કામથી સુશોભિત બનાવ્યુ હતુ.

મહેરબાન દિવાન સાહેબ અને શ્રીયુત ભોગીલાલભાઇ પધારતા બેન્ડવડે સલામી આપવામા આવી હતી

મેળાવડાનુ કાર્ય શરૂ થતા જૈન કન્યાશાળાની બાળાઓએ મંગળાચરણ અને સત્કારના ગીત વડે અને ફૂલથી વધાવવા વડે સત્કાર કર્યો હતો ત્યારબાદ સભાનુ કાર્ય શરૂ થતા સભાના સેક્રેટરી શેઠ **હરજીવન**દાસ દીપચંદે પ્રથમ આમંત્રણ પત્રિકા વાચી સંભળાવી હતી

પછી સભાના માનનીય પ્રમુખ **શેઠશ્રી ગુલાબચંદ આણંદજી**એ પોતાનુ આવકાર આપનારૂ પ્રાસંગિક વિવેચન નીચે પ્રમાણે રજુ કર્યું હતુ

મહેરબાન દીવાન સાહેબ, અધિકારી સાહેબો
અને સ્વધર્મી બંધુઓ

આજે શ્રી જૈન આત્માનંદ સભાને એક સુપ્રસંગ છે જૈન સમાજના અગ્રગણ્ય શેઠ સાહેબ ભોગીલાલભાઇને માનપત્ર આપવાના પ્રસંગે મહેરબાન મુખ્ય દિવાન સાહેબનુ અધ્યક્ષસ્થાન છે, તે અમારે અતિ આનંદનો દિવસ છે

આ સભાને સ્થાપન થયા ૪૭ વર્ષ થયા છે. અને આ સભાના માનદ્ સેક્રેટરી અને સભાના આત્મા ભાઇશ્રી **વલ્લભદાસ** કે જેઓની નિસ્વાર્થભાવની સેવાઓ જ્ઞાનવૃદ્ધિના અને

શિક્ષણના કાર્યોમાં ઘણી છે અને તે સૌ કોઇ જાણે છે. તેઓ આ સભાની કાર્યવાહીનું ટૂંકું ધ્યાન હવે પછી જણાવશે તેમ સૂચના કરૂં છું.

ત્યારબાદ સભાના મુખ્ય સેક્રેટરી ભાઇ **વલ્લભદાસ ત્રિભોવનદાસ ગાંધી**એ પોતાનું નીચે પ્રમાણે વક્તવ્ય રજુ કર્યું હતું.

**મહેરબાન દિવાન સાહેબ, માનનીય અધિકારી સાહેબો, મુરબ્બીઓ અને બંધુઓ !**

આજે આ સભાને આનંદનો દિવસ છે, કારણ કે શ્રીયુત ભોગીલાલભાઇ જેવા દાનવીર નરરત્નને માનપત્ર આપવાનું છે, અને આ મેળાવડાના અધ્યક્ષસ્થાને મહેરબાન દિવાન સાહેબ બિરાજેલા છે, એટલે પ્રથમ આ સભાને થયેલ આનંદ પ્રસંગો રજુ કરીશ, તે પછી આ સભાનો સંક્ષિપ્ત પરિચય આપીશ છેવટે રાજેશ્રી ભોગીલાલભાઈને આ સભા માનપત્ર કેમ આપે છે તે ત્રણ બાબતો આપ સર્વ પાસે રજુ કરવાની રજા લઉં છું.

૧. આજરોજના આનંદમાં અત્યારે વિશેષ આનંદનો વધારો થયો છે, તે એ કે આપણા પરમ કૃપાળુ **નામદાર મહારાજા સાહેબ સર કૃષ્ણકુમારસિંહજી સાહેબ**ને નામદાર બ્રિટીશ સરકારે કેપ્ટનની પદવી એનાયત કર્યાના સમાચાર રજુ કરતાં આ સભા તે માટે આનંદ પૂર્વક અભિનંદન આપે છે.

૨. હાલમાં શ્રી ઇન્ડીઆ સરકાર તરફથી ફૂડ ગ્રેઇન પોલીસી કમીટીમાં રાજ્યોના પ્રતિનિધિ તરીકે મેહેરબાન દિવાન સાહેબને સભ્ય નિમ્યા છે જેથી રાજ્યની પ્રતિષ્ઠા અને ગૌરવમાં વધારો થયો છે.

૩. થોડા વખત પહેલાં નામદાર દરબારશ્રી તરફથી આ રાજ્યના વ્યાપારીઓએ વેપાર અને ઉદ્યોગમાં શું પેદા કર્યું, તે માટે ચોપડા જોવાતાં હતા, લોકોએ માન્યું કે ઇનકમટેક્સ વગેરે કરો પ્રજા ઉપર પડશે, વગેરે હકીકત મે. દિવાન સાહેબના જાણવામાં આવતાં ખુલાસા માટે વ્યાપારીઓને રૂબરૂ બોલાવ્યા, અને ખુલાસા સાંભળ્યાં પછી આ બાબતમાં જે થશે તે **"ભાવનગરની રીતે થશે"** તેમ મે. દિવાન સાહેબે જણાવ્યું. આ શબ્દોમાં કેટલી મહત્વતા હતી, પરંપરાની આ રાજ્યની ઉદાર રાજ્યનીતિ અને પ્રજા પ્રેમનિતરતો હતો તે આપણે સમજી શક્યા નહિ; છેવટે જ્યારે તે માટે રાજ્ય તરફથી ગેઝેટ દ્વારા તેનું નામ **વૉર પ્રોફીટ ટેક્સ** નામ આપવા સાથે **લડાઈની મુદત દરમ્યાન વેપાર ઉદ્યોગના થતા નફા ઉપર લેવું** તેમ ઠરાવ પ્રસિદ્ધ થયો ત્યારે આપણા વ્યાપારી બંધુઓ તે માટે રાજી થયાં અને સંતોષ જાહેર કરવા નામદાર મહારાજા સાહેબ અને મહેરબાન દિવાન સાહેબની હજુરમાં ગયા; સંતોષ જાહેર કરી ફુલહારથી સત્કાર કર્યો તે માટે પણ આ સભા પોતાનો આનંદ જાહેર કરે છે.

આપણે માનવું જોઇએ કે સ્વર્ગવાસી નામદાર સર **પ્રભાશંકરભાઈ** પટ્ટણી સાહેબે જેમ આ રાજ્યને જીવન અર્પણ કર્યું હતું વગેરે તેમ મહેરબાન દિવાન સાહેબ પોતાના સ્વર્ગવાસી પિતાને પગલે ચાલી, ઉત્તરોત્તર થયેલા મહારાજા સાહેબો અને દિવાન સાહેબોએ જે ઉદાર રાજનીતિ અને પ્રજાપ્રેમના વારંવાર દર્શન આપણને કરાવ્યા છે, તે ભૂતકાળની ઉદાર રાજ્ય નીતિ અને પ્રજાપ્રેમનો તેઓ સાહેબે અનુભવ મેળવેલો હોવાથી ભવિષ્યકાળમાં પ્રજા ઉપયોગી કે રાજ્યના કોઇ પણ કાર્યમાં ઉદાર રાજ્યનીતિ અને પ્રજા પ્રેમ કદીપણ મે. દિવાન સાહેબ વિસરશે નહિ તેમ આપણે હવે નિશ્ચયપૂર્વક માનવાનું છે.

હાલમા આપ સાહેબોને બતાવવામા આવે છે તે "ઇતિહાસની રૂપરેખા" નામની એક બુક બહાર પડી છે તેમા વાર્તારૂપ ઇતિહાસ છે તેના લેખક મહેરબાન દિવાન સાહેબ છે, તેમા ( વેદમ વિજ્ઞાનશાસ્ત્રીના ઇંગ્રેજી ગ્રથના પ્રથમના પ્રકરણો પરથી શરૂઆત કરવામા આવી છે, જેમા માબાપો અને શિક્ષકોને સુચનારૂપે ) પ્રસ્તાવના છે આવા ઇતિહાસિક ગ્રથ લખતા અન્ય તેને લગતા અનેક ગ્રથોનુ અધ્યયન કરવુ પડે ત્યારે જ લખી શકાય, વળી તે પ્રસ્તાવના પણ સાદી, સરલ અને સુદર ગુજરાતી ભાષામા લખાયેલ હોવાથી મહેરબાન દિવાન સાહેબનો જેમ ઇંગ્રેજી ભાષા ઉપર કાબુ છે, તેમ ગુજરાતી ભાષા ઉપર પણ છે તેમ દેખાય છે એક રાજ્યના દિવાનને રાજ્ય પ્રજાના અનેક લાભના કામો કરવાના હોય છે, તેમજ વારવાર પરદેશમા ફર્યા કરવા છતા આવો ઐતિહાસિક ગ્રથ લખી શકયા છે જેથી તેઓ સાહેબ લેખક અને સાહિત્યકાર પણ છે બધા રાજ્યના દિવાનો લેખકો હોતા નથી, પરતુ ભૂતકાળનો એક દાખલો અહીં હુ રજુ કરૂ છુ ૧૩ મા સૈકામા થયેલ વસ્તુપાળ મહામત્રીશ્વર પાટણના અમાત્ય હતા તેઓ વીર શિરોમણી હતા, જૈન ધર્મના ક્રિયાકાડ ધર્માનુષ્ઠાનમા તત્પર અને કવિ-લેખક અને સાહિત્યકાર હતા તેઓએ નરનારાયણનદ મહાકાવ્ય, પરમાત્માની સ્તુતિઓ, અ બિકાસ્તોત્રો વિગેરે બનાવેલ છે ધર્માભ્યુદય ગ્રથ તાડપત્ર ઉપર પોતે સસ્કૃત માગધી ભાષામા લખ્યો છે જેનો ફોટો આ આપને બતાવુ છુ

હવે આપની પાસે સક્ષિપ્તમા **આ સભાનો** પરિચય આપવા રજા લઉ છુ આ સભાને સ્થાપન થયા ૪૭ વર્ષ થયા છે જે મહાપુરુષના નામથી આ સભા છે, તે ગુરુભક્તિ નિમિત્તે સ્મરણાર્થે સ્થાપન થઇ છે તે અમારા ગુરુદેવનો આ ફોટો છે તે પજાબના વતની ક્ષત્રીય વીર પુરુષ હતા દોઢ સોથી બસેંહ વર્ષના ગાળા પછી ( વચે નહિ ) સ ૧૯૪૩ ની સાલમા પાલીતાણા શહેરમા જુદા જુદા શહેરના જૈન આગેવાનો વગેરે વીશ હજાર માનવ મેદની વચ્ચે તેઓશ્રીને આચાર્ય પદવી શ્રી સઘે અર્પણ કરી હતી અમારા તે ગુરુદેવ, વાદી, કવિ, લેખક, સાહિત્યકાર સર્વ દર્શનના નિષ્ણાત હતા તેમના લખેલા અનેક ગ્રથો પ્રકાશમાન થયેલા છે તેઓ સાહેબને સને ૧૮૯૨ ની ચીકાગો અમેરિકામા મળેલી સર્વ ધર્મ પરિષદમા આમત્રણ મળ્યુ હતુ, પણ તેઓશ્રી ત્યાગી હોવાથી ત્યા ન જઇ શકવાથી મહુવા નિવાસી નરરત્ન વીરચદ રાઘવજી ગાધી બી એ બેરીસ્ટર એટ લૉ ને જૈનધર્મના તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરાવી મોકલ્યા હતા આ મહાપુરુષના નામથી આ સભા છે સભા એક ફ્રી લાઇબ્રેરી અને વાચનાલય ધરાવે છે, જેમા દશ હજાર ગ્રથો નવ વર્ગોમા કિંમત રૂા ૫દર હજારની કિંમતના છે, ૫૨ પેપરો આવે છે અને ફ્રી છે અને જૈન જૈનેતર પ્રજા તેનો બહોળા પ્રમાણમા લાભ લે છે આ વિશાળ મકાન સભાનુ પોતાનુ હોવાથી આ સગવડ સારી રીતે સચવાય છે

સિવાય હસ્ત લિખીત પ્રતો શુમારે ઓગણીશસોહ સભા પાસે છે, જેની પચાસ હજાર રૂપીયા કરતા વિશેષ કિંમત છે તે જુદુ ભડાળ છે

શ્રી આત્માનદ પ્રકાશ માસિક ૪૦ વર્ષથી સભા તરફથી પ્રગટ થાય છે. જુદા જુદા વિદ્વાનોના લેખોથી પ્રશસનીય થયેલ છે સભામા હાલ બાર પેટ્રનો તથા જુદા જુદા શહેરોના મળી સાડાચારસોહ સભ્યો છે વાર્ષિક રીપોર્ટ દર વર્ષે પ્રગટ કરવામા આવે છે

કેળવણીના ઉત્તેજનાર્થે બસોહ રૂપીયા

સ્કોલરશીપના અને રૂા. ૧૨૫) જૈન કન્યા શાળાને વાર્ષિક મદદના અપાય છે.

હવે સાહિત્ય પ્રકાશન-પ્રચાર સંબંધી જણાવવા રજા લઉં છું; જેમાં સભાની ઉદાર નીતિ હોવાથી આજે તે માટે જૈન કોમમાં પ્રથમ દરજ્જો ધરાવે છે. આ સાહિત્ય સેવા સભા જે કરે છે, તે માટે પાટણમાં બિરાજમાન સાક્ષરવર્ય સાહિત્યપ્રેમી **શ્રી પુણ્યવિજયજી** મહારાજનો મહદ્ ઉપકાર છે કે જેનો બદલો સભા આપી શકે તેવું નથી. તે ઉપરાંત તેઓ સાહેબના સદ્ગત દાદાગુરુ પ્રવર્ત્તકજી **શ્રી કાન્તિવિજયજી** મહારાજ અને ગુરુવર્ય **શ્રી ચતુરવિજયજી** મહારાજનો પણ તે ઉપકારમાં જબરો ફાળો છે તે પણ જીવનભર સભા ભૂલી શકે નહિ. આ સાહિત્યના શુમારે સંસ્કૃત પ્રાકૃત ૯૦ તથા ગુજરાતી ભાષાંતરના ૯૨ ગ્રંથો મળી ૧૮૨ ગ્રંથો આપની સમક્ષ નિરક્ષણ કરવા આ સામે જ રજુ છે, તેનું સભાએ પ્રકાશન કર્યું છે. દોઢલાખ શ્લોકનું કામ પ્રેસમાં છે, અને કાગળની મોંઘવારીને લઇ તેટલું જ મુલતવી રાખવું પડયું છે. પ્રકાશન ગ્રંથોમાં અમારા ધર્મગુરુઓ, ભંડારો, દર્શનશાસ્ત્રના યુરોપીયન વિદ્વાનો અન્ય અત્રે અને બહારગામના સાક્ષરો સાહિત્ય રસીકોને મળી અત્યાર સુધીમાં રૂા. ૨૨૦૦૦) બાવીશ હજારના ગ્રંથો ભેટ આપ્યા છે. લાઇફ મેમ્બરોને ભેટ આપ્યાની સંખ્યા જુદી છે. અમારા આ સાહિત્યની કિમત માટે એક પ્રસંગ રજુ કરવા માંગું છું. સં. ૧૯૯૦ ની સાલમાં અમારી શ્રી જૈન ધર્મ પ્રસારક સભા કે જેના આત્મા અમારા વડિલ બંધુ **કુંવરજી**ભાઇ અહિં બેઠા છે, તેની જ્યુબીલીના પ્રસંગે સર્વ પ્રકારના સાહિત્ય નિષ્ણાત શ્રીયુત **આનંદશંકર** બાપુભાઇ ધ્રુવસાહેબ પધાર્યા હતા. તેઓ સાહેબને અને સ્વર્ગવાસી નામદાર **પ્રભાશંકરભાઈ પટ્ટણી** સાહેબને સભાનું સાહિત્ય પ્રકાશન અને સભાનું અવલોકન કરવા વિનંતિ કરતાં પધાર્યા. સર્વ પ્રકારના સાહિત્ય અને તેમાં શું વિષય છે તે જણાવતાં મહેરબાન ધ્રુવ સાહેબે કહ્યું કે તમારા સાહિત્યમાં એક અપૂર્વ વસુદેવ હિંડિ ગ્રંથ હસ્ત લિખિત છે તે કોઇ જૈન છપાવતું નથી, આવું સુંદર સાહિત્યનું પ્રકાશન નથી થતું તે જોઇને મને ખેદ થાય છે. પટ્ટણી સાહેબ આ ગ્રંથ ઇતિહાસિક પ્રાચીનમાં પ્રાચીન ગ્રંથ છે તે જે જૈન સંસ્થા છપાવશે તેણે અપૂર્વ સાહિત્ય સેવા કરી છે, એટલું જ નહિ પરંતુ ખરી સાહિત્ય સેવક સંસ્થા હું તો તેને જ માનું ! અમારા તરફથી સેક્રેટરીએ જણાવ્યું કે સાહેબ ! આ સભાએ તેના બે ભાગ છપાવ્યા છે આ આપની પાસે રજુ કરૂં છું. તેઓશ્રી ઘણા ખુશી થયા અને તે ગ્રંથ માટે વિશેષ હકીકત જાણવા માગતાં તે સંબંધી હકીકત જણાવવામાં આવી. ઉપરોક્ત બંને પ્રકારના ગ્રંથો સંબંધી ટુંકી હકીકતો જણાવતાં બંને સાહેબો ખુશી થયા અને બીજે દિવસે પ્રજાની જાહેર સભા જેમાં પાંચ હજાર માનવ મેદની હતી, તેમાં આ સભાના ઉપયોગી સાહિત્ય પ્રકાશન માટે મહેરબાન આનંદશંકરભાઇએ મુક્ત કંઠે પ્રશંસા કરી હતી. મહેરબાન સાહેબો ! દરેક સાહિત્ય સંબંધી હકીકત રજુ કરવાનો અત્યારે વખત નથી તેથી આટલો પરિચય આપની પાસે રજુ કર્યો છે.

મહેરબાન સાહેબો, આપનો ઘણો વખત લીધો છે. છતાં રાજેશ્રી **ભોગીલાલભાઇને** માનપત્ર આ સભા કેમ આપે છે તે મુદ્દાની હકીકત હવે આપની પાસે રજુ કરૂં છું.

શ્રી ભોગીલાલભાઇ સજ્જન, મિલનસાર, માયાળુ અને નિખાલસ દિલના છે. લક્ષ્મી સંપાદન થયા પછી વધારે નમ્ર, લઘુ અને સર્વ

પ્રિય બન્યા છે પોતાના તાબાના માણસોની કાયમની રાહત માટે મીલમા દવાખાનુ, પ્રસૂતિગૃહ બનાવી તેઓ ઉપર વાત્સલ્ય ભાવ પ્રગટ કર્યો છે

રાજેશ્રી ભોગીલાલભાઇએ ગઇ શાલમા મીલ તરફથી એક સારી રકમ ભરી, પ્રયત્ન વડે એક લાખ રૂપીયા ઉપરાતની રકમ એકઠી કરી, તેનો સુદર વહીવટ કરવામા સારો ભાગ લઇ માનવરાહત સમિતિ નિમી ભાવનગરની જનતાને રાહત આપી છે, તેથી તેમજ પ્રજાની કોઇ કોમના માણસને પણ બનતી રાહત આપવા ચુકતા ન હોવાથી પ્રજાપ્રિય પણ થઇ પડયા છે

શ્રીયુત ભોગીલાલભાઇની અનેક બાબતોમા સખાવતો અને સુદર કાર્યવાહી જાણી, રાજ્યે પણ તેમની સેવાઓની કદર કરી ધારાસભાના માનનીય સભ્ય તેમજ બીજા અન્ય સેવાના કાર્યોમા પણ પ્રજાકીય સભ્ય તરીકે નિમનોક કરી કદર કરી છે જેથી આ રાજ્યના માનનીય શહેરી થયા છે.

જૈન સમાજના ઉદ્ધાર માટે પણ તેઓની શુભ ભાવના જાણીતી છે દેવ, ગુરુધર્મની સેવાના અહિં તેમજ બહારગામથી ટીપ, ફંડ જે આવે તેમા ફાળો આપવા ચુકતા નથી, એવુ એક કાર્ય નથી કે જેમા તેઓશ્રીનો ઉદાર ફાળો ન હોય, વળી કેળવણીના ઉત્તેજનાર્થે તેમજ તેમની ખાનગી સખાવતો પણ જણાય છે કુટુબના માણસને પણ સુચના છે કે ઘેર આવેલ અતિથિને ખાલી હાથે ન જવા દેવો

મનુષ્ય પ્રત્યેનુ અનુકપાનુ દષ્ટાત એક તાજુ આપ સાહેબો પાસે રજુ કરૂ છુ થોડા દિવસ પહેલા નામદાર દિવાનસાહેબના સત્કારર્થે પોતાના બગલે પાર્ટી આપી હતી, તે વખતે કલકત્તાના ભૂખમરા અને મરણની કરુણ કથા સાભળી તે જ વખતે એક શહેરીને શોભે તેવી રીતે રૂા પાચહજારની રકમ (જે કે આજ સુધી મીલના અને તેમના કુટુબના મળી રૂા નવ હજાર) આપવાની ઉદારતા બતાવી અને ભાવનગરમા પહેલ કરવાનુ માન રાજેશ્રી ભોગીલાલભાઇ ખાટી ગયા છે તેઓશ્રીની એ સારા મુહૂર્ત્તની તે સખાવતથી અત્યારે તે ફંડ ત્રીશ હજારે અહીં પહોચ્યુ છે અહિં અને મહાલો થઇ રૂપીયા પચાસ હજાર થશે જ તેથી આ વખતે ઇનકમટેક્સ નહિં લેવા ઠરાવથી થયેલ બચતનો બ ગાળ રાહત ફડમા ઉપયોગ કરવા સર્વે વ્યાપારી ભાઇઓને વિનતિ છે તેમજ રૂપિયા પચાસ હજાર આપણા કૃપાળુ મહારાજા સાહેબ કૃપા કરી આ ફડમા આપે એમ આપણી પ્રજાની વતી નામદાર દિવાન સાહેબને વિનતી કરવાની છે તે એક લાખ રૂપીઆનુ અનાજ જેમ બને તેમ જલદી ત્યા પહોચે તેમ પ્રબધ કરવા ભાવનગર શહેરને શોભે તેમ રાજા પ્રજાએ મળી યોજના જલદી કરવી કે જેથી બીજા રાજયને અનુકરણીય થઇ પડે

મહેરબાન સાહેબો, રાજેશ્રી ભોગીલાલભાઇમા એક વિશિષ્ટતા છે, તે એ કે જ્યારે કોઇ બધુને લક્ષ્મીદેવી પ્રસન્ન થાય ત્યારે તે અહભાવી, વૈભવી, અને મોજશોખમા પ્રથમ પડે છે, ત્યારે શ્રીયુત ભોગીલાલભાઇ વધારે નમ્ર વધારે સરલ અને વધારે સેવાભાવી બન્યા છે લક્ષ્મીદેવી પ્રાપ્ત થયા પછી તરત જ વૈભવને ગૌણુ કરી, લક્ષ્મીને અસ્થિર માની સુકૃત, દયા અને સેવાના કાર્યોમા પોતાની લક્ષ્મીનો છુટા હાથે ઉપયોગ કરી આત્મ કલ્યાણ સાધી રહ્યા છે તેથી આવો દાખલો અહિં જૈન સમાજ પ્રથમ અને અનુકરણીય છે, તેથી ,જ તેઓ જૈન સમાજમા નરરત્ન થયા હોવાથી અત્રેના જૈન સઘના માનપત્રને લાયક બન્યા છે, તે ગમે

ત્યારે બને; પરંતુ આવા પુણ્ય પ્રભાવક શ્રાવક કુળભૂષણ, શ્રીયુત ભોગીલાલભાઇ આ સભાના માનનીય પેટ્રન હોવાથી તેઓના ઉપરોક્ત સુકૃત્યો જોઇ તેઓશ્રીને સત્કારવા આ માનપત્ર આ સભા આજે આપે છે.

મહેરબાન સાહેબો, મેં ધાર્યા કરતાં આપનો વધારે વખત લીધો છે, તેથી તેમજ હું વ્યાપારી વર્ગનો અલ્પજ્ઞ મનુષ્ય હોઇ મારા નિવેદનમાં કંઈ પણ વધારે ઓછું બોલાયું હોય તો ક્ષમા માગી બેસી જવાની રજા લઉં છું.

ત્યારબાદ સેક્રેટરીએ પ્રભાત કળા મંડળ કંપનીના માલેક હરિભાઈ અત્રે આવેલા છે, તેઓ જૈન ઇતિહાસના ચમકતા તારાઓ વસ્તુપાળ તેજપાળ કે જે રાજ્યના મંત્રીશ્વર હતા, તે રાજ્યની સમગ્ર પ્રજા ઉપર તેઓશ્રીનો સામાજિક પ્રેમ, સેવા અને ભાવના એટલી બધી ઉત્તમ હતી કે તેઓના સામાજિક કાર્યવાહીનો પ્લોટ રંગભૂમિ ઉપર મૂકવા માગે છે અને તેઓ સાહિત્યરસિક છે. જૈન ધર્મની કોઇપણ પ્રકારની લાગણી દુખાવ્યા વગર સામાજિક અનુકરણીય ઉત્તમ કાર્યો રજુ કરવા માગે છે. એમ જણાવ્યા બાદ પ્રભાત કળા મંડળના માલેક શ્રી **હરિભાઈ ભટ્ટે** સભા સાથેના પોતાના પરિચય અને પ્રાસંગિક આનંદનો ઉલ્લેખ કરી, જૈન ઇતિહાસના ચમકતા પાત્રોને રંગભૂમિ પર રજુ કરવાની ભાવનાથી પોતે વસ્તુપાળનો પ્લોટ તૈયાર કરી રહ્યા છે તે માટે સમયોચિત વિવેચન કર્યું હતું. બાદ ડો. **જસવંતરાયે** મેળાવડાને અંગે મુબારકબાદીના અમદાવાદથી ભલુભાઈ દેશાઇ, અને સ્થાનિક રા. મોતીચંદ ઝવેરભાઇ માસ્તર તેમજ વોરા જુઠાભાઇ સાકરચંદનો સંદેશો વાંચી સંભળાવ્યો હતો, જે પછી કવિ રેવાશંકર વાલજીએ સમયોચિત કાવ્ય સંભળાવ્યું હતું.

ત્યારબાદ શેઠ શ્રીયુત **કુંવરજી આણંદજીએ** જણાવ્યું કે:—

ભાઇશ્રી ભોગીલાલભાઇએ પોતાના માયાળુપણાથી અને ઉદારદિલથી જૈન સમાજનો જ નહીં પરંતુ ભાવનગરના શહેરીજનોનો પ્રેમ મેળવી લીધો છે.

ચિત્ત, વિત્ત અને પાત્ર એ ત્રણેનો સુયોગ થાય તેને સુપાત્રદાન કહેવામાં આવે છે, એટલે આ માનપત્રના મેળાવડાને તે કોટીમાં મૂકી શકીએ. ભોગીલાલભાઈ પાત્ર છે, મે. દિવાન સાહેબ મેળાવડાનું પ્રમુખસ્થાન સ્વીકારે છે અને શ્રી જૈન આત્માનંદ સભા માનપત્ર આપે છે તે ત્રિવેણીનો સંગમ છે. ભોગીલાલભાઈ માટે વિશેષ કહું તો તેઓ મે દિવાન સાહેબ અને હું એકજ છીએ વળી પ્રજા અને રાજાએ મળીને ઉભયનું હિત જળવાય તેવી રીતે જ દરેક કાર્ય કરવા તેમાં ભાવનગરની શોભા છે.

મારી તમને ભલામણ છે કે ભોગીલાલભાઇનું અનુકરણ કરો અને પ્રાપ્ત લક્ષ્મીનો તેમની રીતે સદ્વ્યય કરો. અત્યારે દ્રવ્યની સાર્થકતા કરવાનું ખરૂં ક્ષેત્ર બંગાળનું છે. મે. દિવાન સાહેબે તમોને ઇન્કમટેક્સમાંથી બચાવી લીધા છે તો તમારા પૈસાનો ફાળો આવા કાર્યમાં આપો. છેવટે જણાવીશ કે ભોગીલાલભાઈ આવા કાર્યો સવિશેષ કરતા રહે મે. દિવાન સાહેબ આવા પરમાર્થના કાર્યોમાં ફાળો આપી પ્રજા પ્રિયતામાં વધારો કરે એટલું કહી બેસી જવાની રજા લઉં છું.

બાદ સભાના સેક્રેટરી શ્રીયુત **વિઠ્ઠલદાસ** મૂ. શાહે મે. ભોગીલાલભાઈને આપવાનું માનપત્ર નીચે પ્રમાણે વાંચી સંભળાવ્યું હતું.



જૈન નરરત્ન શેઠ ભોગીલાલભાઇ મગનલાલ મીલવાળા

મહોદય પ્રેસ–ભાવનગર.

## શ્રેષ્ઠીવર્ય શ્રીયુત ભોગીલાલભાઇ મગનલાલ મીલવાળા, ભાવનગર.

આત્મીય બંધુ,

આપની ઔદ્યોગિક કાર્યકુશળતા, જાહેર સેવાની અનેકવિધ કલ્યાણકારી પ્રવૃત્તિ, જૈન સમાજની પ્રગતિ માટે ઉચ્ચ ભાવના, ગરીબો પ્રત્યેની અનુકંપા વિગેરે ગુણો જોઇ અમોને જે હર્ષ ઉત્પન્ન થયો છે તે આ માનપત્રદ્વારા પ્રદર્શિત કરવાની આ ઉત્તમ તક હાથ ધરીએ છીએ

આપે સામાન્ય કેળવણી પામી, સામાન્ય સંયોગોમાં ઊછરી આપબળ અને કામની સતત ચીવટ અને ધગશથી મીલ સ્થાપી કાઠિયાવાડના ઔદ્યોગિક ક્ષેત્રમાં અજોડ નામના મેળવી છે અને કાઠિયાવાડમાં પણ હુન્નર ઉદ્યોગ માટે બહોળુ ક્ષેત્ર છે તે બતાવી આપ્યુ છે, તેમજ પોતાના કારીગરોને કેવી રાહત આપવી જોઇએ તે પ્રસૂતિગૃહ, દવાખાના વિગેરે સ્થાપી આપે અન્યને દાખલો લેવાનો માર્ગ બતાવ્યો છે

ભાવનગરની આમજનતાને માટે આપના શુભ પ્રયાસો જાણીતા છે ભાવનગરના ઇતિહાસમાં અજોડ એવુ માનવરાહત ફંડ ઊભુ કરી, તેનો સુંદર વહીવટ કરી બતાવી એક સાચા સેવાભાવવાળો શું કરી શકે છે તે આપે બતાવેલ છે

જૈન સમાજના ઉદ્ધાર માટે પણ આપની શુભ ભાવના એવી જ જાણીતી છે આપના ગુપ્તદાન અને આપની અનુકંપા ગરીબોને તથા મધ્યમ વર્ગના કુટુંબોને આશિર્વાદ સમાન છે

ભાવનગરની કોઇપણ શુભ પ્રવૃત્તિમાં આપનુ અગ્રસ્થાન જ હોય છે, અને આપની રાહબરી નીચે દરેક પ્રવૃત્તિનુ સુંદર પરિણામ આવે છે

ભાવનગર રાજ્યમાં પણ આપનુ ગૌરવવંતુ સ્થાન છે અને રાજ્યે પણ આપની સેવાઓની કદર કરી ભાવનગર રાજ્યની ધારાસભાના માનનીય સભ્ય, સિવિલ ડીફેન્સ બોર્ડના મેમ્બર, સિવિક ગાર્ડઝના ઓનરરી ટ્રેઝરર, રેફ્યુજી કમિટીના ચેરમેન નીમેલ છે તેમજ પ્રજા પક્ષે આપ કાઠિયાવાડ મીલ ઓનર્સ એસોસીએશનના ઉપપ્રમુખ, તળાજા તીર્થ કમિટિના પ્રમુખ, ભાવનગર પાંજરાપોળના ઉપપ્રમુખ, વનિતા વિશ્રામના સભ્ય, શેઠ જિનદાસ ધર્મદાસની પેઢીના પ્રતિનિધિ છો.

ઉપરોક્ત સેવા, ઉદારતા, અનુકંપા વિગેરે સદ્ગુણો સાથે સંસ્કાર અને સાહિત્યના પણ આપ પ્રેમી છો આત્મકલ્યાણના પાન કરાવતી ગુરુભક્તિ નિમિત્તે સ્થાપન થયેલ સાહિત્યની પરબ સમી આ સભાને પોતાની માની તેના વિકાસમાં ફાળો આપવા આપ આ સભાના પેટ્રન થયા છો, તે આ સંસ્થાને મન મહદ્ ગૌરવનો પ્રસંગ છે અને આશા છે કે, સભાના જ્ઞાનોદ્ધાર અને અનેકવિધ પ્રાચીન સાહિત્યના ઉદ્ધારમાં આપનો સહકાર પ્રેરણાત્મક બની રહેશે

અમોને આશા છે કે આ સભા સાથેના હવે પછીના આપના સંબંધને વિશેષ ઉજ્જવળ કરી બતાવશો, સાથે આપ દીર્ઘાયુ થઇ શારીરિક, માનસિક, આધ્યાત્મિક, અને આર્થિક સંપત્તિઓ દિવસાનુદિવસ વિશેષ વિશેષ મેળવવા ભાગ્યશાળી બનો, એવી પરમ કૃપાળુ પરમાત્માની પ્રાર્થના કરવા સાથે આ માનપત્ર ભાવનગર સ્ટેટના મુખ્ય દિવાન સાહેબ શ્રીયુત અનંતરાય પ્રભાશંકર પટ્ટણીના શુભ હસ્તે આપને એનાયત કરતા આનંદ વ્યક્ત કરીએ છીએ

આત્માનંદ ભવન ભાવનગર. તા. ૧૮-૯-૪૩, સંવત ૧૯૯૯ના ભાદરવા વદિ ૫ શનિવાર

| | |
|---|---|
| શેઠ ગુલાબચંદ આણંદજી | અનંતરાયભાઇ પ્રભાશંકર પટ્ટણી. |
| પ્રમુખ શ્રી જૈન આત્માનંદ સભા | મુખ્ય દીવાન સાહેબ, ભાવનગર સ્ટેટ |
| તથા અન્ય સભાસદો | મેળાવડાના પ્રમુખ |

ધન-ટ્રસ્ટી, ધનપતિ ધન મેળવી જાણે અને બીજું તેને વાપરી જાણે, જ્યારે ધનના ટ્રસ્ટી મેળવીને તે જાળવી રાખે. ભોગીલાલભાઇ લક્ષ્મીના પતિ છે, તે કરતા મારે વધારે કહેવાનુ નથી

આ સભામા હુ પ્રથમ વાર આવુ છુ સભાનો પરિચય આજે જ **વલ્લભદાસભાઇએ** કરાવ્યો છે, તેનુ પ્રકાશન સાહિત્ય મારી સામે છે તે મે જોયુ જોઈ ઘણો ખુશી થયો છુ, વલ્લભદાસભાઇએ આજેજ મને તે સબધી માહિતી આપી છે એટલે તે માટે આજે વિશેષ નહિ કહી શકુ સભા પાસે એક સારી લાયબ્રેરી છે તેમ મે જોયુ છે લાયબ્રેરી એ વિચારોનુ ભડોળ છે અને ઇતિહાસમા મોટા મોટા પુરૂષો જે થઇ ગયા તેમના હૃદયમાથી જે પ્રેરણા નીકળી તે જેઓ લખી ગયા અને એમણે તો આત્માનો આનદ અનુભવ્યો અને તેમના એ હેતુને આપણે જાણીયે તો આપણે આપણા આત્માને પણ આનદ થાય અહિ જે સસ્કૃત પ્રાકૃત સાહિત્ય છે તે તો વિદ્વાનો સમજી શકે તે આ જમાનામા બધા ન સમજી શકે, પરતુ અત્યારે જે જાતનુ સાહિત્ય નીકળી રહ્યુ છે તે ઉપરથી તેમ થોડા સમય પહેલા અત્રેની કોલેજમા ગુજરાતી સાહિત્યનુ પ્રદર્શન ભરવામા આવેલ આ પ્રદર્શન જેમણે જોયુ હશે, અને તેમાના ગુજરાતી સાહિત્ય અને તેના વર્ગીકરણનો જેણે અભ્યાસ કર્યો હશે તેને એ સાહિત્ય અને સભાના સાહિત્ય વચ્ચે કાઇ સબધ નથી, જમીન-આસમાનનો ફેર સમજાયો હશે ઇશ્વરની કૃપા એટલી કે તે લખનારને લખતા જે આનદ થયો હશે તે આપણને થાય તો સારૂ પરતુ કોઇ પણ સ્થિતિમા આત્માને વિશેષ આનદ કેમ લઇ શકાય એ બાબત ઉપર આ સભાને વિચાર કરવાનુ સોપુ છુ

છેવટ સભાના સચાલકને હુ અભિનદન આપુ છુ અને આટલુ કહી સભાનો આભાર માનુ છુ અને ભોગીલાલ શેઠને મારા પોતાના અભિનદન આપુ છુ

છેવટે મહેરબાન દિવાન સાહેબનો ફૂલહારથી સભાની વતી પ્રમુખ સાહેબે સત્કાર કર્યા બાદ પ્રમુખ શેઠશ્રી **ગુલાબચદ દલાઇએ** સર્વેનો ઉપકાર માનતા જણાવ્યુ કે, આવી સખ્ત ગરમીમા ઘણી ગીરદી થઇ ગઇ, એવી નાની જગ્યામા આપને કટાળો આવે તેવી રીતે મારે આપને બેસાડવા પડ્યા છે, તે ફક્ત અમારો એવો આગ્રહ કે અમારી સભાના પોતાના મકાનમા આપના પગલા આવા શુભ પ્રસગે જ થાય તેવી ઇચ્છાથી આપને આવી તસ્દી આપી છે મહેરબાન દિવાન સાહેબ, અન્ય અધિકારી વર્ગ, વેપારી વર્ગ અને મારા સ્વધર્મી સભાસદ બધુઓએ અમારા આમત્રણને માન આપી જે તસ્દી લીધી છે તેનો આભાર માનુ છુ મહેરબાન ભોગીલાલભાઈ ઉદાર ગૃહસ્થ સજ્જન છે અને અમારી વિનતીથી આ સભાના પેટ્રન (મુરબ્બી) થયા છે, તેમને આ માનપત્ર આપવા અમારી છ માસથી મહેનત હતી, તેઓ કોઇ રીતે હા પાડતા નહોતા, છેવટે કબુલ થાય ત્યારે પાર્ટી લેવાની અને છેવટ એકલો આઇસ્કીમ લેવાની પણ ના પાડી જેથી આપનુ તે સ્વાગત અમો કરી શકયા નથી તેથી દરગુજર કરશો અને છેવટે આપ સર્વેએ લીધેલ તસ્દી માટે ફરી એકવાર આભાર માનુ છુ



# ............વર્તમાન સમાચાર............

## જંડિયાલાગુરુ ( પંજાબ )

પંજાબ શ્રી સંઘના પ્રાણ આચાર્યવર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ પોતાની શિષ્ય-પ્રશિષ્યાદિ મુનિમંડળી સહિત જંડિયાલાગુરુ નગરમાં ચાતુર્માસ બિરાજમાન છે.

આચાર્યશ્રીના સદુપદેશના પ્રભાવથી શ્રાવણ કૃષ્ણા પંચમીના શુભ મુહૂર્તે શ્રીમદ્વિજયાનંદસૂરિ જૈન ગુરુમંદિરનો પાયો નાખવામાં આવ્યો—શીલાન્યાસ થયો.

લાલા હંસરાજજી રોશનલાલજી જૈન દુગડે શ્રી ગુરુમંદિરના માટે પોતાની બે કનાલ જમીન ભેટ આપી અને શ્રી સંઘે પણ ઉત્સાહ અને ઉદારતાથી રકમો લખાવી છે.

આચાર્યશ્રીજીના નેતૃત્વમાં પર્વાધિરાજ શ્રી પર્યુષણાપર્વ ઘણા જ ઉત્સાહ અને સમારોહથી આરાધન કરવામાં આવ્યા હતા.

રથયાત્રા—શ્રી કલ્પસૂત્રનો વરઘોડો સમારોહથી નીકળ્યો હતો.

શ્રી પર્યુષણાપર્વ આરાધવા સારુ પંજાબભરના તેમજ પંજાબ બહારના અને વેપારાર્થે આવેલા ગુજરાતી—કાઠિયાવાડી ભાઇઓ દોઢ હજાર પધાર્યા હતા. બહારથી પધારેલા સાધર્મિક ભાઇબહેનોની લાલા કૃપારામજી બનારસીદાસજી જૈન દુગડે શ્રાવણ વદિ દશમીથી ભાદરવા સુદિ છઠ સુધી ભોજનથી ભક્તિ કરી હતી. લાલા બનારસીદાસજીના સુપુત્રો લાલા કિશોરીલાલજી, સાદીલાલજી, નિરંજનદાસજી ધનિકલાલચંદજીને પંજાબ શ્રી સંઘના તરફથી પટ્ટીનિવાસી લાલા સુદરદાસજી તથા લાલા કર્પૂરચંદજી દુગડે અને જંડિયાલા શ્રી સંઘના તરફથી લાલા ટેકચંદજી માલેકશે સોનેરી હાર પહેરાવી સન્માન કર્યું હતું અને લાલા સોમામલજી મુનીલાલજી જૈન લોઢાએ એક હજાર રૂપિયા સેવાર્થે આપી શ્રી સંઘનો ઉત્સાહ વધાર્યો હતો.

આચાર્યશ્રીજીના સદુપદેશથી બંગાળ અને મેવાડના આપદગ્રસ્ત બંધુઓની સહાયતાર્થે સારો ફાળો એકત્રિત કરવામાં આવ્યો. આ ફાળો આખા પંજાબમાં ઉઘરાવી શ્રી આત્માનંદ જૈન મહાસભા પંજાબ મોકલાવી આપશે.

## અમૃતસરનો શ્રી સંઘ ઉઘાડે પગે ચાલી ક્ષામણાર્થે આવ્યો

અમૃતસરનો શ્રી સંઘ ગુજરાતી, કાઠિયાવાડી, કચ્છી ભાઇઓ આદિ જે વેપાર માટે આવેલા તે પણ સંમિલિત હતા. ઉઘાડે પગે ચાલી ભા. સુ. છઠે આચાર્યશ્રી આદિ મુનિમંડળને વંદનાર્થે એવં ક્ષામણા માટે આવ્યો હતો.

બાબુ મોહનલાલજી વકીલ, લાલા ટેકચંદજી, બનારસીદાસજીના પ્રસંગોચિત ભાષણો થયા હતા. આચાર્યશ્રીજીએ ફરમાવ્યું હતું : 'કે આજની આ ઘટના જૈન ઇતિહાસમાં અંકિત રહેશે. ઉઘાડે પગે ચાલીને આવવું અને ક્ષામણા કરવા આ સૌભાગ્ય અમૃતસરના શ્રી સંઘને સૌથી પ્રથમ જ મળ્યું છે.'

લાહોર ગુજરાંવાલા આદિના શ્રી સંઘો પણ ક્ષામણાર્થે આવી ગયા હતા.

## શ્રી જગદ્ગુરુદેવની જયંતી

ભા સુ અગિયારસે આચાર્યશ્રીજીની અધ્યક્ષતામા જગદ્ગુરુદેવ શ્રી વિજયહીરસૂરીશ્વરજી મહારાજની જયંતી સમારોહથી ઊજવવામા આવી હેડમાસ્તર જયચંદભાઇએ શ્રી જગદ્ગુરુદેવનુ જીવનચરિત્ર સુંદર છટાદાર ભાષામા સભળાવતા, જૈન સાધુઓના આચાર, સૂરિજીએ સમ્રાટ અકબર બાદશાહ ઉપર પાડેલી છાપ, અકબર બાદશાહની વિનતીથી મનુષ્યો અને પશુઓના હિત માટે એઓએ કરેલી માગણી વગેરે વગેરે બાબતો સારી રીતે છણી હતી

પ સરસ્વતીનાથજી અને જમનાદાસજીના વિવેચનો થયા બાદ આચાર્યશ્રીજીએ ઉપસહાર કરતા શ્રી જગદ્ગુરુદેવમા રહેલી ખૂબીઓ, એમના ચમત્કાર આદિ બાબતો પર પ્રકાશ નાખી માગલિક સભળાવ્યુ હતુ

ભા સુ તેરસે શ્રી આદીશ્વર પ્રભુના દેરાસરે ચાર પ્રભુપ્રતિમા બિરાજમાન કરવામા આવી હતી

### ભઠડા

આચાર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજની આજ્ઞાવર્તી પ્રવર્તકણી વિદુષી સાધ્વીજી શ્રી દેવશ્રીજી, હેમશ્રીજી આદિ ઠાણા બિકાનેર પધારતા અહીં (ભઠડે) પધાર્યા, અહીં જ ચૌમાસુ કર્યું

### પંજાબમા ડેપ્યુટેશન

જંડિયાલાગુરુમા આચાર્યવર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજને વાદવા અને ગોડવાડ-મારવાડ પધારવા માટે વિનતી કરવા શ્રી પાર્શ્વનાથ જૈન વિદ્યાલય-વરકાણા અને ગોડવાડ મહાસમેલનના પ્રમુખ શેઠ મૂળચદજી તથા વિદ્યાલયના સેક્રેટરી શેઠ નિહાલચદજી-જોધપુર સ્ટેટ કાઉન્સીલ મેમ્બર, વરકાણા તીર્થ જીર્ણોદ્ધાર કમિટીના સેક્રેટરી શેઠ જેઠમલજી આદિ ૪૦ સદ્ગૃહસ્થોનું ડેપ્યુટેશન આવ્યુ હતુ વ્યાખ્યાનની ભરસભામા ડેપ્યુટેશને ઊભા થઇ આચાર્યશ્રીજીને મારવાડ-ગોડવાડ પધારવા સારુ સાગ્રહ સાદર વિનતી કરી હતી જવાબમા આચાર્યશ્રીજીએ જેવી ક્ષેત્રસ્પર્શના ફરમાવ્યુ

ગતના શેઠ મૂળચદજી સાહેબની અધ્યક્ષતામા ખાસ સભા ભરવામા આવી પ રામકુમારજી, ભંડશાલી સપતરાજજી, માસ્તર ચંદનમલજી આદિના સુંદર ભાષણો થયા હતા વરકાણા, ફાલના વિદ્યાલયોના વિદ્યાર્થીઓના ગાયનો-ખેલો આદિએ પંજાબી ઓના મન મોહી લીધા હતા!

ડેપ્યુટેશને ત્રણ દિવસ રોકાઇ પૂજા-પ્રભાવના કરી અને લીલાબાઇએ શ્રી સઘના પ્રત્યેક ઘરે એક એક રૂપિયો અને શ્રીફળની લહાણી કરી હતી

ડેપ્યુટેશન અત્રેથી વિદાય થઇ અમૃતસર, શિયાલકોટ, ગુજરાવાલા આદિ નગરોના દેરાસરોના દર્શન કરી પાછુ સાનદ વિદાય થયુ હતુ પંજાબના ભાઇઓએ ડેપ્યુટેશનના સુદર સ્વાગતો કર્યાં હતા ડેપ્યુટેશને આપેલ દાનની યાદી નીચે પ્રમાણે છે

૧૦૦૧ શાહ મૂળચદજી, સાદડી-ગુરુમદિર જંડિયાલાને
૨૦૦૧ ગોડવાડ શ્રીસઘ તરફથી, શિયાલકોટ દેહરાસરને
૧૦૦૧ શાહ મૂળચદજી-શ્રી આત્માનદ જૈન ગુરુકુળ પંજાબને
૧૦૦૧ શાહ ભભૂતમલજી-ખુડાલા ગુરુકુળને
૮૭૧ પરચુરણ ગુરુકુળને
૩૦૧ લીલાબાઇ-શિયાલકોટ દેરાસરમા ગોખલા માટે

દરેક સ્થાનોના દેરાસરો, મડળો આદિને પણ દાન આપ્યુ હતુ

### આચાર્ય શ્રીમદ્ વિજયકમળસૂરીશ્વરજી મહારાજની જયંતી

આસો સુદિ ૧૦ શુક્રવાર તા ૮-૧૦-૪૩ ના રોજ આચાર્ય મહારાજશ્રીની સ્વર્ગવાસતિથિ હોવાથી શ્રી જૈન આત્માનદ સભા-ભાવનગર તરફથી જયંતી ઊજવવામા આવી હતી સવારના શ્રી મોટા જિનાલયમા શ્રી નવપદજીની પૂજા ભાવનાપૂર્વક ભણાવવામા આવી હતી, તેમજ આગી રચાવવામા આવી હતી

——卐——

## શ્રી આદિનાથ પ્રભુ ચરિત્ર ( ભાષાંતર ) માટે મળેલ અભિપ્રાયો

૧. આચાર્ય મહારાજ **શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી** મહારાજ જંડિયાલાગુરુ ( પંજાબ )થી લખી જણાવે છે કે: તા. ૨૯-૯-૪૩.

" તમોએ મોકલાવેલ પ્રથમ તીર્થંકર શ્રી આદિનાથ પ્રભુનું જીવન ચરિત્ર મળ્યું.

છપાઇ, સફાઇ, ભાષા, તસ્વીરો વગેરે મનને આકર્ષે એવાં છે. પુસ્તક હાથમાં લેતાં જ જોવાનું અને વાંચવાનું મન થઇ આવે છે.

મૂળ કર્ત્તા શ્રી અમરચંદ્રસૂરીશ્વરજી મહારાજે પરિશ્રમ ઉઠાવી પોતાની વિદ્વત્તાથી ઘણો જ બોધ અને રસપ્રદ બનાવી ભવ્ય જીવો પર મહાન ઉપકાર કર્યો છે અને તમો-( સભા )એ ગુર્જર ભાષાભાષીઓના હિતાર્થે ગુર્જર ભાષામાં સરસ અનુવાદ કરાવી, છપાવી, ઉપકાર કરવામાં કંઇ ખામી નથી રાખી.

જ્ઞાનપિપાસુઓને વાંચવા માટે અમારી ખાસ ભલામણ છે. "

પૂ. આ. ભ.ની આજ્ઞાથી
લિ. **સમુદ્રવિજયના** ધર્મલાભ.

---

૨. શ્રી આદિનાથ પ્રભુ ચરિત્ર ( ભાષાંતર ) માટે આર્થિક સહાય આપનાર દાનવીર જૈન નરરત્ન રાવસાહેબ **કાન્તિલાલભાઈ ઈશ્વરલાલ** જે. પી. મુંબઇથી લખી જણાવે છે કે-

**શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર**

' આપનો પત્ર તા. ૧૨-૯-૪૩ નો મળ્યો છે. શ્રીયુત ફત્તેહચંદભાઇ મારફત શ્રી આદીશ્વર ચરિત્રના બે પુસ્તકો પણ મળ્યાં છે.

ભાવનગર હું આવ્યો ત્યારે સભાને મેં જે નાની રકમ ભેટ આપેલ તેનું આટલું બધું મોટું પરિણામ આવવાનું છે તેની મને જરા પણ કલ્પના ન હતી. જૈન સાહિત્યના બહોળા ફેલાવા માટે આપણે ત્યાં બહુ જ ઓછું કાર્ય થાય છે. અને તે કાર્ય પ્રત્યે ખાસ કરીને સર્વેનું દુર્લક્ષ છે, તે આપણું કમભાગ્ય છે. જૈન આત્માનંદ સભા આ કાર્યને ટેકો આપી સમ્યક્જ્ઞાનને તેના સાચા સ્વરૂપમાં સમાજમાં રેડી રહ્યું છે, તે આખી કોમ ઉપર મોટો ઉપકાર છે. આ કાર્યમાં મારી અનુકૂળતાએ બનતી મદદ આપવા મેં નક્કી કર્યું છે. તમો પણ અવરનવર મારું લક્ષ ખેંચ્યા કરજો.

એક હકીકત લખતાં મને જરા દુઃખ થાય છે. પુસ્તકમાં મારા જીવનચરિત્ર ઉપર જે મથાળું લખ્યું છે તે વાંચી મને અત્યંત શરમ આવી છે. જૈન સંઘના સુકાની થવા જેટલું મારું બળ કિંચિત્ માત્ર નથી તેનું મને પૂરેપૂરું જ્ઞાન છે. '

લિ. આપનો
**કાંતિલાલ ઈશ્વરલાલ**

# શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગરનો

## સંવત ૧૯૯૮ની સાલનો ૪૬મા વર્ષનો

# વાર્ષિક રિપોર્ટ

**આ** સભાને સ્થાપન થયા ૪૭ વર્ષ થયા છે સંવત ૧૯૫૨ના પ્રથમ જેઠ સુદ ૮ પરમપૂજ્ય મહાન ઉપકારી ગુરુમહારાજ શ્રી આત્મારામજી મહારાજ(ઉર્ફે શ્રી વિજયાનંદસૂરિજી)નો સ્વર્ગવાસ થયો તે ગુરુના સ્મરણાર્થે આ સભાનું સ્થાપન સં. ૧૯૫૨ના બીજા જેઠ સુદ ૨ના રોજ કરવામાં આવ્યું છે

**ઉદ્દેશ**—જૈન બંધુઓ ધર્મ સંબંધી ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કરે તેવા ગ્રંથોનું પ્રકાશન કરવું ધાર્મિક અને વ્યાવહારિક કેળવણીની વૃદ્ધિ માટે યથાશક્તિ પ્રયાસ કરવો વાંચવા લાયક પુસ્તકોનો સંગ્રહ કરી લાઈબ્રેરીનો ઉપયોગ જેમ વધુ માણસો લે તેવી સગવડ આપવી

તે ઉપરાંત જૈન પ્રાચીન સાહિત્ય વસુદેવ હિન્ડિ, બૃહત્કલ્પસૂત્ર, કર્મગ્રંથ, કથારત્નકોશ, ત્રિષષ્ઠિશલાકા પુરુષચરિત્ર વગેરે સંસ્કૃત, માગધી ગ્રંથો પ્રસિદ્ધ કરી સાહિત્યની સુંદર સેવા કરવામાં આવે છે 'શ્રી આત્માનંદ પ્રકાશ' માસિક ૪૦ વરસથી નિયમિત પ્રગટ કરી, અનેક વિદ્વાનોના સુંદર લેખો-કવિતાઓ આપી જ્ઞાનનો ફેલાવો કરવા પૂરતો પ્રયાસ થાય છે ગુરુમહારાજના તમામ પરિવારની પૂર્ણ કૃપાથી આ સભાનું કામ દિન પ્રતિદિન વૃદ્ધિ પામે છે તેમાં હાલમાં આચાર્ય મહારાજ શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજીની કૃપા અને મહાન ઉપકારી સ્વ. પ્રવર્તક શ્રી કાન્તિવિજયજી મહારાજ તથા સ્વ. ચતુરવિજયજી મહારાજ તથા મહારાજ શ્રી પુણ્યવિજયજીની અતિ કૃપા સાહિત્ય પ્રગટ કરાવવા, પોતે જાતે મહેનત લઈ શુદ્ધ કરી આપવા અને ઉપદેશ આપી સહાયકો મેળવી આપી જે ઉપકારો કર્યા છે જે અનુપમ છે

સભાએ એક મકાન બીજું લીધું છે તે મકાનને ફાયરપ્રૂફ બનાવી સુંદર જ્ઞાનમંદિર કરવા ધારણા છે, તે સહાયક મળેથી થશે

સભા પાસે હસ્તલિખિત પ્રતો હતી, તેમાં મુનિરાજ શ્રી ભક્તિવિજયજીનો ભંડાર સુમારે ૧૨૦૦ પ્રતનો સભાને મળ્યો, તે માટે ફાયરપ્રૂફ જ્ઞાનમંદિર બનાવવા પૂરી જરૂર છે

### જનરલ કમિટી

ગયા વર્ષે કુલ ૩૯૮ સભાસદો હતા તેમાં વધતા અને સ્વર્ગવાસ થતા નીચે મુજબ ૮ પેટ્રન, ૯૭ પહેલા વર્ગના લાઇફ મેમ્બર, ૨૪૮ બીજા વર્ગના લાઇફ મેમ્બર, ૯ ત્રીજા વર્ગના લાઇફ મેમ્બર તથા ૪૩ વાર્ષિક મેમ્બર મળી કુલ ૪૦૫ મેમ્બરો છે સંવત ૧૯૯૯માં તેમાં સંખ્યા વધી છે

## મેનેજીંગ કમિટી

૬ હોદ્દેદારો તથા ૧૦ સભાસદો તથા એક કો-ઑપ્ટ મેમ્બર મળી કુલ ૧૭ ની છે.

## લાઇબ્રેરી

વર્ગ ૯ માં કુલ પુસ્તકો ૮૫૮૦ રૂા. ૧૫૪૩૨ છ અને પ્રતો ૧૭૨૩ આશરે કિંમત પચાસ હજારની ગણાય. તે તમામનું લિસ્ટ છપાઇ આવતા વેપમાં બહાર પડશે.

## પ્રકાશનો

કયા કયા ખાતાદ્વારા કેવી પદ્ધતિથી થાય છે તે અગાઉના રિપોર્ટમાં છે.

## ભેટ

જ્ઞાનભંડારો, મુનિમહારાજો, પ્રાશ્ચિમાત્ય વિદ્વાનો, જાહેર લાઇબ્રેરીઓ તથા સંસ્થાઓને મળી અત્યાર સુધીમાં રૂા. ૨૧૮૪૨) ના પુસ્તકો ભેટ અપાયા છે અને લાઇફ મેમ્બરોને ભેટ તે ઉપરાંત અપાય છે તે રકમ જુદી.

ગુજરાતી ભાષાના ગ્રંથો તથા સંસ્કૃત, માગધી ભાષાના ગ્રંથો અત્યાર સુધીમાં પ્રગટ થયા છે. બૃહત્કલ્પ સૂત્ર ભાગ ૬ ઠ્ઠો તથા કથારત્નકોશ તથા પ્રાકૃત વ્યાકરણ ઢૂંઢિકા તથા ત્રિષષ્ઠિશલાકા પુરુષ-ચરિત્રના બાકીના પર્વો તૈયાર થાય છે.

ગુજરાતી ભાષામાં આદિનાથ પ્રભુ ચરિત્ર બહુ સુંદર બહાર પડી ગયું છે અને સતીચરિત્ર છપાય છે.

## જનરલ મીટિંગ

તા. ૬-૨-૪૨ ના રોજ મળી. સંવત ૧૯૯૭ નું સરવૈયું પસાર થયું.

તા. ૩૦-૭-૪૨ ના રોજ મળી. પ્રાતઃસ્મરણીય પ્રવર્તક શ્રી કાન્તિવિજયજી મહારાજના સ્વર્ગ-વાસની દિલગીરીનો ઠરાવ થયો.

તા. ૧૨-૮-૪૨ ના રોજ મળી. પ્રવર્તકજી મહારાજના સ્મરણાર્થે આત્મકાન્તિ કેળવણી ફંડ શરુ કર્યું.

## મેનેજીંગ કમિટી

પોષ સુદ ૩, માહ સુદ ૧૨, પ્રથમ જેઠ વદિ ૩૦, શ્રાવણ સુદ ૪ ચાર વખત મળી હતી. વહીવટી કામોનો નિર્ણય થયો હતો.

## આભાર

સર્વે સહાયકોનો આભાર માનવામાં આવે છે.



# સંવત ૧૯૯૮ની વહીવટી યાદી.

## શ્રી જ્ઞાન ખાતુ

| જ |  | ઉ |  |
|---|---|---|---|
| ૬|≈ | કારતક સુદિ ૧ જ્ઞાનપૂજનના | ૯૪૬૨॥≈ | બાકી લેણા હતા |
| ૫)ાા | કારતક સુદિ ૫ જ્ઞાનપચમી પૂજનના | ૫॥। | કારતક સુદિ ૫ જ્ઞાનપચમી ખર્ચ |
| ૨૫) | બાઇ ઉજમ તે ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસના ધર્મપત્ની તરફથી ભેટ | ૨૫) | આ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી સ્થાપિત કૃષ્ણનગર તપગચ્છીય પાઠશાળાને ભેટ |
| ૩૨॥ | શ્રી વૃદ્ધિચદજી સગીત કળા મડળ પાસેથી ભાડાના | ૯ાિ=ા | ચોપડા |
| ૫૮) | લાયબ્રેરીના ડીપોઝીટના માડી વાળ્યા | ૨૮ાના | રિપોર્ટ ખર્ચ, ૧૧॥-૧૬॥ના |
| ૩૯॥=ા | ઉપાધ્યાય શ્રી સોહનવિજયજીની હિદી બુકના હિસાબના વધારાના હતા તે | ૨૬) | મુનિરાજશ્રી ભક્તિવિજયજી ભડારનુ લિસ્ટ કરાવતા ખર્ચ ૧૪+૧૨ |
| ૯૧)=ા | ખાતા માડી વાળ્યા | ૨૫॥ | ડાબડા કરાવ્યા |
| ૩૭) | લાઇબ્રેરીના જૈનેતર વાચનાગ્ની ફી | ૧૧૦) | વીમા ખર્ચ |
| ૨૪॥= | પસ્તી વેચાણ | ૧૩૨॥। | લાઇબ્રેરી માટે પુસ્તક ખરીદ |
| ૪૪૯)=ા | પરચુરણ હવાલા | ૨૧૨૦॥। | માસિક-વર્તમાન પત્ર |
| ૧૯૧॥ના | પુસ્તક વેચાણ હાસલ ૩/૪ ૨૬॥-—૧૬૪॥૦॥ | ૫૪॥। | જૂના મકાનનુ ભાડુ શેઠ ડૉ+અ ને |
| ૨૦૬)= | વ્યાજનો વધારો | ૧૨૫) | શ્રી ઉજમબાઇ જૈન કન્યાશાળાને સહાય |
| ૯૩૭૭) | બાકી લેણા રહ્યા. | ૨૬૮ાના | શ્રી આત્માનદ પ્રકાશ પુ ૩૯ ખોટ |
|  |  | ૫૭॥૦ | પરચુરણ ખર્ચ |
| ૧૦૫૪૩॥=॥ |  | ૧૦૫૮૩॥=॥ |  |

## સભાનુ ખર્ચ ખાતુ.

| જ |  | ઉ |  |
|---|---|---|---|
| ૧૨૬) | વાર્ષિક મેમ્બરની ફી | ૪૪॥=ા | પોસ્ટ |
| ૧૨૫૬॥= | લાઇફ મેમ્બરનુ વ્યાજ | ૩૬॥ | સ્ટેશનરી |
| ૧૩૮૨॥= |  | ૪૫॥= | ઇલેકટ્રીક |
|  |  | ૩૨॥=ા | મુસાફરી |
| ૩૧૮ાના | સભા નિભાવ ફડ ખાતેથી તૂટતા લાવ્યા | ૭॥ | ફર્નિચર |
|  |  | ૩૦૧ | મેળાવડા ખર્ચ |
| ૧૭૦૧)૦ા |  | ૭૪૨ાિ= | પગાર |
|  |  | ૯૦) | મોઘવારી |
|  |  | ૪૧। | મગનલાલભાઇનો ફેરો |
|  |  | ૮૩૦॥। | પરચુરણ ખર્ચ |
|  |  | ૪૮૨॥। | શ્રી આત્માનદ પ્રકાશ મેમ્બરોને ભેટ |
|  |  | ૬૩)- | ભેટની બુક |
|  |  | ૧૭૦૧)૦ા |  |

સભા નિભાવ ફડ તથા લાઇફ મેમ્બરોના તથા જયન્તીના ખાતાઓ તથા મકાન ખાતુ, સ્મારક ફડમા આવકજાવક થતા શુ બાકી તે નીચેના સરવૈયાથી સમજાશે

કાગળની સખ્ત મોઘવારીથી આ વખતે બહુ ટૂકામા સરવૈયુ અને રિપોર્ટ આપ્યો છે આ રિપોર્ટ સરવૈયુ તા ૨-૧૦-૪૩ જનરલ મીટિગમા પસાર થયુ અને ટૂકુ છાપવા ફરમાવ્યુ હતુ

# સં. ૧૯૯૮ ના આસો વદિ ૩૦ સુધીનું સરવૈયું.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૪૩૨૩ાાન્ | જ્ઞાનખાતું. | ૨૧૯૨૪I | જ્ઞાન સંબંધી પુસ્તકોના લેણા. |
| ૩ાા | 'શ્રી આત્માનંદ પ્રકાશ' પુ. ૪૧. | ૬૧ાઝ | શ્રી આત્માનંદ પ્રકાશ પુ. ૪૦. |
| ૨૧૬૮૩) | સિરિઝના ખાતા. | ૮૮૫૮ાાા | સિરિઝના પુસ્તકોના. |
| ૫૨૯ાઝ | છાપખાના, બુકસેલર વ. ખાતા. | ૭૫૩૪ાાાઝા | છાપખાના તથા બુકસેલર્સ. |
| ૩૪૦૯૮ાાા૦ાા | પેટ્રન, લાઇફ મેમ્બર તથા સભા નિભાવ ફંડ વગેરે ખાતા. | ૧૭ાા૦ાા | જેઠ સુદિ ૮ જયંતી. |
| | | ૨૯૯૭૭)ન્ાા | મકાન ખાતે (બે મકાન). |
| ૧૩૪૮૪ાાાઝા | જયંતીના ખાતા | ૨૧૯૯૨ાન્ાા | શરાફી ખાતે. |
| ૨૮૬૦ાઝ | શરાફી દેવું. | | ૧૩૦૦૦) ભાવનગર સ્ટેટ બોંડ. |
| ૩૪૦) | શ્રી ખોડીદાસભાઇ સ્મારક ફંડ. | | ૫૭૭૪ા૦ા ભાવનગર દરબાર બેંક. ૩૦૦૦+૧૦૮૦ાા૦ાાા ૧૬૯૩ાઝાા. |
| ૩૩૦) | શ્રી મૂળચંદભાઇ સ્મારક ફંડ. | | |
| ૯૪૯) | શ્રી આત્મકાંતિ કેળવણી ફંડ. | | |
| ૨૦૫૫)ન્ | શ્રી ઉજમબાઇ જૈન કન્યાશાળા. | | ૧૦૧૪ાાા૦ા બરોડા બેંક. |
| ૧૩૭ાાન્ાા | મેમ્બર તથા ઉબળેક ખાતા. | | ૨૨૦૩ાન્ પરચુરણ. ૧૧૫૬)+૭૮૭ાા+૨૫૯ાાન્. |
| ૩૭૫) | લાઇબ્રેરીના ડીપોઝીટ. | | ૨૧૯૯૨ાન્ાા |
| ૯૧૧૭૭ાાઝા | | ૨૮૫ાા | ઉબળેક લેણું. |
| | | ૪૭૬) | મેમ્બરો પાસે લેણું. |
| | | ૪૨ાાઝા | પુરાંત આસો વદિ ૩૦. |
| | | ૯૧૧૭૭ાાઝા | |

શ્રી જ્ઞાનખાતાનો ડેડ સ્ટોક રૂ. ૪૬૦૩) તથા શ્રી સાધારણ ખાતાનો ડેડસ્ટોક રૂ. ૧૧૮૮)નો મળી કુલ રૂ. ૫૭૯૧) નો છે. જે તમામ વિગત સાથે સં. ૧૯૯૯ ની સાલની ખાતાવહીના ચોપડાના પૂંઠે લખાયેલ છે.

# શ્રી વાસુપૂજ્ય (પ્રભુ) ચરિત્ર.

(શ્રી વર્ધમાનસૂરિકૃત)

૫૪૭૪ શ્લોકપ્રમાણ, મૂળ સંસ્કૃત ભાષા અને સુંદર શૈલીમાં વિસ્તારપૂર્વક જુદા જુદા આગમો તથા પૂર્વાચાર્યોકૃત અનેક ગ્રંથોમાંથી દોહન કરી શ્રીમાન વર્ધમાનસૂરિજીએ સં. ૧૨૯૯ની સાલમાં લખેલો આ અપૂર્વ ગ્રંથ છે.

આ ગ્રંથમાં પ્રભુના ત્રણ ભવો, પાંચ કલ્યાણકો અને ઉપદેશક જાણવા યોગ્ય મનનીય સુંદર બોધપાઠો, તત્ત્વજ્ઞાન, તપ વગેરે સંબંધીની વિસ્તૃત હકીકતોના વર્ણનો સાથે પુણ્ય ઉપર પુણ્યાઢ્ય ચરિત્ર, રાત્રિભોજન ત્યાગ અને આદર, બારવ્રત, રોહિણી આદિની અનેક સુંદર, રોચક, રસપ્રદ, આહ્લાદક કથાઓ આપેલી છે કે જેમાંની એક કથા પૂરી થતાં બીજી વાંચવા મન લલચાય છે અને પૂરી કરવા ઉત્સુકતા થાય છે. તે તમામ કથાઓ ઉપર ગ્રાહ્ય અને સુંદર ઉપદેશ પણ સાથે આપેલ છે.

કિંમત રૂા. ૨-૮-૦ પોસ્ટેજ જુદું.



## ઝવેરી શાંતિદાસ ખેતશીભાઇનો સ્વર્ગવાસ

જામનગરનિવાસી શેઠ શાંતિદાસભાઇ ભાદરવા સુદિ ૧૧ ના રોજ સ્વર્ગવાસ પામ્યા છે. તેઓ સ્વભાવે સરળ અને ઉદાર હોવા ઉપરાંત હૃદયથી નિર્મળ હતા. દેવગુરુધર્મ પ્રત્યે અડગ શ્રદ્ધાવાળા હતા. તેઓએ મળેલ સુકૃત લક્ષ્મીનો ઉપયોગ ગુપ્ત અને જાહેર સખાવતોદ્વારા કર્યો હતો. આ સભાથી થતા દેવગુરુધર્મની ભક્તિના કાર્યોથી આકર્ષાઇ તેઓ આ સભાના ઘણા વખતથી સભાસદ હતા. આવા સ્વધર્મનિષ્ઠ બંધુના સ્વર્ગવાસથી જૈન સમાજે એક મૂગો અને સખી સેવક ગુમાવ્યો છે અને આ સભાને તો એક લાયક સભાસદની ખોટ પડી છે. તેઓશ્રીના કુટુંબને દિલાસો દેવા સાથે સ્વર્ગસ્થના આત્માને પરમ શાંતિ પ્રાપ્ત થાઓ તેમ પરમાત્માને પ્રાર્થીએ છીએ.

## શેઠ અનોપચંદ નરશીદાસનો સ્વર્ગવાસ

ભાવનગરનિવાસી શેઠ અનોપચંદભાઇ લાંબા વખતની બિમારી ભોગવી આસો સુદિ ૧ ની રાત્રે સ્વર્ગવાસ પામ્યા છે. તેઓ સ્વભાવે શાંત, મિલનસાર અને ધર્મ પ્રત્યે શ્રદ્ધાવાળા હતા. તેઓ આ સભાના ઘણા વખતથી સભાસદ હતા. તેઓના સ્વર્ગવાસથી આ સભાને ખોટ પડી છે. તેઓના સુપુત્ર ભાઈ લક્ષ્મીચંદ વગેરેને દિલાસો દેવા સાથે સ્વર્ગસ્થના આત્માની શાંતિ ઇચ્છીએ છીએ.

## શાહ ચુનીલાલ વીરચંદનો સ્વર્ગવામ

રાધનપુરનિવાસી શેઠશ્રી ચુનીલાલભાઇ થોડા દિવસની બિમારી ભોગવી આસો સુદિ ૮ ના રોજ સ્વર્ગવાસ પામ્યા છે. તેઓ સ્વભાવે મિલનસાર અને દેવગુરુધર્મ પ્રત્યે શ્રદ્ધાવાળા હતા. તેઓ આ સભાના ઘણા વખતથી સભાસદ હતા. તેમના સ્વર્ગવાસથી આ સભાને એક ઉદાર જૈનબંધુની ખોટ પડી છે. તેઓના કુટુંબને દિલાસો દેવા સાથે તેમના આત્માની શાંતિ ઇચ્છીએ છીએ.

# શ્રી આદિનાથ પ્રભુ ચરિત્ર ( શ્રી અમરચંદ્રસૂરિકૃત )

૧૦૩૦૨ શ્લોકપ્રમાણ, મૂળ સંસ્કૃત ભાષામાં કાવ્યરૂપે અને સુંદર શૈલીમાં વિસ્તાર-પૂર્વક જુદા જુદા આગમો તથા પૂર્વાચાર્યોકૃત અનેક ગ્રંથોમાંથી દોહન કરી શ્રીમાન અમરચંદ્રસૂરિજીએ રચેલો આ અપૂર્વ ગ્રંથ છે. રચનાર મહાત્માની કવિત્વશક્તિ અદ્ભુત છે. તેમાં આવેલ સર્વ પ્રકારના રસો, અલંકારો, શબ્દલાલિત્ય વગેરેથી રચના ઘણી જ સુંદર છે. તેનું આ સાદું, સરલ અને સુંદર ગુજરાતી ભાષાંતર છે.

આ ગ્રંથમાં પ્રભુના તેર ભવો તથા યુગલિકો સંબંધી અપૂર્વ વર્ણન, આ ચોવીશીમાં શ્રી આદિનાથ પ્રભુ પ્રથમ તીર્થંકર થયેલ હોવાથી મનુષ્યોનો વ્યવહારધર્મ, શિલ્પકળા, લોકવ્યવહારનું નિરૂપણ, નગરસ્થાપના, રાજ્યવ્યવસ્થા અને પ્રભુના સુરાજ્યનું વિવેચન, ઇંદ્રો વગેરેએ પ્રભુના પંચ કલ્યાણકના પ્રસંગોએ કરેલ અપૂર્વ ભક્તિપૂર્વક મહોત્સવોનું જાણવા યોગ્ય અનુપમ વૃત્તાંત, પ્રભુએ આપેલ ભવતારણી દેશના અને અનેક બોધપ્રદ કથાઓ વગેરે અનેક વિષયો ઘણા વિસ્તારપૂર્વક આવેલા છે.

આ ગ્રંથની કૃતિ આંતરિક જેમ ઉત્તમોત્તમ છે, તેમ બાહ્ય સુંદરતામાં આ ગ્રંથમાં વિવિધ રંગની છબીઓ જેવી કે:—( ૧ ) **શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી ( આત્મારામજી )** મહારાજની–તે પાંચ રંગોમાં સુશોભિત કે જે ગ્રંથ ઉઘાડતાં પ્રથમ ગુરુદર્શન થાય છે, (૨) આર્થિક સહાય કરનાર દાનવીર નરરત્ન **રાવસાહેબ શેઠશ્રી કાન્તિલાલભાઈ ઇશ્વરલાલ જે. પી.**ના છબી જેનાં તેમની સખાવતો માટે અનુમોદન કરવું પડે છે, ( ૩ ) પ્રભુને કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી તીર્થસ્થાપન કરે છે તે વખતની પ્રભુ સાથે **ગૌમુખ યક્ષ** અને **ચક્રેશ્વરી** શાસનદેવીની પાંચ રંગની છબીના દર્શન કરતાં આત્માને અનહદ પ્રસન્નતા પ્રાપ્ત થાય છે, ( ૪ ) પરમપવિત્ર **શ્રી શત્રુંજયગિરિ** તીર્થની સુંદર છબી દર્શનના અભિલાષીઓના આત્માને શાંતિ આપે છે, ( ૫ ) **શ્રી અષ્ટાપદ પર્વત ઉપર પ્રભુ મોક્ષમાં પધારે છે** તે વખતની અનેક રંગમાં તૈયાર કરેલી ભવ્ય, સુંદર, શુક્લધ્યાનારૂઢ, સૌમ્ય, શીતલ મૂર્તિના દર્શન કરતાં આત્માને શીતળતા અને અપૂર્વ શાંતિ પ્રાપ્ત થાય છે, તેમજ ( ૬ ) પૂંઠા ઉપર પવિત્ર **શ્રી શત્રુંજય તીર્થ**ની સુંદર છબી બે રંગમાં બનાવી બાહ્ય રચના કરી ગ્રંથની મનોહરતામાં ઓર વૃદ્ધિ કરી છે. પુસ્તક હાથમાં લેતાં પ્રથમ શત્રુંજય તીર્થનું દર્શન થાય છે. ઉપરોક્ત બંને પ્રકારની સુંદરતા કરવામાં મોટો ખર્ચ કરવામાં આવેલ છે. અત્યાર સુધીમાં પ્રગટ થયેલા કોઈ પણ ગ્રંથપ્રકાશનમાં આ ગ્રંથમાં આવેલાં સુંદર ચિત્રો કરતાં વધુ સુંદર બહુ સુધી આવેલા નથી અને તે માટે આવા સખત મોંઘવારીના સમયમાં આવો મોટો ખર્ચ થયા છતાં વ્યાપારીદૃષ્ટિ નહિ રાખતાં બહોળા પ્રચારની અપેક્ષા રાખી છે, તે ગ્રંથ જોવાથી માલુમ પડે તેવું છે.

દરેકે આ ચરિત્ર [illegible] સુધી મનનપૂર્વક વાંચવા જેવું અને પઠનપાઠનમાં નિરંતર ઉપયોગ કરવા યોગ્ય છે, તેને માટે વિશેષ લખવા કરતાં [illegible] જરૂર છે.

[illegible] ફોર્મ, [illegible] આસો પાનાનો આ સુંદર દળદાર ગ્રંથ ઊંચા [illegible] ઉપર સુંદર ગુજરાતી [illegible], પાકા કપડાના સુશોભિત બાઈંડીંગથી અલંકૃત કરવામાં આવેલ છે. કિંમત રૂા. ૫–૦–૦ પોસ્ટેજ અલગ.




# શ્રી આત્માનંદ પ્રકાશ






સંવત ૨૦૦૫

કાર્તિક

પ્રકાશક—

શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર.







પુસ્તક ૪૧ મું　　આત્મ સં. ૪૮　　વિક્રમ સં. ૨૦૦૦. કાર્તિક

અંક ૪ થો　　વીર સં. ૨૪૭૦　　ઈ. સ. ૧૯૪૩ નવેમ્બર

# દિવાળી સ્તવન.

( રાગ–દિવાળી ફીર આગઈ સજની ! )

દિવાળી જિનદેવની ઊજવો,
　　હા હા જ્ઞાનદીપક પ્રગટાવી દિવાળી ટેક

મહાવીર પ્રભુ નિર્વાણ પધાર્યા, અંતિમ બોધને આપી,
ભાવોદ્યોત મેળવવા માટે, શુભ વૃત્તિ ઉર સ્થાપી,
દીપક જ્યોતિ ઘર ઘર પ્રગટી, મહાવીર નામ ગજાવો. દિવાળી૦ ૧

કેવળજ્ઞાને ગૌતમ શોભ્યા, પ્રભાતકેરા ટાણે,
પ્રભુપદ સ્થાને ઈન્દ્રો સ્થાપે, દીપાવલી શુભ વહાણે,
પાવાપુરી મહિમાવતી, તીર્થભૂમિએ મનાવો દિવાળી૦ ૨

ઉત્તમ એ દિન ઊજવો ભાવે, ઉજ્જવલ વૃત્તિ ધારી,
અજિત જિનેશ્વરકેરા સમરો, ભવિજનને સુખકારી,
લક્ષ્મીસાગર જ્ઞાનપિપાસુ, લેજો ભવિ દિવ્ય લ્હાવો દિવાળી૦ ૩

રચયિતા મુનિશ્રી લક્ષ્મીસાગરજી મહારાજ.

# 'જીવાડો યા જીવવા દો અને જીવો'

લેખક: આ. શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ

સંસારમાં બધા ય જીવને સુખ જોઈએ, અને તે જીવવામાં સુખ માને છે; એટલે બધાયને જીવવું ગમે છે. અણસમજુ માનવી બીજા જીવો 'જીવો યા મરો' પણ પોતાને જ જીવવામાં સંતોષ માને છે, પણ તે વાઘ તથા સિંહ જેવા ઘાતકી જનાવરોનું જ અનુકરણ કરી શકાય. માનવીઓમાં પણ ઘાતકી જાનવરોની પ્રકૃતિ રહેલી હોય છે. આવા ઘાતકી પ્રકૃતિવાળા માણસોમાં દયા હોતી નથી. માનવી એટલે દયાનો ભંડાર. દયા માનવજાતને ઓળખાવે છે; કારણ કે તે મનુષ્યનો અસાધારણ-ખાસ ધર્મ છે. માનવી જેવી અને જેટલી દયા કરી શકે છે, તેવી અને તેટલી દયા સંસારમાં જીવન ગાળવાવાળો કોઇ પણ કરી શકે નહિ; કારણ કે માનવીઓ જ દયાના બળથી સંપૂર્ણ આત્મવિકાસ કરી શકયા છે. અને એટલા માટે મનુષ્યને જ મુક્તિ મેળવવાનો અધિકારી બનાવ્યો છે. દેહના આકાર માત્રથી માનવી ન કહેવાય, દયાનો ગુણ-ધર્મ હોય તો જ માનવી કહેવાય, દયા પ્રકૃતિવાળો માનવી અને નિર્દય પ્રકૃતિવાળો ઘાતકી પશુ.

માનવજીવન પણ દયા હોય તો જ સંભવી શકે. જીવનમાં ભેદ પાડનાર પણ પ્રકૃતિ જ છે. તે સિવાય તો જીવ માત્રના જીવનમાં કાંઈ પણ ભિન્નતા જણાતી નથી. દેહમાં આકૃતિ ભેદે જેમ ભિન્નતા જણાય છે, તેવું જીવનમાં બહારથી કશુંયે ભેદક જણાતું નથી. માનવદેહ ધારણ કરવાવાળો જીવ ભલે પોતાને માને કે હું માનવી છું અને માનવજીવનમાં જીવું છું; પણ જ્યાં સુધી પોતાના આત્માને જન્મમરણમાંથી છોડાવી અજરઅમર બનાવવારૂપ તેનું ફળ ન મેળવે ત્યાં સુધી મિથ્યાભિમાન જ કહી શકાય. માનવજીવનમાં જીવનારને જન્મમરણદ્વારા ભિન્ન ભિન્ન દેહ ધારણ કરવાના હોય જ શાના ? પૂર્વના મહાપુરુષો જન્મમરણ બાકી રહેતાં તો અપૂર્ણ માનવજીવન માનતા. અને ફરી માનવજીવન મળતાં જન્મમરણ ટાળી સંપૂર્ણ આત્મવિકાસ મેળવ્યા પછી જ સંપૂર્ણ માનવજીવનમાં જીવવાનું માનતા. જેમ સૂર્યોદય એટલે સંપૂર્ણ પ્રકાશ તેમ માનવજીવન એટલે સંપૂર્ણ આત્મવિકાસ; આમ કારણમાં કાર્યનો ઉપચાર કર્યાથી માનવજીવનનું સ્વરૂપ સ્પષ્ટ જણાય છે. દેહાધ્યાસ હોયા સિવાય અનેક જન્મમરણ બાકી હોવા છતાં પણ સંપૂર્ણ માનવજીવનમાં જીવવાનું મિથ્યાભિમાન સંભવી શકે નહિ. નિર્દયતાથી અનંતા જન્મમરણ, અપૂર્ણ દયાથી અપૂર્ણ વિકાસ અને સંપૂર્ણ દયાથી સંપૂર્ણ વિકાસ થાય છે.

માનવી બીજા જીવોનું મોત નિપજાવીને મોતને નોતરે અને પછી પોતે મોતથી બીએ તે કેમ ચાલે ? મોતથી બીક લાગતી હોય તો તેને નોતરવું ન જોઈએ. જ્યારે મોત લેવા આવે છે ત્યારે અજ્ઞાની માનવી મોતથી બચવાને માટે બીજા જીવોને મોતના મોંમાં હડસેલી મૂકે છે, પણ તેમાં કાંઇ બચી શકાતું

નથી બીજા જીવોનો કોળિયો કરીને તેનો પણ કોળિયો કરવાનુ જ અજ્ઞાની માનવી બીજા જીવોને મોતને સ્વાધીન કરીને પોતાનુ જીવન વધારી જીવવા તેમના શરીરોનો ઉપયોગ કરે છે, પણ એમ જીવન ન વધી શકે જીવન અને દેહ બને જુદી વસ્તુઓ છે દેહથી દેહ પુષ્ટ બની શકે છે, પણ જીવન પુષ્ટ બની શકતુ નથી જીવનને પોષનાર જીવન હોય છે અને તે બીજા જીવોને જીવવા દેવાથી પોષાય છે બીજા જીવોના જીવન વાપરી અમર બનવાને બદલે પ્રભુશ્રી કહે છે કે "સ સારના જીવ માત્રને પોતપોતાના જીવનમા જીવવા દો, અને જો મોત તેમના જીવનનો કોળિયો કરવા આવે તો તમારા જીવનનો કોળિયો આપીને પણ તેમને જીવાડો "

સ સારમા સેવા અને પરોપકાર કહેવાય છે અને કરાય છે, પણ તેનો છેડો પોતાના પ્રાણ અર્પણ કરીને પણ બીજા જીવોને જીવાડવામા તથા જીવવા દેવામા પ્રભુશ્રીએ જોયો છે સ સારના જીવ માત્રને જીવવા દેનાર જ સ સારનો સાચો સેવક કહેવાય છે અને તે જ સમગ્ર સ સારનો સાચો સ્વામી બની શકે છે સેવક બન્યા સિવાય સ્વામી બની શકાય નહિ, અને જીવન આપ્યા સિવાય પરોપકાર કહેવાય નહિ જીવવાની ઇચ્છાવાળાને જીવવાનુ સાધન આપવા બરાબર બીજો કયો ઉપકાર હોઈ શકે ? માનવી સ સારના બધા ય જીવોમા શ્રેષ્ઠતમ કહેવાય છે માનવજીવન ઉત્તમ કહેવાય છે થોડામા થોડા અપરાધે માનવી જીવી શકે છે શેર આટો અને બે કપડાનો ગ્રાહક છે માનવપ્રકૃતિના માનવીઓના જીવનને ટકાવવાને એક સરખા જ સાધન હોય છે જીવવાના સાધનહીન માનવીને પોતાના શેર આટામાથી પાશેર આટો આપીને માનવી જીવાડી શકે છે, અને પોતે પણ જીવી શકે છે બુદ્ધિહીન-નિર્દય લોભના આશ્રયમા જીવનાર માનવી સાધનની અછતમા ધાન વેચી ધન સ ઘરીને બીજાને મારે છે અને પોતે પણ મરે છે ધાન વધારે હોય તો ધાન વેચી ધન ન કરતા ધાન વગરનાને આપી જીવાડે તે દયાળુ માનવી-દેવનો અવતાર-માનવ જીવનમા પણ દેવની જેમ પૂજાય તમારી પાસે ધાનનો ઢગલો હોય અને બીજો ધાન વગર મરતો હોય અને તમે નિર્દયતાના સ્વામી બનીને બેસી જાઓ, તો કેમ પાલવે ? ખૂટી જવાની આ શ કાથી, ભૂખે મરવાના ભયથી કે ધાન વેચી ધન ભેગુ કરવાના લોભથી "આપણે શુ ?" એમ કહીને ઉપેક્ષા કરવી તે માનવપ્રકૃતિના માનવીને ન શોભે. ધાનના ઢગલા અખૂટ હોય નહિ અને ધન ખાઈને જીવાય નહિ તો પછી ધાનનુ ધન કરવા કરતા ધાનથી જીવન બચાવવા શુ ખોટુ છે ? જો બીજાના જીવન બચાવવામા આવશે તો ધાનના ઢગલા અખૂટ થશે અને પોતાનુ જીવન પણ બચશે, માટે નિર્દયતાના સ્વામી બનવા કરતા દયાના દાસ બનવુ બહુ જ ઠીક કહેવાય

ઊગતે સૂર્યે માનવીને શેર આટો જોઈએ, પછી જીવન સૂર્ય આથમતો નથી કુદરતે આપેલા જીવનના બધા ય સૂર્ય જોઈ શકે છે ફક્ત શેર આટો વાપરનાર ગરીબ માણસો પણ સાઠ, સિત્તેર, એશી અને સો સુધીના જીવન વાપરતા દેખાય છે, માટે પ્રારબ્ધે વધુ આપ્યુ હોય તો તમારે જીવવાને શેર આટો લઈ લો અને બાકીનુ જેના ઉપર પ્રારબ્ધ રૂઠયુ હોય તેને જીવવાને આપો, પણ જીવનમા જેની જરાયે જરૂર નથી એવા મેવા, મિષ્ટાન્ન, સિનેમા, નાટક, મોજશોખમા વાપરીને વેરી નાખશો નહિ તમે માનવી છો એટલે માનવીની સ ભાળ વહોરી લેવી જોઈએ તૂઠેલો દૈવ જીવનની જરૂરિયાત કરતા વધારે જે તમને આપે છે તે વેરી નાખવાને માટે નહીં પણ બીજાને જીવા

તમારી મારફતે અપાવવાને આપે છે; માટે જો તમે બીજાને જીવવા ન આપતાં સદ્દઘેલા બની વેરી નાખશો તો દૈવની આજ્ઞા ન પાળવાથી તેના તમે અપરાધી થશો અને તેની સજા આ જીવનમાં કંગાળ બનીને ભોગવવી પડશે. કદાચ જીવનદીપક બુઝાઈ ગયો તો આગલા જીવનમાં તો છૂટવું મુશ્કેલ છે, મોત આવે તો તેને હાંકી કાઢી ધન-ધાન વગરનાની પાસે મોકલવા વધુ-પડતું ધન-ધાન સંઘરી રાખશો તો તમે જીવતા પણ મરેલા જ છો; કારણ કે મોતને સમજાવી કાઢી મૂકવાનું સાધન તમારી પાસે હોવા છતાં તમારા દેખતાં બીજા માનવીઓનાં જીવન ભક્ષણ કરીને બળવાન બનેલું મોત તમારા ઉપર કાંઈ પણ આરોપ મૂકીને, ધન-ધાનના સાધનની અવગણના કરીને તમારા જીવનનો કોળિયો કરી જશે, માટે દયાળુતાનો આદર કરી તમે જીવો અને બીજાને જીવાડો.

મોટા પૈસાદાર બનવાની ધૂન ન રાખતાં પૈસા વગરનાને જીવવા પૈસા આપવાની ધૂન રાખવી. સેંકડો કુટુંબોને નિર્ધન બનાવીને અને જીવનનિર્વાહની મુશ્કેલીમાં ઉતારી પાડીને પૈસાદાર બનનાર કરતાં વગડામાં જઈને પરિશ્રમથી અડધા મણનો સૂકો લાકડાનો ભારો લાવી, પાંચ ગાઉ દૂર શહેરમાં જઈ વેચી આવીને નિર્દોષ જીવનમાં જીવનાર ગરીબ માણસ શ્રેષ્ઠ છે, અને તે માનવી કહેવડાવવાનો હકદાર છે. વધુ પૈસાદાર બનવાને માટે સાધારણ માણસોએ જીવવાને માટે સંઘરી રાખેલા પૈસા અનીતિથી પડાવી લેવા વ્યવસાય કરવો તે માનવ પ્રકૃતિવાળા માનવીને છાજે નહિ. ગરીબ માણસ પાસેથી જીવવાનું સાધન છીનવી લઈ મારવો નહિ, પણ તેની પાસે રહેવા દઈ જીવવા દેવો. દયાના સેવક-ઉપાસક હો અને ઇચ્છા થાય તો પાસે હોય તે બીજાને આપીને જીવાડો અને એમ ન બની શકતું હોય તો બીજાની પાસે હોય તે રહેવા દઈ જીવવા દેવાને દયાનો આશરો લો. અનિશ્ચિત જીવનવાળા માનવી જાણી શકતા નથી કે નિર્દયતાના આશરામાં રહીને પૈસા વધારવાથી જીવન વધી શકતું નથી. દયાની ઉપાસના કરવાથી જ નવું લાંબું જીવન મેળવી શકાય છે. અને જે જીવનને વાપરતા હોય, તે હોય તેટલું સુખેથી વાપરી શકાય છે. પૈસા તથા મોટાઈના માટે પોતે જ પોતાના જીવનના શત્રુ બની બીજાના જીવનના શત્રુ બનવામાં માનવપ્રકૃતિને લાંછન લાગે છે. માનવજીવનમાં જીવનારને માનવીના દુઃખની અસર થવી જ જોઇએ. જો ન થાય તો તે પશુ કહેવાય. જીવવાના સાધનના અભાવે અથવા તો બીજા કોઇ કારણથી સ્વતઃ દુઃખ ભોગવતા માનવીને જોઇને બીજા માનવીને દયાની લાગણી થાય છે તો પછી સુખે જીવનાર માનવીની પાસેથી જીવનનું સાધન છીનવી લઈને અથવા તો દુઃખ થાય તેવો બીજો કોઇ પ્રસંગ ઊભો કરીને નિર્દયતા નોતરી અમાનુષીપણું આદરે જ કેમ ?

માનવીના આશરે રહીને થોડામાં થોડા અપરાધે જીવન ગાળનાર અને માનવીનું જીવન સુખમય બનાવવા સહાય કરનાર પશુને જીવાડવા અને જીવવા દેવા માનવીએ પૂરતી કાળજી રાખવી જોઇએ-માનવી કરતાં પણ પશુની વધારે સંભાળ રાખવી જોઇએ; કારણ કે માનવીની જેમ વાચા વગરનું પશુ પોતાનું દુઃખ જણાવી શકતું નથી. ભૂખ્યું-તરસ્યું થયેલું માનવી દયામણું મોઢું કરીને અને દીન વચન બોલીને પણ માણસનું હૃદય દયાથી ભિંજવી નાખે છે અને પોતાને જોઇતી વસ્તુ મેળવી શકે છે તેમ પશુ મેળવી શકતું નથી. આધિવ્યાધિથી રિબાતું હોય તો પણ માનવીની ઇચ્છાને આધીન થઈને તેના કહેવા પ્રમાણે વર્તે છે. અશક્ત અવસ્થામાં સંદગતિથી કામ કરવા છતાં પણ

નિર્દયતાનો સાથી માનવી અસહ્ય માર મારે છે તો તે પણ મૂગે મોઢે સહન કરી લે છે તિરસ્કાર કરી માલિક જેટલો ખોરાક આપે છે તેટલામા સતોષ માને છે, પણ ભૂખની કનડગતને લઇને બીજા ખોરાકની આશાથી ડોળા ફાડીને માલિકની રાહ જોયા કરે છે. થોડાક જ એવા પુન્યશાળી પશુ હશે કે જેમને પેટ ભરીને ખોરાક મળતો હશે અને મહેનત ઓછી કરવી પડતી હશે.

પશુઓ માણસને દૂધ, દહીં, ઘી વગેરે આપીને પોષે છે સવારી આપે છે, ખેતર ખેડી ધાન પેદા કરી આપે છે, તેમજ પશુ મરી ગયા પછી માનવી તેના ચામડાનો અનેક રીતે ઉપયોગ કરે છે અને તેના મરેલા દેહની બીજી વસ્તુઓ પણ માનવી પોતાના જીવનના સાધન તરીકે અનેક પ્રકારે વાપરે છે માનવીને જીવવાના સાધન મેળવવામા પોતાનુ જીવન અર્પણ કરનાર પશુઓને ભૂખે-તરસે મારી અને ક્રૂરતા વાપરીને પ્રાણ લેનાર માનવી હિંસક જાનવર જ કહી શકાય કાઇ પણ ઉપકાર ન કરવા છતા પણ માનવદેહ તથા જીવનને ઉત્તમ સમજીને જ દુખી માનવીઓને જીવાડવા દયા કરીને જીવવાના સાધન આપવામા આવે છે, પણ પશુઓ તો માનવીઓને જીવવામા સહાય કરે છે, એટલે અત્યત ઉપકારી હોવાથી પોતાના પાલકની જેમ તેની સેવા કરવી જોઈએ પશુઓ માનવીઓને જીવાડવામા જેટલો આત્મ ભોગ આપે છે; તેટલો માનવી નથી આપી શકતા જો પશુઓમા વિવેકબુદ્ધિ હોય તો ઉપકાર કરવામા માનવી કરતા વધી જવાથી વધુ લાભ મેળવી શકે છે ઉપકાર કરવામા કજૂસ-વિવેક વગરનો માનવી પશુ કરતા પણ હલકો છે માટે તેને જે પશુ જેવો કહેવામા આવે છે, તે ભૂલ થાય છે જે માનવીઓના જીવન ખાસ પશુઓના જીવન ઉપર આધાર રાખે છે તેમણે તો પશુઓની જીવનદાતા તરીકે જ સેવા કરવી જોઇએ, પણ કેવળ મૂગા પ્રાણી તરીકેની દયા લાવીને જ નહિ આવા જીવનના ઉપકારી પશુઓને જીવાડવામાં અપરાધી બનવું પડતુ નથી કારણ કે કેવળ વનસ્પતિ અને પાણીથી જીવનારા હોવાથી માનવી કરતા પણ થોડા અપરાધી છે, માટે તેમના ઉપર નિર્દયતા કરનાર માનવી ઘાતકી જાનવરોનો સાથી જ કહી શકાય

સ્વાશ્રયમા રહીને જીવનાર વનવાસી પશુ-પખીઓને માનવીએ જીવવા દેવા જોઇએ પોતાના મોજશોખ માટે ભય-ત્રાસ આપવો ન જોઇએ અને તેમના પ્રાણ લઇને ખુશી થવુ જોઇએ નહિ બીજાને દુખ આપીને આનંદ માનનાર માનવી ન કહી શકાય, પણ દાનવ જ કહેવાય માનવજીવનમા જીવનાર તો બીજાને સુખ-શાતિ આપીને જ પોતાને કૃતાર્થ માનનાર હોય છે જે દુખ, ત્રાસ, ભય અને મોત આપણને પસદ નથી, તે બીજાને શા માટે આપવા જોઇએ, આટલો પણ વિવેક જેનામા ન હોય તે માનવજીવનનુ ફળ મેળવવાનો અધિકારી નથી પશુપક્ષીઓના શરીરથી પોતાનુ શરીર પોષવાને ખોરાક તરિકેનો ઉપયોગ કરવા જ તેમના પ્રાણ લેનારાઓ માનવદેહ હોવા છતા પણ સિંહ જેવા હિંસક જાનવરોના જીવનમા જીવે છે વનવાસી પશુઓ વગડામા કુદરતી નીપજેલા વનસ્પતિ તથા પાણી વાપરીને જીવે છે માનવીની જેમ બુદ્ધિ, વિવેક તથા હાથ આદિ અવયવોની ખામીને લઇને કુદરતે પશુઓને ભાજીપાલો ખાઇને જીવવાના અધિકારી બનાવ્યા છે માનવીઓની પાસે બુદ્ધિ આદિની સામગ્રી હોવાથી પોતાના જીવનનિર્વાહ માટે તેમને અન્ન આદિ ઉત્પન્ન કરવામા પરિશ્રમ કરવો પડે છે જો માનવી ખેતી આદિનો વ્યવસાય કરી જીવનનિર્વાહનુ સાધન ન

# મહારાજા વિક્રમાદિત્ય

લેખક : મુનિરાજશ્રી હેમેન્દ્રસાગરજી મહારાજ.

જેનાં પુણ્યવંત સ્મરણો અને યશોગાન બે સહસ્ત્ર વર્ષથી 'સંવત્સર' ગજાવે છે, તે પવિત્ર નામધારી 'પરદુઃખભંજન,' આદિત્ય સમ પ્રતાપી, સંવત્સરપતિ મહારાજ વિક્રમાદિત્યની સર્વ રસપૂર્ણ અદ્ભુત મહત્તા કોણે ગાઇ નથી? અને એ મહત્તાથી કોણ અભાગી આકર્ષાયો નથી ] અને 'વાહ' શબ્દથી વીર વિક્રમાદિત્યને વધાવ્યા નથી?

નૂતન વર્ષનું મંગળપ્રભાત એ આ પરદુઃખભંજન વીર વિક્રમાદિત્યની યશકીર્તિભરી દ્વિતીય સહસ્ત્રાબ્દિનું પવિત્ર પ્રથમ પ્રભાત. એ દિને કોણ હીણભાગી જન ભાવભર્યા હૃદયે એ પ્રતાપી નૃપાળને નહિ સ્મરે? મહામારી, રોગ, મોંઘવારીથી નિરાશ પ્રજા સૈકાની પૂર્ણતાની રાહ જોઇ રહી છે. સૈકાની પૂર્ણાહુતિમાં દુઃખનો વિનાશ અવશ્ય થશે, એમ આશ્વાસન પામતી ભારતીય પ્રજા મન મનાવી રહી છે.

આ પ્રતાપી ભૂપાળ અને કવિકુલગુરુ મહાકવિ કાલિદાસનો સાથે વિચાર કરતા વિક્રમાદિત્ય અને તેની સભાનાં નવ રત્ન સહેજે યાદ આવી જાય તેમ છે. 'જ્યોતિર્વિદાભરણ'કાર જણાવે છે કે—

" धन्वन्तरिः क्षपणकोऽमरसिंहशङ्कु-
वैतालभट्टघटकर्परकालिदासाः ।
ख्यातो वराहमिहिरो नृपतेः सभायाम्
रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥१॥ "

કવિકુલગુરુ કાલિદાસ જેમ શ્રેષ્ઠ હતા, તે સિવાયના આઠે રત્નો પોતાનાં વિષયમાં મહાપંડિતો હતા. માટે જ સર્વને "રત્ન" ની ઉપમા મળી હતી. ધન્વન્તરિ મહાવૈદ્ય, અમરસિંહ મહાન કોશકાર, વરાહમિહિર મહાન જ્યોતિષાચાર્ય, વરરુચિ મહાન વાર્તિકકાર, અને ક્ષપણક એટલે જૈનાચાર્ય, શ્રી ભગવાન સિદ્ધસેન દિવાકર મહાન નૈયાયિક અને

---

મેળવે તો જીવવું ભારે થઈ પડે છે; કારણ કે માનવીને પશુનો ખોરાક કામ આવે નહિ. પશુની જીવનવ્યવસ્થા કુદરતે માનવીથી જુદા પ્રકારની જ નિર્માણ કરેલી છે. માનવીના આશરે રહી પરાધીનપણે જીવનારા પશુઓ માનવીએ આપેલો કેટલોક અકુદરતી ખોરાક પણ વાપરે છે; પરંતુ તે પોતાની મહેનતથી નીપજેલો હોય છે. કુદરતે માનવીના જીવન-નીર્વાહના સાધનમાં કે જે પશુઓની સહાયતાથી ઉત્પન્ન કરવામાં આવે છે તેમાં પશુના ખોરાકનો ભાગ રાખેલો છે; પણ પશુના ખાસ ખોરાકમાં માનવીના ખોરાકનો ભાગ રાખ્યો નથી. કદાચ પશુના ખોરાકમાં વિધાતાએ ભૂલથી ભાગ રાખ્યો હોત તો વિલક્ષણ પ્રકૃતિના માનવી પશુઓને જીવવામાં મોટું વિઘ્ન ઉપસ્થિત કરત! આ પ્રમાણે પશુની જીવનવ્યવસ્થા તપાસતાં સ્પષ્ટ જણાય છે કે પશુઓ માણસને જીવાડીને જીવે છે, જ્યારે પશુઓનું જીવન આવું પરોપકારી હોય છે તો પછી માનવજીવન તો વિવેકી અને પશુઓ કરતાં પણ અત્યંત ઉત્તમ હોય છે, માટે માનવજીવનમાં જીવનારે તો અવશ્ય પ્રાણી માત્રને જીવાડીને અથવા જીવવા દઈને જીવવા માનવપ્રકૃતિને અનુસરીને વર્તવું જોઇએ.

તાર્કિક, તેમજ ઉચ્ચ કોટિના કવિરત્ન હતા આ સર્વે રત્નોમા કોણ વધારે કિમતી એ નિર્ણય ખરેખર અશક્ય જ છે સર્વે રત્નો સ્વવિષયે મહામૂલ્યવાન હતા એ નિ સશય માનવુ યોગ્ય છે

'ક્ષપણક' શબ્દ જૈન મુનિને જ લાગી શકે એ સબધીના પુરાવા બ્રાહ્મણ પડિતોના પચરાત્ર આદિ ગ્રથોથી અને 'અવદાનકલ્પલત્તા' આદિ બૌદ્ધ પડિતોના ગ્રથોથી પુરવાર થયુ છે, માટે ક્ષપણક શબ્દ ભગવાન સિદ્ધસેન દિવાકરને બરાબર યોગ્ય છે, કારણ કે મહારાજા વિક્રમાદિત્યને આ સૂરિ પુગવે જૈન ધર્મના સિદ્ધાન્તોનો બોધ આપ્યો છે અને તેમની નૈયાયિક અને તાર્કિક તેમજ અપૂર્વ કવિત્વ શક્તિથી પ્રસન્ન થઇ મહારાજાએ તેમનો સમાવેશ સભાના નવ રત્નોમા કર્યો હોય તે યથાર્થ જ છે

અમરસિહ બૌદ્ધ, ક્ષપણક શ્રી સિદ્ધસેન દિવાકર જૈન મુનિ, કાલિદાસ શૈવ વગેરેનો વિચાર કરતા મહારાજા વિક્રમાદિત્ય સર્વે ધર્મ પ્રત્યે સમભાવી હતા એ પણ જણાય છે અને પરદુ ખભજન ભૂપાળ તો સમભાવી જ થઇશકે અને યશસ્વી નિવડી શકે

ઈ સ પૂર્વે ૫૨૭ માં ક્ષપણક ભગવાન મહાવીર-સ્વામી નિર્વાણ પામ્યા તે પછી ૪૭૦ વર્ષે વિક્રમ સવત્સર પ્રારભ થયો એમ જૈન ગ્રથકારો લખે છે મહારાજા વિક્રમાદિત્યને સિદ્ધસેન દિવાકરે જૈન ધર્મનો બોધ આપી જૈન ધર્મના અનુગામી કર્યા હતા અને તેથી પ્રસન્ન થઇ મહારાજાએ શ્રી શત્રુજય તીર્થનો સઘ કાઢયો હતો અને પરિણામે તિર્થનો મહિમા વધ્યો હતો મહારાજા વિક્રમના સમયમા સિદ્ધસેન દિવાકરસૂરિજી ઉપરાત આર્ય મંગુ, આર્ય વૃદ્ધવાદી, પાદલિપ્તાચાર્ય વગેરે સમર્થ મહાપડિતો હતા

સમર્થ જૈન પડિત મેરુતુગાચાર્ય 'પ્રબધ ચિંતામણિ'ના પ્રથમ સર્ગમા 'વિક્રમાર્ક પ્રબધ' રજૂ કરે છે તેમા આચાર્ય સિદ્ધસેન દિવાકરની વાત આવે છે તેમણે મહારાજા વિક્રમને જૈન ધર્મનો બોધ આપી જૈન ધર્માનુયાયી બનાવ્યા હતા તેમના દ્વારા જનહિતના કાર્યો પણ કરાવ્યા હતા તેમ એ ગ્રથ સાક્ષીભૂત છે તે કારણે જૈન કવિઓએ વીર વિક્રમના યશોગાન ગાયા છે વિવિધ રસપૂર્ણ ચરિત્ર ગ્રથો તેમજ રાસા, ચોપાઇ વગેરેની રચના કરી છે ગ્રથકારોમા પડિત શુભશીલગણી, શ્રી માન-વિજય, શ્રી અભયસોમ, શ્રી લાભવર્ધન, શ્રી પદ્મસાગર, શ્રી લક્ષ્મીવલ્લભ, શ્રી ધર્મવર્ધન, શ્રી કાતિવિમલ અને શ્રી રૂપમુનિ આદિના વિવિધ શૈલીના ગ્રથો વિદ્વાનોને નવીનતા અર્પે છે–ઐતિહાસિક સાધનો પૂરા પાડે છે

મહારાજા વિક્રમે સિદ્ધસેન દિવાકરની 'સર્વજ્ઞ-પુત્ર' તરીકેની મળેલી ખ્યાતિની ખૂબ મહત્તા વધારી હતી, અને એમને સારો આદરસત્કાર આપ્યો હતો બાર વર્ષ અવધૂત વેષમા જ્યારે વિચરતા હતા, તે વખતે મહાકાળેશ્વરના મ દિરમા આવેલા મહાદેવના લિંગમાથી અવ તિ પાર્શ્વનાથની મૂર્તિ પ્રભાવિક સ્તોત્રવડે પ્રગટ કરી હતી તે વખતે મહારાજા વિક્રમાદિત્ય સૂરિજીના પરમશ્રદ્ધાળુ ભક્ત બન્યા હતા જૈન ધર્મના નિયમો ક્રમશ જીવનમા ઉતારવા યત્ન કર્યો હતો

ઈ સ પૂર્વે સો વર્ષ ઉપર ગુજરાત, કાઠિયાવાડ અને માળવા સુધી શક લોકોનુ પ્રાબલ્ય હતુ રાજા ગધર્વસેન જે ગુર્જરપતિની કન્યાને પરણ્યો હતો તેને એક પુત્ર થયો તે આ સવત્સરપ્રવર્તક પરદુ ખ ભજન વિક્રમ હતા ગધર્વસેનના મૃત્યુ પછી વિક્રમનો જન્મ થયો હતો (Posthumous Child) તેણે શકને હરાવ્યા અને 'શકારિ' કહેવાયા કેટલાક લોકો રાજા ગર્દભિલ્લ કે જેણે કાલિકાચાર્યની બહેનનુ હરણ કર્યુ હતુ તેને વિક્રમના પિતા માને છે

કાલિકાચાર્યજીની બહેન આર્યા સરસ્વતીનુ ઉજ્જૈનના રાજા ગર્દભિલ્લે અપહરણ કર્યુ હતુ. તેથી સૂરિજી સિંધુપાર જઇ શક લોકોને તેડી લાવ્યા તેમણે ગર્દભિલ્લને કેદ કર્યો અને હદપાર કર્યો આ કાલિકાચાર્યજી વિક્રમ સવત પૂર્વે ૧૭ વર્ષે થયા શક લોકોને વિક્રમે હરાવ્યા અને સવત

ચલાવ્યો. આ સંવત્સર વિક્રમની જન્મસાલથી જ ગણાય છે તેમ ગણત્રી કરતાં મળે છે.

મહારાજા વિક્રમને ભર્તૃહરિ નામે એક ભાઇ હતા, જે યોગેશ્વર ગવાયા છે. વિવિધ કથાઓમાં આ બંધુઓને સાથે યોજવામાં આવ્યા છે. જૈન ગ્રંથકારોએ આ વાતને વધારે પુષ્ટિ આપી છે. આ પરાક્રમી ભૂપાળના સમયમાં જૈન સાહિત્યે પોતાની સૌરભદ્વારા પ્રત્યેક ભવિના હૃદયો સુભાષિત કર્યા હતા. ખ્રીસ્તી સંવત્સર તલવારના બળથી જોર પામ્યો, પણ વીર વિક્રમનો સંવત્સર તો તેના ઉચ્ચ સદ્ગુણોના બળે જ ચાલ્યો. એવા ચારિત્ર્યશીલ પરદુઃખભંજન નૃપાલને ધન્ય છે!

" વિજય હો વીર વિક્રમનો ! "



## મંગલ દીપક ( મંગલ દીવો )

મંગલમય સુખકારી નમું પ્રભો મંગલમય સુખકારી.<br>
મંગલ ભુવને મંગલમૂર્તિ વિરાજે જિન! જયકારી;<br>
સુરનર ગાવે મંગલગીતો, પ્રતિદિન મંગલકારી. નમું૦ ૧

મંગલકર! કરો મંગલ જિનપતિ! દયાઘન! દિલ દયા ધારી;<br>
ભવજલધિથી પાર ઉતારો, ભાગો મુજ ભીડ ભારી. નમું૦ ૨

મંગલદાતા ! મંગલ આપો, ચિદ્રૂપ સચ્ચિત્તધારી;<br>
વિશ્વપ્રકાશી વિશ્વજીવોના, વિઘ્ન હરો વિઘ્નનિવારી. નમું૦ ૩

મંગલ દીપની નિર્મલ જ્યોતિ, અક્ષયસુખ કરનારી;<br>
મંગલફેરા ફરીને થાજો, કેશવ સંઘ શિવકારી. નમું૦ ૪

સંઘવી કેશવલાલ નાગજીભાઈ–સાણંદ



# सेवाधर्मः परमगहनो योगिनामपि अगम्यः ।

( ગતાંક પૃષ્ઠ ૫૨ થી ચાલુ )

લેખક —રા. રા. વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ બી. એ., એલએલ. બી. સાદરા

**परोपकाराय सतां विभूतयः ।** એ સૂત્રને મહત્ત્વ આપીને જ શાસ્ત્રકારોએ "જયવીયરાય"-ના પ્રતિક્રમણ સૂત્રમા ભવનિર્વેદ વગેરે સાધન-સામગ્રીની જીવનવિકાસ માટે માગણી કરેલ છે તેમા **परत्थ करणं च**–પરમાર્થકરણનો ખાસ સમાવેશ કરેલ છે. પરોપકારવૃત્તિ–સેવાભાવના મનુષ્યજીવનને ઉન્નત સ્થાન તરફ લઈ જાય છે–સાધ્યને માર્ગે ગતિ કરાવે છે. પરોપકાર-પરાયણવૃત્તિમાથી જ વિશ્વબંધુત્વની ભાવના ઉદ્ભવે છે, અને વિશ્વબંધુત્વની ભાવના પ્રફુલ્લિત થતા–વિકસિત થતા પ્રાણી માત્રની સેવા કરવાની, હરકોઈ પ્રકારે જોઈતી મદદ આપીને તેને દુઃખદ સ્થિતિમાથી બચાવી લેવાની ભાવના જાગૃત થાય છે. આવા પ્રકારની સેવા સાથે ધર્મ શબ્દ જોડવાથી અને તેને પરમ ગહનનુ વિશેષણ લગાડવાથી તેની ઉપયોગીતામા–ફલદાયકતામા અપરિમિત વૃદ્ધિ કરવામા આવે છે. આવો ઉત્તમ કોટીનો સેવાધર્મ યોગીપુરુષો માટે અગમ્ય હોવાનુ કહેવામા આવે છે, તે એવા અર્થમા નહીં જ કે યોગી પુરુષોને–સાધુ મહારાજાઓને તે આચરવાની જરૂર જ નથી, અગર તો તેઓ તેનાથી પર છે યા તો તેઓ સેવા લેવાના જ હકદાર છે, પરંતુ સેવા કરવાની જવાબદારી તેમના શિર ઉપર લાવી શકાય જ નહિ, પણ અગમ્ય એટલે મુશ્કેલીથી આચરી શકાય–પ્રાપ્ત કરી શકાય.

સબબ સાધુમહારાજાઓ પણ સમાજ પ્રત્યેની અમુક અંશેની જવાબદારી અદા કરવા બંધાયેલા છે અને તેમાથી તેઓ બચી શકે તેમ નથી. પરંતુ સન્માન–પૂજા–પ્રતિષ્ઠા મેળવતા જે સ્થાનમા તેઓ વિરમી રહેલ છે તે પ્રમાણમા તેમની સમાજ પ્રત્યેની જવાબદારી વધારે ગંભીર બનતી જાય છે. શાસ્ત્રના ફરમાન મુજબના વિધિ–વિધાનમા, સાધુધર્મમા મશગૂલ રહીને જ તેમણે અંગીકાર કરેલ વ્રત–નિયમના સિદ્ધાંતોને કોઈ પણ રીતે ડાઘ લાગવા વગર પણ તેઓ સમાજસેવાના કાર્યને અનેક રીતે પ્રોત્સાહન આપી આગળ ધપાવી શકે તેમ છે, પરંતુ તે માટે તેમને ખરા જિગરની તમન્ના હોવી જોઈએ, એટલુ જ નહીં, પરંતુ દીર્ઘદૃષ્ટિ, ઉદાત્ત વિચારસરણી અને વિવેકપૂર્વકની બુદ્ધિ શક્તિનો સદુપયોગ કરતા રહેવુ જોઈએ.

તેમ તો માત્ર સાધુવેશ જ હજારો ભદ્રિક પ્રાણીઓને તેમના તરફ આકર્ષી રહેલ છે–પ્રથમ દર્શને જ હજારો મનુષ્યો તેમના ચરણમા પોતાનુ શિર ઝુકાવે છે, અને વધારે પરિચયમા આવતા તેમનુ ઉચ્ચ કોટીનુ સાધુજીવન શ્રદ્ધાળુ જનોના હૃદયમા ઊંચામાં ઊંચુ સ્થાન મેળવે છે. સમાજના મોટા ભાગ ઉપર તેમના ઉપદેશની અસર ધાર્યું કામ પાર પાડી શકાય તેવી હોય છે. તેમનો પડતો બોલ ઝીલી લેવા હજારો શ્રીમંતો ખડેપગે તૈયાર હોય છે. તેમના વચન માત્રથી લાખો રૂપિયા બીનજરૂરીયાતે ખર્ચાતા આપણે જોયું છે–સાભળ્યું છે, અને આવા અનુત્પાદક ખર્ચો–બિનજરૂરી અગર ઓછી જરૂરિયાતવાળા વિષયોને હદ ઉપરાંતનુ –

અતિશયોક્તિ ભરેલું મહત્ત્વ આપીને, સર્વાંશે સિદાતા ક્ષેત્રોના ભોગે થઇ રહેલ છે, તે જોતાં સ્હેજે સમજી શકાય તેમ છે કે સેવાધર્મના પ્રશ્નને વેગ આપી સારા પ્રમાણમાં આગળ વધારવાનું ઉપદેશકવર્ગ ખાસ મન ઉપર લે તો સામાજિક પ્રગતિ માટે ઉજ્જવળ ભવિષ્યની આશા બાંધી શકાય તેમ છે.

પ્રત્યેક બાબતમાં યોજનાપૂર્વકની-વ્યવસ્થાસર કામ કરવાની ગોઠવણ કરવામાં આવે તો, તે કામ ઘણું સરલ અને ધાર્યું ફળદાયક થઇ પડે છે. તેવી જ રીતે સેવાધર્મનો સવિશેષ પ્રચાર થઇ શકે. મોટા પ્રમાણમાં દુ:ખી અને વ્યાધિગ્રસ્ત મનુષ્યોના દુ:ખ-દરદો ઓછા કરી શકાય. તેમને જરૂર પૂરતી મદદ પહોંચાડી તેમનો જીવનવ્યવહાર સુતર બનાવી શકાય. ઠેર ઠેર તે માટે સેવાભાવી-ઉત્સાહી યુવકોના સ્વયંસેવક મંડળો ઉભા કરી શકાય અને તેમને પૂરતા પ્રમાણમાં સાધનસામગ્રી પૂરી પાડી શકાય; તેમજ શિસ્તપૂર્વક કામ કરવા માટેની તાલીમ આપવાની સગવડ કરી શકાય. તે બધા કામ માટે પ્રથમથી જ બરાબર બંદોબસ્ત કરવાની જરૂર છે. આવા મહાભારત કામને યોગ્ય રીતે હાથ ધરવામાં સૌ કોઇએ પોતાનો સાથ આપવો જોઇએ, અને તેવા સાથમાં ખાસ કરીને ઉપદેશકવર્ગ સચોટ ઉપદેશ-આદેશ-પ્રેરણા-સલાહ-સૂચનાદ્વારા ધારે તો ઘણું ઘણું કરી શકે તેમ છે, એટલું જ નહીં, પણ અદ્યાપિ પર્યંત તેમના તરફથી કેવળ ઉપેક્ષા અને ઉદાસીનતા બતાવવામાં આવેલ છે તેનો બંગ વાળી શકે તેમ છે. તેમણે સંચિકુત દૃષ્ટિનો ત્યાગ કરી, કંઇક દૃષ્ટિકોણ બદલી, દીર્ઘદૃષ્ટિપૂર્વકની વિશાળ ભાવનાનો આદર કરવાની જ જરૂર છે. પૂર્વકૃત પાપકર્મના ઉદયે દુ:ખી થતા નિરાધાર મનુષ્યોને તેમના કેવળ દુર્ભાગ્ય ઉપર છોડી દેવામાં કંઇ સજ્જનતાનો ફલિતાર્થ થતો નથી.

આપણા રોજના અનુભવથી આપણે જોઇ રહ્યા છીએ કે દયાની લાગણીપૂર્વકના સામાન્ય આશ્વાસન માત્રથી-ઊંડી દિલસોજીપૂર્વકના માત્ર વાણવ્યવહારથી પણ દુ:ખીજનોનું દુ:ખ કંઇક અંશે ઓછું કરી શકાય છે, તો પછી સંગીન-સક્રિય મદદ અને નિષ્કામ વૃત્તિપૂર્વકના સેવાભાવથી આપણે તેમને એટલી રાહત આપી શકીએ તે સહેજે સમજી શકાય તેમ છે.

આસુરી-રાક્ષસી વૃત્તિના કેવળ સ્વાર્થી મનુષ્યો જ્યારે કોઈનું ઘર બળતું હોય ત્યારે પોતાનો પાપડ શેકવા લાગી જાય છે, ત્યારે દૈવી સદ્દગુણોથી વિભૂષીત પરમાર્થી મનુષ્યો સર્વ કંઇ કરી છૂટવા જાનના જોખમે પણ તૈયાર થઇ જાય છે અને પરમ સેવાધર્મના બોધપાઠ આગળ ધરે છે. સેવાધર્મમાં રાચ્યા-માચ્યા રહેનાર સજ્જનોના આત્મસંતોષની કંઇ સીમા જ નથી. તેમની તલ્લીનતા સૌ કોઇને પરમ આદર્શરૂપ થઇ પડે છે. સેવાધર્મની ઉપાસના કરનારાઓ અન્ય જનોના પ્રોત્સાહન કે પ્રેરણાની અપેક્ષા રાખતા નથી. પરંતુ હરકોઈ પ્રકારે સેવા કરવાનું તેમને વ્યસન જ થઈ પડેલું હોવાથી એક સામાન્ય હાકલ માત્રથી તેઓ પોતાની ફરજ બજાવવા કૂદી પડે છે-તૈયાર થઇ જાય છે. સેવાર્પણના પ્રસંગો તરફ તેઓ મીટ માંડી રહેલા હોય છે અને તેવો પ્રસંગ ઉપસ્થિત થતાં પોતાના સેંકડો વ્યવસાયો બાજુ ઉપર મૂકી ટુકડીઓ ઊભી કરી પોતાના મનમાન્યા કામે લાગી જાય છે.

સેવાના કાર્યમાં તેઓ રસપૂર્વક તલ્લીન થઇ ગયેલા હોવાથી પોતાની નીંદાની કે સ્તુતિની પણ દરકાર કરતા નથી, એટલું જ નહીં, પણ અંગત સ્વાર્થનું પણ ભાન ભૂલી જાય છે. પરમાર્થ કે પરાર્થ એ જ તેમનો મહાન સ્વાર્થ થઇ પડે છે અને ઉદાત્ત-ભાવનાશીલ વૃત્તિથી

તેઓ અન્ય જનોનુ કલ્યાણ કરવા ઉપરાત પોતાના આત્માને પણ હળવો બનાવી આત્મ-કલ્યાણની સાધનામા આગળ વધ્યે જાય છે

જૈન શાસ્ત્રકારોએ પરમ નિર્જરાના હેતુભૂત તપપદના છ બાહ્ય અને છ અભ્યતર એ રીતે બાર ભેદ દર્શાવેલ છે, તેમા વિનય અને વૈયાવચ્ચને અભ્યતર તપમા સ્થાન આપવામા આવેલ છે આ વૈયાવચ્ચને તેમજ અમુક અપેક્ષાએ વિનયને પણ સેવાધર્મના વર્તુલમા તેમને યોગ્ય કઈક સ્થાન મળી રહે છે મોટા પાયા ઉપર તેમણે સેવાધર્મને અપનાવ્યો હોય છે તેમને વિનય અને વૈયાવચ્ચ તો એક આનદ-પ્રદ રમત માત્ર થઇ પડે છે

જગતભરમા પ્રચાર પામી ગ્હેલ હરકોઇ ધર્મના સિદ્ધાતો સેવાધર્મને અપનાવ્યા સિવાય-આગળ કર્યા સિવાય ટકી શકે તેમ નથી જીવ માત્રને મૂળ સ્વભાવે સર્વશક્તિમાન પરમાત્મા જેટલુ સામર્થ્ય અને શક્તિ ધરાવતા હોવાનુ માનતી ધર્મ સસ્કૃતિ હો કે જીવમાત્રને પરમાત્માના અણુરૂપ માનતી ધર્મસસ્કૃતિ હો બને સસ્કૃતિની દૃષ્ટિએ જીવ અને પરમાત્મા, જીવ અને શિવની સેવામા વિવેકી સજ્જનને કઇ ભેદ-ભાવ દૃષ્ટિગત થશે નહીં અને તે દૃષ્ટિએ સૌ કોઇને પ્રાણી માત્રની સેવામા ઇશ્વરોપાસના જ આવિર્ભૂત થતી જણાશે આવા પ્રકારની સેવાના ધર્મને જેટલુ ઉચ્ચ સ્થાન આપીએ તે ઓછુ જ છે નિરજન-નિરાકાર, સિદ્ધ અને મુક્તદશા પ્રાપ્ત કરનાર પરમકૃપાળુ પરમાત્માને તો નિંદા-સ્તુતિ (સેવા) કરનાર શત્રુ-મિત્ર તરફ સમદૃષ્ટિ જ હોય છે, એટલે પ્રાણીમાત્રની સેવા કરવાનો ધર્મ જેમણે સ્વીકાર્યો છે-અપનાવ્યો છે તેમની સેવાવૃત્તિથી પરમાત્માની પ્રસન્નતામા લેશમાત્ર ઘટાડો થવા સભવ નથી તેમજ સાધ્ય પણ કઇ દૂર ખસી જવાનુ નથી આ રીતે સર્વ અપેક્ષાએ સેવા-ધર્મ એ કોઇ ઊચી કોટીનો પરમ ગહન ધર્મ છે, અને તે પ્રત્યેક વિચારશીલ-વિવેકી સજ્જનને શુદ્ધ ભાવથી સ્વીકારવા યોગ્ય-આદરવા યોગ્ય ધર્મ છે આ વિષયમા તર્ક-વિતર્ક કે વાદ-વિવાદને લેશમાત્ર અવકાશ નથી, તેમજ અધ-શ્રદ્ધાવશાત્ ધર્મના ઝનૂનમા ગળા સુધી ડૂબી ગયેલા મનુષ્યો માટે ધર્મયુદ્ધ (crusades)ના મોરચા ખડા કરવાનું પણ કઈ કારણ ઉપસ્થિત થતુ નથી મોહમુગ્ધ કે અજ્ઞાન અને અધ-કારમા અથડી રહેલ મનુષ્યો, પ્રમાદ અને સ્વાર્થાધતાવશાત્ આવા ઉચ્ચ કોટીના ધર્મને પોતાના જીવનવ્રતમા ઓછાવધતા અશે અપ-નાવવામા પાછીપાની કરતા જણાય તો તેમને માટે દયાભાવ સેવવાનો જ રહે છે સહુ કોઈ પોતાની શક્તિ કોઈ પણ પ્રકારે ગોપવ્યા સિવાય, આત્માના અતરના અવાજને માન આપી, હૃદયના વિશુદ્ધ ભાવથી સેવાધર્મને પ્રતિદિન અમલમા મૂકવા માટે પ્રેરણા મેળવતા રહે, એ જ અભ્યર્થના



# सत्यासत्य गवेषणा।

( Inquiry into the nature of Truth-telling and Lie )

લેખક : રા. રા. જીવરાજભાઈ ઓધવજી દોશી. બી. એ. એલએલ. બી.

સત્ય અને અસત્યની તાત્વિક વિચારણામાં મુખ્ય બે સવાલો ઉપસ્થિત થાય છે:

(૧) સત્ય એટલે શું ? અસત્ય એટલે શું ?

(૨) સત્ય શા માટે બોલવું ? અસત્યનો શા માટે ત્યાગ કરવો ?

(૧) પાતંજલ યોગદર્શનમાં અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ–એ પાંચ યમ બતાવ્યા છે. જેમ જૈન દર્શનમાં અહિંસા આદિ પાંચ મહાવ્રતો બતાવ્યા છે. તેમાં સત્યની વ્યાખ્યા પાતંજલ ભાષ્યકારે નીચે પ્રમાણે કરેલ છે—

सत्यं यथार्थे वाङ्मनसे ।
यथादृष्टं यथानुमितं तथा वाङ्मनश्चेति ॥

જેવી રીતે કોઇ પદાર્થ જોયો હોય અથવા અનુમાનથી જાણ્યો હોય, તે પ્રમાણે મન અને વાણીની એકતાવાળું વચન. અર્થાત્ Truth-speaking means making our statements correspond with fact પાતંજલ દર્શન ભાષ્યકાર વિશેષ ખુલાસો કરે છે કે: વાણીનો ઉપયોગ આપણો બોધ બીજાને આપવા માટે કરવામાં આવે છે, માટે તે વાણી કપટ-યુક્ત ભ્રાંતિવાળી અથવા સમજણ ન પડે તેવી ન હોવી જોઇએ. અર્થાત્ વાણી સાચો બોધ આપનાર હોવી જોઇએ. (producing a true impression.)

પ્રશમરતિ શ્લોક ૧૭૪ માં સત્યનું લક્ષણ આપ્યું છે કે-

अविसंवादयोगः कायमनोवागजिह्मता चैव ।
सत्यं चतुर्विधं तच्च, जिनवरमतेऽस्ति नान्यत्र ॥

પરસ્પર અવિરુદ્ધ અને તન, મન અને વચનની એકતાવાળું વચન સત્ય છે. તે જિનેશ્વરે ચાર પ્રકારનું કહ્યું છે. જ્યાં શબ્દાર્થ પ્રમાણે વચન બરાબર હોય પણ મનમાં ધારેલા અર્થથી જુદો ભાવ ઉત્પન્ન કરનાર વચન હોય તે સત્ય વચન નથી. દ્રોણાચાર્યે યુધિષ્ઠિરને પૂછ્યું કે: 'પોતાનો પુત્ર અશ્વત્થામા મરાયો, તે ખરૂં ?' યુધિષ્ઠિર જવાબ આપ્યો કે: અશ્વત્થામા મરાયો. અશ્વત્થામા નામનો હાથી ખરેખર મરાયો હતો, પણ તેટલી વાત છુપાવી દ્રોણાચાર્યના મન ઉપર તેનો પુત્ર અશ્વત્થામા મરાયો એવી ખોટી અસર કરવાવાળું વાક્ય અસત્ય જ છે. કારણ આ વાક્યમાં મન, મનના ભાવ અને વચનની એકતા નથી.

જેવી રીતે પાતંજલ યોગદર્શનના ભાષ્યકારે સત્યની વ્યાખ્યા આપેલ છે, તે પ્રમાણે તત્વાર્થ સૂત્રના ભાષ્યકારે સત્યની વ્યાખ્યા આપેલ છે—

सत्यर्थे भवं वचः सत्यं, सद्भ्यो वा हितं सत्यम् । ( तत्व. सू. ९-६ ). ટીકાકાર સ્ફુટ કરે છે કે સત્ એટલે વિદ્યમાન જે અર્થ તેને અનુલક્ષીને કરેલ વચન. અર્થાત્ અર્થનો યથાવસ્થિત બોધ આપનાર વચન ( a statement corresponding to fact ). સદ્નો બીજો અર્થ પ્રશસ્ત કરવામાં આવ્યો છે, એટલે જે વચન પાપનો હેતુ–પાપનું કારણ ન હોય આ

અર્થ પ્રમાણે એક શિકારીને શિકારનુ કહેવુ તે સાચુ હોય પણ સત્ય નથી ત્રીજો અર્થ **सद्भ्यो हित ।** અહીં સદ્નો અર્થ જીવો કર્યો છે એટલે જે વચન પ્રાણીઓને હિતકર્તા હોય તે સત્ય છે જીવોને હિતકર્તા ન હોય તે વચન તથ્ય હોય પણ સત્ય નથી

સત્યાસત્યનો વિચાર માણસના વ્યવહાર માટે–વર્તન માટે મુખ્યત્વે કરવાનો હોય છે સત્ય અને અસત્ય એક સદ્ગુણ અને દુર્ગુણ છે એટલી વિચારણા બસ નથી સત્ય અને અસત્યની વિચારણા મનુષ્યના વર્તનને અંગે કરતા ઘણા પ્રશ્નો અને અપવાદો ઊભા થાય છે, માટે તત્ત્વાર્થ સૂત્રકારે સત્યની વ્યાખ્યા આપવાને બદલે અસત્ય–મૃષાવાદની વ્યાખ્યા આપવા ઉચિત ધાર્યુ છે અને તેવા મૃષાવાદ–અનૃત અસત્યથી વિરમવુ એવો ઉપદેશ કર્યો છે

**हिंसानृतस्तेयाब्रह्मपरिग्रहेभ्यो विरतिर्व्रतम् ।**
**(तत्त्व सू ७ १)**

હિંસા અનૃત, સ્તેય, અબ્રહ્મ અને પરિગ્રહથી વિરતિ તે વ્રત છે અને ૭–૯ મા **असदभिधानमनृतम्** તે પ્રમાણે અનૃતની વ્યાખ્યા આપી છે અસત્ બોલવુ તે અનૃત અર્થાત્ મૃષાવાદ છે આ વ્યાખ્યામા વપરાયેલ અસત્ શબ્દ ઘણો વ્યાપક છે ભાષ્યકાર અસત્ શબ્દનો અર્થ કરે છે કે **असदिति सद्भावप्रतिषेधोऽर्थान्तर गर्हा च** એટલે જે વચનમા સદ્ વસ્તુનો નિષેધ કરવામા આવે, અસદ્ વસ્તુને પ્રતિપાદન કરવામા આવે અથવા જે વચનમા સાચા પદાર્થને બદલે જુદો પદાર્થ કહેવામા આવે અથવા જે વચન ગર્હાવાળુ હોય અર્થાત્ નિંદવા જેવુ હોય આ લક્ષણમા અસત્યની ત્રણ જુદા જુદા દૃષ્ટિબિંદુથી વિવક્ષા કરેલ છે તાત્ત્વિક દૃષ્ટિથી જે વસ્તુ અસત્–ખોટી હોય તેને સત્ કહેવી. જેમકે આત્મા અણુ છે, આત્મા વિભુ છે આ વચન અસત્ય છે, કારણ આત્મા દેહપ્રમાણ જૈનદર્શન પ્રમાણે છે તે પ્રમાણે સત્ વસ્તુને અસત્ કહેવી તે પણ અસત્ય છે જેમકે આત્મા નથી, પરલોક નથી એ કહેવુ અસત્ય છે આ કથનમા તાત્ત્વિક-દૃષ્ટિ, નિશ્ચયદૃષ્ટિ અથવા શાસ્ત્રદૃષ્ટિની વિવક્ષા પ્રાધાન્યપણે લેવામા આવેલ છે પ્રત્યક્ષ અથવા સામાન્ય વ્યવહારદૃષ્ટિનુ આ વચન નથી શાસ્ત્રીય અથવા તાત્ત્વિક દૃષ્ટિએ સત્–અસત્નો જેમ વિચાર કરવામા આવે છે તેમ વૈજ્ઞાનિક દૃષ્ટિએ વિચારતા સામાન્ય બુદ્ધિને જે સત્ લાગે છે તે કેટલીક વખત વિજ્ઞાનમા અસત્ જણાય છે ટેબલ કે ખુરશી જેવો એક અખંડ, વર્ણ, સ્પર્શ, ગંધવાળો પદાર્થ વિજ્ઞાનમા અખંડ, પદાર્થ જણાતો નથી, પણ હવાના બાચકારૂપ જણાય છે તત્ત્વશાસ્ત્ર અથવા વિજ્ઞાનની દૃષ્ટિએ જે સત્ અસત્ માનવામા આવે છે અને તે પ્રમાણે વચન કહેવામા આવે છે તે ધર્મ કે સંપ્રદાયની માન્યતા પ્રમાણે સત્ અસત્–ગણાય, પણ વ્યવહારમા–નીતિશાસ્ત્રમા તે વચનને અસત્ય–મૃષાવાદ કહેવામા આવતુ નથી

એક અર્થને બીજો અર્થ કહેવો, જેમકે, ગાયને ભેંસ કહેવી, ઘોડાને બળદ કહેવો અર્થાત્ અર્થાન્તર વચન બોલવુ તે વચન અસત્ય છે આ બીજા પ્રકારના અસત્ય વચનમા સામાન્ય સમજણ Common senseના દૃષ્ટિબિંદુની વિવક્ષા છે

અસત્ વચનમા ત્રીજો પ્રકાર ગર્હાનો છે એટલે જે વચન ગર્હિત હોય–નિંદિત હોય તે વચન પણ અસત્ય–મૃષા માનવુ જોઈએ ગર્હાનો અર્થ disapproval, repugnance થાય છે એટલે જે અભિધાન–વચન શાસ્ત્રથી ગર્હિત હોય, જનસમાજથી નિંદિત હોય, આપણો અંતરાત્મા પણ પ્રસન્નતા ન પામતો હોય તે વાક્ય તથ્ય હોય પણ નીતિ અને ધર્મ પ્રમાણે

અસત્ય-મૃષા જ છે. હાલના નીતિતત્ત્વવેત્તાઓએ એવો સવાલ ઊભો કર્યો છે કે દરેક મનુષ્યની પ્રવૃત્તિ સુખ પ્રાપ્ત કરવાને અને દુઃખમાંથી મુક્ત થવાને હોય છે, તો પછી અમુક પ્રવૃત્તિ સુખ આપનાર અર્થાત્ શુભ ( good ) છે અને અમુક પ્રવૃત્તિ દુઃખ આપનાર અર્થાત્ અશુભ (bad) છે એ કેવી રીતે નક્કી કરવું ? જેમાં આનંદ મળે તે શુભ પ્રવૃત્તિ છે, જેથી આપણી ઇચ્છા તૃપ્ત થાય તે શુભ પ્રવૃત્તિ છે, તે પ્રમાણે જુદી જુદી પ્રવૃત્તિની સમાલોચના કરી નીતિવેત્તાઓ એવા સિદ્ધાંત ઉપર આવેલ છે કે જે પ્રવૃત્તિને બુદ્ધિપૂર્વક આપણે પસંદ કરી શકીએ, અર્થાત્ rationally approve કરી શકીએ તે પ્રવૃત્તિ શુભ ગણવી જોઈએ. દાખલા તરીકે: એક પ્રાણીને આપણે અભયદાન આપીએ, એક ક્ષુધાર્થી-પીડિતને અન્ન આપીએ, એક માંદા માણસને દવા આપીએ વગેરે પ્રવૃત્તિઓ કરવાથી આપણા આત્માને અપૂર્વ સંતોષ થાય છે. અર્થાત્ આપણો આત્મા તે કૃત્યને approve કરે છે; માટે તે પ્રવૃત્તિ શુભ છે. અમુક કરવું જોઈએ તેના કરતાં અમુક ન કરવું જોઈએ We ought to do ના કરતાં We ought not to do તે ઉપદેશ આપણને વધારે સ્પર્શ-અપીલ કરે છે. દાખલા તરીકે: સત્ય બોલવું જોઈએ તેના કરતાં અસત્ય ન બોલવું જોઈએ, તે ઉપદેશ વધારે અસરકર્ત્તા છે. ખોટું ન બોલવું જોઈએ; કારણ ખોટું બોલવાથી આપણો કોઈ વિશ્વાસ કરે નહિ, સમાજવ્યવસ્થા ચાલે નહિ, સતત ખોટું બોલવાની ટેવ પડે તો આપણી મનોવૃત્તિ અધમ થતી જાય, ખોટું બોલીને લાભ લીધો હોય તો પકડાવાનો કાયમ ભય રહે વગેરે અનેક કારણો ખોટું બોલવું નુકસાનકર્ત્તા છે,-અશુભ છે તે જાણવાને મળી આવે છે. શાસ્ત્રકારે અસદ્‌નો એક અર્થ ગર્હા થાય છે એવું બતાવી હાલના નીતિતત્ત્વવેત્તાઓના સિદ્ધાંતનું દિગ્‌દર્શન કરાવ્યું છે. જે વચનથી ગર્હા repugnance,-dislike થાય તે તથ્ય હોય તો પણ નીતિના નિયમ પ્રમાણે નિંદિત હોઇ અસત્ય-મૃષાવાદ છે.

ત્રીજા પ્રકારના અસત્યના વર્ણનમાં અસદ્ એટલે ગર્હાવાળું એ પ્રમાણે અર્થ કરી શાસ્ત્રકાર નીતિ અને ધર્મ પ્રમાણે સત્યાસત્યની પ્રરુપણાનું સૂચન કરે છે. અસદ્ શબ્દ ઘણો વ્યાપક છે. તેનો અર્થ અપ્રશસ્ત થઇ શકે છે. તેમ હિંસા પારુષ્યપૈશુન્યાદિયુક્ત ભાષ્યકારે કર્યો છે, તે પણ થઈ શકે છે. વચન તથ્ય ( true ) હોય છતાં પણ અપ્રશસ્ત હોય અર્થાત્ અપ્રિય-બીજાને અપ્રિયતા કરનાર હોય, હિંસાને ઉત્તેજન આપનાર હોય, હિંસાને મદદકર્ત્તા હોય, નિષ્ઠુર-બીજાના મનને પીડા કરનાર હોય, છલયુક્ત હોય, દંભવાળું હોય, કટુ હોય વગેરે અશુભ આશયવાળું વચન પણ મૃષાવાદ ગણી શકાય છે. શાસ્ત્રમાં કહ્યું કે-

सत्यं ब्रूयात् प्रियं ब्रूयात्,
न ब्रूयात् सत्यमप्यप्रियं ।

સત્ય બોલવું, પ્રિય બોલવું, સત્ય હોય પણ અપ્રિય હોય તો ન બોલવું.

प्रियं पथ्यं वचस्तथ्यं सूनृतव्रतमुच्यते ।
तत्तथ्यमपि नो तथ्यमप्रियं चाहितं च यत् ॥

પ્રિય, હિતકારક અને સત્ય વચન બોલવું તે સત્યવ્રત છે. જે વચન અપ્રિય હોય અહિતકારક હોય તે સત્ય હોય પણ અસત્ય જ છે. શિકાર આ રસ્તે ગયો એવું શિકારી પૂછે, તો શિકાર તે રસ્તે ગયો જાણ્યો હોય છતાં નથી ગયો તે વચન ખોટું હોવા છતાં અસત્ય નથી. કારણ સાચું કહેવાથી હિંસાને મદદ થાય છે. તે પ્રમાણે કટુ વચન બોલવા, દાંભિક વચન બોલવા, છલવાળા વચન બોલવા તે પણ દેખીતા સત્ય હોય પણ અસત્ય જ છે. કારણ તેમાં

બીજાને દુભવવાથી માનસિક હિંસાના કારણ બને છે

ટૂંકામા સત્ય વચન એવુ હોવુ જોઇએ કે તેમા મન અને વચનની એકતા ( correspondence) હોવી જોઇએ. તે વચન તત્ત્વની દૃષ્ટિએ, સામાન્ય સમજ ( emperic અથવા common sense )ની દૃષ્ટિએ અને નીતિ અને ધર્મની દૃષ્ટિએ ખોટુ, અથવા નિંદા કરવા જેવુ ન હોવુ જોઇએ

એક એવો સવાલ ઊભો થાય છે કે સત્ય બોલવા માટે આટલી બધી મર્યાદાઓ મૂકેલ છે, કેટલેક પ્રસંગે સત્ય કથનને પણ અસત્ય માનેલ છે. અસત્ય બોલવાની પણ મનાઇ કરેલ નથી તો સત્યની અપૂર્વ પ્રશંસા જે શાસ્ત્રોમા જોવામા આવે છે તેનો શુ અર્થ છે? દાખલા તરીકે મહાભારતના શાંતિપર્વમા કહ્યુ છે કે–

**सत्ये प्रतिष्ठिता लोकाः धर्मः सत्ये प्रतिष्ठित ।**
**सत्ये प्रतिष्ठित ज्ञानं, सर्वं सत्ये प्रतिष्ठितम् ॥**
**नास्ति सत्यात् परो धर्मः नानृतात् पातक परम्।**

ચાણક્ય નીતિમા કહ્યુ છે કે–

**सत्येन धार्यते पृथ्वी, सत्येन तपते रवि ।**
**सत्येन वायवो वान्ति, सर्वं सत्ये प्रतिष्ठितम् ॥**

સત્યમા લોકો પ્રતિષ્ઠિતા પામેલ છે સત્યમા ધર્મ અને જ્ઞાન પ્રતિષ્ઠિતા પામેલ છે, સત્યથી બીજો શ્રેષ્ઠ ધર્મ નથી અસત્યથી બીજુ મોટુ પાપ નથી પૃથ્વી સત્યથી ટકી રહેલ છે સૂર્ય સત્યથી તપે છે વાયુ સત્યથી વાય છે સર્વનો આધાર સત્ય છે

ઉપર પ્રમાણે સત્યની જે પ્રશંસા જુદા જુદા શાસ્ત્રોમા જોવામા આવે છે, તેનો એવો અર્થ કરવાનો છે કે સત્યતા ( *truthfulness* ) એક સદ્ગુણ તરીકે ( in abstract ) ઉત્તમોત્તમ છે દરેક માણસે સત્યપ્રિય થવુ જોઇએ,–સત્યના ઉપાસક થવુ જોઇએ, પણ સત્યપ્રિયતા અને સત્યપ્રિય–તથ્ય બોલવાપણુ Truthfulness & True–telling જુદી જુદી વસ્તુઓ છે માણસ સત્યપ્રિય હોય છતા અમુક પ્રસંગે સાચુ કહેવાથી મોટી હાનિ થતી હોય તો સાચુ ન કહેવાથી તેની સત્યપ્રિયતા ઓછી થતી નથી એટલે જુદા જુદા શાસ્ત્રોમા સત્યની જે પ્રશંસા કરેલ છે, તે સદ્ગુણ તરીકે સત્ય truthfulnessની પ્રશંસા કરેલ છે એક ઉત્તમ સદ્ગુણ તરીકે સત્યને સ્થાપી વ્યવહાર વખત આપણા વચનની આકણી કરવાની છે, અને અહિંસાદિ ઉચ્ચતર વ્રત સાથે તથ્ય બોલવાથી વિરોધ આવતો હોય તો અક્ષરશ સત્ય ન બોલવાથી પણ સત્યવ્રતને હાનિ થતી નથી

હવે બીજો સવાલ સત્ય શા માટે બોલવુ અને અસત્યથી શા માટે વિરમવુ તે જોવાનો રહે છે. ( ચાલુ )

## સાભાર સ્વીકાર.

૧ **પસલી** (ગસ–ગીતો) કર્તા અને પ્રકાશક ઉમેશ કવિ, રામવાડી–ભાવનગર કિ રૂ ૦-૧૨-૦

૨ **ડાલરિયો** ( રાસ–ગીતો ) લેખક જગદીશચંદ્ર વિરાણી, પ્રકાશક જગદીશચંદ્ર દ્વારકાપ્રસાદ વિરાણી, માણેકવાડી, ૫૭૩, ભાવનગર કિંમત રૂા, ૧–૪–૦

૩ **દિવ્ય દર્શન** ( ખંડ ૧–૨ ) લેખક અને સંગ્રાહક શ્રી જિનભિક્ષુ, પ્રકાશક શ્રી જૈન સ્વાધ્યાય મંદિર–સાવરકુંડલા કિંમત અમૂલ્ય

૪ **સદ્ગતીની ચાવી**–પ્રકાશક જૈન સેવા સમાજ–ટીંટોઇ કિંમત અમૂલ્ય

# અહિંસાની અદ્દભુત શક્તિ

[ ૧૨ ]

લેખક : મોહનલાલ દીપચંદ ચોકસી

## સત્યાગ્રહનો વિજય.

દરબાર ગઢમાં રાજકુંવરીનું ખૂન! એ વાત એટલી જલ્દી પ્રસરી ગઇ કે જોતજોતામાં માનવ-સમુદાયથી એ જગ્યા ઊભરાવા લાગી. રાજવી પદ્મનાભ પણ સફાળો દોડી આવ્યો. પોતાની એક માત્ર વહાલી કન્યાનું ખૂન સાંભળતાં જ તેના ગાત્રો ઢીલાં પડી ગયાં હતાં. પણ આવીને જુવે છે ત્યારે મૃગાવતી તો એક બાજુ ઊભેલી છે અને જેનું ખૂન થયું છે તે તેણીની દાસી છે, એમ જણાતાં તેના હૃદયમાં કંઇક ધીરજ આવી; છતાં અચાનક આવું કેમ બન્યું તેની કંઇ ગડને બેસાડી શક્યો નહીં.

ત્યાં તો રાજકુમાર મહેન્દ્ર, પેલા કૃષ્ણ બુરખા-ધારીને હાથમાંના કટારના મુદ્દા સહિત પકડી લાવી ખડો થયો.

પોતાની ચક્ષુ સામે બુરખાધારી તેમજ કુમાર જેવા અજાણ્યા આદમીઓને જોઇ પ્રથમ રાજવી ગૂંચવણમાં પડી ગયો.

મહેન્દ્રકુમાર—'આ ખૂનીને પાછલા રસ્તેથી પલાયન થઇ જતાં મેં પકડી પાડ્યો છે. લોહીવાળી કટાર તેનાં હાથમાં છે.'

પદ્મનાભ—સિપાઇ! ખૂનીના દેહ પરથી કાળો બુરખો દૂર કરી નાખો.

જ્યાં બુરખારૂપી ઢાંકણુ દૂર થયું કે જેમ વાદળા વિખરાતાં સ્પષ્ટપણે સહસ્ત્ર રશ્મિના દર્શન થાય તેમ નરસિંહનું મુખ નજરે પડયું. સૌના ચહેરા આશ્ચર્યથી મુગ્ધ બન્યા. પુરોહિત માણિક્યદેવના કામે આ માનવી ઘણીયે વાર દરબારગઢમાં આવી ગયેલો, એટલે સૌનો પરિચિત હતો. તેને જોતાં જ રાજા પદ્મનાભ પોકારી ઊઠ્યા.

'નરસિંહ! શું તેં ખૂન કર્યું?'

અત્યાર પર્યંત જે નરસિંહ જરા પણ ગભરાયો નહોતો, તે એકાએક આ વચન સાંભળતાં ગળગળો બન્યો. એકદમ રાજવીના ચરણે પડ્યો. હોઠમાંથી એકે શબ્દ સરખો ઉચ્ચારી ન શક્યો! એકાએક તેની આંખમાંથી આંસુની વર્ષા થઇ રહી!

'ગભરા નહીં. જે સાચું હોય તે કહી દે. હું તને ઓળખું છું. મારા શબ્દ પર વિશ્વાસ રાખ. સાચને કદી પણ આંચ આવતી નથી જ.'

'મહારાજ, ક્ષમા કરો. આ સર્વ દુષ્કૃત્ય કરનાર હું જ પાપાત્મા છું. પુરોહિતની સોબતથી મારો પૂરેપૂરો અધ:પાત થયો છે. તેની આજ્ઞાથી મેં આ પૂર્વે ઘણા ઘણા કુકૃત્યો કરેલાં છે. આજનું કાર્ય એમાં મોખરે આવે છે. મારા એ અપકૃત્યો સંબંધમાં મને પસ્તાવો થાય છે. આપ સાહેબ એ માટેની શિક્ષા પ્રાણદંડની કરશો તો પણ દુઃખ નહીં થાય. આ છેવટની પળે જે સાચું છે તેજ હું કહી બતાવું છું.'

'ગઇ રાત્રે આપણા વિશ્વાસપાત્ર પુરોહિતે મને આપની વહાલી કુંવરીનું ખૂન કરી તેના લોહીથી તિલક કરવાની આજ્ઞા ફરમાવેલી.'

નરસિંહના મુખથી આ વાત સાંભળતાં જ માત્ર રાજવી પદ્મનાભને જ નહિ પણ સર્વના અંગે કંપારી છૂટી. આ જાતના મરણાંત કષ્ટમાંથી કુંવરી મૃગાવતી બચી ગઇ એ માટે તેણીના તરફ સૌની મીઠી નજર થઇ.

'મહારાજ, પુરોહિતનો હું વિશ્વાસપાત્ર નોકર! તેના કામે આ સ્થાનમાં કેટલીયે વાર આવી ગયેલો. કોણ ક્યાં સૂવે છે એની મને પૂરી માહિતી. એ આધારે સીધો હું રાજકુંવરીની મેડીએ ચઢયો. દીવાના મંદ પ્રકાશમાં પલંગ પર એક સ્ત્રીને સૂતેલી જોઇ મેં માની લીધું કે તે રાજકુંવરી છે. તરત જ દીવો બૂઝવી નાંખી, કાળા ઝભ્ભા નીચે છુપાવેલી કટાર તેણીના હૃદયમાં ખોસી દીધી. એકદમ જોરથી અરેરાટી પાડતાં સાથે તેણીના પ્રાણ પરલોક પ્રયાણ

કરી ગયા લોહી ખરડી કટાર સાથે હું ઝડપથી મેડીનો દાદર ઊતરવા લાગ્યો ત્યા તો કોઇના પગલા ઉપર પડતા જણાયા ! તરત જ હું પાછો ફરી મેડીના ઝરુખામાંથી પાછલી તરફ કૂદી પડ્યો પણ 'નસીબ ચાર ડગલા આગળનુ આગળ' એ ઉક્તિ પ્રમાણે આ ભાઇ સામે જ ઊભેલા તેમણે મને પકડી લીધો

મારુ અંતર આવા કૃત્યો કરતાં પૂર્વે પોકારતું કે આ ઠીક નથી થતુ, પણ પુરોહિતની આજ્ઞા ભવિષ્યમા એની બદલીમા મહંત થવાની એશ ચખાડેલી મધનાળ મારી પાસે આવા કામો કરાવતી. *જે કોલાહલ ચાલુ હતો એ ઉપરથી મને જણાયુ* કે–મારા હાથે જેનુ ખૂન થયુ એ રાજકન્યાની દાસી છે રાજકન્યા કુદરતી રીતે બચી જવા પામી છે, એ સાંભળી મને સવિશેષ આનંદ થયો

'મહારાજ ! મારી આ સાચી કહાણી છે આપને જે દંડ દેવો હોય તે દઇ શકો છો આ દુરાત્મા હસતે મુખડે તે સ્હેવા તૈયાર છે'

પદ્મનાભ નરસિંહની વાત સાભળી રાજકુવરીને પૂછવા જતો હતો કે 'પલગમા દાસી કેવી રીતે સૂઇ ગઇ ! તુ કયા ગઇ હતી ?'

ત્યા તો મૃગાવતીએ પોતે જ નજીક આવી 'રાજકુમાર મહેન્દ્ર સાથે કેવી રીતે પ્રથમ મેળાપ થયો હતો ત્યાર પછી ઉભય વચ્ચે કેવી રીતે સ્નેહ બધાયો હતો ત્યાથી શરુ કરી અંત સુધીનો વૃતાન્ત કહી સંભળાવ્યો, અને છેવટે ઉમેર્યું કે કેદી એવા કુમારની તપાસ અર્થે ન ગઇ હોત તો દરીગની પ્રભાત દેખવા પામત નહીં !'

આ સાભળતા જ પદ્મનાભ ગળગળો થઇ ગયો ચંપાના કુમારને એક સામાન્ય કેદી ગણી પોતે કેવી રીતે હડસેલી દીધો તે બદલ પશ્ચાતાપ જાહેર કરતા તે કુમારની નજીક આવી બોલ્યો કે

'યુવરાજ, મારી ભયંકર ગેરસમજ થઇ છે તમારા સરખા રાજકુવરને કોઇ પણ જાતની તપાસ વિના જેલખાનામા ધકેલી દેવા જેવી જે ધૃષ્ટતા મે દાખવી છે તે બદલ હુ દિલગીરી દર્શાવુ છુ આજે તમારી હાજરી જો અહીં ન હોત તો મારી દીકરીની જિંદગીનો બચાવ ન જ થઇ શક્યો હોત. મારી પુત્રીને તમે નવુ જીવન બક્ષ્યુ છે તે માટે હુ તમારો ઉપકાર માનુ છુ ' તરત જ પદ્મનાભે નરસિંહ કે જે તીચુ જોઇ રહ્યો હતો તેને ઉદ્દેશી સવાલ કર્યો ?

'નરસિંહ ! મૃગાવતીનો વધ કરી તેણીના લોહીથી તિલક કરવાની આજ્ઞા શુ દેવીએ ખરેખર કરી હતી ?'

'મહારાજ ! આપના ભોળપણનો માણિકયદેવે સંપૂર્ણપણે લાભ લીધો છે શુ દેવીની આજ્ઞામાં આપને વિશ્વાસ હજુ પણ છે ? મને એ જોઇ ભારી અજાયબી થાય છે ! પથ્થરની મૂર્તિ આજ્ઞા આપી શકે ખરી ?'

પદ્મનાભ—'મે કાળીમાતાને બોલતી મારી સગી આંખે ભાળી છે એ શુ ખોટુ ? એમ બને જ શી રીતે ?'

'મહારાજ ! ભોળા લોકોને દેવીના નામે ભયભીત બનાવી કામ કાઢી લેવાનો એ એક યુક્તિ પુરસ્સર ગોઠવેલો પ્રપંચ છે કાળીમાતાની મૂર્તિ પોકળ છે મહંતના કમરામાથી દેવીના સિંહાસન સુધી ભોયરુ છે જ્યારે જ્યારે દેવીમાતાની આજ્ઞા આપવાની હોય છે ત્યારે અમારા ઉભય વચ્ચે એ વેળા શુ કહેવુ તેનો પ્રથમથી નિશ્ચય થાય છે અને પછી એ ભૂમિ ગૃહમા થઇ, હુ ત્યા પહોચી, દેવીના નામે પુરોહિતના પ્રશ્નના જવાબ દઉં છુ આ ખાનગી ગોઠવણ અમારા બે સિવાય ત્રીજુ કોઇ જાણતુ જ નથી આ પ્રકારના પ્રપંચથી, આચાર્ય મહારાજ અમરકીર્તિની વાણી એક દિન સાભળીને મને હાથ ઉઠાવવાનો વિચાર આવેલો, મે માણિક્યદેવને જણાવેલો પણ ખરો, પણ તેની ખોટી સમજાવટથી એ બાજુ પર રહી ગયો અને અમારી એ યુક્તિ અદ્યાપિ ચાલુ રહી. જીવનના આરે ઊભેના એવા મે આજે આપ સાહેબની સમક્ષ એનો પહેલી જ વાર ધટસ્ફોટ કર્યો છે'

આ સાભળતા જ પદ્મનાભના નેત્રો ગતાચોળ થઇ ગયા પુરોહિતે આ જાતના તર્કટથી પોતાના સરખા રાજવીને પણ છેતર્યો એ જાણી એના પર એટલો ગુસ્સો આવ્યો કે સૂર્યોદય થવાને થોડા

વિલંબ હતો તે અવગણીને મહેન્દ્ર, મૃગાવતી તેમજ કેદમાંથી મુક્ત કરેલા તરુણો અને થોડા રક્ષકો લઇને સીધો દેવીના મંદિરે પહોંચ્યો. પોતાની પાછળ નરસિંહને આવવા જણાવ્યું અને તેને સાચી વાત જાહેર કરી દીધી હોવાથી તેનો ગુન્હો માફ કર્યો. નરસિંહને પુરોહિતનું મુખ પુનઃ જોવાની રંચમાત્ર ઇચ્છા ન હોવાથી તે મંદિર તરફ ન જતાં આચાર્યશ્રીની ગુફા તરફ વળ્યો.

નવમીની રાત્રિ પૂર્ણ થવા આવી હતી છતાં નરસિંહ આજ્ઞાનું પાલન કરી પાછો ફર્યો ન હોવાથી મહંત માણિક્યદેવ પોતાના કમરામાં ચિંતામાં પડ્યો હતો. આ વેળા પૂજાના દિવસોમાં રોજ થતાં સત્યાગ્રહથી તેને ભારે સંતાપ ઊપજ્યો હતો. વળી યાત્રાળુ વર્ગમાં પોતાના વિષે થઇ રહેલા વિરુદ્ધ પ્રચારથી પણ એનું મન ડોળાયમાન બન્યું હતું. સત્યાગ્રહીઓની સૌ કોઇ પ્રશંસા કરતું એ જોઇ આવતી કાલે શું બનશે ? કાંઈ નવું તો નહીં જન્મે ? એ પ્રશ્નોમાં એ લીન બન્યો હતો. મંદિરમાં દીવાનો ઝાંખો પ્રકાશ પથરાયો હતો.

ત્યાં એકાએક રાજવીના પગલાં પડ્યા. પ્રથમ તો મહંતને લાગ્યું કે મોડો મોડો પણ નરસિંહ આવી પહોંચ્યો. એકદમ તે કમરામાંથી બહાર આવ્યો અને જ્યાં પૂછવા જાય છે ત્યાં તો રાજવી પદ્મનાભને ગુસ્સાના આવેશમાં મૃગાવતી ને મહેન્દ્ર આદિ સાથે જોયા. તરત જ કંઇ જુદું બન્યાની એને ગંધ આવી. એ સાથે જ એના ગાત્રો ગળવા માંડ્યા. એના હોશકોશ ઊડી ગયા.

ત્યાં તો પદ્મનાભનો અધિકારસૂચક સ્વર સંભળાયો.

હરામખોર પુરોહિત ! મને સત્વર જવાબ આપ કે કાળીમાતાએ મૃગાવતીનું ખૂન કરવાની આજ્ઞા આપી હતી ?'

જેમ ડૂબતો આદમી તણખલાને પકડી બચવાનો પ્રયત્ન કરે તેમ નરસિંહની વાતથી અનભિજ્ઞ તે ધીમેથી બોલ્યો:

'મહારાજ, માતાએ આજ્ઞા આપી હતી.'

'મૂર્ખા, પથ્થરની મૂર્તિ એ પ્રમાણે આજ્ઞા આપી જ ન શકે. ફિકર નહીં મારી નજર સામે ફરીથી દેવીને પ્રશ્ન કર તો !'

માણિક્યદેવનું પાપ ભરાઇ ગયું હતું. એ સમજી ગયો કે પોતાનો પ્રપંચ ઉઘાડો પડી ગયો છે. જ્યાં નરસિંહ જ નથી ત્યાં દેવીને પ્રશ્ન કરવાથી શો અર્થ સરવાનો ?

આમ જાણ્યા છતાં વેશ લીધો તો પૂરો ભજવવો એ ઉક્તિ અનુસાર તે હાથ જોડી બોલ્યો:

'દેવી ! મહામાયે ! કાળીમાતે ! જે આજ્ઞા આપી હતી તે પુનઃ દેવાની કૃપા કરો.' પણ કાળીમાતા તો ન જ બોલ્યા.

;'આજ પૂર્વે કોઇવાર તે બોલ્યા જ નહોતા તો એકાએક આજે ક્યાંથી બોલે ?'

તરત જ પદ્મનાભે એનું ગળું પકડયું અને કહ્યું: 'મૂર્ખના સરદાર ! દેવીના નામે જવાબ આપનાર નરસિંહ જ્યાં હાજર નથી ત્યાં કોણ જવાબ આપવાવાળું છે ? આ જાતનું તરકટ કરી તેં મને છેતર્યો, નિર્દોષ આત્માઓને હેડમાં નંખાવ્યા, અને હજારો મૂંગા પશુઓના ભોગ અપાવ્યા !'

હે નરાધમ ! આવું ભયંકર કામ તેં કેમ કર્યું ?'

માણિક્યદેવ આ સાંભળતાં જ શરમિંદો બની ગયો. એકદમ જોરથી દોડી દેવીની મૂર્તિ સાથે પોતાનું કપાળ અફાળ્યું. એકદમ રક્તની ધારા વહી રહી. પોકળ મૂર્તિ પુરોહિતના જોરદાર ધક્કાથી વાંકી થઇ ગઇ. એના મુખનો ભાગ તૂટી ગયો. આમ કરવામાં મહંતનો ઇરાદો આત્મહત્યા કરી, પોતાના શિરે આવેલ ભયંકર આરોપમાંથી છુટકારો મેળવવાનો હતો પણ કુદરતને એ મંજૂર ન હોવાથી બર ન આવ્યો. રાજાએ સાથે આણેલા રક્ષકોને ઇશારો કર્યો અને તેઓએ જેના કપાળમાંથી લોહીની ધારા વહી રહી છે એવા પુરોહિત માણિક્યદેવને તરત જ પકડી લીધો.

મંદિરમાં જ્યારે આ બનાવ બની રહ્યો હતો ત્યારે બહાર તળેટીમાં પથરાઈ રહેલ યાત્રુગણમાં

પણ આજે વિજયાદશમીનો દેવીપૂજનનો અંતિમ દિન હોવાથી જબરી જાગૃતિ આવી હતી સૂર્યના સોનેરી કિરણો ધીમે ધીમે જગતને અજવાળી રહ્યા હતા, છતા આજે તો તે પૂર્વે યાત્રિકો સજ્જ બની સુદર વસ્ત્રો પરિધાન કરી મદિર તરફ આવવા લાગ્યા હતા એમાના મોટા ભાગે પશુબળિથી હાથ ધોઈ નાખ્યા હતા રોજના બનાવથી તેમના હૃદય આર્દ્ર બન્યા હતા એટલુ જ નહિ, પણ અહિંસાની સચોટ છાપ અતરમા બેસી ચૂકી હતી આચાર્ય અમરકીર્તિની પ્રતિજ્ઞા પૂર્ણ થાય એજ તેમની ઇચ્છા હતી એમા મનતો સાથ આપવાની તેમની અભિલાષા હતી તેથી જ તેઓ વહેલા આવ્યા હતા છતા કેટલાક એવા પણ હતા કે જેમના અતરમા કાળી માતાના કોપની જબરી ભીતિ જડ ઘાલી બેઠી હતી તેઓ બલિ આપવાની તૈયારીપૂર્વક આવવા માડ્યા હતા

પણ પારસમણિના સ્પર્શથી લોખડ જેમ સ્વર્ણમય બની જાય અને આશ્ચર્ય ફેલાય અથવા તો આકાશમા ઘેરાયેલ ઘન વાદળો જોરદાર પવનથી વિખરાઇ જાય ને આકાશ મોકળુ થાય તેમ જ્યા મદિરમા પગ મૂકે છે, ત્યા તો ત્યાનુ વાતાવરણ તદ્દન ફેરવાયેલુ જુવે છે ! કાળીમાતાની મૂર્તિ વાકી થઇ ભાગેલી પડી છે પ્રચડ પ્રકૃતિવાળો માણિકચદેવ બકરી જેવો બની કેદીની હાલતમાં એક ખૂણે અધોવદને ઊભો છે આમન આગળ રાજવી પદ્મનાભ કોઇ અણમૂલો મદેશ સભળાવવા આતુર બની રાજકુવરી અને ગઇકાલના કેદી એવા કુમાર સાથે કઇ વાત કરી રહ્યો છે

આ દશ્ય જોતા જ યાત્રિકોના અચબાનો પાર ન રહ્યો આગળ શુ બને છે એ જોતા સૌ શાત ચિત્તે ઊભા રહ્યા. ત્યા તો પૂર્વે જેમને કેદ કરવામા આવેલા એ તરુણો આવી પહોચ્યા એમને જોતા જ એકી અવાજે ' અહિંસા પરમો ધર્મ ' નો નાદ થયો

પદ્મનાભ મહારાજ બોલ્યા કે —

' ભાવુક આત્માઓ, આજ સુધી આપણી આંખે આ દુરાત્મા પુરોહિતે દેવીના નામે જે ભીતિના પાટા બાધ્યા હતા તે આચાર્ય અમરકીર્તિના પ્રયાસથી અને આ તરુણોના સાચા આત્મસમર્પણથી દૂર થયા છે દેવીના નામે ચલાવેલ પ્રપચ ઉઘાડો પડી ગયો છે એ પાપીની પ્રેરણાથી આપણે હજારો મૂગા પશુઓના જીવનનો સર્વનાશ કરી દીધો છે જો ચપાના આ રાજકુમાર ( મહેન્દ્રને બતાવી )ની મદદ ન મળી હોત તો મારી વહાલી પુત્રીનો ભોગ પણ એ દુષ્ટ લેત એ બધામાથી આપણે બચી ગયા છીએ ચોમાસુ રહેલ આચાર્યની સાચી વાતનો વિજય થયો છે એ મહાત્માની જાતે દુખ વેઠીને–અરે ! મરણાત ઉપસર્ગ સહન કરીને–પણ આપણા જેવા ભૂલા આત્માઓના હૃદય કરુણાવાસિત કરવાની ઉચ્ચ ભાવના બર આવી છે કુદરતે મહતની પ્રપચલીલા અચાનક ઉઘાડી પાડી, એટલુ જ નહિ, પણ એ પાપાત્મા પોતાનુ કપાળ ફૂટી આપઘાત કરવા જેવો માતાની મૂર્તિ સાથે અફળાયો તેવી એ પોકળ મૂર્તિ આડી પડી જાતે ભાગી ગઈ આમ ચમત્કારનો પડદો ચીરાયો, અને કોપ કિંવા શાપનો ભય સ્વય મેવ ગળી ગયો કાળી માતાની પૂજા આપોઆપ સમેટાઇ ગઇ હજારો જીવતા પશુઓને અભયદાન મળી ગયુ એના નિમિત્તભૂત આ તરુણોને ધન્યવાદ ઘટે છે અને આવુ ઉમદા કાર્ય જેમણે કેવળ પરમાર્થ વૃત્તિએ આદર્યુ એવા સત અમરકીર્તિનો માર્ગ જ સાચો છે સત્વર તેમના વદનાર્થે જઇ આપણા અપરાધની ક્ષમા માગવી એ આપણી ફરજ છે '

બોલો, ' અહિંસા પરમો ધર્મ '

રાજવીની હાકલના જવાબમા ચારે તરફથી ' અહિંસા પરમો ધર્મ ' નો પડઘો જોરથી પડ્યો અને આખુ મદિર એ પહાડી નાદથી ગાજી રહ્યુ તરત જ માણિકચદેવે બેસી ગયેલા સાદે પોતાની ભૂલ કબૂલ કરી અને પોતે કેવો ભયકર અપરાધ કર્યો છે તે જણાવી ક્ષમા યાચી

એ પછી સારોય માનવગણ મદારગિરિની ટેકરી પ્રતિ વળ્યો. મનોહર દેવાલયમા શ્રી મલ્લિનાથ પ્રભુની મૂર્તિના દર્શન કર્યા અને ત્યાથી જે ગુફામા આચાર્ય અમરકીર્તિ હતા ત્યા જઇ સૌ તેમના ચરણમા પડ્યા

# ............વર્તમાન સમાચાર............

## ૭૪ મો વલ્લભ જન્મદિવસ મહોત્સવ.



શ્રી જંડિયાલા ગુરૂ ( પંજાબમાં ) માં આચાર્યવર્ય શ્રીમદ્વિજય વલ્લભસૂરીશ્વરજી મહારાજનો ૭૪ મો જન્મદિવસ કા. સુ. ૧, ૨, ૩ તા. ૨૯–૩૦–૩૧. અક્ટોબર, ૧૯૪૩, આ ત્રણ દિવસનો ઘણાજ ઉત્સાહ અને ધામધૂમથી ઉજવાયો.

કા. સુ. ૧ ને સવારે આચાર્યશ્રીજીએ સ્મરણાદિ સંભળાવી કીમતી ઉપદેશ આપ્યો અને વાજતે ગાજતે શ્રી સંઘ સહિત બન્ને દહેરાસરોના દર્શનાર્થે પધાર્યા–શ્રી આદીશ્વર ભગવાનનું મુખ્ય દ્વાર સઢોરા નિવાસી લાલા પનાલાલજીએ એક સો મણ ઘીની બોલીથી ઉઘાડ્યો,

બપોરે રથયાત્રાનો વરઘોડો કાઢવામાં આવ્યો અને પ્રમુખ મહોદયલાલા ગોપાલશાહજી હકીમ સીયાલકોટનું સુંદર સ્વાગત કરવામાં આવ્યું.

રાતના બાબૂ જ્ઞાનચંદજી રઇસ ગુર્જરાવાલાની અધ્યક્ષતામાં સભા થઇ શ્રીયુત પૃથ્વીરાજજી આદિ વિદ્વાનોના ભાષણો અને ભજનો થયા હતા.

કા. સુ. ૨ શનીવારે અત્રેના હેડમાસ્તર શ્રીયુત જયચંદજી, બી, એ. બી, ટી એ મનનીય ભાષણ આપ્યું હતું

દશવાગ્યે સીયાલકોટનિવાસી લાલા ગોપાલશાહજીની અધ્યપક્ષતામાં વિરાટ સભા ભરવામાં આવી, શિષ્યપરિવાર સહિત આચાર્ય શ્રી મંડપમાં પધારતાં ગગનભેદી જયનાદોથી વધાવી લેવામાં આવ્યા હતા.

પહેલાં સંઘના સેક્રેટરી લાલા બનારસીદાસજી જૈને મંગલાચરણ કર્યું, બાબુ કીશોરીલાલજીએ ગુરુસ્તુતિ કરી. સ્વાગત કમિટિના અધ્યક્ષ લાલા દુર્ગાદાસજી લોહ્રા અને પ્રમુખ મહોદયના મનનીય ભાષણો થયા હતા.

શ્રી સંઘ જંડિયાલા ગુરુ શ્રી આત્મવલ્લભ જૈન મંડળ, શ્રી આત્માનંદ જૈન કુમાર પ્રેમ સભા, શ્રી વિજયાનંદ જૈન વાંચનાલય, શ્રી આત્મવલ્લભ જૈન બાલ સભા, સનાતનધર્મી મહાવીર દળ અને મુસલમાનોના તરફથી આચાર્યશ્રીજીના પુનિત કરકમળોમાં અભિનંદનપત્રો અર્પણ કર્યાં હતા.

રાયકોટથી પધારેલા હેડમાસ્તર સિંધીખાં સાહેબે આચાર્યશ્રીજીને અભિનંદન આપતાં આચાર્યશ્રીજીની સ્તુતિ કરવા સાથે જણાવ્યું કે. **આપ કયામત તક સહીસલામત રહો, ખુદા કરે કયામત આવે હીના.** દોઢ વાગ્યે જયનાદોની સાથે સભા વિસર્જન થઇ હતી.

---

ઉપવાસથી જેમની અશક્તિ વધી ગઇ હતી એવા મહાત્માએ ધીમા અવાજે–અહિંસા કેવી શ્રેષ્ઠ ચીજ છે એના પાલનથી આત્મા જાતે નિર્ભય બની કેવી પ્રગતિ સાધે છે એ ટૂંકામાં સમજાવ્યું. લોકોએ જે ધર્મના મૂળમાં અહિંસાનો મુખ્ય પાયો છે એવા જૈન ધર્મનો જયનાદ પોકાર્યો.

ત્યાં તો એક બાજુએથી નરસિંહ દોડી આવ્યો. આચાર્યશ્રીના પગમાં પડી, અપરાધની ક્ષમા યાચી, દયાધર્મનો પ્રચાર કરવાનો નિયમ લીધો. સૌ પાછા ફર્યા.

રાજવી પદ્મનાભે પોતાની પુત્રી મૃગાવતીનો હાથ ચંપાના રાજકુમાર મહેન્દ્રના હાથમાં સોંપ્યો. અર્થાત્ ઉભયનો વિવાહસંબંધ જોડાયો. મૃગાવતીની લાંબા સમયની આશા ફળી અને અહિંસાનો વિજય થયો.

સંપૂર્ણ.

સાડાત્રણ વાગે બીજીવારની સભા થઇ, હેડ-માસ્તર શ્રીયુત જયચંદજી બી એ, બી ટી એ આચાર્યશ્રીજીનું ઘણું જ સુંદર જીવનચરિત્ર સંભળાવ્યું હતું અને ગૌશાળા-પાંજરાપોળ માટે અપીલ કરી હતી આચાર્યશ્રીજીએ અહિંસા તત્ત્વપર માર્મિક ઉપદેશ આપ્યો હતો અને દરેક જીવની રક્ષા કરવી એ મનુષ્યોની ફરજ છે વિગેરે થતા ત્યા તે માટે સારો ફાળો એકત્રિત થઇ ગયો હતો

સાડાત્રણ વર્ષની બાળાએ ભાષણ આપી સૌને ચકિત કરી દીધા હતા

ગતના નવથી બાર વાગ્યા સુધી થયેલ સભામા વિદ્વાનોના ભાષણો થયા હતા

કા શુ નોમે ત્રણ વાગે જીરાનિવાસી બાબૂ રામજી પ્લીડરની અધ્યક્ષતામા **શ્રી આત્માનંદ જૈન લાઇબ્રેરીની સ્થાપના થઇ**, લાઇબ્રેરીના વિષયમા પ્રમુખ મહોદયના અને પંડિત દ્વારકાનાથજી પ્લીડર, પં રામકુમારજી, ઉસ્તાદ મેઘરાજજી, કિશોરી લાલજી આદિના ભાષણો થયા હતાં.

આચાર્યશ્રીજીએ ઉપદેશામૃતનો પ્રવાહ વહેવડાવતા સંસ્કૃત-પ્રાકૃત-હિન્દી ભણવા-ભણાવવા માટે ભાર મૂક્યો હતો, જેનો પ્રભાવ સભા ઉપર સારો પડયો હતો

બાબુ હરવંશલાલજી રેલ્વે ગાર્ડે (કે જેઓ શ્રીમદ્ વિજયાનંદસૂરિશ્વરજી મહારાજના સંબંધી થાય છે) તેમણે આચાર્યશ્રીજીને ઘણા જ સુંદર શબ્દોમા અભિનંદન આપ્યું હતું

બપોરે બે વાગેથી સવારના છ વાગ્યા સુધી શ્રી આત્માનંદ જૈન ગુરુકુળ-પંજાબની જનરલ મીટીંગ થઇ હતી

ગતના નવ વાગ્યાથી બાર વાગ્યા સુધી કવિ દરબાર થયો હતો તેમા હિન્દુ, મુસલમાન પચીસેક કવિશ્વરો મહાશયોએ આચાર્યશ્રીજીની સ્તુતિની કવિતાઓ અને ગીતો સંભળાવી આ મહોત્સવને શોભાવ્યો હતો

આ શુભ પ્રસંગનો લાભ લેવા એંસીએક ગ્રામ નગરોના ત્રણેક હજાર સ્ત્રી પુરુષો પધાર્યા હતા જૈન જૈનેતર મુસલમાનો વગેરે સીયાલકોટ, ગંકોટ, જમ્મુ શહેર ગુજરાનવાલા લાહોર, અમૃતસર, લુધીયાના, પટ્ટી વગેરેથી હજારો પધારી પોતાની ભક્તિ પ્રદર્શિત કરી હતી

આ પ્રસંગે ભાવનગર, પાલીતાણા મુબઇ, અમદાવાદ, કરાચી, સુરત, વડોદરા, નાનારડોદરા મીયાગામ, કરજણ, સુરવાડા, સિનોના, સાવરકુંડલા, મંદસોર, પાવાપુરી, સિદ્ધારતારીફ, સમાના, પતીયાળા, ગુજરાનવાળા, લુધીયાના, આગરા, દીલ્હી, ફાનના, માલેરકોટલા, ઇત્યાદિ ગામ્યાભ્યગ્રામનગરોથી ગોડીયાઓના અને સંસ્થાઓના તારો અને પત્રો મુબારક બાદીના આવ્યા હતા તે સભામા સંભળાવ્યા હતા

---

# શ્રી વાસુપૂજ્ય (પ્રભુ) ચરિત્ર.

**(શ્રી વર્ધમાનસૂરિકૃત)**

૫૪૭૪ શ્લોકપ્રમાણ, મૂળ સંસ્કૃત ભાષા અને સુંદર શૈલીમા વિસ્તારપૂર્વક જુદા જુદા આગમો તથા પૂર્વાચાર્યકૃત અનેક ગ્રંથોમાથી દોહન કરી શ્રીમાન વર્ધમાનસૂરિજીએ સં ૧૨૯૯ ની સાલમા લખેલો આ અપૂર્વ ગ્રંથ છે

આ ગ્રંથમા પ્રભુના ત્રણ ભવો, પાંચ કલ્યાણકો અને ઉપદેશક ન્યાપુર્વક યોગ્ય મનનીય સુંદર બોધપાઠો, તત્ત્વજ્ઞાન, તપ વગેરે સંબધીની વિસ્તૃત હકીકતોના વર્ણનો સાથે પુણ્ય ઉપર પુણ્યાઢય ચરિત્ર, રાત્રિભોજન ત્યાગ અને આદર, બારવ્રત, રોહિણી આદિની અનેક સુંદર, રોચક, રસપ્રદ, આહ્લાદક કથાઓ આપેલી છે કે જેમાની એક કથા પૂરી થતા બીજી વાચવા મન લલચાય છે અને પૂરી કરવા ઉત્સુકતા થાય છે તે તમામ કથાઓ ઉપર ગ્રાહ્ય અને સુંદર ઉપદેશ પણ સાથે આપેલ છે

**કિંમત રૂા ૨-૮-૦ પોસ્ટેજ જુદું**

# ..........વર્તમાન સમાચાર..........

૭૪ મો વલ્લભ જન્મદિવસ મહોત્સવ.



શ્રી જંડિયાલા ગુરૂ ( પંજાબમાં ) માં આચાર્ય વર્ય શ્રીમદ્વિજય વલ્લભસૂરીશ્વરજી મહારાજનો ૭૪ મો જન્મદિવસ કા. સુ. ૧, ૨, ૩ તા. ૨૯-૩૦-૩૧. અકટોબર, ૧૯૪૩, આ ત્રણ દિવસનો ઘણાજ ઉત્સાહ અને ધામધૂમથી ઉજવાયો.

કા. સુ. ૧ ને સવારે આચાર્યશ્રીજીએ સ્મરણાદિ સંભળાવી કીમતી ઉપદેશ આપ્યો અને વાજતે ગાજતે શ્રી સંઘ સહિત બન્ને દહેરાસરોના દર્શનાર્થે પધાર્યા—શ્રી આદીશ્વર ભગવાનનું મુખ્ય દ્વાર સઢોરા નિવાસી લાલા પનાલાલજીએ એક સો મણ ઘીની બોલીથી ઉઘાડ્યો,

બપોરે રથયાત્રાનો વરઘોડો કાઢવામાં આવ્યો અને પ્રમુખ મહોદયલાલા ગોપાલશાહજી હકીમ સીયાલકોટનું સુંદર સ્વાગત કરવામાં આવ્યું.

રાતના બાબૂ જ્ઞાનચંદજી રઇસ ગુર્જરાવાલાની અધ્યક્ષતામાં સભા થઇ શ્રીયુત પૃથ્વીરાજજી આદિ વિદ્વાનોનાં ભાષણો અને ભજનો થયા હતા.

કા. સુ. ૨ શનીવારે અત્રેના હેડમાસ્તર શ્રીયુત જયચંદજી, બી, એ. બી, ટી.એ મનનીય ભાષણ આપ્યું હતું

દશવાગ્યે સીયાલકોટનિવાસી લાલા ગોપાલશાહજીની અધ્યપક્ષતામાં વિરાટ સભા ભરવામાં આવી, શિષ્યપરિવાર સહિત આચાર્ય શ્રી મંડપમાં પધારતાં ગગનભેદી જયનાદોથી વધાવી લેવામાં આવ્યા હતા.

પહેલાં સંઘના સેક્રેટરી લાલા બનારસીદાસજી જૈને મંગલાચરણ કર્યું, બાબુ કીશોરીલાલજીએ ગુરુસ્તુતિ કરી. સ્વાગત કમિટિના અધ્યક્ષ લાલા દુર્ગાદાસજી લોઢા અને પ્રમુખ મહોદયના મનનીય ભાષણો થયા હતા.

શ્રી સંઘ જંડિયાલા ગુરુ શ્રી આત્મવલ્લભ જૈન મંડળ, શ્રી આત્માનંદ જૈન કુમાર પ્રેમ સભા, શ્રી વિજયાનંદ જૈન વાંચનાલય, શ્રી આત્મવલ્લભ જૈન બાલ સભા, સનાતનધર્મી મહાવીર દળ અને મુસલમાનોના તરફથી આચાર્યશ્રીજીના પુનિત કરકમળોમાં અભિનંદનપત્રો અર્પણ કર્યા હતા.

રાયકોટથી પધારેલા હેડમાસ્તર સિંધીખાં સાહેબે આચાર્યશ્રીજીને અભિનંદન આપતાં આચાર્યશ્રીજીની સ્તુતિ કરવા સાથે જણાવ્યું કે, **આપ કયામત તક સહીસલામત રહો, ખુદા કરે કયામત આવે હીના.** દોઢ વાગ્યે જયનાદોની સાથે સભા વિસર્જન થઇ હતી.

---

ઉપવાસથી જેમની અશક્તિ વધી ગઇ હતી એવા મહાત્માએ ધીમા અવાજે—અહિંસા કેવી શ્રેષ્ઠ ચીજ છે એના પાલનથી આત્મા જાતે નિર્ભય બની કેવી પ્રગતિ સાધે છે એ ટૂંકામાં સમજાવ્યું. લોકોએ જે ધર્મના મૂળમાં અહિંસાનો મુખ્ય પાયો છે એવા જૈન ધર્મનો જયનાદ પોકાર્યો.

ત્યાં તો એક બાજુએથી નરસિંહ દોડી આવ્યો. આચાર્યશ્રીના પગમાં પડી, અપરાધની ક્ષમા યાચી, દયાધર્મનો પ્રચાર કરવાનો નિયમ લીધો. સૌ પાછા ફર્યા.

રાજવી પદ્મનાભે પોતાની પુત્રી મૃગાવતીનો હાથ ચંપાના રાજકુમાર મહેન્દ્રના હાથમાં સોંપ્યો. અર્થાત્ ઉભયનો વિવાહસંબંધ જોડ્યો. મૃગાવતીની લાંબા સમયની આશા ફળી અને અહિંસાનો વિજય થયો.

સંપૂર્ણ.

## આ અંકમાં



### નવા થયેલા માનવંતા સભાસદો

| | | |
|---|---|---|
| ૧. શેઠ પન્નાલાલ ચુનીલાલ | મુંબઇ | લાઇફ મેમ્બર |
| ૨. શાંતિલાલ અમૃતલાલ મહેતા | વલસાડ | ,, |
| ૩. શેઠ શાંતિલાલ જીવણલાલ | વઢવાણ શહેર | ,, |
| ૪. શાહ હીરાલાલ અનોપચંદ | ભાવનગર | ,, |
| ૫. શાહ રતિલાલ લક્ષ્મીચંદ | ,, | ,, |
| ૬. શેઠ જમનાદાસ દેવચંદભાઈ | ,, | ,, |
| ૭. ગાંધી નાનચંદ માધવજી | ,, | ,, |

### શ્રી આદિનાથ પ્રભુ ચરિત્ર ( શ્રી અમરચંદ્રસૂરિકૃત )

૧૦૩૦૨ શ્લોકપ્રમાણ, મૂળ સંસ્કૃત ભાષામાં કાવ્યરૂપે અને સુંદર શૈલીમાં વિસ્તારપૂર્વક જુદા જુદા આગમો તથા પૂર્વાચાર્યોકૃત અનેક ગ્રંથોમાંથી દોહન કરી શ્રીમાન **અમરચંદ્રસૂરિજીએ** રચેલો આ અપૂર્વ ગ્રંથ છે. રચનાર મહાત્માની કવિત્વશક્તિ અદ્ભુત છે. તેમાં આવેલ સર્વ પ્રકારના રસો, અલંકારો, શબ્દલાલિત્ય વગેરેથી રચના ઘણી જ સુંદર છે. તેનું આ સાદું, સરલ અને સુંદર ગુજરાતી ભાષાંતર છે.

આ ગ્રંથમાં પ્રભુના તેર ભવો તથા યુગલિકો સંબંધી અપૂર્વ વર્ણન, આ ચોવીશીમાં શ્રી આદિનાથ પ્રભુ પ્રથમ તીર્થંકર થયેલ હોવાથી મનુષ્યોનો વ્યવહારધર્મ, શિલ્પકળા, લોકવ્યવહારનું નિરુપણ, નગરસ્થાપના, રાજ્યવ્યવસ્થા અને પ્રભુના સુરાજ્યનું વિવેચન, ઇંદ્રો વગેરેએ પ્રભુના પંચ કલ્યાણકના પ્રસંગોએ કરેલ અપૂર્વ ભક્તિપૂર્વક મહોત્સવોનું જાણવા યોગ્ય અનુપમ વૃત્તાંત, પ્રભુએ આપેલ ભવતારણી દેશના અને અનેક બોધપ્રદ કથાઓ વગેરે અનેક વિષયો ઘણા વિસ્તારપૂર્વક આવેલા છે.

એકંદરે આ ચરિત્ર પહેલેથી છેલ્લે સુધી મનનપૂર્વક વાંચવા જેવું અને પઠનપાઠનમાં નિરંતર ઉપયોગ કરવા યોગ્ય છે, જેને માટે વિશેષ લખવા કરતાં અનુભવ કરવા જરૂર છે.

સુમારે પચાસ ફોર્મ, ક્રાઉન આઠપેજી ચારસો પાનાંનો આ સુંદર દળદાર ગ્રંથ ઊંચા એન્ટિક પેપર ઉપર સુંદર ગુજરાતી અક્ષરો, પાકા કપડાના સુશોભિત બાઈંડીંગથી અલંકૃત કરવામાં આવેલ છે. **કિંમત રૂા. ૫-૦-૦ પોસ્ટેજ અલગ.**




પુસ્તક ૪૧ મુ. આત્મ સ. ૪૮ વિક્રમ સં. ૨૦૦૦ માર્ગશીર્ષ
અંક : ૫ મો. વીર સં. ૨૪૭૦ ઇ. સ. ૧૯૪૩. ડિસેમ્બર

# પ્રભુ ભજન

(ઘુંઘટ કા પટ ખોલ રે 'ન્યુયિકા રે')

જીવન કા પથ ખોલ રે.
તોરે સૈયા મિલેંગે જીવન૦

સુખદુ:ખ મેં તું કાહે ભમતા, હસત-રડત ચકડોળ રે
તોરે૦ ૧

મન મૂરખ તુ દુ:ખ ન ધરી લે, સુખ-દુ:ખ બહાના છોડ રે,
દો [નો] કે બીચમેં ધીરતા રખી લે, આનંદ સે હસ ડોલ રે
તોરે૦ ૨

જાય વિખર કે દુ:ખ કી બદલી, ખીલે ચંદ સુખ કોડ રે;
સમજ 'અધીર'! જિનંદ ભજી લે, પાવત 'યશ' અણમોલ રે
તોરે૦ ૩

સુયશ—

# શાસન સુધાકરને

( રાગ—મેરે મૌલા બુલાલો )

શોભે શાસન-સુધાકર સૌમ્ય સૂરિ,
વાણી બૃહસ્પતિ સમ, અતિ મધુરી......ટેક.

ધન્ય ! વાણી દિવ્ય એ સુખકર સરસ અમૃત ઝરે,
ધન્ય ! ભવિ અમૃત ગ્રહી નિજ આત્મને પાવન કરે;
કલિકાલસર્વજ્ઞ ધર્મ-ધૂરિ......શોભે. ૧

પંડિત જનો સૌ દેશના એ વાણીથી અતિ રીઝતા,
શાસન-પ્રભાકર હેમચન્દ્રાચાર્યજીને પૂજતા;
અર્પી જ્ઞાનની ગંગા ભાવ ધરી......શોભે. ૨

ઇતિહાસ, વેદ, પુરાણુ, આગમ, વ્યાકરણુ સૌ જાણુતા,
સાહિત્ય, તર્ક નિપુણુ ન્યાયે, છંદજ્ઞાન પ્રકાશતા;
રચી ગ્રંથ અતુલ લીધાં ચિત્ત હરી......શોભે. ૩

યોગીપ્રવર ! સંકલ્પસિદ્ધિ યોગબળ દ્વારા મળી,
યોગશાસ્ત્ર રચ્યું અનુભવ-સિદ્ધ જનશંકા ટળી;
સાચા સુવર્ણને શુભ ગંધ વરી......શોભે. ૪

જન્મ પામ્યા પૂર્ણિમાએ પૂર્ણ ચન્દ્રપ્રભા ભર્યાં,
પૂર્ણ જ્ઞાન-પ્રકાશથી જે કીર્તિ અક્ષયને વર્યાં;
જ્ઞાને ગુર્જર ભૂમિને યશથી ભરી......શોભે. ૫

**સિદ્ધરાજ, કુમારપાલે, અજિત** સુખ પ્રાપ્તિ કરી;
સાહિત્ય, તીર્થોદ્ધારથી, સૂરિ આશિષે યશને વરી;
તરે **હેમેન્દ્ર** ભવજલ ગુરુને સ્મરી......શોભે. ૬

રચયિતા : **મુનિરાજશ્રી હેમેન્દ્રસાગરજી મહારાજ**

# સં•સા•ર•નું : મૂ•ળ

લેખક આ. શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ

સસાર ત્રણ પ્રકારના રાગથી સગઠિત થયેલો છે અથવા તો સસારનું અસ્તિત્વ ત્રણ પ્રકારના રાગોએ જાળવી રાખ્યું છે સસાર તથા રાગ નિત્ય સબધવાળા છે જ્યા રાગ છે ત્યા સસાર છે અને જ્યા સસાર છે ત્યા રાગ છે રાગથી છૂટી જવાનું નામ મુક્તિ છે-આત્મ વિકાસ છે જેટલે અશે રાગ ઓછો તેટલે અશે આત્મા સ્વતત્રતા મેળવી શકે છે સપૂર્ણ રાગના અભાવમા આત્મા સપૂર્ણ સ્વતત્રતા મેળવે છે, જેને મુક્તિ કહેવામા આવે છે અર્થાત્ સપૂર્ણ સ્વતત્રતાનું નામ જ મુક્તિ છે જ્યા સુધી આત્મા કર્માધીનરૂપ પરતત્રતા ભોગવે છે ત્યા સુધી તે સાચુ સુખ પ્રાપ્ત કરી શકતો નથી

જ્યા રાગ છે ત્યા દ્વેષ છે જ્યા દ્વેષ છે ત્યા રાગ છે સસારમા બે રાશીઓ હોય છે પૂર્વ પુરુષો પણ આ જ પ્રમાણે કહે છે જો સસારમા પ્રતિપક્ષી વસ્તુ ન હોય તો સસારનો અભાવ જ થઈ જાય આ વાત જો આપણે બુદ્ધિપૂર્વક વિચારીએ તો આપણને પણ બે રાશીઓનો પ્રત્યક્ષ અનુભવ થાય છે જેમકે દિવસ અને રાત, સુખ-દુ ખ, સોનુ-પિત્તળ, પ્રિય-અપ્રિય, શત્રુ-મિત્ર, પડિત-મૂર્ખ, સારુ-નઠારુ, સ્ત્રી-પુરુષ, સાધુ-ગૃહસ્થ, ચોર-શાહુકાર, સસાર-મોક્ષ વગેરે વગેરે સસારનુ અસ્તિત્વ બે વસ્તુઓને જ આશ્રયીને જ છે સસારમા કોઇ પણ વસ્તુ એવી નથી કે જેનુ વિરોધી તત્ત્વ બીજુ ન હોય એવી રીતે રાગ પણ દ્વેષની અપેક્ષાથી કહેવાય છે અને દ્વેષ રાગની અપેક્ષાથી કહેવાય છે જડ ચૈતન્યની અપેક્ષાથી અને ચૈતન્ય જડની અપેક્ષાથી કહેવાય છે જ્યા રાગ-દ્વેષ છે ત્યા દુ ખ છે, જ્યા સુખ છે ત્યા રાગ-દ્વેષ નથી રાગદ્વેષનો દાસ આત્મા પોતાને સુખી માને છે, પણ તે ભ્રાન્તિ છે ઇંદ્રિયોના વિષયોની અનુકૂળતા મેળવીને આનદ માનનાર રાગદ્વેષના દાસ છે રાગદ્વેષના દાસનું માનસ ઘણું જ વિચિત્ર હોય છે ક્ષણે ક્ષણે હર્ષ તથા શોકને અનુભવવાવાળુ હોય છે સુખ, શાતિ, સમતા, પ્રશમ, મુક્તિ તથા આનદ એક જ અર્થને જણાવવાવાળા શબ્દો છે અને તે રાગ-દ્વેષના સદ્‌ભાવમા, રાગદ્વેષજન્ય વિકૃતિમા, વિકૃત સ્વરૂપવાળા હોવાથી સાર્થક હોઇ શકતા નથી-વિકૃત વસ્તુને જ ઓળખાવવાવાળા હોય છે, જેથી કરીને આત્માને સાચા અર્થનું ભાન થતુ નથી અને પોતે અજ્ઞાનીપણે, અણજાણપણે ખોટાને સાચુ માનીને પોતાનું અત્યત અહિત કરી બેસે છે રાગદ્વેષની પ્રેરણાથી સાચાને ખોટુ અને ખોટાને સાચુ માને છે, જેથી કરીને ધારેલુ મેળવી શકતા નથી-ઇચ્છાઓની અવધિને પ્રાપ્ત કરી શકતા નથી

વિશ્વવાસીઓ ઉપર સામ્રાજ્ય કરનાર રાગ ત્રણ રૂપને ધારણ કરવાવાળો છે જેમ અનાદિ શુદ્ધ પરમાત્મા પોતાના બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ એમ ત્રણ રૂપ ધારણ કરીને વિશ્વની વ્યવસ્થા કરે છે તેમ રાગ પણ કામરાગ, સ્નેહરાગ તથા દૃષ્ટિરાગરૂપ ત્રણ રૂપ ધારણ કરીને વિશ્વવાસીઓની વ્યવસ્થા કરે છે

કામરાગ ઇચ્છા તથા મદન એમ બે સ્વરૂપવાળો છે સસારમા આત્માઓને જેટલી ઇચ્છાઓ થાય છે તેનુ મૂળ કારણ કામરાગ છે આ ઇચ્છાઓ જે આત્મામા અધિકતર હોય છે, ત્યા કામરાગની પ્રબળતા હોય છે મદનરૂપ કામરાગથી જીવાત્માઓને વિષય-અબ્રહ્મની ઇચ્છા થાય છે મૈથુનની ઇચ્છા ઉત્પન કરનાર મદનરૂપ કામરાગ છે, અને તે

ઇચ્છારૂપ કામરાગથી કાંઇક જુદો પડે છે–સર્વથા ભિન્ન નથી. ઇચ્છા તથા મદન બન્ને કામરાગનાં અંગ છે. કામરાગ સ્વરૂપ છે.

સ્નેહરાગ માતા, પિતા, પુત્ર, મિત્ર આદિ ઉપર થાય છે. આ રાગ પણ આત્માને પોતાનું હિત કરતાં અટકાવે છે. સ્નેહરાગ પ્રશસ્ત સારો છે તથા અપ્રશસ્ત ખોટો છે: એમ બે પ્રકારનો હોય છે. પ્રશસ્ત સ્નેહરાગ દેવગુરુ તથા ધર્મ ઉપર હોય છે. પ્રશસ્ત સ્નેહરાગ આત્મવિકાસમાં સાધનરૂપ બની શકે છે, પણ અમુક હદ સુધી જ ઉપયોગી છે, પછી અનધિકારીપણે અહિતકર્ત્તા થઇ પડે છે. ગૌતમને શ્રી વીર ઉપર પ્રશસ્ત રાગ હતો ત્યાં સુધી કેવળજ્ઞાન ન થયું; માટે અમુક હદ પછી પ્રશસ્ત રાગ પણ ઠીક નથી, તો પછી અપ્રશસ્ત તો કયાંથી સારો હોઇ શકે ?

ત્રીજો દૃષ્ટિરાગ છે કે જેને દર્શનમોહ કહેવામાં આવે છે. તે ઘણો જ ખોટો છે. આત્માને અનંતાકાળથી સંસારમાં રઝળાવનાર દૃષ્ટિરાગ જ આ દૃષ્ટિરાગ મિથ્યાત્વને જે કહેવામાં આવે છે. મિથ્યાત્વને વશ થઇને આત્મા સાચાને ખોટું અને ખોટાને સાચું માને છે. ધર્મને અધર્મ અને અધર્મને ધર્મ મનાવનાર દૃષ્ટિરાગ જ છે. જીવને ઘણુંયે કહેવામાં આવે કે સંસાર ખોટો છે; છતાં સંસાર ઉપર તેમજ વિષયો ઉપર અનાદિ કાળનો દૃષ્ટિરાગ હોવાથી સંસાર તથા વિષયોનું બહુમાન કરે છે. પોતાનું અહિત કરીને પણ સંસાર તથા વિષયોનો પક્ષ કરે છે. ઉપરના બે રાગ છોડવા સહેલા છે પણ દૃષ્ટિરાગ છોડવો ઘણો જ મુશ્કેલ છે; માટે જ રાગથી મુક્ત થવાનો પ્રયત્ન કરવાની જરૂર છે.

સુખ, શાંતિ તથા નિવૃત્તિ રાગના અભાવે જ મળી શકે છે; માટે સમભાવ કેળવવા હમેશાં અભ્યાસી બનવાની જરૂર છે. વીતરાગના શિક્ષણાલયમાં બેસીને, વીતરાગતાનું શિક્ષણ લેવાની સુખાભિલાષીઓને આવશ્યકતા છે. રાગી જ્ઞાની નથી થઈ શકતો; અજ્ઞાની નિસ્પૃહી નથી બની શકતો. જ્ઞાનીને આડંબરની આવશ્યકતા નથી. જ્યાં આડંબર તથા ડોળ છે ત્યાં દંભ છે અને જ્યાં દંભ છે ત્યાં વસ્તુ નથી. વાગ્આડંબરમાં વધુ દંભ છે. સરળતામાં સ્પૃહા નથી. નિસ્પૃહીમાં દંભ નથી. જ્યાં દંભ નથી ત્યાં અવશ્ય સત્ય છે; જ્યાં સત્ય છે ત્યાં શાંતિ છે; જ્યાં શાંતિ છે ત્યાં સુખ છે અને જ્યાં સુખ છે ત્યાં આત્મવિકાસ છે.

## "વગ" (પક્ષ) પ્રબળતાદર્શક
## सिंहान्योक्ति ।

वसंततिलका वृत्त

उत्तुङ्गशैलशिखरस्थितपादपस्य, काकोऽपि पक्वफलमालभते स्वपक्षैः ।
सिंहो बली गजविदारणदारुणोऽपि, सीदत्यहो ! तरुतले खलु पक्षहीनः ॥

( ઉપરના શ્લોકનું રહસ્ય ) હરિગીત.

ગિરિશૃંગ તરુફળ કાક ચાખે, પાંખરૂપી વગવડે,
હાથી વિદારણ સિંહ પણ પાંખો વિના કયાંથી ચડે ?
માટે કહેવત છે ખરી કે, વગ તહાં પગ પેસશે,
અવલોકનારા સજ્જનો, જ્યાં ત્યાં જ આવું દેખશે.

કવિ રેવાશંકર વાલજી બધેકા

# નંદન મણિયાર

લેખક મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજ ( સવિજ્ઞપાક્ષિક )

[ નોંધ—રાજગૃહી નગરીમા રહેતો નંદન મણિયાર ભગવાન મહાવીરસ્વામીના ઉપદેશથી પ્રતિબોધ પામી શ્રાવકધર્મ અંગીકાર કરે છે એક વખત પર્વના દિવસે નિર્જળ ત્રણ ઉપવાસ કરી પૌષધ લઇને બેઠો છે ઉનાળાના દિવસો હોઇ તૃષાથી ઘણો વ્યાકુળ થાય છે ને આત્મદૃષ્ટિથી ચલિત થઇ કુદૃષ્ટિ તરફ તેનુ ચિત્ત જોડાય છે અર્થાત્ તેને વશ થાય છે આ પૌષધવ્રતમા રાત્રિના વખતે તૃષાતુર જીવોની શાતિને માટે વાવ આદિ કરાવવાના વિચારો કરે છે ત્યારબાદ પૌષધનુ પારણુ કરી, રાજગૃહી નગરીથી થોડે દૂર માર્ગમા બગિચા અને ધર્મશાળાથી મંડિત એક સુદર પાણીની વાવ કરાવે છે અનેક વટેમાર્ગુઓ તથા અન્ય દર્શની ભિક્ષુકો વગેરે તે વાવનુ પાણી પી ધર્મશાળામા વિશ્રાન્તિ લે છે નંદન મણિયાર પણ પોતે બધાવેલી વાવ આદિને જોવા માટે વારવાર જાય છે ત્યા લોકોના મુખેથી પોતાની પ્રશસા થતી સાભળી ઘણો ખુશી થાય છે આ વખતે તેને સુસાધુઓના સસર્ગનો લાબો વખત અભાવ હોઇ કુદૃષ્ટિ—મિથ્યાદૃષ્ટિઓના સસર્ગમા અવારનવાર આવવાનુ થવાથી સ્વધર્મથી ચલિત થાય છે મરણ સમયે પોતે બધાવેલી વાવ આદિમા ચિત્ત લાગ્યુ રહે છે, ને તે આસક્તિને આસક્તિમા મરીને તેજ વાવમા દેડકાપણે ઉત્પન્ન થાય છે ત્યા પોતે બધાવેલી વાવને જોઇ ઉહાપોહ થતા જાતિસ્મરણજ્ઞાન થઇ પોતાના પૂર્વભવનુ સ્મરણ થઇ આવે છે પોતાના પરમ ઉપકારી ધર્મગુરુ ભગવાન મહાવીરદેવ યાદ આવે છે પોતે ધર્મથી પતિત થઇ, આવી અધમ સ્થિતિને પામ્યો એનો વારવાર પશ્ચાત્તાપ કરે છે અનશન કરવાની ઇચ્છાવાળો તે દેડકો હૃદયમા ભ૦ મહાવીરદેવને સ્થાપી તેનુ જ એક ધ્યાન ધરતો સર્વ સચિત્ત વસ્તુઓનો ત્યાગ કરી સડી લીલ આદિનુ ભક્ષણ કરવાપૂર્વક જીવન ગુજારે છે એક વાર તે નગરીનો શ્રેણિક રાજા ભ૦ મહાવીરદેવને બહારના ઉદ્યાનમા પધારેલા જાણી, વાદવા માટે તે વાવના રસ્તે થઇને જાય છે લોકોના મુખેથી સાભળી આ દેડકો પણ પોતાના ધર્મગુરુ આવ્યા છે, એવુ જાણી તેના હર્ષનો ઉદ્રેક માતો નથી તેનુ ચિત્ત એક પોતાના ધર્મગુરુ ભ૦ મહાવીરદેવના દર્શન-વદન માટે તત્પર થઇ રહ્યુ છે ભ૦ મહાવીરદેવમા જ એકમનવાળો તે દેડકો વાદવા જતા રસ્તામા શ્રેણિક રાજાના ઘોડાના પગની ખરીવડે ચગદાઇ મરણ પામે છે મરીને મહા રિદ્ધિ–સિદ્ધિવાળો દર્દુરાક નામનો દેવ થાય છે ત્યાથી ચ્યવી તે દેવ મહાવિદેહ ક્ષેત્રમા જઇ મોક્ષગતિને પામશે

આ રીતે નંદન મણિયારનુ કુદૃષ્ટિના સસર્ગથી પતન થઇ પુન ઉત્ક્રાન્તિ થાય છે

દર્દુરાક નામનો તે દેવ અવધિજ્ઞાનથી પોતાના પરમ ઉપકારી ધર્મગુરુ ભ૦ મહાવીરદેવને આવેલા જાણી સર્વ સામગ્રી સહિત હર્ષથી પુલકિત હૃદયે વાદવા આવે છે, અને ત્રિપ્રદક્ષિણા આપી સ્તુતિ, વદન ને વિવિધ પ્રકારે નૃત્યાદિક કરી ભગવાનના શરીરે વિષ્ટા ને પરુ જેવી વસ્તુનુ વિલેપન કરી સ્વસ્થાને ચાલ્યો જાય છે ત્યા આવેલા શ્રેણિક મહારાજા આ દૃશ્ય જોઇ ક્રોધાયમાન થાય છે ખરી રીતે એ ચદન આદિ ઉત્તમ સુગધી દ્રવ્યો હતા સભામા શ્રી ગૌતમસ્વામી ભગવાનને પ્રશ્ન પૂછે છે કે ‘ આ દેવે આટલી બધી રિદ્ધિ ને શક્તિ ક્યા શુભ કર્તવ્યથી મેળવી ?’ એ પ્રશ્નના ઉત્તરરૂપે ભ૦ મહાવીરદેવે સ્વમુખે ઉચ્ચા-

અનાજનો તથા પાણીનો ત્યાગ કરી ભૂખ્યા રહેવુ તેટલો સાકડો ઉપવાસનો અર્થ નથી તે અર્થ તો ઉપવાસનુ બાહ્ય રૂપક છે વ્યાવહારિક અર્થ એવો થાય છે ખરો, પણ તેના આતરજીવન સિવાય આ વ્યાવહારિક અર્થ ઉપયોગી થતો નથી સમ્યગ્દૃષ્ટિ જીવમા તે ઉપવાસનુ આતર જીવન હોય છે આ આતર જીવનના અભાવે, બાહ્ય સ્વરૂપવાળો ઉપવાસનો અર્થ ચોખા કાઢી લીધા પછી બાકી રહેલા ફોતરા જેવો છે, આત્માની સમીપે રહેવુ તે ચોખા જેવુ છે ત્યારે ખાવુ નહી તે ઉપવાસનો અર્થ ઉપરના ફોતરા જેવો છે આ ફોતરા ઉપયોગી છે, ચોખાનુ રક્ષણ કરનાર છે, ઉપષ્ટભક છે, પણ ચોખા વિનાના એકલા ફોતરા ઉપયોગી નથી. તેની કિમત નથી. આત્માની સમીપે નિવાસ કરવારૂપ આતર જીવન સિવાય આ એકલા ઉપવાસને લાઘણ કહેવામા આવે છે

આ શરીર એક રાફડા જેવુ છે ત્યારે કામ, ક્રોધ, રાગદ્વેષ, ઇર્ષા, અભિમાન ઇત્યાદિ સર્પ સમાન છે મારવો છે સર્પ અને તોડવો છે રાફડાને, તેથી શુ ફાયદો થાય? જેમ રાફડાને તાડના કરાય છે, તેમ અદરનો સર્પ ઊડો પેસતો જાય છે ખરી રીતે કામ-ક્રોધાદિને હઠાવવાના છે આત્મજ્ઞાનના પ્રકાશથી તે હઠી શકે છે, તેને ભૂલી જઈ એકલા શરીરને શોષી નાખવાથી ઉલટુ સાધન નબળુ પડી જાય છે સાધનને નબળુ પાડી નાખવાથી કાઈ અજ્ઞાન હઠી શકતુ નથી

આ નદન મણિયાર અઠ્ઠમ-ત્રણ ઉપવાસ કરી શરીરને નબળુ પાડતો હતો, પણ તેના કામ-ક્રોધાદિ નબળા પડતા ન હતા કારણ કે તેનામાથી સમ્યગ્દૃષ્ટિ ચાલી ગઇ હતી અને મિથ્યાદૃષ્ટિ આવી બેઠી હતી સમ્યગ્દૃષ્ટિ તે આતરજીવનનો ગર્ભ છે તે ચોખા સમાન છે તેના અભાવે આ ઉપવાસ કરવારૂપ ફોતરા શુ ઉપયોગી થાય? આમ ઉપવાસથી નબળુ પડેલુ શરીર બીજે દિવસે ભોજન કરવાથી પાછુ હતુ તેવી સ્થિતિમા આવી જવાનુ એકાદ મહિના સુધીના ઉપવાસ કરાયેલા મનુષ્યનુ શરીર એકાદ બે માસ પછી પાછુ પૂર્વની સ્થિતિમા આવી જાય છે ત્યારે તેના ક્રોધાદિ કષાયો તો ઉપવાસના દિવસોમા પણ પ્રસગે અધિક દીપી નીકળે છે, ત્યારે આ ઉપવાસોથી-એકલા ઉપવાસોથી-આત્માની પાસે રહેવા સિવાયના ઉપવાસોથી વસ્તુત. ફાયદો માલૂમ પડતો નથી

બાહ્ય ઉપવાસો, આતરપ્રવૃત્તિમા આવતા વિઘ્નો-અડચણો દૂર કરવા માટે છે, ખાવા-પીવાનો વખત બચાવવા માટે છે ખાવાને લીધે બહાર જગલપાણી જવાનુ થાય છે, આળસ આવે છે, ઊંઘ વધે છે, વ્યવહારના કામમા પ્રવૃત્તિ વધે છે આ સર્વ અટકાવવાનો ઉદ્દેશ બાહ્ય ઉપવાસનો છે

ઉપવાસને દિવસે આરભ ઓછો કરાય છે ઉપવાસના કારણે પ્રવૃત્તિ-વ્યવહારની બાહ્ય પ્રવૃત્તિ ઓછી કરાય છે, વિષયની ઇચ્છાઓ ઉપર કાબુ મેળવાય છે આળસ, ઊંઘ, જગલ, પાણી અને ખાવાપીવાનો ત્યાગ ઇત્યાદિ કારણોને લઈ બચેલા વખતનો ધર્મધ્યાનમા ઉપયોગ લેવામા આવે છે

આજે મારે ઉપવાસ છે એ ભાવનાને લઈ જાણી જોઈને હલકી પ્રવૃત્તિ કરતો જીવ અટકે છે ઇત્યાદિ કારણે બાહ્ય ઉપવાસ ઉપયોગી છે, પણ આ ઉપયોગીપણુ જેની આતરદૃષ્ટિ ખૂલેલી હોય તેને જ વસ્તુત કામ લાગે છે જેની આત્માની પાસે રહેવાની પૂર્ણ ઇચ્છા છે તેને ઉપયોગી છે તે સિવાયનાને તો આ મળેલો વખત પણ પ્રાય વિકથાદિમા નિષ્ફળ જાય છે

સમ્યગ્દૃષ્ટિવાળા જીવો આ ઉપવાસ કરી શકે છે એકાદ દિવસને માટે પણ આવી પ્રવૃત્તિ

કરવાથી ધીમે ધીમે તેના માર્ગમાં આગળ વધી શકાય છે.

આ બાહ્ય ઉપવાસનો નિષેધ કરવાનો અહીં જરા પણ ઉદ્દેશ નથી. ઉદ્દેશ માત્ર સમ્યગ્દૃષ્ટિ તરફ દોરવવાનો છે. સમ્યગ્દૃષ્ટિ સાથે આ બાહ્ય ઉપવાસ થયા વિના કેવળ અજ્ઞાનદશાથી દેહને ક્ષીણ કરી નખાય ત્યાં સુધી કરાતા ઉપવાસો એ યોગ્ય નથી તે કહેવાનો છે. કેવળ આ ઉપવાસ ઉપર આગ્રહ કરી આંતરદૃષ્ટિને ભૂલી જવામાં આવે છે તેને જાગૃત કરવાનો ઉદ્દેશ છે.

નંદન મણિયાર ત્રણ ઉપવાસ કરીને બેઠો હતો, પણ મિથ્યાદૃષ્ટિ હોવાથી આ ઉપવાસનું રહસ્ય તેના જાણવામાં ન હતું. પૂર્વે સમજાયેલો બોધ મિથ્યાદૃષ્ટિઓના વિશેષ પરિચયથી ભુલાઇ ગયો હતો. ઓઘ સંજ્ઞાએ પોતે અમુક ધર્મ પાળનાર છે, એટલે મારે આમ કરવું જોઇએ એ કારણે તેની એ પ્રવૃત્તિ હતી.

આત્મસ્વરૂપના માર્ગમાં ચાલનાર મહાન ગુરુઓના અભાવે જીવોને ખરો રસ્તો હાથ લાગતો નથી. હૃદયની ઊંડી લાગણીવાળી પ્રવૃત્તિ વિના તે સત્ય તત્ત્વો આ હૃદયમાં પ્રગટ કરતા નથી.

સમ્યગ્દૃષ્ટિ થયા સિવાયની ક્રિયા બંધનની હેતુભૂત થાય છે. કોઇ પણ આશા કે ઇચ્છાથી તે ક્રિયા કરાય છે. વિપરીત પ્રસંગો આવી પડતાં-દુઃખદાયી પ્રસંગો આવી મળતાં સમભાવ રહી શકતો નથી. આર્ત્ત, રૌદ્ર પરિણામ થઇ આવે છે. આ સ્થળે સમ્યગ્દૃષ્ટિ તેનો સવળો અર્થ લે છે. વિચારદ્વારા વિષયને પણ સમરૂપે પરિણમાવે છે. દુઃખમાંથી પણ સુખ શોધી કાઢે છે. પૂર્વકર્મનો ઉદય જાણી આકુળતા રહિત ઉદયને વેદે છે. નંદન મણિયારમાંથી સમ્યગ્દૃષ્ટિ રિસાઇ ગયેલી હોવાથી અને મિથ્યાદૃષ્ટિ ત્યાં હાજર હોવાથી વિકટતાના પ્રસંગે આત્મભાન ભુલાયું.

બનાવ એવો બન્યો કે, ઉનાળાનો વખત હોવાથી રાત્રિના વખતે તેને ખૂબ તૃષા લાગી. તેને લઇને વિવિધ પ્રકારના વિચારો ઊઠવા લાગ્યા. આત્મભાન તો હતું ઓછું, તેમાં તૃષાને લઇ આર્ત્તધ્યાન વૃદ્ધિ પામ્યું. તે વિચાર કરવા લાગ્યો કે: ધન્ય છે તેઓને ! કે જેઓ કૂવા, વાવ, તળાવો બંધાવે છે. ધર્મોપદેશકોએ પણ આને ઉત્તમ ધર્મ ગણ્યો છે. જેઓ આને ધર્મ ગણતા નથી પણ તેમાં દોષ બતાવે છે તેઓનું કહેવું મિથ્યા છે. ઉનાળામાં તૃષાતુર થયેલા અનેક પ્રાણીઓ પાણી પીને શાંતિ પામે છે. હું એક સુંદર વાવ હવેથી બંધાવીશ. મને પણ પુન્યબંધ થશે વગેરે.

પોતાને માથે સંકટ કે વિપત્તિ આવી પડવા પહેલાં બીજાનાં દુઃખો દૂર કરવા માટે જેઓ કોઈ પણ જાતના બદલાની આશા રાખ્યા વગર પોતાની સ્થિતિ અને અધિકારના પ્રમાણમાં પરોપકારના કાર્યમાં પ્રયત્નશીલ થાય છે તેઓ ઉત્તમ ગણાય છે; છતાં પોતાને તેવી સ્થિતિનો અનુભવ થયા પછી પણ જેઓ બીજાનાં દુઃખોને કે હાજતોને જાણતા થાય છે અને તેઓને મદદ આપવા પ્રયત્ન કરે છે તે પણ ઠીક ગણાય છે.

નંદન મણિયારની અત્યારની પાણી વિનાની દુઃખી સ્થિતિએ પોતાની માફક ગ્રીષ્મઋતુમાં અનેક જીવો પાણી વિના પ્રાણત્યાગ કરે છે, દુઃખી થાય છે, પીડાય છે; માટે તેને મારે મદદ કરવી જોઇએ એ સ્થિતિનું ભાન કરાવી આપ્યું. તેની અત્યારની સ્થિતિને માટે તે વિચારો યોગ્ય હતા, પણ પોતે ઉપવાસ કરી, પૌષધ ગ્રહણ કરી, આત્માની નજીકમાં રહેવાનો તથા આત્મગુણને પોષણ મળે તેવી આવરણ વિનાની સ્થિતિમાં આગળ વધવાનો પ્રયત્ન કરવા નિમિત્તે બેઠો હતો-નિર્ણય કર્યો હતો-પ્રત્યાખ્યાન ગ્રહણ કર્યું

# सत्यासत्य गवेषणा।

( ગતાંક પૃષ્ઠ ૭૯ થી શરૂ )

લેખક રા. રા. જીવરાજભાઈ ઓધવજી દોશી, બી એ , એલએલ બી

(૨) સત્ય શા માટે બોલવુ ? અસત્યનો શા માટે ત્યાગ કરવો ? તે બીજો સવાલ હવે જોવાનો રહે છે

સદાચાર શા માટે પાળવો ? સદ્વર્તન શા માટે રાખવુ ? ચારિત્ર શા માટે શુદ્ધ રાખવુ ? તેવા મોટા સવાલમા આ સવાલનો સમાવેશ થાય છે એટલે નીતિ અને ધર્મના મૂળભૂત સિદ્ધાતો આ સવાલને અગે જોવાના રહે છે આર્યધર્મોમા નીતિ અને ધર્મના નિયમો જુદા જુદા નથી, ઉલટુ નીતિનો પાયો ધર્મ ઉપર છે અને નીતિ વિનાનુ આચરણ ધર્મ નથી. પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનમા નીતિ અને ધર્મને જુદા જુદા દૃષ્ટિબિંદુથી જોવામા આવે છે. પાશ્ચાત્ય મત પ્રમાણે મનુષ્ય જીવનને કોઈ

---

હેતુ અથવા તેવા સામર્થ્ય વિના પણ તેવા સામર્થ્યને સૂચવતો હોય તેવા દેખાવવાળો જે પ્રયત્ન કરાતો હતો તેને લાયકના તે વાતને મદદ કરનાર અત્યારના તેના વિચારો ન હતા એટલે કે તૃષાના અગે આર્ત્તધ્યાનના પરિણામ તેમજ વાવ વગેરે બધાવવાના વિચારો આ સ્થિતિમા તેને યોગ્ય ન હતા

વિશેષમા આ વિચારોમા તેને બદલાની પણ આશા હતી હુ વાવ બધાવી અન્યને પાણી આપુ તેના બદલામા પુન્ય બધાય તે પુન્યના કારણથી હુ આગળ ઉપર સુખી થાઉં કાર્ય કરી બદલો માગવા જેવુ આ કામ હતુ આ વ્યાપાર લેવડદેવડના જેવો હતો આમા દુનિયાના સુખની આશા હતી, પુન્યની ઇચ્છા હતી, વાવ બધાવવાનુ અભિમાન હતુ આ આશયને લઇને તે કાર્ય આવરણ તોડનાર ન હતુ, પણ પુન્યનુ પણ આવરણ લાવનાર હતુ

વાવ કૂવા, તળાવો બનાવવાથી અનેક જીવો પાણી પીને શાત થાય છે-સુખી થાય છે તેમ માછલા અને નાના અનેક જતુઓનો નાશ પણ થાય છે બગલા આદિ પ્રાણીઓ તથા પારધિ, માછીમાર આદિ મનુષ્યો તરફથી તેમા રહેલા જીવોને ઉપદ્રવ પણ થાય છે એટલે જેમ તે કામ અનેક જીવોને સુખી કરનાર છે, તેમ દુખી કરનાર પણ છે જો પુન્યનુ અભિમાન છે, પુન્ય લેવાની ઇચ્છા છે તો પાપ પણ આવવાનુ જ આ કારણને લઇને તે ક્રિયા તદ્દન નિર્દોષ નથી છતા તે તે ભૂમિકામા રહેલા જીવોને કરવા લાયકનુ તે કાર્ય છે

જ્ઞાની મહાત્માઓનુ કહેવુ એમ છે કે તમે પરોપકારના કાર્ય ભલે કરો, પણ તેમા આસક્તિ રાખ્યા વિના કરો, તેના બદલા તરીકે ફળની આશા રાખ્યા વિના કરો, લોકો તમોને 'સારા કહેશે' એવી ઇચ્છા વિના કરો મતલબ કે કોઈ પણ જાતના માન, મહત્ત્વ કે બદલાની આશા વિના કરો તો ત કાર્યોમાથી તમને બધન કરનાર બીજ નાશ પામશે, તમે તમારી ફરજ બજાવી ગણાશે, પણ કોઈ આશા કે ઇચ્છા રાખીને અભિમાનથી કે અજ્ઞાન દશાથી દોરવાઇને કાર્યની શરુઆત કરશો તો તમે જરૂર બધાવાના જ પછી શુભ કામ હશે તો પુન્યથી બધાવાના, અશુભ કામ હશે તો પાપથી બધાવાના અને શુભાશુભ હશે તો પુન્યપાપ બનેથી બધાવાના એ વાતમા તમારે જરા પણ સશય ન રાખવો (ચાલુ)

અદૃશ્ય સત્તા અથવા વિશ્વરચના ( cosmos ) સાથે સંબંધ છે એવી ભાવના તે ધર્મની છે. જ્યારે નીતિને અદૃષ્ટ સત્તા અથવા વિશ્વરચના સાથે સંબંધ નથી, પણ આ જિંદગીના કર્ત્તવ્ય અને મનુષ્ય મનુષ્ય વચ્ચેના અરસપરસ વ્યવહાર સાથે સંબંધ છે.

ધર્મના ફરમાનો માથે ચઢાવવાના છે. તેને અંગે વાદવિવાદનું સ્થાન નથી, જ્યારે નીતિના નિયમો માટે પસંદગી થઈ શકે છે, નાપસંદગી પણ થઈ શકે છે. પાપ, પુણ્ય, સ્વર્ગ, નરક વગેરે ભેદો ધર્મ બતાવે છે. જ્યારે સાચું ખોટું, સારુંનરસું વગેરે ભેદો નીતિ બતાવે છે. ધર્મ પોતાના સિદ્ધાંતો સનાતન-ફેરફાર ન થઈ શકે તેવા-માને છે, નીતિના નિયમોમાં દેશકાળ પ્રમાણે ફેરફાર થઈ શકે છે. ધર્મમાં આત્માનું અમરપણું, પરલોક, ઈશ્વર વગેરે માન્યતાઓને પ્રાધાન્ય છે, અને તેને ઉદ્દેશીને ચારિત્રના નિયમો બંધાય છે. નીતિમાં લોકસમાજ, સમાજહિત વગેરે સવાલો મુખ્યપણે જોવામાં આવે છે. તેને અનુલક્ષીને નિયમો બંધાય છે નીતિ અને ધર્મની ભાવનાઓ વચ્ચે ઉપર પ્રમાણેનો ભેદ બતાવ્યા પછી મુખ્ય સવાલ જોવાનો રહે છે કે સદાચાર શા માટે પાળવો? સદ્વર્તન શા માટે રાખવું? આ સવાલની ચર્ચા નીતિ અને ધર્મ બંનેના નિયમોથી આપી શકાય છે. પ્રથમ નીતિ ( morality ) શાસ્ત્ર શું ખુલાસો કરે છે તે જોઈએ.

સદાચાર પાળવો; કારણ તેથી ભલું થાય છે. ભલું-શ્રેય ( good ) એટલે શું તે સવાલ તુરત જ ઊભો થાય છે. શ્રેય કોને ગણવું તે મુશ્કેલીવાળો સવાલ છે. જે મને આનંદ આપે તે મારે માટે ભલું એવો એક સ્વાભાવિક જવાબ આવે છે. ખાવામાં આનંદ આવે તો, ખાવું તે સારું. નાટક જોવામાં આનંદ આવે તો નાટક જોવું સારું. ચિત્ર કાઢવામાં આનંદ આવે તો ચિત્ર કાઢવું સારું. તે પ્રમાણે ઇંદ્રિયોના વિષયો ભોગવવામાં આનંદ આવે તો વિષયો ભોગવવા તે સારું. ટૂંકામાં સારાની એક વ્યાખ્યા એ થઈ શકે કે જે આનંદ આપે તે સારું. અને સારું મેળવવાની અને ખરાબ ત્યજવાની દરેક પ્રાણીને ઇચ્છા હોય છે. એટલે આ જીવનમાં આનંદ આપે તે વસ્તુઓ ભોગવવી. જે વધારેમાં વધારે આનંદ આપે તે વધારે ભોગવવી. સારાનો અર્થ આનંદ આપનાર વસ્તુ કરવાથી ચાર્વાકનો મત આવીને ઊભો રહે છે. પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનમાં પણ ચાર્વાકને મળતો એક મત છે. જેને Hedonism કહેવામાં આવે છે.

આનંદ આપે તે સારું એવો મત સ્વીકારવાથી અનેક દૂષણો આવે છે. આનંદ આપનાર ઘણી વસ્તુઓ થોડા વખત માટે આનંદ આપે છે, પછી દુઃખ આપનાર થાય છે. અતિશય ખાવાથી અજીર્ણ થાય છે. વિષયોને અતિશય ભોગવવાથી ક્ષય જેવા વ્યાધિ થાય છે. વળી એક માણસને જે આનંદ આપે છે તે બીજાને દુઃખ આપે છે. અને આનંદ સ્થાયી રહેતો નથી. આવા અનેક કારણોથી એકાંત આનંદ આપનાર શ્રેય છે એવું નીતિતત્ત્વવેત્તાઓ કબૂલ રાખતા નથી. અને આનંદ ( pleasure ) ઉપર જ શ્રેય( good )ને સ્થાપવા માગતા નથી. બીજી એક એવી થિયરી છે કે જે ઇચ્છવા યોગ્ય ( desirable ) હોય તે શ્રેય છે. આ થિયરીને પણ ઉપર પ્રમાણેના દોષો આવે છે. માણસની ઇચ્છા હમેશાં સારી વસ્તુને માટે નથી. કેટલીક ઇચ્છાઓ તો અધમ હોય છે. કેટલીક વખત ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થયા પછી પણ સુખ મળતું નથી. સુખ મળે તો સ્થાયી રહેતું નથી. જુદા જુદા માણસોની ઇચ્છાઓ જુદી જુદી હોય છે એટલે ઇચ્છાને સુખ-શ્રેયનું કારણ માનવું પણ વ્યાજબી નથી.

આવી ચર્ચાને પરિણામે હાલના નીતિવેત્તાઓ એવા નિર્ણય ઉપર આવેલ છે કે જે વસ્તુ અથવા આચરણ આપણે બુદ્ધિપૂર્વક પસંદ કરી શકીએ તે શ્રેય છે That which we rationally approve is good કોઈ પણ વસ્તુ અથવા આચરણ આપણે બુદ્ધિપૂર્વક ત્યારે જ પસંદ કરીએ કે જે ટૂંકા વખત માટે હિતકર્તા ન હોય, પણ લાંબા વખત સુધી હિતકર્તા હોય જે કૃત્યથી આપણુને સંતોષ થાય, જે બીજાને, હાનિકર્તા ન હોય ટૂંકામા કોઈ વસ્તુ કે આચરણ સારુ છે કે કેમ તે નક્કી કરવા માટે તે આનંદ આપનાર છે, ઇચ્છવા યોગ્ય છે એટલું જ જોવાનું બસ નથી પણ જો તેથી આપણુને સંતોષ થાય, આપણી બુદ્ધિની પ્રસન્નતા મેળવે તો તે સારુ છે એમ જાણુવુ જોઈએ

માણસની પ્રવૃત્તિ સુખ મેળવવાને અને દુઃખમાથી મુક્તિ મેળવવા માટે છે એટલે માણસ જે આચરણ કરે છે તે સુખ મેળવવાને કરે છે સત્ય બોલવાથી સુખ મળે છે અને અસત્ય બોલવાથી સુખ મળતુ નથી પણ દુઃખ મળે છે, માટે માણસે સત્ય બોલવુ અને અસત્યથી વિરમવુ એવો નીતિનો નિયમ છે સત્યાસત્ય બોલવાનો વિચાર સ્વહિતની ખાતર કરીએ તો જણાય છે કે અસત્ય બોલવાથી અંગત હિત સચવાતુ નથી અસત્ય બોલનારનો કોઈ વિશ્વાસ કરતુ નથી વિશ્વાસ ઊઠી જાય છે એટલે સમાજમા રહીને જે લાભ મળી શકે તે અસત્ય બોલનારને મળતો નથી અસત્ય લાંબો વખત છૂપુ રહેતુ નથી, અને છૂપુ રાખવાને અત્યંત કાળજી રાખે તો વખત ને શક્તિનો ખોટો વ્યય થાય છે અસત્ય બોલનાર તરફ બીજા લોકોને તિરસ્કાર થાય છે અસત્ય બોલવાના કારણમા મુખ્ય કાયરતા ( cowardice ) હોય છે અસત્ય બોલનારને પણ પોતાની કાયરતા નિંદિત લાગે છે બીજાનો ખોટો લાભ લેવાને અસત્ય બોલવુ તેમા પોતાને જ પોતાની જાત ઉપર તિરસ્કાર આવે છે યોગ્યતા વિના ખોટુ માન મેળવવાની ખાતર ખોટુ બોલવાથી સ્વમાનની વૃત્તિને હાનિ પહોચે છે, અને અરસપરસના વ્યવહારમા સરલતાની જે કિંમત છે તે ન સમજવામા ભૂલ થાય છે ખોટુ બોલવાની ટેવ પડવાથી ઘણીવાર ખોટુ બોલનાર પોતાની જાતને ઠગતા શીખે છે લાંબો વખત ખોટુ બોલવાની ટેવ પડવાથી તેને સત્ય–અસત્યનું ભાન રહેતુ નથી અને ધીમે ધીમે તેની નૈતિક અધોગતિ થાય છે સમાજની દૃષ્ટિએ જોતા ખોટુ બોલવાથી સમાજવ્યવસ્થા ટકી શકતી નથી, વ્યાપાર અને વ્યવહાર ચાલી શકતા નથી, દેશો અને રાજ્યો વચ્ચેના સંબંધો સ્થાયી રહેતા નથી અને સર્વત્ર અવિશ્વાસની લાગણી ઊભી થાય છે માટે જ શાસ્ત્રમા અસત્યની નિંદા કરેલ છે અને सत्यान्नास्ति परो धर्मः । સત્યથી બીજો શ્રેષ્ઠ ધર્મ નથી એવી સત્યની પ્રશંસા કરેલ છે

નીતિ અને વ્યવહારની દૃષ્ટિએ સદાચાર પાળવાનું અને સત્ય બોલવાનુ બતાવ્યા પછી, ધર્મની દૃષ્ટિએ સદાચાર શા માટે પાળવો એ હવે જોવાનુ રહે છે

આર્યધર્મમા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પ્રકારના પુરુષાર્થ બતાવ્યા છે અને ચાર પ્રકારના પુરુષાર્થમા મોક્ષ મેળવાનો પુરુષાર્થ મુખ્ય ગણુવામા આવે છે મોક્ષ સાધ્ય છે અને ધર્મ, અર્થ, કામને ગૌણ માની ફક્ત સાધન માનવામા આવ્યાં છે દુઃખમાથી આત્યંતિક મુક્તિ તે મોક્ષ છે જૈન દર્શન પ્રમાણે મુક્તિ સર્વ દુઃખની ફક્ત અભાવાત્મક અવસ્થા નથી, પણ નિરાબાધ સુખની ભાવાત્મક અવસ્થા છે પુરુષાર્થનુ ધ્યેય મોક્ષપદની પ્રાપ્તિ છે તે પદ પ્રાપ્ત કરવાને સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન

અને સમ્યગ્ચારિત્ર આવશ્યક છે. સત્ય બોલવું તે સમ્યગ્ચારિત્રનો વિષય છે. એટલે જ્ઞાન અને દર્શન વિષે વિવેચન કરવાની આ સ્થળે જરૂર નથી. પાતંજલ યોગદર્શનમાં અહિંસા, સત્ય વગેરેને યમ કહ્યા છે. જૈન દર્શનમાં વ્રત કહ્યા છે. અવિદ્યા, રાગ, દ્વેષ આદિ અશુદ્ધિનું વિયોગ પમાડવાનું, અને વિવેક, ખ્યાતિ પ્રાપ્ત કરવાનું યમ એક સાધન છે. જૈનદર્શનમાં પણ અહિંસાદિ પાંચ વ્રતો કર્મના ક્ષય કરવાના સાધનો માન્યા છે. અને કર્મક્ષય થતાં મોક્ષને પ્રાપ્ત કરાવનાર ગણવામાં આવ્યા છે. એટલે ધર્મ પ્રમાણે સત્ય, અહિંસા આદિ નિયમો આ લોક અને પરલોકમાં સુખ આપનાર છે. અશુભ કર્મનો-ક્ષયોપશમ-ક્ષય કરનારા અને શુભ કર્મોને ઉપાર્જન કરનારા છે અને છેવટે મોક્ષ-પ્રાપ્તિના ઉત્તમ સાધનો છે.

આવતા નવા કર્મોને રોકવા તેને જૈન-શાસ્ત્રમાં સંવર કહેવામાં આવે છે. **आश्रवनिरोधः संवरः (तत्त्वा. ૯-૧)** અને દશ પ્રકારનો ઉત્તમ ધર્મ સંવરસંપાદાનસામર્થ્યનું નિમિત્તકારણ શાસ્ત્રકારોએ બતાવેલ છે. તે ઉત્તમ ધર્મમાં સત્યને પણ ગણાવેલ છે.

**उत्तमः क्षमामार्दवार्जवशौचसत्यसंयमतपः त्यागाकिञ्चन्यब्रह्मचर्याणि धर्मः॥ (तत्त्वा. ૯-૬)**

આ ધર્મ અનગાર ધર્મ કહ્યો છે અને અનગાર સાધુએ તે સત્યધર્મ કેટલી સંભાળથી પાળવો તેનું વર્ણન ભાષ્યમાં કર્યું છે. સાધુનું વચન યથાર્થ હોવું જોઇએ, પ્રાણીને અહિત-કર્તા ન જોઇએ, એટલું જ નહિ પણ તે વચન પુરુષ કર્કશ ન હોવું જોઇએ, પિશુન છલ-કપટવાળું ન જોઇએ, અસભ્ય ન જોઇએ, ચપલ ન જોઇએ, આવિલ એટલે કલુષ ન જોઇએ, વિરલ એટલે ભાંગ્યુંતૂટયું ન જોઇએ, સંભ્રાન્ત ન જોઇએ. મધુર જોઇએ, અભિજાત-વિવેકવાળું જોઇએ, અસંદિગ્ધ જોઇએ, સ્ફુટ-સ્પષ્ટ જોઇએ, ઉદારતાવાળું જોઇએ, ગ્રામ્ય ( vulgar ) પદાર્થ બોલતું ન જોઇએ, વિકથા કરનાર ન જોઇએ, રાગદ્વેષ યુક્ત ન જોઇએ. સત્ય વચનનું વ્યાવહારિક દૃષ્ટિએ વર્ણન કર્યા પછી શાસ્ત્રીય દૃષ્ટિએ વર્ણન કરતાં ભાષ્યકાર કહે છે કે: સત્ય વચન સૂત્રમાર્ગને અનુસરતા અર્થ કહેવાવાળું જોઇએ; સાંભળનાર માણસના ચિત્તને ગ્રહણ કરનાર જોઇએ; પોતાના અને બીજાના અનુગ્રહ-પસંદગી પમાડનાર જોઇએ; માયારહિત જોઇએ; દેશકાળને યોગ્ય જોઇએ; અવદ્ય જોઇએ; અરિ-હંતના શાસને મંજૂર રાખેલ જોઇએ; યત-સંયમિત જોઇએ; ચિત્ત ઉપયોગ પૂરતું જોઇએ; યાચન, પ્રચ્છન્ન અને પ્રશ્નવ્યાકરણરૂપ હોવું જોઇએ. ટૂંકામાં, સંયમી સાધુપુરુષના વચન પણ કેવા હોવા જોઇએ તે શાસ્ત્રકારે યથાસ્થિત બતાવ્યું છે. જૈનમાર્ગ અહિંસા ઉપર રચાયો છે. કાયિક હિંસા ન કરવી જોઇએ એટલું જ નહિ, પણ માનસિક હિંસા પણ ન કરવી જોઇએ એવો જૈનદર્શનનો ઉપદેશ છે. લખવાના, છપા-વવાના, સાંભળવાના, બોલવાના સાધનો આ કાળમાં વધી જવાથી, શાસ્ત્રકારનો ઉપરનો ઉપદેશ દરેક સાધુ-સંયમી પુરુષે મનન કરવાનો અને ચારિત્રમાં ઉતારવાનો છે. તે ઉપદેશ પ્રમાણે ચાલવાથી સ્વ અને પર બંનેનું કલ્યાણ છે. ધર્મની હેલના થતી અટકે છે. કટુ વાણીના ઉપયોગથી જૈન સંઘ અને સમાજમાં જે કલુષિત વાતાવરણ ફેલાયું છે તે અટકાવવાનો શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે-ભાષાનો વચનનો ઉપ-યોગ કરવો તે ઉત્તમ માર્ગ છે. શાસ્ત્રમાં સાધુ-પુરુષનો ભાષાને અંગે આ ઉત્તમ ધર્મ કહ્યો છે.

—卐—

# આંતરદર્શન (Introspection)

લેખક —ગં રા વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ, બી એ , એલએલ બી સાદરા

દર્શન બે પ્રકારનુ બાહ્યદર્શન અને આતરદર્શન રૂપી પદાર્થનુ ઇન્દ્રિયદ્વારા દર્શન તે બાહ્યદર્શન, અને અરૂપી પદાર્થનુ દર્શન તે આતરદર્શન. મન-ચિત્ત-બુદ્ધિના પ્રભાવથી અ તર ગ વિચારણાથી વસ્તુના સ્વરૂપનુ-ગુણ દોષનુ યથાર્થ જ્ઞાન તે આતરદર્શન તમામ રૂપી પદાર્થો સ્થૂલરૂપે-નાનામોટા આકાર ધરાવતા-દેહધારી સ્વરૂપે દષ્ટિગત થતા હોવાથી તેનુ બાહ્ય સ્વરૂપે ઇન્દ્રિયની મદદથી જે દર્શન થાય છે, એટલે તેના અસ્તિત્વની-વિદ્યમાનપણાની આપણને જે પ્રતીતિ-ખાતરી થાય છે તેને કેવળ બાહ્યદર્શનની કોટીમા મૂકી શકાય, પર તુ તે જ રૂપી પદાર્થોના-વસ્તુઓના ક્ષણે ક્ષણે પલટાતા જતા ભાવો અને ગુણો સ બ ધમા આપણે કઈ ખ્યાલમા બાધી શકીએ છીએ. વિચારણા અને અવગાહન શક્તિના પ્રયોગોથી તેના સ બ ધમા યથાર્થ જ્ઞાન મેળવીએ છીએ, જેને આતરદર્શનની કોટીમા મૂકી શકાય

આ પ્રકારની ગણતરીએ અરૂપી પદાર્થો દેહધારી ન હોવાથી-નિરાકારી હોવાથી તે કદી પણ બાહ્યેન્દ્રિયના વિષય થઈ શકતા નથી એટલે તે બાહ્ય દષ્ટિપથમા આવતા નથી અને તેનુ બાહ્યદર્શન થઈ શકતુ નથી, જેથી કરીને જીવાત્મા-પરમાત્મા વગેરે અરૂપી પદાર્થોનું આતરદર્શન જ તે માટેના યથાયોગ્ય પ્રયાસથી આપણે માટે શક્ય છે આવા અરૂપી પદાર્થોની ગુણ-સ્વભાવ-સત્તાના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન તે જ આતરદર્શન એટલે તેના સ બ ધમા જ્ઞાન અને દર્શનને જુદા પાડી શકાતા નથી મુખ્યત એ દેહધારી છતા પણ દેહથી સર્વથા ભિન્ન જીવાત્મા અને કર્મબળના પ્રતાપે ધારણ કરવામા આવતા દેહનો, સકળ કર્મક્ષયના પ્રભાવથી તે જ જીવાત્માના દેહનો નાશ થતા પરમાત્મદશાને પહોચેલો તે જ જીવાત્મા, કેવળ જીવાત્મા તરીકે અરૂપી હોવાથી તે ખરેખરા આતરદર્શનનો જ વિષય છે અને તેનુ આતરદર્શન સૌ કોઇ મુમુક્ષુ-મોક્ષાર્થી મનુષ્ય પરમ ઉત્કટ ભાવથી ઇચ્છી રહેલ છે, પર તુ તે સામાન્ય રીતે ધારી લેવામા આવે છે તેટલુ સહેલુ કે સુસાધ્ય નથી

આવુ પરમ ઉત્કૃષ્ટ આતરદર્શન કોને, ક્યારે, કેવા સ યોગોમા, કેવા કેવા સાધનસામગ્રીના જોડાણથી અને ઉપાય વિશેષથી પ્રાપ્ત થઈ શકે તેની ચર્ચા આ લેખનો મુખ્ય વિષય છે. વિષય એટલો બધો ગહન અને સૂક્ષ્મ બુદ્ધિગમ્ય છે કે કોઈ પ્રખર અભ્યાસી-ધર્મશાસ્ત્રવિશારદ, વિચારક કે યોગી મહાત્મા અગર તો ખરો તત્ત્વદષ્ટા જ તેને પૂરેપૂરો ઇન્સાફ આપી શકે તેમ છે, છતા પણ આ સામાન્ય પ્રયાસથી તેવા કોઇ મહાનુભાવ લેખકની પ્રવૃત્તિને ઉદ્દભૂત કરવાનું બની શકશે તો આ લેખની તેટલા પૂરતી સાર્થકતા માટે ક ઇક સ તોષ પ્રાપ્ત કરવાનુ કારણ ઉપસ્થિત થશે

પ્રત્યેક રૂપી વસ્તુના બાહ્ય દર્શન પહેલા તે તે વસ્તુની ઓળખ પૂરતુ ક ઇક જ્ઞાન અ તરમા સ્થિત થયેલુ હોય જ છે એટલે ગાયનુ પ્રથમ

દર્શન થતાં, મન અને ચક્ષુ ( ઇન્દ્રિય ) બીજી કોઈ બાબતમાં રોકાયેલ ન હોય તો મન ચક્ષુ સાથે જોડાય છે. અને ચક્ષુ દ્રશ્ય વસ્તુ સાથે જોડાય છે; એટલે તરત જ પ્રથમ ગાયનું દર્શન થાય છે અને પછીથી તેનું વિશેષ જ્ઞાન–લાંબા કે ટૂંકા શીંગડાવાળી, પીળી, ધોળી કે રાતી વગેરે બાબતોનું અને તેના અન્ય ગુણોનું જ્ઞાન થાય છે અને તેનું બરાબર અવધારણ થતાં સ્મરણ શક્તિની તીવ્રતાના તરતમ યોગે ઇચ્છા થતાં તે જાગ્રત કરી શકાય છે.

આવા શ્રેણીબદ્ધ સર્વ પ્રયોગોની અરૂપી વસ્તુના આંતરદર્શન માટે જરૂરિયાત જણાતી નથી. અન્ય કોઇ સામાન્ય વસ્તુ કે પદાર્થ કરતાં પણ **આત્મા**ના આંતરદર્શનની ભાવિક હૃદયના મુમુક્ષુ મનુષ્ય પ્રાણી માટે અનિવાર્ય આવશ્યકતા માનવામાં આવે છે.

શાસ્ત્રના અભ્યાસથી અગર તો સત્સંગના પ્રતાપે જડ અને ચેતન વસ્તુની પરસ્પર ભિન્નતાનો–ભેદભાવનો યથાર્થ વિવેક પ્રાપ્ત કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય અને ક્રમે ક્રમે આવી ઉચ્ચતમ–બરાબર ખીલતી રહે–પૂરતું બળ મેળવતી રહે તો **આત્મા** જેવી ઉત્તમોત્તમ વસ્તુનું યથાર્થ આંતરદર્શન સુલભ થઇ પડે.

પરમ માનનીય–તત્ત્વદર્શી–મહાનુભાવ–પરમોપકારી ઉપદેષ્ટાઓ વખતોવખત પરમ કલ્યાણકારી ઉપદેશામૃતનું પાન કરનારા ભવ્ય પ્રાણીઓને માટે તેમણે સાંભળેલ ઉપદેશનું મરતીય–સારભૂત વસ્તુ ( Extract ) તારવવામાં આવે એટલે કે ઘણા જ ટૂંકા શબ્દોમાં તેનો નિચોડ કાઢવામાં આવે તો તે અમુક દૃષ્ટિએ સાપેક્ષ ભાવપૂર્વક " આત્માને ઓળખો " એવા બે જ શબ્દોમાં કાઢી શકાય ખરો. અન્ય મહાત્માઓ તેમની દૃષ્ટિએ મળી આવતો કંઇક જ જુદો જ નિચોડ આપણી પાસે મૂકી શકે છતાં પણ કોઇ તત્ત્વચિંતક મહાનુભાવ પુરુષે મૂકેલ ઉપરના શબ્દો ઘણા જ રહસ્યપૂર્ણ, ભાવવાહક અને અર્થગંભીર જણાતાં હોવાથી તેની નિશ્રાએ આપણે આત્મકલ્યાણની સાધનામાં આગળ વધીએ તો કંઇ ખોટું નથી. ભક્તકવિ નરસિંહ મહેતા પોતાના એક ભજનમાં લલકારી ગયા છે કે: " જ્યાં લગી આતમતત્ત્વ ચિન્યો નહિ ત્યાં લગી સાધના સર્વ જૂઠી. " આવું અનુપમ સ્ફુરણ આપણને પરમ સુષુપ્ત દશામાંથી અજાયબી ભરેલી રીતે જાગૃત કરે છે અને આપણને સર્વાંશે માર્ગદર્શક થઈ પડે છે.

અમુક નિશ્ચિત સ્થાને પહોંચવા માટે જુદે જુદે સ્થળેથી જેમ લાંબા, ટૂંકા, સરળ કે કઠિન, કંટકમય કે કષ્ટ વર્ગના અનેક રસ્તાઓ હોય છે તેમ " આત્માને ઓળખવા " માટે જુદા જુદા તત્ત્વદષ્ટાઓ પોતપોતાની દૃષ્ટિ અનુસાર, અધિકારીની સાધનસામગ્રી અને શક્તિનો ખ્યાલ રાખીને, શ્રીમાન હરિભદ્રસૂરિ મહારાજા કહી ગયા છે તેમ **अधिकारीवशात् शास्त्रे धर्मसाधनसंस्थितिः**ના સૂત્રને અવલંબીને અનેકાનેક માર્ગ આત્માની ઓળખાણ માટે બતાવી ગયા છે અને તે પ્રત્યેક માર્ગ યથોચિત વિચારણા માગી લ્યે છે.

પ્રસ્તુત વિષયને અંગે સમજી શકાય તેમ છે કે આત્માને ઓળખવાનું કાર્ય સામાન્ય મનુષ્ય માટે ઘણી જ મુશ્કેલી ભરેલું છે; છતાં પણ તે તદ્દન અશક્ય નથી. આત્મદ્રવ્ય અરૂપી હોવાથી અન્ય કોઇ સજ્જન ગમે તેવા મહાન પ્રયાસથી પણ આપણને તેની સીધી રીતે ઓળખાણ કરાવી શકે તેમ નથી. તેનું સ્વરૂપ શાસ્ત્રકારો પણ અકથ્ય–અવાચ્ય–અનિર્વચનીય હોવાનું જણાવે છે. એટલે આપણે હરકોઈ પ્રયાસે બને તેટલી તમામ શક્તિ ફોરવીને આંતરદર્શન કરવાનું જ રહે છે અને આવા વિશુદ્ધ આંતરદર્શનથી આત્મદ્રવ્યની સાચી અને ખરેખરી ઓળખ થઈ શકે છે.

સૌ કોઈ સહેલાઈથી સમજી શકે તેમ છે કે આવુ આતરદર્શન ટૂક મુદતના પ્રયાસથી એકે તડાકે સિદ્ધ થઈ શકતુ નથી તેને માટે વરસોના વરસોનો અને અનેક ભવાતરોનો શુદ્ધ દિલનો સતત પ્રયાસ આવશ્યક છે. પ્રથમ તીર્થંકરના જન્મદાત્રી મરુદેવા માતા કેળના ભવમાથી જ મનુષ્યભવ પ્રાપ્ત કરીને હાથીની અબાડીમા બેઠા બેઠા જ સમવસરણસ્થિત ઋષભદેવ ભગવાનની-ઋદ્ધિ-સિદ્ધિ નિહાળીને ઉત્તમોત્તમ ભાવનાથી આતરદર્શન કરી કેવળજ્ઞાન અને પરમાત્મદશા મેળવી શકયા તેમજ ભરત મહારાજા આરીસા ભુવનમા કેવળજ્ઞાન સપાદન કરી શકયા તે ખરુ, પરતુ તેમના જેવા હળુકર્મી જીવો ગણ્યાગાઠ્યા જ હોય છે એટલે આપણા નસીબે તો સતત પ્રયાસ અને વીર્યસ્ફુરણની જ જરૂર રહે છે

બાળક જેમ લીંટા દોરતા દોરતા-એકડો ઘૂટતા ઘૂટતા એકડો લખતા શીખી શકે છે તેમ આપણે પણ ઘુણાક્ષરન્યાયે આત્માના આતરદર્શન માટે જો પ્રયાસ સતત કર્યે જઇએ તો કાળક્રમે-પુણ્યબળના સયોગે આત્મતત્ત્વની ઝાખી કરી શકીએ ખરા આવો પ્રયાસ કેવા કેવા ઉપાયોથી-સાધનસામગ્રીથી સાધ્ય થઈ શકે તે એક સૂક્ષ્મ વિચારણા માગતો જટિલ પ્રશ્ન છે અને સૌ કોઈએ પોતપોતાની સાધન-સામગ્રીની વિપુલતા વધાર્યે જઈ સ્વકીય અનુકૂળતા મુજબ તેનો ઉકેલ કરવાનો રહે છે

પ્રત્યેક આત્મા મૂળ સત્તાએ અનતગુણ અને અનતશક્તિનો ધણી (ભાજન) છે આવા ગુણો અને શક્તિઓની પુન પુન વિચારણા કરતા, શાત ચિત્તે,એકાન્ત સ્થળમા,શુદ્ધ હૃદયની ભાવનાપૂર્વક તેનુ મનન કરતા-તેવા મનન અને વિચારણા માટેનો કાળજીપૂર્વકનો અભ્યાસ જારી રાખી-તેવા અભ્યાસમા પ્રાણાન્ત કષ્ટે પણ-ગમે તેવા અસહ્ય ઉપસર્ગ થતા પણ-પીછેહઠ નહિ કરતા, દેહાધ્યાસ કે સુખશીલીયાપણામા નહિ અટવાતા-શરીરનુ પણ ભાન ભૂલી જવા પૂરતો પ્રયાસ જારી રાખી, આગળ અને આગળ જ વધતા રહેવાની તીવ્ર ભાવના અને તમન્ના સેવવામા આવે તો સાધ્ય કઈક નજીક આવતુ જણાય

આવા આતરદર્શન માટે બાહ્યચક્ષુ તદ્દન નકામા છે એટલે પ્રજ્ઞાચક્ષુધારી-અધ પુરુષને પણ તેવુ દર્શન પ્રાપ્ત થઈ શકે છે તેવા દર્શન માટે પરમ વિવેકબુદ્ધિ અને ઉપયોગશીલતા-રૂપ દિવ્ય ચક્ષુઓની જ જરૂર છે આવી અનુપમ વિવેકબુદ્ધિ-ભેદજ્ઞાન-વસ્તુના યથાર્થ સ્વરૂપનુ ખરુ તાત્વિક દર્શનની તરતમતામા જેમ જેમ વૃદ્ધિ થતી જાય, સાવધાનીપૂર્વકની ઉપયોગશીલતા જેમ જેમ ખીલતી જાય તેમ આત્મતત્ત્વનુ આતરદર્શન વધારે સ્પષ્ટ અને દૃઢ થતુ જાય છે આજુબાજુના સયોગોથી આડખીલીરૂપ ઊભા થતા પ્રત્યાઘાતો આપોઆપ દૂર ખસી જાય છે

આતરદર્શનની શરુઆત જ કઇક મુશ્કેલી ભરેલી જણાય છે શાત ચિત્તથી આત્મસ્વરૂપની પુન પુન વિચારણા તેને શક્ય બનાવે છે ઉચ્ચ ભૂમિકા ઉપર રહેલ તત્ત્વદૃષ્ટાઓનો સત્સગ-દીર્ઘકાલિન પરિચય આતરદર્શન માટેના પ્રાથમિક અભ્યાસીઓને ઘણી રીતે ઉપકારક અને ફાયદાકારક થઈ પડે છે

સમશીતોષ્ણ ઋતુના કોઈક રમણીય મગળ પ્રભાત સમયે અગર તો સૂર્યાસ્ત વખતના સધ્યા સમયે કે ચદ્રના ઉદય પ્રસગે ઘૂઘવતા સમુદ્રતટે યા તો કલરવ કરતી ખળખળ વહેતી સરિતાતટે એકાત-નિર્જન રમણીય સ્થાનમાં આસન જમાવીને બેઠા હોઈએ અને દુન્યવી આધિ, વ્યાધિ કે ઉપાધિને ઘડીભર ભૂલી જઈ, અનેક ભવ્ય દૃશ્યોથી ભરપૂર કુદરતની સુરમ્ય લીલાને

નિહાળતા હોઈએ, સાથે સાથે નિરભ્ર આકાશમાંથી જળતરંગો ઉપર સૂર્ય કે ચંદ્રના કિરણોનું અપૂર્વ નૃત્ય જોવાનું અને તેમજ દિવસભરની અથડામણ પછી આરામ લેવાની તૈયારી કરતાં પક્ષીઓનું આનંદજનક ગાનતાન કર્ણપટ ઉપર અથડાતું હોય તેવા આનંદદાયી ચિરસ્મરણીય પ્રસંગે અર્ધનિદ્રામય સ્થિતિને અટકાવી, ઘડીભર અંતરના ઊંડાણમાં ઊતરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય તેવે વખતે જ બરાબર આત્મતત્ત્વની કંઇક અલૌકિક વિચારણા જાગૃત થાય તો મહત્ પુણ્યોદયના પ્રતાપે આંતરદર્શન માટેના દિવ્યચક્ષુની સન્મુખ આત્મતત્ત્વની ઝાંખી થઇ શકે ખરી. તેવી ઝાંખી થતાં અવારનવાર તેવા સદ્ભાગી પ્રસંગોને ઝડપી લેવાતી તાલાવેલી જાગે તો આત્મદર્શન કેવળ અશકય નથી.

આત્મતત્ત્વની ઝાંખી કરનારા મુમુક્ષુ પુરુષોનું જીવન સામાન્ય પુરુષોના જીવનથી ઘણે અંશે અનોખું જ હોય છે. તેઓને મલિન કલુષિત વાતાવરણમાં રચ્યાંપચ્યાં રહેવાનું અસહ્ય થઈ પડે છે. દુનિયાના ઝંઝાવાતોથી દૂરના દૂર નાસી જવાનું જ તેમને જરૂરી જણાય છે. સામાન્ય મનુષ્યો તો તેમને ભંગડભૂત જેવા જ ગણી કાઢે છે. તેમને નથી હોતો શિષ્યો વધાર્યે જવાનો મોહ કે સસ્તી કીર્તિ ખાટી જવાની લોભ-લાલસા. કેટલાક મહાનુભાવ પુરુષો તરફથી જરૂરી જણાવવામાં આવતાં પ્રશસ્ત કષાય-રાગ-દ્વેષ-ક્રોધ-માન-માયા કે લોભથી પર રહેવાનો જ તેઓ સદાસર્વદા પ્રયાસ કરતા જણાય છે. પોતાની આસપાસ આંખ મીંચીને ઝુકાવનારા-અંધશ્રદ્ધાળુ અનુયાયી ટોળાની તેઓ કદી પણ જમાવટ કરતા નથી; તેમજ લાખો રૂપિયા એકઠા કરી પોતાની જ નીમેલાની અને દેખરેખ નીચે તેની મનફાવતી વ્યવસ્થા કરવાનું જોખમ ઉઠાવવાનું તેમને પાલવતું નથી. પરોપકારપરાયણવૃત્તિથી જનસમાજના કલ્યાણાર્થે જ તેઓ પ્રવૃત્તિ કરતા હોય છે. સામાજિક હિતના ભોગે ઉત્સવો અને ધામધૂમોમાં લાખો રૂપિયાનું પાણી કરાવવાની તમન્ના તેમને હોતી નથી. ધાર્મિક ઝગડાઓ અને અંદર અંદરના કલેશ, કુસંપ કે અશાન્તિમાં વૃદ્ધિ થાય તેવી કોઈ પણ પ્રવૃત્તિથી તેઓ હજારો ગાઉ દૂર રહે છે. આત્મકલ્યાણને હાનિ પહોંચે-પોતાના આત્માને ઝાંખપ લાગે તેવું કંઈ પણ કાર્ય તેઓ કદાપિ પણ હાથ ધરતા નથી. આવા મહાપુરુષોનો જીવનવિકાસ અન્ય જનોને આદર્શરૂપ થઇ પડે છે.

આગળ કહેવાઈ ગયું છે તેમ આત્મદર્શન તરફ લઈ જતું આંતરદર્શન માની લેવામાં આવતી સહેલાઈથી સિદ્ધ થઈ શકે તેમ નથી. બાહ્ય આડંબર, વાક્ચાતુર્ય કે સુફિયાણી વાતોથી તે સિદ્ધ થઈ શકતું નથી. કેવળ ભાવના ભાવતા મનુષ્યોથી-જનરંજન પૂરતા જ કથાનકો કરનારાને કે ચારિત્રહીન ઉપદેશકોને તેની ઝાંખી થતી નથી. કવચિત આંતરદર્શનના પ્રયોગોમાં કાળક્ષેપ કરનારાઓ મુગ્ધ જનો ઉપર એવી છાપ પાડતા દષ્ટિગત થાય છે કે તેમને આત્મદર્શનની ઝાંખી થતી રહે છે; પરંતુ તેમાં ઘણી વખત તેઓ આત્મવંચના તેમજ પરવંચના કરતા જણાય છે. પોતાની શક્તિ માટે હદ ઉપરાંતનું અભિમાન સેવતા ડોળઘાલુ મનુષ્યો આવી વંચનામાં એકદમ ફસાઈ પડે છે.

સરલ સ્વભાવી, ઉચ્ચતમ આદર્શ સેવનાજીવનવિકાસના કાર્યમાં પ્રતિદિન પ્રયત્નશીલ રહેતા, ચારિત્રશીલ, વિનમ્ર સજ્જનોને જ આંતરદર્શનના કાર્યમાં પ્રગતિ થતી રહે છે. ધર્મશાસ્ત્રના અઠંગ અભ્યાસી, શાસ્ત્રવિશારદ જ્ઞાની મહાત્માઓ માટે જે દુ:સાધ્ય થઈ પડે છે, તે ઉપરોક્ત સજ્જનોને સુસાધ્ય જણાય છે. મુમુક્ષુ જનો માટે તે અતિ ઉપયોગી વસ્તુ ગણી શકાય.

# समयं मा पमाए।

卐

## સ્વયંપ્રભ દેવની વિચારણા

લેખક મોહનલાલ દીપચંદ ચોકસી.

ઊંઘમાંથી આળસ મરડી, સફાળો જાગી જનાર માનવી ઘડીભર પોતાની આસપાસની સૃષ્ટિને કોઇ નવી જ દૃષ્ટિએ નિહાળી રહે છે, તેમ સ્વર્ગલોકમાં ઊપજનાર દેવાંશી આત્માને પણ જન્મતાં જ ચોતરફ અતુલ અને અનુપમ સમૃદ્ધિથી ભરપૂર-વિવિધ પ્રકારના દેવતાઈ વિલાસોથી પૂર્ણ-વિમાનો અવલોકતાં એ પ્રકારની સ્થિતિ સહજ લાધે છે ફેર એટલો જ કે દુન્યવી માનવ, સ્મૃતિપ્રદેશમાં વધુ ને વધુ અવગાહન કરતાં, વ્યવહારુ બની, અમલ સ્થિતિનો-નિદ્રાના અંકમાં પોઢતાં પૂર્વેની દશાનો-ખ્યાલ અનુભવે છે અને નવીન દૃષ્ટિ એ તો સ્વપ્નદશાના અંતે લાધેલ એક આભાસ માત્ર હતી એમ ખૂલ્લું અવધારે છે, પણ દેવલોકમાં ઉદ્‌ભવનાર આત્માની એથી જુદી દશા હોય છે એની નજર સામેના પદાર્થો સ્વપ્નપ્રદેશના નહિ પણ સાક્ષાત અને સાચા હોય છે, એટલે પ્રાપ્ત થયેલ જ્ઞાનના ઉપયોગમાં ડોકિયું કરતાં જ પૂર્વ જીવનની ઝાંખી એને થાય છે આવા જ એક દેવના જીવન પ્રતિ આપણા ચક્ષુ ફેરવીએ વાત ઘણા પુરાણા વર્ષોની છે એનો અંકોડો પ્રથમ તીર્થપતિ શ્રી ઋષભદેવ તીર્થંકરના પૂર્વભવ સાથે જોડાયેલો છે પણ આપણે તો માત્ર એમાંના એકાદ પ્રસંગની ઊડતી નોંધ લઈ, પરમાત્મા શ્રી મહાવીરદેવે પ્રથમ ગણધર શ્રી ગૌતમસ્વામીને કહેલ વચન

'गोयमा, समयं मा पमाए।'

અર્થાત્-હે ગૌતમ સમય માત્ર પણ પ્રમાદ કરીશ નહીં કેવું ટંકશાળી છે-વિશ્વના સતત ચાલુ રહેલા ક્રમમાં કેવું અબાધિત છે એનું તોલન કરવાનું છે વાચક, સત્વર મનરૂપી અશ્વને વિદ્યુતવેગે દોડાવ! ઇશાન દેવલોકમાં પુષ્પશય્યામાંથી તરતના જન્મેલા અને જોતજોતામાં યૌવનના આંગણે આવી ઊભેલ

---

આંતરદર્શન આંતરચક્ષુ-દિવ્યચક્ષુનો વિષય હોવાથી તેમાં સામાન્ય દર્શન ઉપરાંત વિશાળ જ્ઞાનની વિપુલતાનો પણ સમાવેશ થાય છે અને એ જ દૃષ્ટિએ આંતરદર્શનથી થતું આત્મતત્ત્વનું જ્ઞાન-આત્માની ઓળખ થતી હોવાથી અને આખરે મુક્તદશા પ્રાપ્ત થતાં આત્મા પરમાત્મપદને પ્રાપ્ત કરતાં તે આત્મસાક્ષાત્કાર અને પરમાત્મદર્શનનું મુખ્ય કારણ બની રહે છે

હઠયોગના દુષ્કર પ્રયોગોથી કે યમ-નિયમ વગેરે અષ્ટાંગ યોગની સતત પ્રવૃત્તિ માત્રથી ખરું આંતરદર્શન એકદમ સિદ્ધ થઈ જાય એમ માની લેવું જોઈએ નહિ, પરંતુ તેને માટે વિપુલ સાધનસામગ્રી એકઠી કરી, મનની એકાગ્રતા કેળવતાં રહેવું જોઇએ એકાંત ખૂણામાં આસન જમાવી કેવળ આંખ મીંચીને બેસી રહેવાથી તે સાધ્ય થઈ શકતું નથી પરંતુ ઉપર જણાવ્યા મુજબ ચિત્ત વૃત્તિઓ ઉપર કાબૂ મેળવી, મનની એકાગ્રતા કેળવી, અંતરમાં ઊંડી ઊંડી વિચારણામાં તલ્લિન થવાની જરૂર છે સૌ કોઈ મોક્ષાર્થી ભવી જીવ તેની પ્રાપ્તિ માટે ઉદ્યમશીલ બને એ જ અભ્યર્થના

---

એવા શ્રીપ્રભ નામના વિમાનના સ્વામી સ્વયં-પ્રભદેવના સ્વત: બહાર પડતાં ઉદ્ગાર શ્રવણુ કરવામાં એક ચિત્ત બન !

'અહા ! પૂર્વભવે હું મહાબળ રાજા, મોટા પ્રદેશનો સ્વામી, અપાર હય-ગય-રથ અને સૈનિકોની ટુકડીઓનો માલિક, સંખ્યાબંધ રમણીઓનો ભરથાર, મારા રમણીય પ્રાસાદોમાં માનવજીવનને ઉપયોગી કઈ વસ્તુઓની કમીના હતી ? સંસારમાં સુંદર મનાતા સુખોમાં કઈ કચાશ હતી ? અહર્નિશ રમણીય પ્રાસાદોમાં, કમનીય રમણીવૃંદ સાથે હું વિવિધ પ્રકારની ક્રીડાકેલી કરતો અને અવનવા વિલાસો માણતો. ગણતરીના કલાકો રાજ્યની ચિંતામાં જતાં અને એમાં પણ ચાર મંત્રીઓની પ્રજ્ઞાનો સહકાર હોવાથી મારી ચિંતા એ તો નામ માત્રની જ ને !

અરે, રોજના એ આનંદપ્રમોદના ક્રમમાં મેં હાલની બીજી બાજુ પણ હોય છે અથવા તો સુખ પાછળ દુઃખ રહેલું છે એનો કોઇ દિ' વિચાર સરખો પણ સેવ્યો હતો ખરો ? કદી નહીં. એ વેળા ધર્મ એ તો સ્વાર્થી પુરુષોએ ગોઠવેલા પ્યાદા જેવો લાગતો ! જુદા જુદા દર્શનકારોએ ભોળી જનતાને ભરમાવી પોતાની બુદ્ધિમત્તાનો ચમકારો બતાવવા-પોતાના જીવનનો સુખે નિર્વાહ કરવાના ઉપજાવેલા સાધન સમાન એ ધર્મને હું લેખતો. ચાર મંત્રીઓમાંના ત્રણની પણ વિચારણા મારા સરખી જ હતી ને ! વિધ વિધ મતાંતરો અને રંગબેરંગી વિચાર સરણીઓ પરથી તેઓએ ખેંચેલા અનુમાનો સાચે જ એ વેળા મારા મનને સો ટચના સોના જેવા હતા, એટલું જ નહિ, પણ એમાં રહેલ અતૂટ શ્રદ્ધાના જોરે મેં મારું જીવન પણ ખર્ચી નાંખ્યું હતું, એમ કહેવામાં જરા પણ ખોટું નથી !

ચોથા મંત્રી સ્વયંબુદ્ધિએ મારા પ્રત્યેની ભક્તિ અને હાર્દિક પ્રેમથી આકર્ષાઇ, જ્ઞાની ભગવંતના મુખે શ્રવણુ કરેલી મારા જીવન-દીપને બુઝાવાના સાત દિન બાકીની વાત ન કરી હોત અને એની કિંમતી સલાહને માન આપી મેં જિંદગીનો એ નજીવો સમય આત્મશ્રેય નિમિત્તે ન ખર્ચ્યો હોત તો આજે હું કયાં હોત ? કઇ ઊંડી ગર્ત્તામાં ધકેલાઇ ગયો હોત ?

એ વેળા ત્રણ મંત્રીઓના અનુભવે હું નાચ્યો હોત, એમની પૂર્વે મળતી સલાહ પ્રમાણે વર્ત્યો હોત તો મારા જીવનનો અંતિમ પડદો કરુણદશામાં પડી જાત ! જે ભૂમિમાં પેદા થયો એના દર્શન સરખા પણ ન જ સંભવત ! સાત દિનનો સમય વર્ષોની સંખ્યા આગળ શી ગણનામાં ? એટલો મામૂલી કાળ પણ મેં મારા મહાન ઉપકારી મંત્રીની સલાહ માની, એની સૂચના અનુસાર પવિત્ર સંયમમાર્ગ લેવામાં અને નિરતિચારપણે પાળવામાં ગાળ્યો એનું પરિણામ કેવું સુંદર આવ્યું ?

સમય માત્ર પ્રમાદ ન કરીશ એ વચન કેવું ગંભીર છે ? એમાં કેવી ઊંચા પ્રકારની દીર્ઘદર્શિતા છે ? (ચાલુ)



**ધર્મ**

પરોપકાર તે પુન્ય છે, પરને પીડા તે પાપ;
જ્ઞાનીએ સંક્ષેપમાં, આપ્યું ધર્મનું માપ.
હળથી ભૂમિ ઊખડે, પુન્યે પાપ ઠેલાય;
ધર્મનાવ સંસારમાં, ભવનો પાર પમાય.

અમરચંદ માવજી શાહ

# અમર આત્મમંથન

( ગત વર્ષના પૃષ્ઠ ૨૭૩ થી શરૂ )

લેખક અમરચંદ માવજી શાહ

૮૭ લેખકોએ અને કવિઓએ પોતાની શક્તિનો, પોતાને મળેલી બુદ્ધિનો, અનુભવનો લાભ અન્ય આત્માઓને આપવો તે પણ એક પરમાર્થ તો છે જ, પરંતુ આત્મસાર્થકતા પણ અવશ્ય છે તે દ્વારા પોતાના જ્ઞાનમા વધારો થવા સાથે આત્માનંદ અને આત્મસંતોષ પ્રાપ્ત થવા સાથે નિવૃત્તિનો સદુપયોગ અને સ્વાધ્યાયનો લાભ મળે છે ગંદા સાહિત્યના ધોધમાર પ્રવાહ સામે તાત્વિક તેમજ સંસ્કારી વર્તમાન યુગને અનુસરતુ સાહિત્ય સર્જી, જગત જીવોને તૃપ્ત કરવા અને અવળે માર્ગેથી સવળે માર્ગે લાવવા માટે આવશ્યકતુ છે

૮૮ જેને દેહમા ' હુ 'પણુ છે, જે પોતાનુ નથી તે પ્રાપ્ત કરવા માટે જીવનને વેડફવુ અને ' મારુ ' છે એમ કહેવુ તે મિથ્યાત્વ છે

૮૯ જે વખતે જે ઇચ્છા થાય તે વખતે તે ઇચ્છાને-તૃષ્ણાને રોકી તે વગર ચલાવી લેવાની વૃત્તિ જાગૃત રહેવી તેનુ નામ જ તપ.

૯૦ જીવનની દરેક પ્રવૃત્તિમા આત્મધ્યાન જાગૃત રહે, કર્તવ્યનુ ભાન ભુલાય નહિ, ઉપયોગપણે પ્રવર્તન તે સંયમ

૯૧ પરવસ્તુ ઉપર પ્રીતિ કે અદેખાઈ ન થાય અને પ્રેમરૂપ અમીદૃષ્ટિની સ્થિરતા તે સમભાવ

૯૨ ગમે તેવા વિષમ કે વિહ્વળ પ્રસંગોમા પણુ આત્માનંદ અને સમતા રહે તે શાંતિ

૯૩. કોઈ પણુ જીવ પ્રત્યે દ્વેષ કે મત્સર ન થાય, દુઃખી જીવોને દેખી અનુકંપા આવે-કરુણા ઊભરાય, સુખી દેખીને મૈત્રીભાવ થાય તેનુ નામ દયા

૯૪ સંસારરૂપી અટવીમા મુસાફરી કરતો આત્મા રાગદ્વેષરૂપ અજ્ઞાન ડાબડાઓ ચડાવી ઘાણીના બળદની માફક ફર્યા કરે છે. દેખીતી રીતે તે પંથ કાપે છે, પરંતુ પરિણામે તો જ્યાનો ત્યાં જ એ દેખાય છે કોઈ જ્ઞાની માર્ગદર્શક ગુરુનો સમાગમ થાય અને અજ્ઞાનરૂપી પાટાઓ કાઢી નાખી પ્રેમરૂપી જ્ઞાનાંજન આંજી તેને દૃષ્ટિ આપે અને સંવરનિર્જરારૂપ તેને સીધી સડક બતાવે તો તે ઇચ્છિત સ્થાને અવશ્ય પહોચી શકે

૯૫ જેમ પાણીના રેલાને નિચાણવાળા ભાગમા સરી જતા વાર લાગતી નથી તેમ આ આત્માની અનાદિથી કર્મપ્રભાવે નીચી દશા હોવાથી મનરૂપી પાણીનો રેલો વિષય-કષાય આદિ પાપકર્તવ્યમા જલ્દી વળી જાય છે એ પ્રવાહ અટકાવવા અને સીધે માર્ગે વાળવા આત્મજ્ઞાનરૂપી મશિન ગોઠવી, પુરુષાર્થરૂપ પાવરથી એ પ્રવાહને બદલી, આત્મશાંતિના માર્ગે વાળી શકાય, નહિતર મનનો પ્રવાહ એટલો બધો જોરદાર છે કે વચન ને કાયા સ્થિર હશે તો પણુ મનનો રેલો રાગદ્વેષરૂપ નીકોદ્વારા વહ્યા જ કરતો હશે (ચાલુ)

## શ્રી આદિનાથ પ્રભુ ચરિત્ર (ભાષાંતર) માટે મળેલ અભિપ્રાયો—

૧. આચાર્ય **શ્રી વિજયમોહનસૂરિજી** તથા **વિજયપ્રતાપસૂરિજી** મહારાજ પાલીતાણાથી લખી જણાવે છે કે:

**સુશ્રાવક ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ**

સેક્રેટરી, શ્રી જૈન આત્માનંદ સભા–ભાવનગર.

અનંતજ્ઞાનીશ્રી જિનેશ્વર પ્રભુના શાસનમાં દ્રવ્યાનુયોગ, ચરણકરણાનુયોગ, ગણિતાનુયોગ અને ધર્મકથાનુયોગ એમ ચાર વિભાગમાં શ્રુતજ્ઞાન વહેંચાયેલું છે. તે ચારે-ય વિભાગમાં ભવ્ય આત્માઓને ગુણશ્રેણિ ઉપર ચઢાવવામાં પ્રાથમિક સહાયક કોઇ પણ અનુયોગ હોય તો ધર્મકથાનુયોગનો પ્રથમ નંબર ગણવામાં આવે છે. એમાં પણ પરમાત્માશ્રી તીર્થંકર મહારાજના ચરિત્રો તો ખૂબ જ ઉપકારક નીવડે એમાં કાંઇ આશ્ચર્ય નથી. તમોએ ભવ્ય જીવોની જ્ઞાનપિપાસા પૂર્ણ કરવાની અભિલાષાથી બાહ્ય–અભ્યંતર સૌંદર્યપૂર્ણ શ્રી આદીશ્વર પ્રભુનું ચરિત્ર પ્રકાશનમાં મૂક્યું છે, તે ઘણું જ લાભદાયી છે. પ્રકાશક તેમજ વાચકવર્ગ બન્નેનો પ્રયાસ સફલ થાય અને આત્મિક ગુણોનો વિકાસ થાય એ જ અમો ઇચ્છીએ છીએ.

દ: **ધર્મવિજય**ના ધર્મલાભ

---

૨. પ્રાંતીજથી મુનિ **હેમેન્દ્રસાગરજી** મહારાજ લખી જણાવે છે કે:

શ્રીયુત **ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ**

સેક્રેટરી, શ્રી જૈન આત્માનંદ સભા–ભાવનગર.

તમારા તરફથી અભિપ્રાયાર્થે શ્રી આદિનાથ ચરિત્રની નકલ મળી છે. સાભાર સ્વીકારી છે. તેના વાચન પછી ઉદ્‌ભવેલા વિચારો અભિપ્રાય તરીકે લખું છું.

આ એક જૈન મહાકાવ્ય છે. એનું નવસર્જન જૈન શ્વેતાંબર જૈનાચાર્ય અને કવિકુલદિનમણિ શ્રી અમરચંદ્રસૂરીશ્વરજીએ ૧૦૩૦૨ શ્લોકોમાં કરેલ છે. આ મહાકાવ્ય મૂળ સંસ્કૃત ભાષામાં રચાયેલું છે અને ઘણી ઉચ્ચ કક્ષાનું છે. ભાષા અને ભાવ મનોહર છે. રસ, અલંકાર, શબ્દલાલિત્ય વગેરે આત્મા પર અજબ અસર ઉપજાવનારાં છે.

આ મહાકાવ્યનું શુદ્ધ ગુજરાતી ભાષાંતર તૈયાર કરીને સુપ્રસિદ્ધ શ્રી જૈન આત્માનંદ સભાએ છપાવી પ્રસિદ્ધ કરી, સાહિત્ય ઉપાસકોને અપૂર્વ ગ્રંથસાહિત્યની ભેટ ધરીને ઉમદા સેવા બજાવી છે. છપાઇ, સફાઇ, અને મનોહર કલામય ચિત્રસહિત, પાકું પૂંઠું વગેરે જોતાં રૂ. ૫)ની કિંમત ઘણી જ વ્યાજબી છે.

ભાષાંતરકારે ભાષાંતરમાં ઘણી જ કાળજી રાખી છે. તેથી તે વાંચતાં મૂળ સંસ્કૃત જેટલો જ રસ પ્રાપ્ત થાય છે તે પુસ્તક પૂર્ણ કર્યા સિવાય નીચે મૂકવા મન જ ન થાય તેમ લાગે છે.

આ કાર્યથી શ્રી જૈન આત્માનંદ સભાએ જૈન સમાજ–ગુજરાતી સાહિત્યની મોટી સેવા બજાવી છે. આ ધાર્મિક પુસ્તક જે ભાવનાપૂર્ણ છે તે ગુજરાતી ભાષાની દરેક લાઇબ્રેરીઓ શોભાવે તે ઇચ્છવા લાયક છે. આ મહાકાવ્ય જૈન અને જૈનેતર દરેકને લાભદાયક નીવડશે.

આ પુસ્તક છપાવવામાં સુપ્રસિદ્ધ જૈન દાનવીર રા. સા. શેઠશ્રી કાન્તિલાલ ઇશ્વરલાલ જે. પી.એ પોતાના દ્રવ્યનો સદુપયોગ કર્યો છે તે પ્રશંસાપાત્ર છે. આ રીતે દરેક ધનિક સદ્‌ગૃહસ્થો સાહિત્ય પ્રચારમાં પોતાનો હિસ્સો આપે એમ આપણે ઇચ્છીએ. મુનિ હેમેન્દ્રસાગર

## શ્રી આદિનાથ પ્રભુ ચરિત્ર (ભાષાંતર) માટે મળેલ અભિપ્રાયો—

૧. આચાર્ય શ્રી **વિજયમોહનસૂરિજી** તથા **વિજયપ્રતાપસૂરિજી** મહારાજ પાલીતાણાથી લખી જણાવે છે કે:

સુશ્રાવક **ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ**

સેક્રેટરી, શ્રી જૈન આત્માનંદ સભા–ભાવનગર.

અનંતજ્ઞાનીશ્રી જિનેશ્વર પ્રભુના શાસનમાં દ્રવ્યાનુયોગ, ચરણકરણાનુયોગ, ગણિતાનુયોગ અને ધર્મકથાનુયોગ એમ ચાર વિભાગમાં શ્રુતજ્ઞાન વહેંચાયેલું છે. તે ચારે ય વિભાગમાં ભવ્ય આત્માઓને ગુણશ્રેણિ ઉપર ચઢાવવામાં પ્રાથમિક સહાયક કોઈ પણ અનુયોગ હોય તો ધર્મકથાનુયોગનો પ્રથમ નંબર ગણવામાં આવે છે. એમાં પણ પરમાત્માશ્રી તીર્થંકર મહારાજાના ચરિત્રો તો ખૂબ જ ઉપકારક નીવડે એમાં કાંઇ આશ્ચર્ય નથી. તમોએ ભવ્ય જીવોની જ્ઞાનપિપાસા પૂર્ણ કરવાની અભિલાષાથી બાહ્ય–અભ્યંતર સૌંદર્યપૂર્ણ શ્રી આદીશ્વર પ્રભુનું ચરિત્ર પ્રકાશનમાં મૂક્યું છે, તે ઘણું જ લાભદાયી છે. પ્રકાશક તેમજ વાચકવર્ગ બન્નેનો પ્રયાસ સફલ થાય અને આત્મિક ગુણોનો વિકાસ થાય એ જ અમો ઇચ્છીએ છીએ.

દઃ **ધર્મવિજય**ના ધર્મલાભ

---

૨. પ્રાંતીજથી મુનિ **હેમેન્દ્રસાગરજી** મહારાજ લખી જણાવે છે કે:

શ્રીયુત **ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ**

સેક્રેટરી, શ્રી જૈન આત્માનંદ સભા–ભાવનગર.

તમારા તરફથી અભિપ્રાયાર્થે શ્રી આદિનાથ ચરિત્રની નકલ મળી છે. સાભાર સ્વીકારી છે. તેના વાચન પછી ઉદ્ભવેલા વિચારો અભિપ્રાય તરીકે લખું છું.

આ એક જૈન મહાકાવ્ય છે. એનું નવસર્જન જૈન શ્વેતાંબર જૈનાચાર્ય અને કવિકુલદિનમણિ શ્રી અમરચંદ્રસૂરીશ્વરજીએ ૧૦૩૦૨ શ્લોકોમાં કરેલ છે. આ મહાકાવ્ય મૂળ સંસ્કૃત ભાષામાં રચાયેલું છે અને ઘણી ઉચ્ચ કક્ષાનું છે. ભાષા અને ભાવ મનોહર છે. રસ, અલંકાર, શબ્દલાલિત્ય વગેરે આત્મા પર અજબ અસર ઉપજાવનારાં છે.

આ મહાકાવ્યનું શુદ્ધ ગુજરાતી ભાષાંતર તૈયાર કરીને સુપ્રસિદ્ધ શ્રી જૈન આત્માનંદ સભાએ છપાવી પ્રસિદ્ધ કરી, સાહિત્ય ઉપાસકોને અપૂર્વ ગ્રંથસાહિત્યની ભેટ ધરીને ઉમદા સેવા બજાવી છે. છપાઇ, સફાઇ, અને મનોહર કલામય ચિત્રસહિત, પાકું પૂંઠું વગેરે જોતાં રૂ. ૫)ની કિંમત ઘણી જ વ્યાજબી છે.

ભાષાંતરકારે ભાષાંતરમાં ઘણી જ કાળજી રાખી છે. તેથી તે વાંચતાં મૂળ સંસ્કૃત જેટલો જ રસ પ્રાપ્ત થાય છે ને પુસ્તક પૂર્ણ કર્યા સિવાય નીચે મૂકવા મન જ ન થાય તેમ લાગે છે.

આ કાર્યથી શ્રી જૈન આત્માનંદ સભાએ જૈન સમાજ–ગુજરાતી સાહિત્યની મોટી સેવા બજાવી છે. આ ધાર્મિક પુસ્તક જે ભાવનાપૂર્ણ છે તે ગુજરાતી ભાષાની દરેક લાઇબ્રેરીઓ શોભાવે તે ઇચ્છવા લાયક છે. આ મહાકાવ્ય જૈન અને જૈનેતર દરેકને લાભદાયક નીવડશે.

આ પુસ્તક છપાવવામાં સુપ્રસિદ્ધ જૈન દાનવીર રા. સા. શેઠશ્રી કાન્તિલાલ ઇશ્વરલાલ જે. પી.એ પોતાના દ્રવ્યનો સદુપયોગ કર્યો છે તે પ્રશંસાપાત્ર છે. આ રીતે દરેક ધનિક સદ્‌ગૃહસ્થો સાહિત્ય પ્રચારમાં પોતાનો હિસ્સો આપે એમ આપણે ઇચ્છીએ. **મુનિ હેમેન્દ્રસાગર**

# સાહિત્ય ( પુસ્તક ) પ્રકાશન

## ( ગુજરાતી ભાષાના તૈયાર થતા તથા છપાતા ગ્રંથો )

આ સભા તરફથી નીચેના ગુજરાતી ગ્રંથો છપાય છે.

**૧. શ્રી પાર્શ્વનાથ ભગવાનનું અપૂર્વ જીવનચરિત્ર**—વિવિધ રંગની સુંદર અનેક છબીઓ, ઊંચા કાગળો, સુંદર અક્ષરો, સુશોભિત કપડાંના બાઇન્ડીંગથી અલંકૃત તૈયાર થાય છે. શ્રી આદિનાથ પ્રભુ ચરિત્ર કરતા પણ કલાની દૃષ્ટિએ વિશેષ આકર્ષક પ્રગટ થશે.

**૨. શ્રી સુમતિનાથ ચરિત્ર**—શ્રી સોમપ્રભાચાર્યકૃત, દશ હજાર શ્લોક પ્રમાણ, અનેક નવીન તત્ત્વજ્ઞાનના વિષયો, બોધદાયક કથાઓ, અનેક જાણવા યોગ્ય નવીન હકીકતોથી ભરપૂર મનુષ્ય વિસ્તારપૂર્વક ચરિત્ર અનેક રંગની સુંદર ભાવવાહી છબીઓ સહિત.

શ્રીમંત જૈન બંધુઓએ આવા અપૂર્વ સાહિત્ય ( જ્ઞાનોદ્ધાર ) માટે—જેના વાંચનથી અનેક ભવ્યાત્મા આત્મકલ્યાણ કરે છે—આર્થિક સહાય આપી અમર નામ કરવા સૂચના છે.

**૩. કથારત્નકોશ**—અનેક ઉપદેશક વિષયો સાથે અપૂર્વ, સાદી, સરલ, સુંદર કથાઓ સહિત, ખંભાતના પ્રાચીન ભંડારની તાડપત્રીય પ્રત—જેની બીજી પ્રત લખેલી પણ નથી અને અત્યાર સુધી નહિ પ્રગટ થયેલ—ઉપરથી તૈયાર થશે.

**૪. ભગવાન મહાવીરના યુગની મહાદેવીઓ** ( સતી માતાઓના ચરિત્ર )—વિદ્વાન લેખક સ્વ. સુશીલને હાથે લખાયેલ, સુંદર ચિત્રો સહિત છપાય છે.

**૫. શ્રી સંઘપતિ ચરિત્ર**—ખંભાતના પ્રાચીન ભંડારની તાડપત્રીય પ્રત ઉપરથી જે ગ્રંથ મંત્રીશ્વર શિરોમણિ વસ્તુપાળના પોતાના હસ્તાક્ષરથી લખેલ છે; જેમાં તીર્થયાત્રા સંઘ લઇ સાથે કરવાથી આત્માને શું શું લાભ થાય છે! અનેક પ્રાણીઓનો કેવા કેવા પ્રકારનો ઉદ્ધાર થાય છે! યાત્રાસંઘ કેવા વિધિ-વિધાનથી નીકળે છે અને સકળ સંઘને યાત્રા કરાવાય છે! કોણ કોણ મહાન પુરુષોએ તેવી રીતે સંઘ કાઢી યાત્રા કરી છે અને ખુદ વસ્તુપાળે શ્રી શત્રુંજય, શ્રી ગિરનારજી પવિત્ર તીર્થની યાત્રા સંઘ કાઢી કરી કેમ આત્મકલ્યાણ સાધ્યું છે! શ્રી આદિનાથ, શ્રી નેમનાથ, શ્રી જંબુસ્વામીના સંક્ષિપ્ત ચરિત્રો સહિત અનેક વિવિધ રંગની છબીઓ સાથે સુંદર, આકર્ષક અને વારંવાર પઠનપાઠન કરવા યોગ્ય વિષયોથી ભરપૂર ગ્રંથ તૈયાર થાય છે.

ઉપરના ગ્રંથોમાં આર્થિક સહાયની અપેક્ષા છે. આર્થિક સહાય આપનાર જૈનબંધુઓની ઇચ્છા પ્રમાણે, સભાના ધારા મુજબ સર્વ ગ્રંથો ભેટ, અલ્પ કિંમતે, સિરિઝ ( ગ્રંથમાળા ) તરીકે અને જ્ઞાનોદ્ધારના કાર્યો માટે સભાને અર્પણ કરે તો તે કોઇ રીતે સભા પ્રમાણિકપણે પ્રકાશન કરી આપશે.

ઉપરોક્ત પાંચે અનુપમ ગ્રંથો તૈયાર થાય છે. હાલમાં ઘણા જૈન બંધુઓએ લક્ષ્મી અસાધારણ ઉપાર્જન કરી છે. વર્ષોના વર્ષો સુધીનું સ્મરણ અને યાદગીરી રહેવા સાથે જ્ઞાનોદ્ધારથી બની જ્ઞાનભક્તિ અને પોતાના અને અનેક વાચકોના આત્મકલ્યાણના આ અપૂર્વ સાધન છે. આ અપૂર્વ લાભ લેવા ચૂકવું નહિ. અમારા સુંદર પ્રકાશનો માટે અમારે લખવાની જરૂર નથી, જે માટે અનેક અભિપ્રાયો મળ્યા કરે છે. તેથી સમજી શકાય તેમ છે.

---






પુસ્તક ૪૧ મુ · અંક ૬ ઠ્ઠો · આત્મ સં ૪૮ · વીર સં ૨૪૭૦ · વિક્રમ સં ૨૦૦૦ પોષ · ઈ સ. ૧૯૪૪ જાન્યુઆરી

( નીચેનું મંગલાષ્ટક પ્રાતઃકાળમાં ઊઠતાં જ જે મનુષ્યો ભણે છે તેના સર્વ વિઘ્નો નાશ થતાં જગતમાં અત્યંત મંગળ પામે છે એમ ગ્રંથકર્તા જણાવે છે

દરેક ગૃહમાં બાળક-બાળિકાઓને લઘુવયમાં મુખપાઠ કરાવવાની જરૂર છે તેમજ ધાર્મિક પાઠશાળા કન્યાશાળામાં પણ આ મંગલાષ્ટક પ્રાતઃકાળમાં પ્રથમ શ્રદ્ધાપૂર્વક બોલી પછી બીજું કાર્ય કરે તે શીખવવાની જરૂર છે )

# मंगल स्तुति·

मंगलं भगवान् वीरो, मंगलं गौतम प्रभु ।
मंगलं स्थूलिभद्राद्या, जैनधर्मोऽस्तु मंगलम् ॥
नाभेयाद्या जिना सर्वे भरताद्याश्च चक्रिण ।
कुर्वंतु मंगलं सर्वे विष्णव प्रतिविष्णव ॥
नाभिसिद्धार्थभूपाद्या जिनाना पितर समे ।
पालिताखंडसाम्राज्या जनयंतु जय मम ॥
मरुदेवीत्रिशलाद्या विख्याता जिनमातर ।
त्रिजगज्जनितानंदा मंगलाय भवंतु मे ॥
श्रीपुंडरीकेंद्रभूतिप्रमुखा गणधारिण ।
श्रुतकेवलिनोऽन्येऽपि मंगलानि दिशंतु मे ॥
ब्राह्मीचंदनबालाद्या महासत्यो महत्तरा ।
अखंडशीललीलाढ्या यच्छंतु मम मंगलम् ॥
चक्रेश्वरीसिद्धायिकामुख्या शासनदेवता ।
सम्यग्दृशा विघ्नहरा रचयंतु जयश्रियम् ॥
कपर्द्दिमातंगमुख्या यक्षा विख्यातविक्रमा ।
जैनविघ्नहरा नित्यं दिशन्तु मंगलानि मे ॥

સંગ્રાહક
આત્મવલ્લભ

# ખરેખર વાંક તેનો છે

( કવ્વાલી )

હતી લક્ષ્મી ઘણી જ્યારે, દોડાવી મોટરો ત્યારે;
ન મળતું અન્ન અત્યારે, બતાવો વાંક કોનો છે ? ૧

ઉછેર્યો દુઃખ ઘણું સહીને, પુત્રને ચાકરી કરવા;
પિતાને પાટુઓ મારે, બતાવો૦ ૨

કરી આશા કમાવાની, કર્યો વ્યાપાર લાખોનો;
ગયું ધન ના મળી કોડી, બતાવો૦ ૩

સંપત્તિમાં સગાં સ્નેહી, બનીને સાર સહુ લેતાં;
આપત્તિમાં થયા અળગા, બતાવો૦ ૪

હજારો માનવી નમતા, આદર સત્કાર બહુ કરતા;
નથી કોઇ સામને જોતું, બતાવો૦ ૫

મળી લક્ષ્મી ઘણાં સુંદર, બંધાવ્યા મહેલ મહેલાતો;
ભોગવવા ના રહ્યા ક્ષણ પણ, બતાવો૦ ૬

મૂછોપર તાવ દેતા'તા, અક્કડ થઇ આપ ફરતા'તા;
નિહાળી ભોંય તે ચાલે, બતાવો૦ ૭

પહેરવા નવ નવાં વસ્ત્રો, હતાં મિષ્ટાન્ન ખાવાને;
ચીંથરેહાલ તે ભટકે, બતાવો૦ ૮

હતી આશા ઘણી મોટી, જગતમાં નામ કરવાની;
પરંતુ થઇ દશા માઠી, બતાવો૦ ૯

બધી વાતે હતા સુખિયા, દયાનું દાન પણ કરતા;
દયા યાચે હવે પોતે, બતાવો૦ ૧૦

રૂપાળા ખૂબ રઢિયાળા, હતા ત્યારે ચકિત કરતા;
ઘૃણાનું પાત્ર તે બનતા, બતાવો૦ ૧૧

સબળ થઇને ઘણા નિર્બળ, પ્રાણિયોને સતાવ્યા'તા;
બીજાને આસરે જીવે, બતાવો૦ ૧૨

દશાઓ શ્રેષ્ઠની માઠી, સકળ સંસારની કરતી;
રહી અદષ્ટ મહાશક્તિ, ખરેખર વાંક તેનો છે. ૧૩

રચયિતા:—
**આ. શ્રી વિજયકસ્તુરસૂરિજી મહારાજ.**

# સાચો પ્રકાશ

લેખક આ. શ્રી વિજયકસ્તુરસૂરિજી મહારાજ

**અત્યારે** તો ચોમેરથી કોલાહલ થઇ રહ્યો છે કે ઉદ્યોત થયો, ઉન્નતિ થઇ, પ્રકાશ થયો કયા કઇ દિશામા ? પૂછીએ તો એ જ ઉત્તર મળે છે કે વીતરાગના શાસનની, વીતરાગના ધર્મની ભાગ્ય ફેર હોય કે મતિમદતા હોય ગમે તે કારણને લઇને બતાવેલી દિશામા દષ્ટિ કરીએ છીએ તો ગાઢ અધકાર જ અધકાર દેખાય છે કહીયે છીએ કે ગાઢ અધારુ છે, તો તેઓ બૂમો પાડી ઊઠે છે કે માનો કે અજવાળુ છે કહો કે અધારુ નથી મધ્ય રાત્રિએ પણ મધ્યાહ્ન મનાવવાની વિલાસીઓની પ્રબળ ઇચ્છાને પાળવી કે ટાળવી તે એક વિકાસ માર્ગમા પ્રયાણ કરનાર સહજાનદના સહવાસની કામનાવાળા, નિરાગ ચિત્ત મનસ્વીઓ માટે વિચારણીય થઇ પડર્યું છે દેખાય રાત્રિ અને માનવો દિવસ તે જ્ઞાન ચક્ષુવાળો હ્રદયથી કેમ માને ? સપૂર્ણ વિકાસી તો ઇદ્રિયોના વિલાસીને જણાવો કે મળવો મુશ્કેલ છે વિકાસના માર્ગમા રહેલો અને વિકાસનો અર્થી સપૂર્ણ નહિ તો સામાન્ય વિકાસીને જાણી શકે, મેળવી શકે બાકી તો વિલાસી તો અનધિકારી છે વિલાસી વિકાસીને ઓળખી શકતો નથી વિલાસની વૃત્તિઓ કાઈક અશે મદ થાય તો જ વિકાસ અને વિકાસીને ઓળખી વિકાસના માર્ગમા સન્મુખ થઇ શકે છે વિકાસ એટલે ખીલવુ અદરની વિભૂતિનુ બહાર પ્રગટી નીકળવુ કમળની જેમ અવિકસિત કમળ ઉપરથી લીલુ દેખાય છે પણ જ્યારે વિકસિત થાય છે ત્યારે વિવિધ વર્ણ યુક્ત થઇ તેનો સૌરભ ચોમેર પ્રસરી જાય છે આત્માનો વિકાસ એટલે સમ્યગ્જ્ઞાન,દર્શન,ચારિત્રનુ પ્રગટી નીકળવુ જ્ઞાનનું પદાર્થ માત્રમા વ્યાપ્ત થઇને રહેવુ

વિલાસ, એટલે પૌદ્ગલિક પદાર્થોમા વૃત્તિઓનું તન્મય થવુ, વિષયી ઇદ્રિયોનું વિષય જડના ધર્મો વર્ણાદિમા રગાઈ જવુ અને વૃત્તિઓ ઉપરથી વર્ણાદિનો રગ ફિક્કો પડી જવો, ઊડી જવો, તે જ વિરાગ, વિરક્ત, વૈરાગ્ય તાતણાની રુવાટીમા પેસી ગયેલો રગ કાઢતા ઘણો જ પરિશ્રમ વેઠવો પડે છે અને તે વિલાસીને રુચે નહિ સસારનો મોટો ભાગ શ્રીમત બનવાની કેમ ઈચ્છા રાખે છે ? ધનાસક્ત બની ઘોબી શા માટે થાય છે ? પરિશ્રમ પસદ નથી પરિશ્રમ વગર જો પેટ ભરાતુ હોય તો પરિશ્રમને કોઇપણ ઈચ્છે નહિ

દોરાને ઉપરા ઉપરી ગાંઠો વાળતા જરા યે પરિશ્રમ પડતો નથી પણ તે વાળેલી ગાઠો છોડતા ઘણો પરિશ્રમ પડે છે અલ્પ પરિશ્રમે કપડાના ટુકડા થઇ શકે છે, પણ કપડુ વણતા ઘણો પરિશ્રમ કરવો પડે છે ધન વેડફી નાખતા પરિશ્રમ પડતો નથી ધન ભેગુ કરતા મહેનત અને વખત લાગે છે ચિત્રને ભૂસી નાખતા પરિશ્રમ અને સમય લાગતો નથી. ચિત્ર ચીતરતા પરિશ્રમ ને સમયની બહુલતા હોય છે

રાગદ્વેષની ગાઠો વાળતા પરિશ્રમ કે મુશ્કેલી નડતી નથી છોડતા અત્યત પરિશ્રમ અને મુશ્કેલીઓ નડે છે જ્ઞાન, દર્શન અને ચારિત્ર ખોઈ નાખતા જરા યે વાર લાગતી નથી, મેળ

વતાં વાર લાગે છે. ગુણોને ભૂંસી નાખતાં પરિશ્રમ પડતો નથી. સુસંસ્કારને ભૂંસી નાખતાં વાર લાગતી નથી, પણ ગુણો અને સુસંસ્કારોને મેળવતાં પરિશ્રમ પડે છે અને વખત લાગે છે. મન, વચન, કાયાના યોગોમાં સહુથી અલ્પ, નહિ જેવા જ પરિશ્રમવાળો-વચન યોગ છે. મોઢેથી મોટી મોટી વાતો કરવામાં જરા યે જોર લાગતું નથી. વચન ચાતુર્ય એટલે વચન વંચનામાં વગર પ્રેરણાયે અને વગર પરિશ્રમે આખુંયે જગત વળી ગયું છે.

વચનયોગ કરતાં કાયયોગ ઘણો જ પરિશ્રમવાળો છે. મોઢેથી બોલી જવું સહેલું છે. પણ કરી બતાવવું ઘણું કઠણ છે.

વસ્તુનું સ્વરૂપ કહી બતાવવું, શાસ્ત્રો વાંચી સંભળાવવા, બધું યે સહેલું. વર્તનમાં વર્તવું, આચરણમાં આચરવું, પરિશ્રમ વગર બની શકતું નથી.

વચનયોગ અને કાયયોગ કરતાં મનોયોગમાં પરિશ્રમ અનહદ છે. કાયયોગના પરિશ્રમના પાર પામેલા કેટલાય નીકળી આવશે પણ મનોયોગ સાચવવાવાળા સંસારમાં કોઇક જ નીકળશે.

કષાય અને વિષયની વૃતિઓ-દોરડીયો-કાપી નાંખી આત્માને બંધનમાંથી છૂટો કરનાર આજના સમયમાં કેટલા હશે ? તો પછી વીતરાગની દિશામાં ઉદ્યોતની અને ઉન્નતિની બૂમો પાડનારમાં તથ્યતા-સત્યતા કેટલી છે તે સહેજે ગણી શકાય છે.

રાગદ્વેષ, વૈર વિરોધ, અને કષાય વિષયની દિશા સન્મુખ વળીને કહેવું કે જુઓ, વીતરાગની દિશામાં કેટલી ઉન્નતિ અને કેટલો પ્રકાશ થયો છે ? એમનું કહેવું સાચું છે, ઉન્નતિ છે, અને પ્રકાશ પણ છે; પરંતુ તે વીતરાગની દિશામાં નહિ પણ સરાગની દિશામાં. પૂર્વમાં નહિ પણ પશ્ચિમમાં. પશ્ચિમમાં ઊભા રહી સંધ્યા સમયે કહેવું કે જુઓ, સૂર્યોદય થાય છે. તો જ્ઞાન ચક્ષુ કેમ માને ?

સંસારમાં વસ્તુ બે. એક જડ અને બીજું ચૈતન્ય. આ બેનો પ્રપંચ તે જ સંસાર. આ બે વસ્તુઓને જુદા જુદા રૂપે તપાસવાની છે. આપણે તો આપણા: પક્ષમાં રહીને ચૈતન્ય માત્રનું હિત ચિંતવવાનું છે. ભગવાન પોતે પોતાના પક્ષનું સમર્થન કરીને બંધનમાંથી મુકાતાં સ્વ સ્વરૂપી આત્માઓને ચેતાવતા ગયા, કે પરસ્વરૂપ ભયાવહ છે માટે સ્વ સ્વરૂપમાં શમાઇ જાઓ.

---

## સમભાવ

સુખી દેખી કોઇને, આવે મૈત્રી ભાવ,
દુ:ખી દેખી અવરને, કરુણા અંતર લાવ.
શત્રુ કે સ્નેહી વિષે, વર્તે જ્યાં સમભાવ,
સામાયિક એ જીવનનું, પ્રગટે શુદ્ધ સ્વભાવ.

અમરચંદ માવજી શાહ.

# નંદન મણિયાર

(ગતાંક પૃષ્ઠ ૯૩ થી શરૂ)

લેખક મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજ (સંવિજ્ઞપાક્ષિક)

નંદન મણિયારે પ્રાતઃકાળે ઉપવાસનું પારણું કર્યું, ત્યારપછી પોતાના સંકલ્પાનુસાર તે નગરીના શ્રેણિક મહારાજા આગળ જઈ ભેટણું મૂકી એક મોટી વાવ બંધાવવા માટે જમીનની માગણી કરી રાજાએ તેની ઇચ્છાનુસાર વૈભારગિરિ પહાડના નીચાણના પ્રદેશમાં જમીન આપી. નંદન મણિયારે તે સ્થળે એક મહાન સુંદર વાવ બંધાવી તેની ચારે બાજુ અનેક વૃક્ષોવાળા ચાર બગીચા બનાવ્યા, એક અન્નક્ષેત્ર ખોલ્યું, એક ધર્મશાળા અને દેવકુળ બંધાવ્યું

આ વાવમાંથી અનેક મનુષ્યો પાણી ભરતા, સ્નાન કરતા, વસ્ત્રો ધોતા હતા વટેમાર્ગુઓ વિશ્રાંતિ લેતા અને ગરીબ ભિક્ષુકો આદિ આશ્રય ત્યાં લેતા હતા.

નંદન મણિયાર અવાર નવાર ત્યાં આવતો અને લોકોના મુખથી આ વાવ આદિ બંધાવનારની પ્રશંસા સાંભળી ખુશી થતો હતો સમ્યગ્દૃષ્ટિ થયા સિવાય ખરૂં નિસ્પૃહપણું આવતું નથી કરેલ કર્મનો બદલો મેળવવાની ઇચ્છા શાંત થતી નથી નિંદા, સ્તુતિ, ખેદ કે હર્ષ થયા સિવાય રહેતો નથી લોકોના મુખથી કરાતી પોતાની પ્રશંસાથી તે ખુશી થતો કોઇ ભિક્ષુકોને પોતાની ઇચ્છાનુસાર ત્યાંથી દાન મળતું ન હતું, તો તેઓ નિંદા કરતા હતા તે સાંભળી ખેદ પણ પામતો હતો

અહીં આવનાર આત્મદૃષ્ટિ વિનાના અનેક મનુષ્યોનો તેને સંગ થતો હતો મહાત્મા આત્મજ્ઞાની પુરુષ તો કોઇક ભાગ્યે જ આવતા હતા અને આવતા હતા તો પણ તેમને ઓળખવાની કે તેમની સેવા કરવાની અથવા તેમની પાસેથી ધર્મશ્રવણ કરવાની વાવ, બગીચા આદિના વ્યવસાયમાં ઘુંચવાયેલો હોવાથી ઇચ્છા પણ થતી ન હતી, વખત પણ મળતો ન હતો ઘણા લાંબા વખતના આ કુસંગનું પરિણામ એ આવ્યું કે તેની સમ્યગ્દૃષ્ટિ સર્વથા નાશ પામી અને મિથ્યાદૃષ્ટિ, આત્મપ્રશંસા, વિષયોમાં આસક્તિ, કર્તવ્યનું મિથ્યાભિમાન અને ઇષ્ટાનિષ્ટથી હર્ષ ખેદ ઇત્યાદિ વૃદ્ધિ પામ્યા આવી સ્થિતિમાં પૂર્વકર્મના પ્રબળ ઉદયથી તેના શરીરમાં વિવિધ પ્રકારના મોટા સોળ રોગો ઉત્પન્ન થયા આ બાહ્ય રોગ અને મિથ્યાત્વરૂપ આંતરરોગ એમ ઉભય રોગથી તેના આર્તધ્યાનમાં વધારો થયો

આ બનાવેલી સુંદર વાવ ઉપર તેને વિશેષ આસક્તિ હતી. અહા! આ સુંદર વાવ, આ બગીચાઓ, આ દેવકુળ અને ધર્મશાળા, આ સુંદર હવેલી, આ ધન, માલ, મિલકત મૂકીને જવું પડશે? હે વૈદ્યો! આ રોગનો પ્રતિકાર કરી મને બચાવો તમે માગો તેટલું ધન આપું પણ કોણ બચાવે? તૂટીની બુટી ક્યાં છે? મિથ્યાદૃષ્ટિને લઇને જ આ અસત્ મિથ્યા પદાર્થો પર આસક્તિ થાય છે સમ્યગ્દૃષ્ટિ વિચાર દ્વારા જાગૃત હોય છે આત્મા સિવાય

સર્વ વસ્તુ તેણે અન્ય–મિથ્યા–ત્યાગ કરવા યોગ્ય માનેલી હોય છે. સમ્યગ્દષ્ટિ થતાં જ તે સર્વ વસ્તુ ઉપરથી તેણે મોહ મમત્વ કાઢી નાખ્યો હોય છે. વિષ્ટાનો ત્યાગ કરવો તે જેટલો સહેલો અને ઇષ્ટ છે તેટલો જ આ દુનિયાના સર્વ પદાર્થોનો ત્યાગ સમ્યગ્દષ્ટિને સહેલો હોય છે. અહોનિશ આત્મા એ જ તેનું લક્ષબિન્દુ હોય છે. મોહ, મમત્વ, અજ્ઞાન, અભિમાન, રાગદ્વેષ ઇત્યાદિ શત્રુઓનો તેણે પહેલેથી જ પરાજય કરેલો હોય છે. તેથી આ છેવટની સ્થિતિમાં તેને કોઇ નડતું નથી. તે સર્વ જીવોને આત્મસ્વરૂપ માને છે, એટલે મિથ્યાત્વની વૃદ્ધિ કરનાર નિમિત્તો પોતાના આત્મબળ આગળ એક પણ ટકી શકતા નથી. વળી જેને નિરંતર સાધુ પુરુષોનો સંગ હોય છે તેની આત્મજાગૃતિ નિરંતર વૃદ્ધિ પામતી જાય છે. આ નંદન મણિયારને તેવી ઉત્તમ સંગતિ ન હતી, કે આ છેવટની સ્થિતિમાં પણ કોઇ તેને જાગૃતિ આપે. વાત ખરી છે કે જે મનુષ્ય પહેલાંથી જાગૃત થયો નથી તે આવી છેવટની–પ્રયાણ વખતની વળવળતી સ્થિતિમાં જાગૃત થઇ શકતો નથી.

નંદન મણિયાર આ દેહનો ત્યાગ કરી તે વાવ ઉપરની આસક્તિને લીધે આર્ત્તધ્યાને મરણ પામી તે વાવમાં દેડકાપણે ઉત્પન્ન થયો.

મરણ વખતની જેવી બુદ્ધિ હોય–જેવી લાગણી હોય તે પ્રમાણે ગતિ થાય છે. આ છેવટની મતિ પણ જીંદગીના કર્તવ્ય અને લાગણીઓ ઉપર આધાર રાખે છે. પુદ્ગલ ઉપરના મોહ–મમત્વને લઇ તેમાં મમતા રહી જતાં તે તે સ્થાને ઉત્પન્ન થવું પડે છે. નિધાન ઉપરના મમત્વને લઇ કેટલીકવાર તે નિધાનના રક્ષક તરીકે સાપ કે ઉંદર આદિપણે આ જીવ ઉત્પન્ન થાય છે. જ્ઞાની પુરુષો આ છેવટની સ્થિતિ માટે ઘણી ભલામણ કરે છે. તેવા પ્રસંગે મોહ ઉત્પન્ન કરનારા નિમિત્તોને દૂર રાખવા અને મોહ મમત્વને ઓછો કરાવનાર આત્મજ્ઞાની મહાત્માઓને પાસે રાખવા. સમ્યગ્દષ્ટિ જીવ પોતે જાગૃત હોય એટલે તેને બીજા મહાત્માઓની મદદની જરૂર નથી પડતી, છતાં કાંઇક મંદ જાગૃતિ હોય તો અવશ્ય આત્મજ્ઞાની પુરુષોને છેવટની સ્થિતિમાં પાસે રાખવા. સ્વાભાવિક પણ તેવા પુરુષો પાસે હોય તો અલૌકિક જાગૃતિ રહ્યા કરે છે. આત્મજ્ઞાની પુરુષો પણ માયા કે પુદ્ગલોનો મોહ કે મમત્વનો જરાપણ ભરોંસો રાખી તેને વિશ્વાસે રહેતા નથી. આ દેખાવો સહજવારમાં આત્મભાન ભુલાવી દે છે. તો પછી જિંદગીનો મોટો ભાગ તે દૃશ્ય વસ્તુના ઉપભોગમાં ગયો હોય છે તેવા પ્રમાદી જીવો કોઇ પણ ઉત્તમ આલંબન વગર છેવટની સ્થિતિમાં જાગૃત રહે તે બનવું અશક્ય છે.

નંદન મણિયાર વાવમાં ગર્ભજ દેડકાપણે ઉત્પન્ન થયા પછી પોતાના નિત્યના પરિચયવાળી અને વિશેષ આસક્તિવાળી વસ્તુરૂપ વાવને જોતાં તર્કવિતર્ક–ઉહાપોહ કરતાં–વિચારણા કરતાં આવું મેં કોઇ વખતે જોયું છે, તે સંબંધી ધારણા કરતાં તેને પાછલા જન્મનું જ્ઞાન થવારૂપ જાતિસ્મરણ જ્ઞાન થયું.

ઘણા પરિચયવાળી અને થોડા વખતના આંતરાવાળી વસ્તુની સ્મૃતિ જલદી થવા સંભવ છે. જેમ કોઇ ભુલાયેલી વસ્તુ આપણને સાંભરી આવે છે તેમ આ નંદન મણિયારના જીવ દર્દુર–દેડકાને પોતાની વાવ દેખી પાછલી સર્વ વાત યાદ આવી. પોતાની આ ગતિ થવાથી તેને ઘણો પશ્ચાત્તાપ થયો અને તેનું મૂળ કારણ શોધતાં વાવ આદિ જડ પદાર્થો ઉપરની આસક્તિ સમજાણી અને આસક્તિનું કારણ શોધતાં અસદ્દષ્ટિવાળા જીવોનો પરિચય, અને સદ્ દષ્ટિવાળા

જીવોના સંબંધનો અભાવ તેને સમજાયો. ભૂલ સમજાણી. પોતાના પૂર્વ ધર્માચાર્યો યાદ આવ્યા. તેના સદ્ વચનોથી વિમુખ થવાનું ફળ મળ્યું. હવે પશ્ચાત્તાપ કરવો નકામો છે. પોતાની ભૂલ સમજાણી તે પણ ઓછા આનંદની વાત નથી. ઘણા મનુષ્યોને પોતાની ભૂલ સમજાતી નથી અને કદાચ સમજે તો સુધારતા નથી. હવે તો જાગ્યા ત્યાંથી સવાર ગણીને પોતાનો માર્ગ શરૂ કરવો તે તેને યોગ્ય લાગ્યો. પૂર્વે સાંભળેલ અને તે પ્રમાણે વર્તન કરેલ વ્રત, નિયમો મનથી ગ્રહણ કર્યા. પોતાના સદ્‌ગુરુ તરીકે વીર પરમાત્માને હૃદયમાં ધારણ કર્યા. કોઈપણ સજીવ દેહનો આહાર ન કરવાનો નિયમ લીધો. નિર્દોષ મેલ આદિ ખાઈ આજીવિકા કરવી અને વીરપ્રભુનું અહોનિશ સ્મરણ કરી આ જીવન પૂર્ણ કરવું એવો નિશ્ચય કર્યો.

ખરી વાત છે થોડા વખતના પણ આત્મજ્ઞાની મહાત્મા પુરુષોના સંગનો બદલો મળ્યા વગર રહેતો નથી. કર્યું કયાંઈ જતું નથી. સમ્યગ્‌દષ્ટિ તો સમ્યગ્‌દષ્ટિ, થોડા પણ પ્રકાશ, થોડું પણ આવરણનું ઓછું થવું તે આ જીવને વિષમ પ્રસંગોમાં પણ જાગૃત કર્યા વગર રહેતું નથી. તો જેને અહોનિશ સત્પુરુષોનો સંગ હોય છે, અહોનિશ સમ્યગ્‌દષ્ટિવાળી જાગૃતિ હોય છે, તેઓના આનંદનું-સુખનું અને સ્વરૂપ સ્થિતિના ભાન વિષેનું પૂછવું જ શું? તે તો અહોનિશ આનંદમાં જ રાચતા હોય છે.

મહાવીર પ્રભુ કહે છે-ગૌતમ! હમણાં હું અહીં આવીને રહેલો છું તે વાતની ખબર તે વાવમાં પાણી ભરવા અને સ્નાન કરવા ગયેલા લોકોની વાતો ઉપરથી તેણે સાંભળી, તેથી તેના આનંદનો પાર ન રહ્યો. "મારા ધર્મગુરુ! મારા તારક નાથ! અહીં આવેલ છે. જરૂર હું ત્યાં જઉં, તેના દર્શન કરું અને મારું જીવન સુધારું." આ લાગણીથી તે વાવમાંથી બહાર નીકળ્યો. રસ્તામાં મને વંદન નિમિત્તે આવતાં શ્રેણિક રાજાના ઘોડાના પગ નીચે દબાઈને તે દેડકો મરણ પામ્યો. તેની ઇચ્છા-તેની આશા તેના મનોરથો મનમાં રહી ગયા. તેણે પોતાના મનનો એક તાર માત્ર દેહ ઉપર નહીં પણ મારા આત્મા ઉપર બાંધ્યો હતો. તે જ તેનું લક્ષ બિન્દુ સાધ્ય હતું. તે મારા ધ્યાનમાં એકરસ થઈ ગયો હતો. "કૃપાળુ પ્રભુ પાસે જઉં અને મારા ધર્મ ગુરુના દર્શન કરી પાવન થઉં." આ લાગણીમાં મરણ પામી તે દર્દુર (દેડકો) સૌધર્મ દેવલોકમાં મહર્ધિક વૈમાનિક દેવપણે ઉત્પન્ન થયો. ઉત્પન્ન થયા પછી તરત જ તેણે વિચાર કર્યો કે હું અહીં કયા સુકૃતથી ઉત્પન્ન થયો છું? કયા મારા કર્તવ્યથી આ દેવની રિદ્ધિ મને મળી છે? અવધિજ્ઞાનથી તપાસતા તેને પોતાનો સર્વ વૃત્તાંત સમજાયો. સર્વ કામ પડતા મૂકી દર્શનની તીવ્ર લાગણીથી તે અહીં આવ્યો અને વિવિધ પ્રકારના નાટક-દેખાવ દેખાડવારૂપ ભક્તિ કરી વંદન-નમન કરી તે દેવ પોતાને સ્થાનકે ગયો.

ગૌતમ! આ દર્દુરાંક દેવના જીવન ઉપરથી આ સભાના લોકોને ઘણું સમજવાનું અને જાણવાનું મળે તેમ છે. કુસંગતિનું પરિણામ અને સુસંગતિના ફળો પ્રત્યક્ષ રીતે આ દેવે અનુભવ્યા છે. આ જીવોને પોતાની અનેક જિંદગીઓમાં આવા અનેક અનુભવ થયા હોય છે કે થાય છે, તથાપિ જેઓ પોતાની ભૂલો સમજીને તેમાં સુધારો કરે છે, નિરંતર સત્સંગતિમાં રહે છે, આત્મદૃષ્ટિ જાગૃત કરી તેનો ઠેઠ સુધીનો અનુભવ મેળવે છે, તેઓ આ વિષમ સંસારસાગર તરી જાય છે અને જન્મ મરણનો પ્રવાહ બંધ કરી આત્મશાંતિમાં સ્થિર થાય છે.

---

( ૭૪મી જન્મ જયંતીના સ્મરણ રૂપ )

# આચાર્ય શ્રી ૧૦૦૮ શ્રીમદ્ વિજય વલ્લભસૂરીશ્વર સ્તુતિ.

( દેશી—નાથ કેસે ગજકો બંધ છુડાયો. )

સૂરિવર વિજય વલ્લભ સુખદાયા, શુભ છત્રીસ ગુણથી સોહાયા. સૂ૦ એ ટેક.
તારણ તરણ ચરણ તુમ શરણું, જગજન જયજય કારી;
સંકટ વારણ વંચિત કારણ, આતમ આનંદ કારી. સૂ૦ ૧

પરિસહ સહી શિષ્ય મંડલી સાથે, ગ્રામાનુગ્રામ વિચરતા;
જૈન અને જૈનેતર સહુના, બોધથી સંશય હરતા. સૂ૦ ૨

શીખ મુસલમીન અન્ય મતિ જે, ઈસાઈ ક્રૂર કસાઈ;
માર્ગાનુસારી બન્યા સદાચારી, વાણી સુણી સુખદાઈ. સૂ૦ ૪

શાસનમાં આપ પુણ્ય પ્રતાપે, કાર્ય ઘણાં ઉજવાય;
જૈન સભા અને વિદ્યાલયો વળી, સંસ્થાઓ કંઈક સ્થપાય. સૂ૦ ૩

મંગલકારી પ્રતિષ્ઠા મહોત્સવ, આપ થકી બહુ થાય;
ઉપધાન સંઘને નૂતન ચૈત્યો, નવ નવા ગામે બંધાય. સૂ૦ ૫

અજ્ઞાન તિમિર તરણી ગુરુજી, કલ્પતરુ કલિકાલ;
જ્ઞાનતણા સાગર ગુણ દરિયા, આતમના આધાર. સૂ૦ ૬

વડોદરાની જે રત્ન ત્રિપુટી, શાસન સૂર્ય સમાન;
કાન્તિવિજયજી ને હંસવિજય વળી, આપ અતિ ગુણવાન. સૂ૦ ૭

એહમાં બે સ્વર્ગવાસી બન્યા છે, સંયમ રત્ન સંભાળી;
પરિશ્રમ સહી શુદ્ધ શાસન સેવા, આપ કરી રહ્યા ભારી. સૂ૦ ૮

પૂરવના મહા પુન્ય ઉદયથી, આપ સમાગમ પાયો;
દર્શન વંદન પૂજન કરતા, રોમ રોમ વિકસાયો. સૂ૦ ૯

ઓગણીસો નવ્વાણુંની સાલે, પાંચમ પોષ અંધારી;
આત્મ જવાહીર આનંદ કારી, માંગુ મહા મદ વારી. સૂ૦ ૧૦

ચરણરજ,

ઝવેરચંદ છગનલાલ

# श्री अनेकान्तव्यवस्थाप्रकरणम् ।

[ સમાલોચના ]

લેખક રા રા. જીવરાજભાઈ ઓધવજી દોશી, બી એ., એલએલ બી

અમદાવાદની શ્રી જૈન ગ્રંથપ્રકાશક સભા તરફથી મહામહોપાધ્યાય શ્રી યશોવિજયગણિ પ્રણીત શ્રી 'અનેકાંતવ્યવસ્થા' નામનો ગ્રંથ હાલમા પ્રસિદ્ધ થયો છે જેનુ બીજુ નામ 'જૈનતર્ક' ગ્રંથકારે નિર્દિષ્ટ કરેલ છે પ્રકાશક સભા તરફથી ટૂંકો ઉપોદ્‌ઘાત આપવામા આવેલ છે અને વિદ્વાન મુનિમહારાજ ધુરંધરવિજયજીએ પુસ્તકને અંગે યત્કિંચિત્ વક્તવ્ય લખેલ છે અમારા જાણવા પ્રમાણે આખો ગ્રંથ છપાવવા માટે તૈયાર કરવામા, ગ્રંથમા આવેલ જુદા જુદા વિષયોની દરેક પાને વિષયસૂચિકા કરવામા, આવા અપૂર્વ અને અજોડ ન્યાય અને જૈન તત્વજ્ઞાનના ગ્રંથની મૂળ પ્રતો મેળવવામા અને સંશોધન કરવામા મહારાજશ્રી વિજયનેમિસૂરીશ્વરજીના પટ્ટધર શિષ્ય ઉદયસૂરિજી મહારાજનો મુખ્ય હાથ જોવામા આવે છે અને નેમિસૂરીશ્વરજીના બીજા વિદ્વાન શિષ્યો મહારાજશ્રી નંદનસૂરિજી અને મુનિમહારાજ શિવાનંદજી વગેરે ન્યાયવિશારદ સાધુવર્યોએ તેમા કિંમતી મદદ આપેલ છે. પુસ્તક છાપવાનું ઘણુ સુંદર અને સ્ખલના વિનાનુ કામ ભાવનગરના મહોદય પ્રેસમા થયેલ છે

ગ્રંથની શરુઆતમા અનેકાંતનુ વ્યાપક લક્ષણ આપવામા આવેલ છે, જીવ-અજીવ આદિ જૈનદર્શનમા નિર્દિષ્ટ કરેલ તત્વોની વ્યાખ્યા કરેલ છે અને તે તત્વોમા ભાવ, અભાવ આદિ અનંતધર્મો કેવા વિચિત્ર રૂપે મિશ્રિત થઇને એકરૂપે રહે છે, અને તેથી વસ્તુમા અનેકાંતધર્મ આવે છે તેનુ સૂચન કરેલ છે વસ્તુ અનેકાંતધર્મવાળી છે, તેમા એક સાથે મર્યાદિત ધર્મને જ ગ્રહણ કરવાની શક્તિવાળી છદ્મસ્થ માણસોની બુદ્ધિ કેવા કેવા ભેદો પાડે છે, કેવા કેવા અભેદો જુએ છે, તેનુ તાત્વિક સ્વરૂપ જૈન દર્શન જે નયોદ્વારા પ્રતિપાદન કરે છે, તે નૈગમ સંગ્રહ આદિ નયોનુ શાસ્ત્રીય અને તાત્વિક દૃષ્ટિએ ગ્રંથમા વિવેચન કરવામા આવ્યું છે, અને નયોમા વૈશેષિક, વેદાંત, સાંખ્ય, બૌદ્ધ આદિ દર્શનોનો કેવી રીતે સમાવેશ કરી શકાય તે યુક્તિપુરઃસર બતાવેલ છે પ્રથમ નયોના મુખ્ય બે ભેદ દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિકનુ સ્વરૂપ અને ભેદ બતાવેલ છે દ્રવ્યાર્થિકમા નૈગમ સંગ્રહ અને વ્યવહાર નયોનો કેવી રીતે સમાવેશ કરી શકાય અને પર્યાયાર્થિકમા ઋજુસૂત્ર આદિ નયોનો સમાવેશ કેવી રીતે કરી શકાય તે બતાવેલ છે નૈગમનયને અવલંબીને વૈશેષિક દર્શન પ્રવૃત્ત થયું એવુ બતાવી તે દર્શનનું સંક્ષિપ્ત વર્ણન કરેલ છે વૈશેષિક અને ન્યાયદર્શનમા છ પદાર્થો દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય પ્રતિપાદન કરવામા આવ્યા છે, અને તે પદાર્થોની સત્તા પરસ્પર નિરપેક્ષ માનવામા આવે છે પદાર્થો અને દ્રવ્યો નિરપેક્ષ અને એકબીજાથી સ્વતંત્ર માનવામા કેવા દોષો આવે છે, અને તે દોષોનો પરિહાર, પદાર્થોને સાપેક્ષ સત્તાવાળા માનવાથી કેવી રીતે થઇ શકે તે પ્રતિપાદન કરેલ છે વસ્તુ અનંતધર્માત્મક છે, તેમાથી એક અંશને

ગ્રહણ કરે તે નય કહેવામાં આવે છે; પણ સુનય, વસ્તુના બીજા અંશો તરફ સાપેક્ષવૃત્તિ-ઉદાસીન ભાવ રાખે છે, જ્યારે કુનય-દુર્નય વસ્તુના બીજા અંશોનો પ્રતિક્ષેપ કરે છે. સામાન્ય, વિશેષ આદિ વસ્તુના ધર્મોને નૈગમનય ભિન્ન માને છે, પણ તે સર્વથા ભિન્ન માનતો નથી, જ્યારે ન્યાય વૈશેષિક દર્શન સામાન્ય, વિશેષ આદિ ધર્મને સર્વથા ભિન્ન-એકાંત ભિન્ન (absolutely different) માને છે; માટે તે દર્શનનું મંતવ્ય સમ્યગ્ નથી, પણ મિથ્યા છે. ગ્રંથકાર નૈગમનય અને ન્યાય વૈશેષિક દર્શનના મંતવ્યનો સમન્વય કરતાં જણાવે છે કે: 'વસ્તુમાં રહેલ ધર્મો જેમ જેમ ભેદદષ્ટિથી વિચારીએ તેમ તેમ ભિન્ન ભિન્ન દેખાય છે અને અભેદદષ્ટિથી વિચારતા ભિન્ન જણાતા નથી, માટે ભિન્ન-અભિન્ન અનંતધર્માત્મક વસ્તુ છે એવું સ્થાપિત થાય છે.'

જુદા જીવોની અને જગતના બીજા પ... ફક્ત વ્યાવહારિક સત્તા માને છે. એટલે વેદા... દર્શન પુરુષઅદ્વૈતવાદ કહેવામાં આવે... સંગ્રહનય સર્વ દ્રવ્યોમાં રહેલ સતને-સા... સ્વીકારે છે અને વિશેષોનો તેમાં સમાવેશ માને છે, પણ સામાન્યને પ્રધાનપણે સ્વીક... દ્રવ્યમાં રહેલ વિશેષોનો સંગ્રહનય પ્ર... કરતો નથી, એટલે સામાન્ય અને વિશે... એકાંત અભેદ સંગ્રહનય માનતો નથી. અ... વાદ બે પ્રકારના છે: પુરુષઅદ્વૈતવાદ... વેદાન્ત દર્શનનો સમાવેશ થાય છે. આ વ... ચૈતન્ય એક જ તત્ત્વને પારમાર્થિક (absolu... real) માનવામાં આવે છે અને પ્રકૃતિ-અચૈત... ફક્ત માયા illusion રૂપે ગણવામાં આવે... બીજો અદ્વૈતવાદ પ્રકૃતિઅદ્વૈતવાદ છે. પ્રકૃતિ-જડને પરમાર્થ માનવામાં આવે અને જડમાંથી ચૈતન્યનો આવિર્ભાવ થતો

આ અનેકાતવ્યવસ્થા ગ્રથમા ઉપાધ્યાયજી
હારાજ બીજી અપેક્ષાએ સાખ્ય દર્શનને વ્ય-
કારનયમાથી ઉત્પન્ન થયેલ ગણે છે અને વ્ય-
કારનયની ચર્ચામા સાખ્ય દર્શનનો વિચાર
ર્યો છે એકાત્મવાદ (Idealism) પ્રતિપાદન
રતી શ્રુતિઓ વેદ અને ઉપનિષદમા ઘણે સ્થળે
જુદા જુદા સ્વરૂપે જોવામા આવે છે બ્રહ્મસૂત્રમા
શ્રુતિઓને સકલિત કરેલ છે, અને શ્રીમદ્
કરાચાર્યે બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય રચી એકાત્મ-
દનુ તાત્વિક સ્વરૂપ રજૂ કર્યું છે શકરા-
ાર્યના માયાવાદ ઉપર જુદા જુદા દર્શનકારોએ
ણા પ્રહારો કર્યા છે તેના જવાબ ત્યારપછીના
દાત શાસ્ત્રના પારગામી આચાર્યોએ આપ્યા
, અને માયાવાદનુ કયુ સ્વરૂપ તર્ક અને બુદ્ધિ
ાન્ય રાખી શકે તે બતાવ્યુ છે ઉપાધ્યાયજી
હારાજ લગભગ અઢારમા સૈકામા થઇ ગયા
મના સમય સુધીમા વેદાત ઉપર જુદી જુદી
ષ્ટિએ અનેક ગ્રથો લખાયા હતા તેમના
મયમા વેદાતે પરિપકવ સ્વરૂપ ધારણ કર્યું
તુ એટલે ઉપાધ્યાયજી મહારાજને વેદાતનુ
ત્કટનુ પરિપકવ સ્વરૂપ જોવાનો અને વિચાર-
નો વખત મળ્યો હતો આ અનેકાતવ્યવસ્થા
થમાં વેદાંતનુ છેલ્લુ સ્વરૂપ તેમણે યથાર્થ રજૂ
ર્યુ છે, અને તેમા આવતા દોષો અને અસ-
ગતતા બતાવેલ છે. અને તે અસગતતા ટાળવા
યત્ન કરતા જૈનોનો અનેકાતવાદ કેવી રીતે
ાવીને ઊભો રહે છે તે હકીકત સચોટપણે
તાવેલ છે "भावाभावशबलैकरूप ब्रह्मस्यात्–
ते स्याद्वादकक्षाप्रवेश । (પૃ ૨૪) આગળ
ોલતા શ્રુતિઓનો સમન્વય કરતા ગ્રથકાર
ખે છે કે द्दयं चाखण्डैकरूप ब्रह्मप्रतिपादयन्
द्दो निश्चयनयमेवालम्बते । ટૂકામા સગ્રહ-
યના વિવરણમા ઉપાધ્યાયજી મહારાજે વેદાન્ત
ર્શનનુ પરિપકવ સ્વરૂપ રજૂ કરી તેમા આવતા
ોષો તાત્વિક દષ્ટિએ સપ્રદાયના કોઈ પણ
પ્રકારના અભિનિવેશ વિના બતાવ્યા છે આ
ઉપાધ્યાયજીની વિશાળ અને ઉદાર તત્વદષ્ટિનુ
આપણને ભાન કરાવે છે

ત્યારપછી વ્યવહારનયનુ વિવરણ ગ્રથકાર
કરે છે વ્યવહારનયના જુદા જુદા બે લક્ષણો
બતાવે છે વ્યવહારનય સામાન્ય અને વિશેષ
બન્નેને સ્વીકારે છે, છતા તે નયનો દ્રવ્યાર્થિક
નયમા શા માટે સમાસ કરવામા આવે છે તેનો
સમ્મતિતર્કનો આધાર લઇ ખુલાસો કરવામા
આવ્યો છે, અને જુદા જુદા નયો નિરપેક્ષગ્રાહી
હોય તો કેવા મિથ્યાદષ્ટિ બને છે, અને સમુ-
દિત થયેલા કેવી રીતે સમ્યગ્દષ્ટિ બને છે
તેનો સવાદ કર્યો છે એકાત નિત્ય ચેતન અને
અચેતન દ્રવ્યને પ્રતિપાદન કરતુ સાખ્ય દર્શન
વ્યવહાર નયને આશ્રિને ઊભુ થયુ છે એટલે
વ્યવહાર નયની ચર્ચામા સાખ્ય દર્શનના
મતવ્યો, તેમા આવનાર દોષોની ચર્ચા ગ્રથકાર
મહારાજ કરે છે પ્રથમ સાખ્ય દર્શનની પ્રક્રિયા
બતાવવામા આવે છે મહદ્–પ્રધાન અથવા મૂળ
પ્રકૃતિમાથી સમસ્ત જગત કેવી રીતે પરિણામ
પામે છે, બુદ્ધિ, મન, અહકાર વગેરે માનસિક
શક્તિઓ પણ કેવી રીતે ઉદ્ભવે છે, અને છેવટે
પ્રલયકાળે કેવી રીતે મૂળ પ્રકૃતિમા લય પામે
છે તે સાખ્યવાદનુ વિવરણ કરવામા આવે છે,
અને સાખ્ય દર્શનનુ સ્વરૂપ બતાવ્યા પછી તે
દર્શનમા કેવા કેવા વિરોધો આવે છે, તે બતાવ-
વામા આવ્યા છે સાખ્ય દર્શને પ્રતિપાદન કરેલ
પરિણામવાદ તથા સત્કાર્યવાદના દોષો બતાવ્યા
છે, અને તે જ મતવ્યો અનેકાત રીતે માનતા
સગતતા આવે છે, તે ગ્રથકાર મહારાજ બતાવે
છે, પુરુષ અને પ્રકૃતિને એકાત ભિન્ન માનતા
બધ–મોક્ષની વ્યવસ્થા ટકી શકતી નથી
પુરુષને પ્રકૃતિથી એકાત નિરાળો માનતા
પુરુષાર્થને અવકાશ રહેતો નથી. કર્તા અને
ભોક્તાનો સબધ રહેતો નથી ટૂકામા સાંખ્ય-

ગ્રહણ કરે તે નય કહેવામાં આવે છે; પણ સુનય, વસ્તુના બીજા અંશો તરફ સાપેક્ષવૃત્તિ-ઉદાસીન ભાવ રાખે છે, જ્યારે કુનય-દુર્નય વસ્તુના બીજા અંશોનો પ્રતિક્ષેપ કરે છે. સામાન્ય, વિશેષ આદિ વસ્તુના ધર્મોને નૈગમનય ભિન્ન માને છે, પણ તે સર્વથા ભિન્ન માનતો નથી, જ્યારે ન્યાય વૈશેષિક દર્શન સામાન્ય, વિશેષ આદિ ધર્મને સર્વથા ભિન્ન-એકાંત ભિન્ન ( absolutely different ) માને છે; માટે તે દર્શનનું મંતવ્ય સમ્યગ્ નથી, પણ મિથ્યા છે. ગ્રંથકાર નૈગમનય અને ન્યાય વૈશેષિક દર્શનના મંતવ્યનો સમન્વય કરતાં જણાવે છે કે: 'વસ્તુમાં રહેલ ધર્મો જેમ જેમ ભેદદૃષ્ટિથી વિચારીએ તેમ તેમ ભિન્ન ભિન્ન દેખાય છે અને અભેદ-દૃષ્ટિથી વિચારતા ભિન્ન જણાતા નથી, માટે ભિન્ન-અભિન્ન અનંતધર્માત્મક વસ્તુ છે એવું સ્થાપિત થાય છે.'

ત્યાર પછી સંગ્રહનયનું સ્વરૂપ બતાવવામાં આવ્યું છે અને તે નયને આશ્રિને અદ્વૈત વેદાંત દર્શન ઊભું થયું છે એવું જણાવી વેદાન્ત દર્શનનું સ્વરૂપ બતાવેલ છે. તેમાં બ્રહ્મ અને અજ્ઞાન અથવા માયાનો કેવો સંબંધ માનવામાં આવે છે, કેવી રીતે જગતની ઉત્પત્તિ માનવામાં આવે છે વગેરે વેદાંત દર્શનના મંતવ્યો બતાવી તે દર્શનમાં આવતા દોષો બતાવવામાં આવે છે. ગ્રંથકાર કહે છે કે: વેદાન્ત દર્શનના મંતવ્ય એક ઈંદ્રજાળ જેવા છે, તેમાં બંધ અને મોક્ષની વ્યવસ્થા ટકી શકતી નથી. જગતને અર્થાત્ સકળ જ્ઞેયને માયારૂપ મિથ્યા માનવાથી ધર્મની કોઈ પ્રવૃત્તિનો અવકાશ રહેતો નથી, વેદની શ્રુતિઓનો પણ ગ્રંથકાર સમન્વય કરે છે અને જુદા જુદા વેદના વાકયોનો કેવો સંગત અર્થ થઈ શકે તે બતાવી વેદાંત દર્શનની સમીક્ષા ગ્રંથકારે સમાપ્ત કરેલ છે. વેદાન્ત ચૈતન્ય-બ્રહ્મની એકાંત પારમાર્થિક સત્તા સ્વીકારે છે. જુદા જુદા જીવોની અને જગતના બીજા પદાર્થોની ફક્ત વ્યાવહારિક સત્તા માને છે. એટલે વેદાન્ત-દર્શન પુરુષઅદ્વૈતવાદ કહેવામાં આવે છે. સંગ્રહનય સર્વ દ્રવ્યોમાં રહેલ સતને-સામાન્યને સ્વીકારે છે અને વિશેષોનો તેમાં સમાવેશ થતો માને છે, પણ સામાન્યને પ્રધાનપણે સ્વીકારતાં દ્રવ્યમાં રહેલ વિશેષોનો સંગ્રહનય પ્રતિક્ષેપ કરતો નથી, એટલે સામાન્ય અને વિશેષનો એકાંત અભેદ સંગ્રહનય માનતો નથી. અદ્વૈતવાદ બે પ્રકારના છે: પુરુષઅદ્વૈતવાદ જેમાં વેદાન્ત દર્શનનો સમાવેશ થાય છે. આ વાદમાં ચૈતન્ય એક જ તત્ત્વને પારમાર્થિક ( absolutely real) માનવામાં આવે છે અને પ્રકૃતિ-અચૈતન્યને ફક્ત માયા illusion રૂપે ગણવામાં આવે છે. બીજો અદ્વૈતવાદ પ્રકૃતિઅદ્વૈતવાદ છે. તેમાં પ્રકૃતિ-જડને પરમાર્થ માનવામાં આવે છે, અને જડમાંથી ચૈતન્યનો આવિર્ભાવ થતો ગણવામાં આવે છે. હાલનું વિજ્ઞાન ( Science ) પ્રકૃતિઅદ્વૈતવાદનું પ્રતિપાદન કરે છે, આપણા દર્શનોમાં ચાર્વાક દર્શન એ પ્રકૃતિ અદ્વૈતવાદનું પ્રતીક છે; કારણ કે તેમાં આત્મતત્ત્વને ભિન્ન માનવામાં આવતું નથી, પણ જડનો જ-પ્રકૃતિનો જ વિકાર માનવામાં આવે છે. સાંખ્ય દર્શનને પણ કેટલેક સ્થળે અમુક અપેક્ષાએ અદ્વૈતવાદમાં ગણેલ છે, કારણ કે તેમાં ચૈતન્ય-પુરુષને એક ફક્ત દૃષ્ટા માનેલ છે, કર્તા કે ભોક્તા માનેલ નથી, અને આખું જગત પ્રકૃતિમાંથી જ ઉત્પન્ન થતું, અને તેમાં લય થતું માનવામાં આવે છે. ચૈતન્ય શક્તિ-બુદ્ધિ, મન વગેરે પણ પ્રકૃતિના જ વિકારો ગણવામાં આવે છે. એટલે સાંખ્યદર્શનને પણ જૈનાચાર્યો સંગ્રહનયાભાસ માને છે. ઉપાધ્યાયજી મહારાજ નયપ્રદીપ ગ્રંથમાં લખે છે કે:—

अद्वैतवादिनां निखिलानि दर्शनानि सांख्यदर्शनं च तदाभासतया (संग्रहनयाभासतया) ज्ञेयानि।

આ અનેકાંતવ્યવસ્થા ગ્રંથમા ઉપાધ્યાયજી મહારાજ બીજી અપેક્ષાએ સાખ્ય દર્શનને વ્યવહારનયમાથી ઉત્પન્ન થયેલ ગણે છે અને વ્યવહારનયની ચર્ચામા સાખ્ય દર્શનનો વિચાર કર્યો છે એકાત્મવાદ (Idealism) પ્રતિપાદન કરતી શ્રુતિઓ વેદ અને ઉપનિષદમા ઘણે સ્થળે જુદા જુદા સ્વરૂપે જોવામા આવે છે બ્રહ્મસૂત્રમા તે શ્રુતિઓને સકલિત કરેલ છે, અને શ્રીમદ્ શકરાચાર્યે બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય રચી એકાત્મવાદનુ તાત્ત્વિક સ્વરૂપ રજૂ કર્યું છે શકરાચાર્યના માયાવાદ ઉપર જુદા જુદા દર્શનકારોએ ઘણા પ્રહારો કર્યા છે તેના જવાબ ત્યારપછીના વેદાત શાસ્ત્રના પારગામી આચાર્યોએ આપ્યા છે, અને માયાવાદનુ કયુ સ્વરૂપ તર્ક અને બુદ્ધિ માન્ય રાખી શકે તે બતાવ્યુ છે ઉપાધ્યાયજી મહારાજ લગભગ અઢારમા સૈકામા થઇ ગયા તેમના સમય સુધીમા વેદાત ઉપર જુદી જુદી દષ્ટિએ અનેક ગ્રથો લખાયા હતા તેમના સમયમા વેદાતે પરિપકવ સ્વરૂપ ધારણ કર્યું હતુ એટલે ઉપાધ્યાયજી મહારાજને વેદાતનુ છેવટનુ પરિપકવ સ્વરૂપ જોવાનો અને વિચારવાનો વખત મળ્યો હતો આ અનેકાંતવ્યવસ્થા ગ્રથમા વેદાતનું છેલ્લુ સ્વરૂપ તેમણે યથાર્થ રજૂ કર્યું છે, અને તેમા આવતા દોષો અને અસગતતા બતાવેલ છે. અને તે અસગતતા ટાળવા પ્રયત્ન કરતા જૈનોનો અનેકાતવાદ કેવી રીતે આવીને ઊભો રહે છે તે હકીકત સચોટપણે બતાવેલ છે "भावाभावशबलैकरूप ब्रह्मस्यात्-इति स्याद्वादकक्षाप्रवेश । (પૃ ૨૪) આગળ ચાલતા શ્રુતિઓનો સમન્વય કરતા ગ્રથકાર લખે છે કે **इत्थं चाखण्डैकरूप ब्रह्मप्रतिपादयन् वेदो निश्चयनयमेवालम्बते ।** ટૂકામા સગ્રહનયના વિવરણમા ઉપાધ્યાયજી મહારાજે વેદાન્ત દર્શનનું પરિપકવ સ્વરૂપ રજૂ કરી તેમા આવતા વિરોધો તાત્ત્વિક દષ્ટિએ સપ્રદાયના કોઈ પણ પ્રકારના અભિનિવેશ વિના બતાવ્યા છે આ ઉપાધ્યાયજીની વિશાળ અને ઉદાર તત્ત્વદષ્ટિનુ આપણને ભાન કરાવે છે

ત્યારપછી વ્યવહારનયનુ વિવરણ ગ્રથકાર કરે છે વ્યવહારનયના જુદા જુદા બે લક્ષણો બતાવે છે વ્યવહારનય સામાન્ય અને વિશેષ બન્નેને સ્વીકારે છે, છતા તે નયનો દ્રવ્યાર્થિક નયમા શા માટે સમાસ કરવામા આવે છે તેનો સમતિતર્કનો આધાર લઇ ખુલાસો કરવામા આવ્યો છે, અને જુદા જુદા નયો નિરપેક્ષગ્રાહી હોય તો કેવા મિથ્યાદષ્ટિ બને છે, અને સમુદિત થયેલા કેવી રીતે સમ્યગ્દષ્ટિ બને છે તેનો સવાદ કર્યો છે એકાત નિત્ય ચેતન અને અચેતન દ્રવ્યને પ્રતિપાદન કરતુ સાખ્ય દર્શન વ્યવહાર નયને આશ્રિને ઊભુ થયુ છે એટલે વ્યવહાર નયની ચર્ચામા સાખ્ય દર્શનના મતવ્યો, તેમા આવનાર દોષોની ચર્ચા ગ્રથકાર મહારાજ કરે છે પ્રથમ સાખ્ય દર્શનની પ્રક્રિયા બતાવવામા આવે છે મહદ્-પ્રધાન અથવા મૂળ પ્રકૃતિમાથી સમસ્ત જગત કેવી રીતે પરિણામ પામે છે, બુદ્ધિ, મન, અહકાર વગેરે માનસિક શક્તિઓ પણ કેવી રીતે ઉદ્ભવે છે, અને છેવટે પ્રલયકાળે કેવી રીતે મૂળ પ્રકૃતિમાં લય પામે છે તે સાખ્યવાદનુ વિવરણ કરવામા આવે છે, અને સાખ્ય દર્શનનુ સ્વરૂપ બતાવ્યા પછી તે દર્શનમા કેવા કેવા વિરોધો આવે છે, તે બતાવવામા આવ્યા છે સાખ્ય દર્શને પ્રતિપાદન કરેલ પરિણામવાદ તથા સત્કાર્યવાદના દોષો બતાવ્યા છે, અને તે જ મતવ્યો અનેકાત રીતે માનતા સગતતા આવે છે, તે ગ્રથકાર મહારાજ બતાવે છે, પુરુષ અને પ્રકૃતિને એકાત ભિન્ન માનતા બધ-મોક્ષની વ્યવસ્થા ટકી શકતી નથી પુરુષને પ્રકૃતિથી એકાત નિરાળો માનતા પુરુષાર્થને અવકાશ રહેતો નથી. કર્તા અને ભોક્તાનો સબધ રહેતો નથી ટૂકામા સાખ્ય-

# શ્રદ્ધા (Faith)

લેખક:—રા. રા. વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ, બી. એ., એલએલ. બી. સાદરા.

શ્રદ્ધા–વિશ્વાસ–આસ્થા–માન્યતા વગેરે લગભગ એકાર્થવાચી શબ્દો છે અને તે જીવનવ્યવહારના લગભગ તમામ કાર્યોમાં–સાંસારિક કે પારમાર્થિક–ધાર્મિક બાબતોમાં ઘણો જ મોટો ભાગ ભજવે છે. ધર્મ શબ્દ સાથે તેનો સમાસ કરતાં ધર્મશ્રદ્ધાના નામે તો તે કંઇ અલૌકિક જ કાર્ય કરી રહેલ છે. હજારો ધૂર્ત, શઠ, પાખંડી પુરુષો મોટા મોટા ધર્માચાર્યોની ગણનામાં ખપી લાખો ધર્મઘેલડા મનુષ્યોની ધર્મશ્રદ્ધાનો ધાર્યો–મનમાન્યો ઉપયોગ કરી તાગડધિન્ના કરી રહેલ છે. ત્યારે બીજી બાજુ નિર્દંભી મહાત્મા પુરુષો પોતાના આત્મકલ્યાણની સાધના સાથે, જનસમાજના લાખો પુરુષોની ખરી ધર્મશ્રદ્ધા દૃઢ અને મજબૂત કરી, તેમના જીવનપ્રસંગોમાં અવનવો પલટો લાવી તેમને મોક્ષને માર્ગે સાચા અંગુલિનિર્દેશપૂર્વક દોરી રહેલ છે. જગતભરમાં દુન્યવી કે ધાર્મિક એક પણ વ્યવહાર સાચી શ્રદ્ધા વગર કદી પણ પાર પડતો નથી. અંગત, સામાજિક કે દેશભરના સમસ્ત પ્રજાગણને સ્પર્શતો એક પણ કાર્યક્રમ ખરી શ્રદ્ધાવગર આરંભી શકાતો જ નથી; તેમજ તે અસાધારણ પ્રયાસ છતાં પણ સાંગોપાંગ પાર પાડી શકાતો નથી.

શ્રદ્ધાના મહત્ત્વ અને ઉપયોગિતાના અનેકદેશીય–સંપૂર્ણ ખ્યાલથી જ આ લેખમાં તેનું વિવેચન કરવાનું ઉચિત ધાર્યું છે અને તેના મનનપૂર્વકના વાચનથી ગણીગાંઠી વ્યક્તિઓ પણ તેમની વિશુદ્ધ શ્રદ્ધાના વિકાસમાં યત્કિંચિત્ પણ પ્રયત્નશીલ થઇ શકશે તો વિવેચનની સાર્થકતા થતાં આત્મસંતોષ મેળવી શકાશે અને આવા પ્રયાસમાં આગળ વધવા માટે યોગ્ય પ્રોત્સાહન મળી રહેશે.

મનુષ્ય પ્રાણી–બાળક તરીકે જન્મ ધારણ કરે છે ત્યારથી જ તેની બુદ્ધિ કે સમજણશક્તિ ખીલેલી નથી હોતી; છતાં પણ તેના મનમાં એવી કંઇક અપૂર્વ શ્રદ્ધા પ્રથમથી જ ભરી પડી હોય છે કે તેના માબાપ તેના જીવનનિર્વાહ માટે મોહદશાવશાત્ પોતાનો પરમધર્મ સમજીને, પ્રાણાંત કષ્ટ વેઠીને પણ પ્રયત્નશીલ રહેવાનાં અને સાથે સાથે તેમને પણ પોતાના સ્વાર્થ પૂરતી એવી કોઈ અંતર્ગત શ્રદ્ધા હોય છે કે તેમની વૃદ્ધાવસ્થામાં તે જ બાળક ઉમર લાયક થતાં માબાપની ભરણપોષણની અને સેવા–ચાકરીની ચિંતા કરતો રહેવાનો.

આવી જ રીતે પતિ–પત્ની વચ્ચે પણ એક બીજા ઉપરની અડગ શ્રદ્ધાથી જીવનભરની સુખ–

---

દર્શનમાં પુરુષ અને પ્રકૃતિનું એકાંત દ્વૈત ( absolute dualism ) માનવામાં આવ્યું છે. તે logical–તર્ક પ્રમાણે સંગત નથી પણ જૈન દર્શનમાં–અનેકાંતવાદમાં જીવ અને અજીવનો યત્કિંચિત્ ભેદ માનવામાં આવે છે તે જ ન્યાયપુરઃસર છે એવું ગ્રંથકાર મહારાજ પ્રતિપાદન કરે છે.

ત્યાર પછી ઋજુસૂત્રનયની સમીક્ષા ગ્રંથકાર મહારાજ કરે છે. (અપૂર્ણ)



દુખની સમાન ભાગીદારીમાં પવિત્ર લગ્ન સબંધ પરિણમતો હોવાથી અને આપણી આર્ય સસ્કૃતિના ધોરણ મુજબ લગ્ન સબધને કંઇક ધાર્મિક સ્વરૂપ અને મહત્ત્વ અપાતુ હોવાથી તેમજ જીવનની શરુઆતથી જ આજુ બાજુના વિશુદ્ધ વાતાવરણના પ્રતાપે એવા કોઇ દૃઢ સસ્કાર મળતા જતા હોવાથી We-people love when we marry–આપણી ( આર્ય ) પ્રજા જેની સાથે વિવાહ–સબધથી જોડાય છે તેના પ્રત્યેની પ્રીતિ વધારતી જાય છે એ સિદ્ધાતને અનુસાર દપતીજીવનની પ્રેમલ જ્યોતિનો પ્રકાશ વધતો જાય છે, એટલે આવા દેદિપ્યમાન સુઘટિત ચિત્રનો આધાર ઘણે અશે એકબીજા ઉપરની અડગ–અવિચલ શ્રદ્ધા ઉપર જ રહે છે અને સદ્ભાગ્યે આર્ય સસ્કૃતિ માટે અભિમાન ધરાવતી ઉચ્ચવર્ણ અને જ્ઞાતિસમુદાયમા તેમજ અન્યજ્ઞાતિઓના ઉચ્ચ કુટુમ્બોમા છૂટાછેડા કે તલ્લાક પદ્ધતિની પ્રથા પ્રવર્તતી ન હોવાથી આવી શ્રદ્ધા જિદગીપર્યત ટકી રહે છે અને દપતીજીવન સુખ–શાતિમા વ્યતીત થાય છે

વર્ણાશ્રમધર્મ અનુસાર જીવનનો શરુઆતનો ભાગ બ્રહ્મચર્યાવસ્થામા વિદ્યાભ્યાસ મેળવવામા પસાર કરવાનો હોવાથી પ્રાચીન શિક્ષણપદ્ધતિ અનુસાર માબાપો પોતાના બાળકોને મોહદશા ઓછી કરી સપૂર્ણ શ્રદ્ધા પૂર્વક જ સુપ્રસિદ્ધ ચારિત્રશીલ વિદ્યાગુરુને સોપી દેતા હતા. અને અમુક વર્ષો પર્યત તેમને એવા ધોરણે વિદ્યાભ્યાસ કરાવવામા આવતો હતો કે શિક્ષણકાળ પૂર્ણ થતા તેઓ સૌ ચારિત્રશીલ ગૃહસ્થ તરીકે પોતાના ભવિષ્યના જીવનવ્યવહારના તમામ પ્રસગોને પહોચી વળવાને સહેલાઇથી સામર્થ્યવાન થઇ બહાર પડે અને હાલના ડિગ્રી ( ઉપાધિ ) ધારણ પ્રસગેના લાબા લાબા કૉન્વોકેશનના ભાષણોને બદલે પ્રાચીન સમયમા ધર્મનિષ્ઠ–વ્યવહારકુશળ શિક્ષાગુરુઓ તરફથી **सत्य वद, धर्मं चर, देवगुरूणां च मातृपितृणां भक्तिं ( सेवां ) कुरु** વગેરે રહસ્યપૂર્ણ સૂત્રોથી જે છેવટનો બોધપૂર્ણ ઉપદેશ આપવામા આવતો હતો તે બધી કાર્યપ્રણાલિમા વિદ્યાગુરુઓ પ્રત્યેની અતુલ શ્રદ્ધા અને અપ્રતિમ પ્રેમભાવના જ મુખ્ય પાયારૂપ હતા હવે અર્વાચીન શિક્ષણપદ્ધતિ ગમે તેટલી પસદ કરવા યોગ્ય ત્રુટિઓ લાવી હોય છતા પણ કેવળ પોતાના **વેતન** તરફ જ લક્ષ આપનાર શિક્ષકો ઉપર, અન્ય કોઈ ઉચ્ચતર શિક્ષણપદ્ધતિના અભાવે, **શ્રદ્ધા**પૂર્વક આધાર રાખવાનો રહે છે પ્રાચીન સમયના શિક્ષાગુરુઓમા પોતાના શિષ્યો પ્રત્યેનો જે પ્રેમભાવ–વાત્સલ્યભાવના દષ્ટિગત થતા હતા તે આધુનિક શિક્ષકોમા ઘણા ઓછા અશે જણાય છે, છતા પણ સૌ કોઈને તેમનો જ આશ્રય શોધવાનો રહે છે

મનુષ્ય ઉમર લાયક થતા પોતાની અને પોતાના કુટુમ્બીજનોના જીવનનિર્વાહ માટે તેમને કૃષિકાર્ય, વ્યાપાર કે નોકરી ઉપર આધાર રાખવો પડે છે અને તે સઘળા કાર્યોમા પણ જેની જેની સાથે પ્રસગમા આવવાનુ બને છે તેમના ઉપર શ્રદ્ધા અને વિશ્વાસ રાખ્યા વગર વ્યવહારનુ એક પણ કાર્ય પાર પાડી શકાતુ નથી. સામાન્ય કહેવત છે કે 'વિશ્વાસે જ ભરદરિયામા વહાણો મોટી મોટી સફરો ખેડી ગયેલા હોય છે'

આખુ વ્યાપારતત્ર શ્રદ્ધા અને વિશ્વાસથી જ સુવ્યવસ્થિત રીતે ચાલી રહેલ છે પરદેશી રાજ્યતત્રને પણ રાજ્યનિષ્ઠ ધુરાવાહકો તમામ નોકરિયાત વર્ગમા અસાધારણ શ્રદ્ધા અને વિશ્વાસ મૂકીને સૈકાઓ સુધી ટકાવી રહ્યા છે સરકારી નોકરીમા જોડાયેલ સ્વદેશી નોકરવર્ગનો સમુદાય–તેમનામાના ઘણાખરાઓના હૃદયમા સ્વદેશપ્રેમ–દેશભક્તિ–દેશમાના

પીડિતવર્ગ તરફની સહાનુભૂતિ વગેરે ભર્યા પડયા છતાં પણ ખાલી પેટ ખાતર નોકરી કરતો હોવાથી રાજ્ય કરતી સત્તાએ તેમનામાં મૂકેલ વિશ્વાસનો ભંગ કરવાનું અયોગ્ય ધારી હદ ઉપરાંતની શોષણ નીતિ નભાવી રાખવામાં, દેશભરની પ્રજાને ગુલામી દશામાં સબડતી રહેવા દેવામાં શાહીવાદી સરકારી સત્તાને અને અધિકારી જનોને પૂરો સાથ આપી રહેલ છે—વિશ્વાસઘાત એ મહાન પાપ છે એવી સમજણથી પોતાના માની લીધેલા ધર્મને ચુસ્તપણે વળગી રહી અન્ય વિશિષ્ટ ધર્મો તરફ અવગણના બતાવી રહેલ છે. આ સુસ્પષ્ટ હકીકત સૌ કોઇના અનુભવનો વિષય છે.

આંતરદેશીય વ્યાપારતંત્રમાં તેમજ દૂરદૂરના પરદેશો સાથેના વ્યાપારક્ષેત્રમાં ઝુકાવી રહેલ મોટી મોટી લિમિટેડ કંપનીઓ, ભાગીદારી પેઢીઓ તેમજ એકલા હાથે વ્યાપાર ખેડનાર વ્યક્તિઓ પણ આમનસામન–એકબીજા પક્ષ ઉપરની શ્રદ્ધા અને વિશ્વાસથી જ હજારો અને લાખો રૂપિયા ક્રય-વિક્રય કરી રહેલ છે. ભાગીદારી પેઢીઓના 'તમામ ભાગીદારો પણ અંદર અંદર એકબીજા ભાગીદારોની શુદ્ધ નીતિ અને પ્રામાણિક વ્યવહારમાં પરમ શ્રદ્ધા અને વિશ્વાસ રાખી સાહસિક અને જોખમ ભરેલો વ્યાપારધંધો ખેડી રહ્યા હોય છે તો જ લાખો રૂપિયાની કમાણી કરી શકે છે.

વ્યાપારીવર્ગની તેમજ અન્ય કોઇ પ્રકારની નોકરી કરતા નોકરિયાત વર્ગમાં પણ આમન-સામન તેમજ અંદર અંદર એકબીજામાં શ્રદ્ધા અને વિશ્વાસ રાખ્યા વગર એક પણ કાર્ય સંગીન રીતે આગળ વધી શકતું નથી.

આ રીતે દુનિયાદારીના વ્યવહાર કાર્યોમાં એકબીજાને અન્ય જનોમાં શ્રદ્ધા કે વિશ્વાસ રાખવાની આવશ્યક્તા રહેતી હોય તેવા અનેક કિસ્સાઓ આગળ કરી શકાય. પરંતુ તે રીતે શ્રદ્ધા રાખનારે–અન્ય જનોમાં વિશ્વાસ મૂકનારે સામા માણસની શક્તિનો, બુદ્ધિપ્રભાવનો, શુદ્ધ ચિત્તવૃત્તિનો, પ્રામાણિકતાનો પ્રથમથી જ બરાબર ખ્યાલ કરી લેવો જોઇએ કે જેથી પાછળથી વિશ્વાસઘાતનો પ્રસંગ ઉપસ્થિત થતાં પશ્ચાત્તાપનું કારણ રહે નહીં. જગતમાં કેવળ પોતાના અંગત સ્વાર્થ તરફ જ દૃષ્ટિ રાખનારા, માન–પ્રતિષ્ઠાની હાનિના ભોગે પણ અન્ય જનોને મોટા નુક-સાનમાં ઉતારી–દુઃખ ભરપૂર ઊંડા ખાડામાં ધકેલી દઈ, પોતાની મલિન–અધમ વાસનાઓને તૃપ્ત કરવામાં–સ્વાર્થી વૃત્તિઓને સફળ કરવામાં મશગૂલ જ રહે છે અને "લોભી હોય ત્યાં ધુતારા ભૂખે ન મરે" એ કહેવત અનુસાર અનેક મુગ્ધ જનો લોભવશાત્ ધૂર્તપુરુષોની જાળમાં ફસાઇ પડે છે અને ખુવાર થઈ જાય છે. આવી ખુવારીમાંથી બચવા માટે બિનઅનુભવી–અજાણ્યા–અર્ધદગ્ધ પુરુષોએ કોઇપણ સાહસિક કાર્યમાં અન્ય ભાઇઓની સાથે જોડાતાં પહેલાં વ્યવહારકુશળ–કાર્યદક્ષ સજ્જનોની સલાહ–શિખામણ–સૂચના તરફ ખાસ ધ્યાન આપવું જોઇએ. હિતબુદ્ધિથી અપાયેલી સલાહ અનેક મુશ્કેલીઓમાંથી મનુષ્યને બચાવી લે છે અને તેના જીવન પ્રવાસના માર્ગને સરળ અને નિષ્કંટક બનાવે છે. સજ્જન પુરુષો તરફથી માત્ર અંગુલિનિર્દેશથી થતું માર્ગસૂચન પણ એક સારા ભોમિયાની ગરજ સારે છે. પ્રત્યેક કાર્યમાં શ્રદ્ધા અને વિશ્વાસ જ પરમ આલંબન-રૂપ થઇ પડે છે અને યોગ્ય સાવચેતીપૂર્વક તેના ઉપર આધાર રાખવામાં આવે તો પાછળથી વિમાસણનો પ્રસંગ ઉપસ્થિત થતો નથી.

( ચાલુ )

## समयं मा पमाए।

( ગતાક પૃષ્ઠ ૬૦૨ થી શરુ )

卐

### એ ' નિર્નામિકા ' કોણ હતી ?

લેખક મોહનલાલ દીપચદ ચોકસી.

આટલુ આટલુ કષ્ટ ઉઠાવવા છતા—સવારથી સાજ સુધી ગદ્ધાવૈતરુ કરવા છતા ન મળે પેટપૂર ખાવાનું ! ન મળે પૂરા પહેરવાના વસ્ત્ર ! અને કેવળ સાભળવાના ફિટકાર અને શ્રાપ ! ! આવા જીવન કરતા મરવુ શું ખોટુ ? પિતાની દરિદ્રતા શુ મારા જન્મને આભારી છે ? માતા પુત્રીઓને જ જન્મ આપે એમા મારી જવાબદારી શી ? મારો ગુન્હો એટલો જ કે હું છ પછી સાતમે નબરે આવી ? ઓછી જ એ કઇ મારા હાથની વાત હતી ? આ અબર પર્વતની કપરી પગથાર ચઢી, ઉઘાડા પગે ઝાડઝાખરામા ફરી, લાકડા એકઠા કરવા, એને સરખા બાધવા અને માથા પર એ બોજાને વહન કરી ઘરભેગો કરવો એ મારો રોજનો કાર્યક્રમ ! પેલી છ બેનડીઓમાથી કોઈ પણ એમા મહાય કરવા ન આવે જાણે મારે માથે લદાયેલ આ કાર્ય કઈ જ ગણતરીનું ન હોય એમ એની ઠેકડી અવારનવાર તેમના મુખેથી થતી જ હોય ! મારા પગ ઘરમા પડતા જ સૌના મો મચકોડાય ! મેણાટોણા આરભાય ! કડવા વેણુની તો ઝડી વરસી રહે ! માતાના ખોફનું તો કહેવુ જ શુ ! આટલી ઉમ્મરની થઇ છતા મારુ નામ સરખુ પણ ન પાડયું ! તેથી જ જગતમા મારી ઓળખાણુ ' નિર્નામિકા ' તરીકે થઇને ! આ જાતનુ દુખ, આ પ્રકારનો ઉપાલભ અથવા તો આવી રીતનુ વિચિત્ર વર્તનાદિ ' ઊગ્યે સહ્યા કરવાનુ કારણુ માત્ર આ દેહ ટકાવવાની ઇચ્છા કે ઉદરપૂર્તિની મહેચ્છા ! એ સિવાય એવુ કયું કારણુ છે કે આવા વાગ્બાણોની સતત વરસી રહેલી ઝડી વચ્ચે મૂકપણે વિંધાઇ રહેવાનુ મન કરાવે ? આ રોજના સતાપથી હવે હું આક ઠ ભરાઇ ગઈ છુ બહેનોના કડવા વેણુ મારાથી હવે સહ્યા નથી જતા માતા-પિતાનો મારી પ્રત્યેનો આવો ભેદભાવભર્યો વર્તાવ મારા અતરને વીંધી નાખે છે મારી સહન કરવાની શક્તિનો અત આવી ચૂકયો છે આ બધી જ જાળમાથી છૂટવાનો—રોજની આ લમણાઝીંકમાથી ઊગરવાનો—સદાને માટે આ લોકો સાથેનો છેડો છોડવાનો—એક માત્ર ધોરી માર્ગ મરણુને ભેટવાનો છે સદાયે જેની સાથે મારી પ્રીતિ જોડાયેલી છે એવો અબર પહાડ મને એ કાર્યમા સહાયક બનવા તૈયાર જ છે એના સામે દેખાતા શૃગ પરથી નીચે લબાયેલી ઊડી ખીણુમા ભૂસકો મારવો અર્થાત્ ઝ પાપાત કરી આ જીવાદોરીને તોડી નાખવી એ યમરાજના દરબારમા પહોચવાનો સરલ ને સીધો માર્ગ મારા માટે ઉઘાડો પડ્યો છે

મારા અતરની આગ જો કે મે તો ન જીરવાઇ એટલે જ બહાર આવવા દીધી છે નથી તો એને કોઇ જોનાર કે નથી તો કોઇ એને ઓલવનાર ! એમા કુદરતી રીતે સાક્ષીભૂત બનનાર આ નગરાજ—અબર ! અને એ પર અસખ્યાતા વર્ષોથી જડ જમાવી બેઠેલા આ વૃક્ષો ! એમા લાબી મુસાફરીએ નીકળેલા અને માર્ગનો થાક

ઉતારવાની આશાથી વિસામો લેવા થોભતાં પથિકોની માફક થોડા દિનના મહેમાન સમા પક્ષીઓ! મારા આ અંતરના ઉદ્‌ગાર પાછળ કોઈ પણ જાતની બૂરી ભાવના નથી એ તમો મારી આસપાસ હાજર હોવાથી જાણો છો; એટલે જરૂર પડયે સાક્ષી પૂરજો. તમારી સમક્ષથી આજે હું દુ:ખી હૃદયે વિદાય માગું છું અને એ સાથે મારો ભાવિ પંથ નિષ્કંટક બને એવો આશીર્વાદ પણ ચાહું છું.

અંતરની વરાળ આ રીતે સ્વત: ઊભરાવી રહેલી એ બાળા આટલું બોલી રહ્યા પછી તરત જ સામે દેખાતાં શૃંગ પ્રતિ દોડી ગઈ. એનો ચઢાવ ચપળતાથી દોડતાં મૃગ માફક ચઢી ગઈ. આસપાસ જરા પણ નજર નાખ્યા વગર, કોઈની હાજરી-ગેરહાજરીની ચિંતા કર્યા વગર, એકદમ ટોચ નજીક આવેલ વૃક્ષ હેઠળ પહોંચી ગઈ. એ ઝાડ હેઠળ નાંખી નજર ન પહોંચે એવી ઊંડી ખીણ આવી રહી હતી. એની ભીષણતા ને ભયંકરતા ભલભલાને થથરાવી મૂકે તેવી હતી. એ સ્થાન પરથી પડતું મૂકતાંવેંત દેહનો એવો તો ભૂકો થઈ જાય કે શોધ્યું હાડકું પણ જડે નહીં! છતાં પેલી બાળા-નિનામિકા-એ સ્થળે નિશંકપણે આવી ઊભી. આ દૃશ્ય જોઈ રાજી થઈ, અને પોતાના નિશ્ચયને અમલી બનાવવા તત્પર બની.

ઝંપાપાત કરવા સારુ પાછી હઠીને જ્યાં ભૂસકો ખાવા જાય છે ત્યાં જોરથી હાકલ થઈ. એ કર્ણ પર અથડાતાં તેણીએ પાછળ જોયું તો નજીકના આમ્રવૃક્ષની છાયામાં એક સંતપુરુષને પોતાની તરફ મીંટ માંડી બોલાવતા જોયા. જો એક પળનો વિલંબ થયો હોત તો ખેલ ખલાસ થઈ જાત. અનામિકાએ, સાદ સાંભળવામાં જરા પણ પ્રમાદ સેવ્યો હોત તો પણ આજે તેનું આવી બન્યું હોત પણ નસીબ જોરદાર. પતનક્રિયા મોકૂફ રાખી તે પેલા વૃક્ષ તરફ વળી. સંતને પ્રણામ કરી તેની સમક્ષ બેસી ગઈ.

'હે ભોળી બાળા! આટલી ઊંચાઈએથી ભૂસકો મારવો એટલે મરણને નોતરવું. તારે શા સારૂ એમ કરવું પડ્યું?'

'પૂજ્ય મહારાજ સાહેબ! મારા સરખું દુ:ખ કોઈને નહીં હોય! એ દુ:ખથી કંટાળેલી હું જાણી જોઈને યમરાજની અતિથિ બનવાના નિશ્ચય પર આવી હતી.'

'મુગ્ધા, શું દુ:ખથી ઊગરવાનો તેં લીધેલો ઇલાજ સાચો છે? માનવી સુખ વાંછે છે પણ એ કેવી રીતે પ્રાપ્ત થાય તે જાણતો નથી. દુ:ખ એને ગમતું નથી; છતાં કરણીઓ એવી કર્યા જાય છે કે જેથી દુ:ખની સિલક વધતી જાય. જો દુ:ખ ન જ વધારવું હોય તો કયા કારણોએ એ આવતું અટકે તે જાણવા જોઈએ અને અમલમાં મૂકવા જોઈએ. બાકી આવા ઝંપાપાતો કે અકાળે મરણ નોતરતા આપઘાતો એ દુ:ખનો છેદ નથી કરતાં પણ કેવળ એમાં ઉમેરો જ કરે છે.

જ્ઞાની ભગવંતો થાળી પીટીને સંસારમગ્ન આત્માઓને કહે છે કે—**समयं मा पमाए** અર્થાત્ રંચમાત્ર પણ પ્રમાદ ન કરશો-જરાપણ ગફલતમાં ન રહેશો, ક્ષણે ક્ષણનો ઉપયોગ સુકૃત કમાવી લેવામાં કરજો; પણ મોહના પાશમાં પડેલ-રાગદ્વેષની મીઠી મધલાળમાં ફસેલ-મારામારાની વહેંચણીમાં કંઠ સુધી બૂડેલ જીવો એ સાદ કયાં તો સાંભળતા જ નથી અથવા તો એક કાને સાંભળી બીજે કાનેથી એને વિદાય કરી દે છે. અગર તો 'સાંભળી સાંભળીને ફૂટ્યા કાન તો ય ન આવ્યું બ્રહ્મજ્ઞાન' જેવું જીવન જીવે છે! નતીજો એ આવે છે કે 'બંધ સમય ચિત્ત ચેતીએ રે, ઉદયે શો સંતાપ સલુણા' જેવું થાય છે. ચીકણા કર્મો

પટલે બાધતા જેઓ કઈ જ વિચાર કરતા નથી અને આકરી વાણીદ્વારા, સ્વચ્છદી વર્તન મારફતે કિ વા મલિન વિચારોવડે જેઓ જિ દગી ગાળે છે તેઓ પરભવના માર્ગે સિધાવતા જે પાથેય ( ભાતુ ) લેતા જાય છે એ કયાથી સુખ રૂપ હોય ? કોદરા વાવી કમોદ લણવાની આશા સેવવી એ ઉઘાડી મૂર્ખતા નથી તો બીજુ છે પણ શુ ? પૂર્વભવે તે પુન્યની કમાણી કરી નથી, છતા આ ભવમા તુ સુખની આશા સેવે-દુ ખ સામે રાડ પાડે એ વિચિત્ર ન ગણાય ? તારી આત્મકથા કહી બતાવ એટલે એ પરથી હુ કર્મરાજના પ્રપ ચ કેવા હોય છે તે આકી દઉં!

ગુરુશ્રી ! મારી કહાણીમા કઇ જ નથી આ પૂર્વ મહાવિદેહ તરીકે ઓળખાતા વિશાલ પ્રદેશમા અને આપણે જે પર્વત પર બેઠા છીએ એની તળેટીમા નન્દીનામા ગામમા દરિદ્રી ગૃહપતિ નાગિલને ત્યા મારો જન્મ માતાનુ નામ નાગશ્રી એ બિચારીએ જાણે ઘરની દરિદ્રતામા ઉમેરો કરવાની જ ટેવ ન પાડી હોય તેમ મારી પૂર્વે એક પછી એક છ પુત્રીઓને જન્મ આપેલો પ્રસવ સમયે કુટુ બી જન અને ખુદ પિતાજી પણ પુત્રજન્મની આશા સેવે પણ કહેવત છે ને કે ' નસીબ ચાર ડગલા આગળનુ આગળ ' તગદીર જ જ્યા પોલુ ત્યા પુત્રના દર્શન કયાથી સ ભવે ? પારકા ઘરની વસતી ગણાતી દીકરીની સ ખ્યાનો આક ઉપર ચઢે ! સ સારની એ વિચિત્રતા આજે એક કોયડારૂપ છે જ્યા જન્મતા જ ખમા ખમા થાય તેવા સાનુકૂળ સ યોગો હોય, ધન જ્યા ઢગલે ઠેલાતુ હોય, વાડીવજીફાનો સુમાર ન હોય ત્યા વારસના ફાફા હોય છે પુત્ર તો નથી હોતો પણ કેટલાક દાખલામા પુત્રનો જન્મ પણ ત્યા દુર્લભ હોય છે, એથી ઉલટુ જ્યા રોજ હાલ્લા કુસ્તી કરતા હોય છે અને સવાર પડતા શુ ખાશુ ને શુ પહેરશુ એવા સવાલો આખ સામે ડોકિયા કરતા હોય છે અથવા તો અ તરને કોરી ખાતા હોય છે ત્યા ' વગર વિચારે જન્મ્યા મસ ' જેવુ કે ' કુતરીના ભટોળિયા ' જેવુ હોય છે એવા ઘણે છોકરા જન્મે છે અતિ, અને એમને વધતા પણ વાર લાગતી નથી આમ મારા પિતાના દરિદ્રતા ભર્યા સ સારમા મારો ન બર સાતમો આવ્યો મારા જન્મથી આખા ઘરમા જે નિરાશા પ્રગટી ઊઠી તે એટલી તીવ્ર નીવડી કે મારુ નામ પાડવા જેટલી તકલીફ ન લેવાઇ ઉમ્મરમા આવતા જ મારા શિરે બોજ વહનની ફરજ લદાઇ છે અને મૂઠી રોટલો મેળવતા જે કટુ વચનપ્રહારોની વર્ષા વરસી રહે છે એથી હુ પૂરી ક ટાળી ગઇ છુ આવા જીવન કરતા મને મરણ ઘણુ જ સુદર લાગે છે, તેથી જ આજે હુ ગજીખુશીથી ઝ પાપાત કરવાની હતી.

નિર્નામિકાનો વૃત્તાન્ત શ્રવણ કર્યા પછી તરુ હેઠળ વિરાજમાન મુનિરાજ થોડો સમય ધ્યાનસ્થ દશામા રહ્યા થયા ધ્યાન મુક્ત થતા જ બોલી ઊઠ્યા —

' બાલિકા, પૂર્વ ભવમા તે કર્મરૂપ ઇધણને બાળી નાખનાર સબળ સાધન સમા ' તપ ' નુ સેવન નથી કર્યુ વિષય–કષાયના ઘેનમા આકરા કર્મોનો કચરો ગાઠે બાધતા જરા પણ પાછુ વાળી જોયું નથી હાલના દુ ખોના મૂળિયા એ જીવનમાથી પાગરી વૃદ્ધિ પામતા ગયા છે સાભળ !

ગતાકના સ્વય પ્રભ દેવ સાથે અ બર પર્વત પરની આ રાક બાળા કેવી રીતે સ કળાયેલી હતી એ વાત મહાત્માની વાણીદ્વારા આવતા અ કે શ્રવણ કરીશુ (ચાલુ)

માગશર વદિ સાતમને રવિવારે શ્રી આત્માનંદ જૈન સેન્ટ્રલ લાઇબ્રેરીની પુનરુદ્ઘાટનની ક્રિયા, શ્રી આચાર્યશ્રીજીની સમક્ષ કરવામાં આવી હતી.

પ્રથમ બાબુ મોહનલાલજી એડવોકેટે લાઇબ્રેરીનો જૂનો ઇતિહાસ કહી સંભળાવ્યો અને જણાવ્યું કે ઘણા સમયથી લાઇબ્રેરી બંધ પડી ગઇ હતી તે શ્રી ગુરુદેવ આચાર્ય ભગવાનની કૃપાથી આજે પાછો ઉદ્ઘાટનનો સુઅવસર આવ્યો છે, વિગેરે હકીકત જણાવ્યા બાદ ડૉક્ટર હેતરામજી, વાઇસ પ્રિન્સિપલ મેડીકલ કૉલેજ ને લાઇબ્રેરી ખુલ્લી મૂકવા વિનંતી કરી. ડૉક્ટર સાહેબે ઉત્સાહપૂર્વક એકાવન રૂપિયા ભેટ આપી લાઇબ્રેરી ખુલ્લી મૂકી પોતાનો હર્ષ વ્યક્ત કર્યો.

આચાર્યશ્રીજીએ જ્ઞાનવિષયમાં મહત્ત્વ ભર્યું સુંદર વ્યાખ્યાન આપ્યું હતું જેની અસર શ્રોતાજનો પર સારી પડી હતી.

પંન્યાસ સમુદ્રવિજયજી મહારાજે હિન્દી ભાષા ભણવા માટે અને બાળકોને ધાર્મિક અભ્યાસ માટે રાત્રિપાઠશાળાની સ્થાપના કરવા માટે ભારપૂર્વક ભલામણ કરી હતી, તે જ વખતે શેઠ રોશનલાલજી, ગુજ્જરલાલજી, બંસીલાલજી ડોગર ભાઇઓ તરફથી માસિક પંદર રૂપિયા હાલ એક વર્ષ સુધી આપવા માટે જાહેર કર્યા હતા.

અત્રે વેપારાર્થે વસતા ગુજરાતી, કચ્છી, કાઠિયાવાડી, મહારાષ્ટ્રી બંધુઓનું ગુજરાતી મિત્રમંડળ સ્થાપન થયેલ છે, ઉપરોક્ત મંડળ તરફથી મહારાજશ્રીને અભિનંદન પત્ર અર્પણ કરવામાં આવ્યું હતું.

અગિયારસને દિવસે ગોલવડ પધાર્યા હતા. આ શીખોનું તીર્થસ્થાન હોવાથી શીખોની વસતી અધિક છે. શીખ વિગેરે નગરનિવાસીઓ આચાર્યશ્રીજીના વ્યાખ્યાનનો લાભ લઇ પ્રસન્ન થયા હતા.

તેરસને દિવસે ફેરો પધાર્યા. અહીં પટ્ટી આદિથી પધારેલા બંધુઓની ભોજન આદિથી લાલા ગોરાશાહે ભક્તિ કરી હતી.

ચૌદશને દિવસે આચાર્યશ્રીજી સમારોહ પૂર્વક પટ્ટી પધાર્યા. શ્રી સંઘમાં અને નગર જનોમાં ઉત્સાહ સારો છે. અત્રે બે ચાર દિવસની સ્થિરતા કરી બિકાનેર તરફ વિહાર કરશે.

બિકાનેરનો સંઘ પટ્ટી–કસૂર ગયે વર્ષે વિનંતી કરવા આવ્યો હતો. આ વર્ષે જંડીયાલામાં આવી આચાર્યશ્રીજીને બિકાનેર પધારી, શ્રી ગુરુમંદિરની પ્રતિષ્ઠા કરાવવા સારૂ આગ્રહપૂર્વક વિનંતી કરી હતી.

તે વખતે પંજાબના શ્રી સંઘે ( કા. વ. ચોથે સંક્રાતિપર એકત્રિત થયેલ પંજાબ શ્રી સંઘે ) આચાર્યશ્રીજીને પંજાબ ન છોડવા સારુ ઘણા જ આગ્રહભરી વિનંતી કરી હતી. આચાર્યશ્રીજીએ ફરમાવ્યું કે તમારી વિનંતી વ્યાજબી છે, પણ બિકાનેરના શ્રી સંઘની વિનંતી ગઇ સાલથી થઇ રહી છે, ત્યાં ગુરુમંદિર તૈયાર થઇ રહ્યું છે તેની પ્રતિષ્ઠા કરાવવાની છે; આ બધી બાબતો બિકાનેર શ્રી સંઘે જાહેર કરી છે તે તમો સૌએ સારી રીતે સાંભળી છે. પ્રતિષ્ઠાનું કામ હોવાથી બિકાનેર જવા મારો વિચાર છે. સ્વર્ગવાસી શ્રી ગુરુદેવની અર્ધશતાબ્દિ ગુજરાંવાલામાં ઊજવવા વિચાર છે માટે હું બિકાનેરથી આગળ ન વધતા બનતાં સુધી બિકાનેરથી આ તરફ પાછો ફરીશ. તમો કોઇ રીતે ઉદાસ ન થતાં મારા વિચારને સહમત થશો. એમ જણાવ્યું હતું.

પ્રતિષ્ઠાના કાર્યને લીધે જ આચાર્યશ્રીજી બિકાનેર તરફ વિહાર લંબાવશે.



# શેઠ હરજીવનદાસ દીપચંદનો સ્વર્ગવાસ



આ સભાના માનનીય સેક્રેટરી તથા આજીવન ઉત્સાહી કાર્યકર્તા શેઠ હરજીવનદાસ દીપચંદના પોષ વદિ ૩ ગુરુવાર રાત્રિના સવા આઠ કલાકે થએલ શોકજનક અવસાનની નોંધ લેતા અમો ઊંડી દિલગીરી વ્યક્ત કરીએ છીએ

તેઓશ્રીનો જન્મ સં ૧૯૩૨ ના માગશર વદિ બીજના રોજ થયો હતો મિલનસાર સ્વભાવ, સ્પષ્ટ વક્તવ્ય અને દરેક બાબતમા ખંત પૂર્વક આગળ ધપવાની ઉત્સુક્તાને અંગે પોતાના વ્યાપાર વ્યવસાયમા તેઓ સારી પ્રગતિ કરી શકયા હતા, તેમજ સમાજ સેવાના કાર્યોમા પણ તેઓ આગળ પડતુ સ્થાન જીવનના યૌવનકાળથી જ મેળવી શકયા હતા સંઘની સેવા કરવાની ભાવનાથી સ્થપાએલ મિત્રોની જૈન સોશ્યલ કલબના સભ્ય તરીકે તેઓ સં ૧૯૪૯મા સત્તર વરસની વયે જોડાયા, અને સારી સેવા બજાવી, ધર્મ કે સાહિત્યની સેવા કરવાની ધગશ તેઓશ્રીમા વિકાસ પામતી આવી હતી વધુ સેવા કરવાની ભાવનાથી તેઓશ્રી સં ૧૯૬૬ ની સાલમા આ સભાના સેક્રેટરી તરીકે જોડાયા, અને ૩૪ વર્ષના લાબા સમય સુધી તન, મન, ધનથી તેઓશ્રીએ સુયોગ્ય સેવા આ સંસ્થાના મંત્રી તરીકે બજાવી સારી નામના મેળવી છે સભાના ઉત્કર્ષમા તેઓશ્રીનો ઉત્સાહપૂર્વકનો ભોગ નોંધપાત્ર હતો તેઓશ્રીના જીવનનુ આ એક યશસ્વી પ્રકરણ હતુ



ધાર્મિક સાહિત્યના પ્રચાર માટે તેઓશ્રી સારો પ્રેમ ધગવતા હતા અને પોતાના પિતાશ્રીના સ્મરણાર્થે આ સભા તરફથી એક જ્ઞાન-સીરીઝ શરુ કરાવી તેમા સારી મદદ આપી જ્ઞાન-ભક્તિ કરી હતી તેવી જ રીતે જરૂર જણાય ત્યારે સભાના કોઇ પણ કાર્યમા આર્થિક સહાય ઉદાર ભાવે આપતા આવ્યા હતા

આ સિવાય તેઓશ્રીની જાહેર સેવા પણ એટલી જ નોંધપાત્ર હતી ભાવનગર જૈન સંઘની કમિટીના એક કાર્યવાહી સભ્ય તરીકે, ઉજમબાઈ જૈન કન્યાશાળાના સેક્રેટરી તરીકે, જૈન ભોજનશાળાના ઉપપ્રમુખ તરીકે, જૈન ધર્મ પ્રસારક સભા, દાણાપીઠ એસોસીએશન, અને સ્થાનિક પાંજરાપોળના એક સભ્ય તરીકે તથા પાલીતાણા ગુરુકુળની અહીંની કમિટીના સભ્ય તરીકે તેઓશ્રીએ

સેવાના જુદા જુદા ક્ષેત્રોમાં સુંદર સેવા બજાવી હતી.

એક પ્રતિષ્ઠિત વેપારી તરીકે તેઓશ્રીએ સારી નામના મેળવી હતી તેમજ પોતાને પ્રાપ્ત થએલ સુકૃત લક્ષ્મીનો તેઓશ્રી ઉદારભાવે સદ્‌વ્યય કરતા હતા.

ચોત્રીશ વર્ષના લાંબા સમય સુધી આ સભાના સેક્રેટરી તરીકે તેઓશ્રીએ બજાવેલ ઉત્તમ સેવાની આ તકે નોંધ લેતા સંસ્થાને એક પ્રતિભાશાળી સેક્રેટરીની પડેલ ખોટ માટે અમો હાર્દિક ખેદની લાગણી વ્યક્ત કરીએ છીએ.

તેઓશ્રીના અવસાનથી ભાવનગરને એક સેવાભાવી નિડર ગૃહસ્થની ખોટ પડી છે. તેઓશ્રીના માનમાં આ સભા એક દિવસ બંધ રાખવામાં આવી હતી. વદિ પાંચમ ને શનિવારે સભાની જનરલ મીટીંગ મળી હતી અને દિલગીરીનો ઠરાવ પસાર કરી તેમના કુટુંબને મોકલી આપવામાં આવ્યો હતો.

અહિની વિશા શ્રીમાળી જ્ઞાતિના ગૌરવરૂપ શેઠ હરજીવનદાસ તેમના જીવનની સૌરભ પ્રસરાવી આ નશ્વર દેહનો ત્યાગ કરી સ્વર્ગવાસી થયા છે, છતાં તેમના સમાગમમાં આવનારનાં હૃદયમાં તેમનું સ્થાન અવિચળ રહેશે.

તેઓશ્રી પોતાની પાછળ બહોળો પરિવાર મૂકી ગયા છે. અમો તેઓશ્રીના પવિત્ર આત્માની શાંતિ ઇચ્છીએ છીએ અને તેમના કુટુંબ પર આવી પડેલ આ આફત માટે અંતઃકરણપૂર્વક સહાનુભૂતિ પ્રદર્શિત કરીએ છીએ.

## ફોટોગ્રાફર પ્રભુદાસ રામજીનો સ્વર્ગવાસ

ભાવનગરનિવાસી ફોટોગ્રાફર પ્રભુદાસભાઈ લાંબા વખતની બીમારી ભોગવી માગશર વદિ ૬ ના રોજ સ્વર્ગવાસ પામ્યા છે તેઓ સ્વભાવે શાંત, મિલનસાર અને ધર્મ પ્રત્યે શ્રદ્ધાવાળા હતા તેઓ આ સભાના ઘણા વખતથી સભાસદ હતા તેઓના સ્વર્ગવાસથી આ સભાને ખોટ પડી છે તેઓના સુપુત્ર ભાઈ રસિકલાલ વગેરેને દિલાસો દેવા સાથે સ્વર્ગસ્થના આત્માની શાંતિ ઇચ્છીયે છીયે

સેવાના જુદા જુદા ક્ષેત્રોમાં સુંદર સેવા બજાવી હતી.

એક પ્રતિષ્ઠિત વેપારી તરીકે તેઓશ્રીએ સારી નામના મેળવી હતી તેમજ પોતાને પ્રાપ્ત થએલ સુકૃત લક્ષ્મીનો તેઓશ્રી ઉદારભાવે સદ્વ્યય કરતા હતા.

ચોત્રીશ વર્ષના લાંબા સમય સુધી આ સભાના સેક્રેટરી તરીકે તેઓશ્રીએ બજાવેલ ઉત્તમ સેવાની આ તકે નોંધ લેતા સંસ્થાને એક પ્રતિભાશાળી સેક્રેટરીની પડેલ ખોટ માટે અમો હાર્દિક ખેદની લાગણી વ્યક્ત કરીએ છીએ.

તેઓશ્રીના અવસાનથી ભાવનગરને એક સેવાભાવી નિડર ગૃહસ્થની ખોટ પડી છે. તેઓશ્રીના માનમાં આ સભા એક દિવસ બંધ રાખવામાં આવી હતી. વદિ પાંચમ ને શનિવારે સભાની જનરલ મીટીંગ મળી હતી અને દિલગીરીનો ઠરાવ પસાર કરી તેમના કુટુંબને મોકલી આપવામાં આવ્યો હતો.

અહિંની વિશા શ્રીમાળી જ્ઞાતિના ગૌરવરૂપ શેઠ હરજીવનદાસ તેમના જીવનની સૌરભ પ્રસરાવી આ નશ્વર દેહનો ત્યાગ કરી સ્વર્ગવાસી થયા છે, છતાં તેમના સમાગમમાં આવનારનાં હૃદયમાં તેમનું સ્થાન અવિચળ રહેશે.

તેઓશ્રી પોતાની પાછળ બહોળો પરિવાર મૂકી ગયા છે. અમો તેઓશ્રીના પવિત્ર આત્માની શાંતિ ઇચ્છીએ છીએ અને તેમના કુટુંબ પર આવી પડેલ આ આફત માટે અંતઃકરણપૂર્વક સહાનુભૂતિ પ્રદર્શિત કરીએ છીએ.

## નવા થયેલા માનવંતા સભાસદો

| | | |
|---|---|---|
| ૧ દોશી અમૃતલાલ પરમાણંદદાસ | ઘાટકોપર | લાઇફ મેમ્બર |
| ૨ વસંતલાલ ચીમનલાલ | સુડા | ” |
| ૩ શાહ પાનાચંદ હરિચંદ | કલ્યાણ | વાર્ષિક મેમ્બર |

---

## જવાબ મંગાવનારાઓને નમ્ર સૂચના

શ્રી આત્માનંદ પ્રકાશ માસિક, પુસ્તક પ્રકાશન ખાતા કે તેવા કોઇ પણ સભાના કાર્ય માટે જે બંધુઓને કંઇ પણ ખુલાસા-જવાબની જરૂર હોય તેમણે જવાબ માટે પોસ્ટની ટિકિટ મોકલવા તસ્દી લેવી. ખાસ કારણ હશે તો જ માત્ર જવાબ-ખુલાસો આપવામાં આવશે.

---

૧ શ્રી બૃહદ્ યોગવિધિ—સંપાદક. મુનિશ્રી દેવેન્દ્રસાગરજી મહારાજ. પ્રકાશિકા શ્રી ઋષભદેવજી છગનીરામજીની પેઢી ખારાકુવા ઉજ્જૈન (માલવા) શ્રી આનંદચંદ્ર કિરણાવળીના પ્રથમ કિરણ તરીકે આ ગ્રંથ પ્રકટ થયેલ છે, આ યોગનો ગ્રંથ યોગોદ્વહન કરનાર કરાવનારને ઘણો જ ઉપયોગી છે. અભ્યાસને માટે ઉત્તમ છે. સંપાદક મહારાજશ્રીનો પ્રયાસ સ્તુત્ય છે. પ્રકાશકને ત્યાંથી મળી શકશે.

૨ **નૂતન સ્તવનાવળી.** રચયિતા આ. શ્રી વિજયલબ્ધિસૂરિશ્વરજી મહારાજ. પ્રકાશક, શ્રી જૈન સંઘ. છાણી, નવીન રાગરાગિણીના સ્તવનો વાંચકોને વાંચનજ અસર કરે તેવા ઉપરાંત ભાવના પ્રેરે છે. પ્રસ્તુત સ્તવનાવળીની ઘણી આવૃત્તિઓ બહાર પડેલ છે તે તેની લોકપ્રિયતા જણાવે છે. પ્રકાશકને ત્યાંથી મળી શકશે.

---

## સ્ત્રી ઉપયોગી ખાસ ગ્રંથ.

નીચે જણાવેલ ગ્રંથ બહેનોએ ખાસ વાંચવા જેવો છે.

૧. શ્રી સુરસુંદરી ચરિત્ર—સુંદર, સરલ, ઉપદેશક ખાસ વાંચવા લાયક ચરિત્ર કિં. રૂા. ૧-૮-૦ પોસ્ટેજ જુદું.

---




પુસ્તક ૪૧ મું
અંક ૭ મો

આત્મ સં ૪૮
વીર સં ૨૪૭૦

વિક્રમ સં ૨૦૦૦ માહ
ઈ સ. ૧૯૪૪ : ફેબ્રુઆરી

# શ્રી વિમળનાથજિન સ્તવન

( અબતેરે સિવા કૌન મેરા—એ રાગ )

ભવસિંધુ-નાવરૂપ પ્રભુ પાપ હઠાવો,
જિનદેવ વિમળનાથ વિમળ માર્ગ બતાવો ટેક૦

તુજ નામ વિમળ સ્વામી, વિમળ-ભાવથી ગાઉં,
મુજ વિમળ ઉર-ધામે મૂર્ત્તિ વિમળ વસાવું,
ઉદ્ધાર કરો દોષ હરો જ્ઞાની બનાવો
જિનદેવ૦ ( ૧ )

હે જ્ઞાન બુદ્ધિસાગરા વિનતી ઉરે ધરો,
કરુણાનિધિ નિરંજન ! શુચિ ભાવના ભરો,
હેમેન્દ્ર અજિત ધામ ચહે ચરણે વસાવો
જિનદેવ૦ ( ૨ )

રચયિતા–મુનિશ્રી હેમેન્દ્રસાગરજી મહારાજ

સદ્‌ગત શેઠ હરજીવનદાસને આત્માનંદ સભાની

# નિવાપાંજલિ

દોહરો

સ્વર્ગે શેઠ સિધાવિયા, શ્રી હરજીવનદાસ;
આત્માનંદ સભા થઇ, અતિશય ઉર ઉદાસ. ૧

શાર્દૂલવિક્રીડિત

આ પ્રખ્યાત સભા તણા સરળ ને શાણા જ સેક્રેટરી,
જેણે અંતરભાવથી વિધવિધે સાચી જ સેવા કરી;
શુદ્ધિ-બુદ્ધિ-સમૃદ્ધિ, સર્વ ખરચી કીધી સભા ઉજ્વળી,
આત્માનંદ સભા વિનીત વદને અર્પે **निवापांजलि.** ૧

પૂરાં ચોત્રિશ વર્ષ હર્ષ ધરીને ઉત્કર્ષ કીધી સભા,
વ્યાપારે, સ્વજને, પરાર્થહિતમાં પ્રૌઢી જ વ્યાપી પ્રભા;
સદ્ધર્મે, સત્કર્મમાં મતિ અતિ જેની સદા નિર્મળી,
આત્માનંદ સભા વિનીત વદને અર્પે **निवापांजलि.** ૨

સાર્થક જન્મતણું કર્યું, ધન રળી ધર્માર્થમાં વાપર્યું,
સ્વજ્ઞાતિ-સ્વજનોતણું હિત થવા પોતે જ ધ્યાને ધર્યું;
શહેરી સર્વ સમાજમાં સુયશની પ્રાપ્તિ કરી છે ભલી,
આત્માનંદ સભા વિનીત હૃદયે અર્પે **निवापांजलि.** ૩

લીલી વાડી મૂકી, ગયા સ્વરગમાં, સુભાગ્યશાળી થયા,
કીધાં ધાર્મિક કામ તે અચળતા પામી જ અત્રે રહ્યાં;
ભારે ખોટ પડી સભા-સ્વજનને, સંભારશું સૌ મળી,
આત્માનંદ સભા વિનીત હૃદયે અર્પે **निवापांजलि.** ૪

દોહરો

જીવન જશવંતુ કર્યું, શ્રી હરજીવનદાસ;
સ્વીકારજો યશઅંજળી, સ્વર્ગે સુખમય વાસ.

લી. સભાનો કવિ, **રેવાશંકર વાલજી બધેકા.**



# સંયોગ વિયોગ સુખદ નથી :—

લેખક આ. શ્રી વિજયકસ્તુરસૂરિજી મહારાજ

સંસારના સબધ માત્ર સ્વપ્ન જાળ છે જાગ્રત દશા જ્ઞાન દશામા જોઇએ તો કાંઈ જ નથી સસારના સઘળા જીવો સાથે અનેક ભવોમા અનેક વખત અનેક પ્રકારના સબધોથી જોડાયા છીએ જ્યા સુધી સસારમા છીએ ત્યાં સુધી કૃત્રિમ અનેક પ્રકારના સબધોથી જોડાઇશુ માટે તત્વજ્ઞ પુરુષોને હર્ષ કે શોક હોતો જ નથી

આપણે જીવન, મરણ, યશ, અપયશ, સુખ દુઃખ આદિની સઘળી વ્યવસ્થા અદૃષ્ટને સોપી દીધી છે, અને અદૃષ્ટ નિરતર જીવાત્માનુ વિરોધી હોય જ છે એટલે તે ભાગ્યે જ જીવાત્માને અનુકૂળ થઇને ચાલે દરેક બાબતમા કાઇક અનુકૂળતા જેવુ દેખાડે પણ તે વાસ્તવિક અનુકૂળતા હોતી નથી. જીવ ભલે માની લે કે મને અદૃષ્ટ અનુકૂળ છે, અર્થાત્ હુ પૈસે ટકે, કુટુબ પરિવારથી સુખી છુ, પરતુ આ બધુ માનવુ જાગ્રત દશાનુ નથી અદૃષ્ટે જ મોહ, મમતા, મદ, અજ્ઞાનતા આદિનુ કેફ પાઇને મનાવેલુ છે જેથી કરી પરિણામે એ જ વસ્તુઓથી જીવાત્મા પોતાની સાચી વસ્તુઓ ખોઇ નાખીને દુ.ખી થાય છે જે વસ્તુઓથી જીવ આનદ સુખ માને છે તે જ વસ્તુઓથી જીવ દુખ માને છે ફરક એટલો જ હોય છે કે સયોગે સુખ અને વિયોગે દુખ, સયોગમા અદૃષ્ટની અનુકૂળતા અને વિયોગમા પ્રતિકૂળતા વિચારક જ્ઞાની પુરુષોને માટે તો સયોગ માત્ર ખોટા છે, કારણ કે જે પરિણામે દુખ રૂપ નીવડે તે સુખરૂપ કહી શકાય જ નહિ અને તેથી કરીને જ જ્ઞાની પુરુષો કોઈ પણ પ્રકારના સયોગને સારા કે નબળા સમજતા નથી, પણ સમભાવે રહીને સર્વ સયોગોના અભાવને ઇચ્છવા વાળા હોય છે તેઓ જાણે છે કે જ્યા સયોગ વિયોગ છે ત્યા જ સસારના બીજ વેરાયલા છે અનુકૂળ સયોગ અને પ્રતિકૂળ વિયોગ અથવા પ્રતિકૂળ સયોગ અને અનુકૂળ વિયોગ આદિની જે ભાવનાઓ છે તે એક પ્રકારની કર્મજન્ય વિકૃતિ છે સત પુરુષો આવી વિકૃતિઓના વિનાશ માટે જ ઉદ્યમવાળા હોય છે જ્યા સુધી આ વિકૃતિઓ નષ્ટ ન થાય ત્યા સુધી જીવની પ્રકૃતિમા અસ્વસ્થતા જ રહેવાની અને જ્યા સુધી અસ્વસ્થતા છે ત્યા સુધી જીવને સુખ અને આનદ ક્યાથી ?

પોતાના માનેલા અનુકૂળ સયોગોમા અનેક વખત અવતરવા છતા જીવ આનદનો તો ભિખારી રહ્યો, આનદ અને સુખની કગાલતા તો મટી જ નહિ આમને આમ અજ્ઞાનતાથી અનેક ભવોમા રખડ્યો અને અનેક વખત જન્મ મરણ કર્યા તોયે કૃત્રિમ સયોગનો વિયોગ થવાથી દુખી થાય છે કેટલી અજ્ઞાનતા ! અજ્ઞાનીઓને દેખાડવા માટે સસારમા મનાતી ઇષ્ટ વસ્તુના વિયોગ વખતે દુખ મનાવતો હોય તો વાત જુદી જ છે, તો પણ સસારમાં તત્વજ્ઞ-વિચારક પુરુષો તરીકે પ્રસિદ્ધ પામેલાને માટે તો ઉપરથી ખોટો ડોળ કરીને દેખાડવુ તે અજ્ઞાની જનતામા પણ ઉપહાસનુ પાત્ર બનાવે

છે માટે જ્ઞાની પુરુષોએ તો કૃત્રિમ વસ્તુના સંયોગ-વિયોગ સમયે સમભાવ રહીને અજ્ઞાની સંસારને જ્ઞાનસ્વરૂપી બનાવવો જોઇએ.

સંઘરી રાખેલું ઔષધ વ્યાધિના સમયે કામ ન આવે તો તે સંગ્રહ શા કામનો ? કામ પ્રસંગે સળગતો દીપક બુઝાઇ જાય તો શા કામનો ? વસ્તુતત્વના જાણકારને તો જનતાને વસ્તુતત્વ સમજાવવા સાવધાન રહેવાની અત્યંત આવશ્યકતા છે. આયુષ્ય કર્મનો ઉદય તે જીવન અને આયુષ્ય કર્મનો ક્ષય તે મરણ. સર્વથા અપુનર્બંધપણે આયુષ્યનો ક્ષય તે મુક્તિ. આ તત્ત્વના રહસ્યના જાણકાર સુખ તથા આનંદના અભિલાષી પ્રાણીઓ તો સર્વથા આયુષ્યને ક્ષય કરવાના પ્રયત્નવાળા હોય છે.

જીવનમાં જ દુઃખ રહેલું છે. કારણ જન્મ સિવાય જીવન હોતું નથી અને જીવન સિવાય મરણ હોતું નથી. માટે જ્યાં જન્મ મરણ છે, ત્યાં દુઃખ રહેલું છે. જીવના સ્વ-સ્વરૂપ જીવન કે જે જન્મ મરણના સર્વથા નાશથી પ્રગટે છે, અને કૃત્રિમ જીવન મરણ સ્વરૂપ જીવનથી સર્વથા ભિન્ન સ્વરૂપવાળું છે. અથવા તો જન્મ મરણના નાશરૂપ કારણનું કાર્ય છે તે જ જીવનમાં અનંતુ સુખ અને અનંતો આનંદ રહેલો છે. બાકી તો સંસારી આત્માઓને ભ્રમણ કરવાને માટે મળેલા કર્મજન્ય જીવનમાં સુખ તથા આનંદનો લેશ પણ હોતો નથી. માટે મહાપુરુષો આવા જીવનની પરવા રાખતા નથી. અને સાચા જીવનની પ્રાપ્તિ માટે સમગ્ર કર્મ, જીવનને અર્પણ કરી દે છે.

જીવને જીવનો સંયોગ થતો નથી. પણ જડનો સંયોગ થાય છે. સંસારના સંયોગ માત્ર જડ સ્વરૂપ છે. અને એટલા જ માટે તે કૃત્રિમ હોવાથી તે સંયોગોનું કાર્ય પણ કૃત્રિમ જ છે. કર્મથી આવરિત જ્ઞાનવાળો આત્મા કે જે અજ્ઞાની કહેવાય છે, તે કર્મના કાર્યમાં મુંઝાઇ જાય છે. અને અનુકૂળતા તથા પ્રતિકૂળતાની ભ્રમિત ભાવનાથી પોતાને સુખી તથા દુઃખી માને છે. પોતાને નિર્માલ્ય, નિર્બળ, દીન કંગાલ માની પોતાના અસ્તિત્વ માટે જ તથા પોતાના આનંદ અને સુખ માટે નિરંતર જડનોજ આભારી બન્યો રહે છે.

સંયોગો નિત્ય નથી, સંયોગો વિયોગ સ્વરૂપ હોય છે. માટે જ જ્ઞાનીઓ સંયોગોને ઇચ્છતા નથી. તેમજ વિયોગોને પણ ઇચ્છતા નથી. પણ સ્વરૂપ રમણતાની સ્પૃહાવાળા હોય છે. અને તેથી કરીને સમતા શાંતિ અને આનંદના ભોગી હોય છે. સંબંધોને આત્મા નથી જોડતો, કારણ કે તે સ્વરૂપે હમેશાં સંબંધ વિનાનો હોય છે. આત્માઓના સંબંધો થતા નથી, પણ જડના સંબંધ થાય છે. જડાસક્ત જડાધીન આત્મા માની લે છે કે મારો અમુક આત્માની સાથે સંબંધ થયો છે, પણ તે એક પ્રકારની મિથ્યા ભ્રાન્તિ જ છે. અને તે મિથ્યા ભ્રાન્તિને લઇને અત્યંત દુઃખ મનાવે છે. વાસ્તવિકમાં દુઃખ, સંયોગ સંબંધ, ઇષ્ટ અનિષ્ટ આદિ કોઇ પણ ભાવો સંસારમાં સ્વરૂપે સત્ય કે નિત્ય નથી. માટે વિચારક ડાહ્યા તત્વજ્ઞ આત્માઓએ વસ્તુસ્થિતિને લક્ષમાં રાખીને આત્મ સ્વરૂપ, સમતા, શાંતિ તથા આનંદાદિથી પરાઙ્મુખ ન થતાં સ્વરૂપના વિકાસના માર્ગે વળવું જોઇએ.



# આત્મ દ્રવ્યથી ભિન્ન પરચિંતન ત્યાગ

લેખક મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજ ( સંવિગ્નપાક્ષિક )

द्वितीये वस्तुनि सति चिंता भवेत्, तत चिंतायाः सकाशात् कर्म, तेन कर्मणा कृत्वा जन्म संसार वर्तते ।

પરચિંતન કરવું તે જ કર્મબંધનુ કારણ છે, તે કર્મવડે જન્મ-સંસાર વર્તે છે એ પરચિંતનનો ત્યાગ કરી પવિત્ર આત્મદ્રવ્યનુ ચિંતન કરવુ તે કેવળ મોક્ષનુ જ કારણ છે

સજીવ અને નિર્જીવ બન્ને પદાર્થોથી આ વિશ્વ ભરેલુ છે સજીવ પદાર્થમા અનંત જીવ દ્રવ્યો છે અજીવ પદાર્થમા જીવ દ્રવ્ય કરતા અનંતગુણા જડ દ્રવ્યો છે અનંત જીવ દ્રવ્યમાથી પોતાના આત્માને જુદો કરીને તેનો વિચાર કરવો, તેનુ ચિંતન કરવુ અને તેમા જ સ્થિર થઇ રહેવુ તે જ મોક્ષનુ કારણ છે, તે સિવાય બાકી રહ્યા તે સર્વે સજીવ અને નિર્જીવ દ્રવ્યો છે તે પર દ્રવ્ય છે તેનુ ચિંતન કરવુ, તેમા શુભાશુભ ઉપયોગ દેવો, તેમા તદાકારે પરિણમવુ તે પરદ્રવ્યનુ ચિંતન કહેવાય છે જે કર્મબંધનુ કારણ છે

ચિંતન બે પ્રકારે થાય છે એક તો તેના સ્વરૂપનો વિચાર કરી પરિણામે દુખરૂપ જાણી તેનાથી પાછા હઠવારૂપે હોય છે બીજુ ચિંતન રાગદ્વેષની લાગણીથી થાય છે અહીં જે વાત કહેવામાં આવે છે, તે રાગદ્વેષની લાગણીઓ પેદા કરનાર ચિંતનના ત્યાગ માટે છે

જડ વસ્તુનુ ચિંતન તેના આકર્ષક ને મોહક ગુણને લઇને થાય છે અને બીજુ તેના સ્વભાવથી આત્માનો સ્વભાવ જુદો છે, તેની સરખામણી અથવા નિશ્ચય કરવા માટે થાય છે પ્રથમનુ ચિંતન ત્યાગ કરવા યોગ્ય છે બીજુ ચિંતન વસ્તુતત્ત્વના નિર્ણય માટે કરીને તેનો નિશ્ચય થયા પછી જ ત્યાગ કરવા યોગ્ય છે આત્મવસ્તુના ચિંતનમા પણ અનંત આત્મદ્રવ્યો છે, તેમાથી જ્ઞાતાદૃષ્ટાપણુ, સુખદુખના અનુભવ કરવાપણુ પોતાનુ પોતાને ઉપયોગી છે, અને પોતા માટે પોતામા જ અનુભવો થાય છે માટે બીજા અરિહંતાદિ પવિત્ર આત્મા સાથે પોતાના આત્માની સરખામણી કે નિશ્ચય કરી લીધા પછી પોતામા જ સ્થિરતા કરવાની છે અને તે સિવાયના બીજા જીવોના ચિંતનનો તો અવશ્ય ત્યાગ કરવા યોગ્ય છે

આગળ વધવામા આલંબન માટે શ્રી અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને મુનિરાજ આ પાંચ પરમેષ્ટિની મદદ લેવામા આવે છે, પણ માળ ઉપર ચડવામા જેમ દાદરની સહાય લેવામા આવે છે, તેમ આત્મદ્રવ્યથી જુદા તે અરિહંતાદિની મદદથી આગળ વધવુ અને માળ ઉપર ચડી ગયા પછી જેમ દાદરાનો ત્યાગ કરવામા આવે છે, તેમ શુદ્ધ આત્મદ્રવ્યની પ્રાપ્તિ થયા પછી આ મદદગારોના ચિંતનનો પણ ત્યાગ કરવાનો હોય છે

જે જે આત્માઓ જેટલા જેટલા આગળ વધ્યા હશે-તેમનો આત્મા જેટલો નિર્મળ થયો હશે, તેના પ્રમાણમા તે પરવસ્તુના ચિંતનનો ત્યાગ કરી શકશે આગળ વધવામા **પ્રથમ**

વૈરાગ્યની ભૂમિકા છે. દોષ દર્શન વૈરાગ્યવાળાને દુનિયાની ઘણીખરી વસ્તુમાં દુઃખ જ દેખાય છે. તે દરેક વસ્તુની કાળી બાજુ જોઇને તેમાં દોષ જણાતાં તેનો ત્યાગ કરશે. આવા ત્યાગની પ્રથમ ઘણી જરૂર છે. આવો ત્યાગ તેના માર્ગમાં મુખ્યતાએ વિઘ્નરૂપ જણાતી રાજ, વૈભવ, સ્ત્રી, પુત્ર, ધન, મિત્રો, કુટુંબો, સંબંધીઓ, ઘર, જમીન આદિ તમામ વસ્તુઓનો ત્યાગ કરાવશે. આ ત્યાગથી મોહ ઉત્પન્ન કરાવનારાં, દુનિયાના બંધનમાં બાંધી રાખનારા. કર્મબંધનના ઘણાં કારણો ઓછા થશે, છતાં શરૂઆતનો આ ત્યાગ હોવાથી એકનો ત્યાગ કરાવી બીજી વસ્તુઓનો તે સંગ્રહ કરાવશે. તે ત્યાગી થશે ત્યાં માતાપિતાને ઠેકાણે તેને ગુરુની જરૂર પડશે, ભાઇઓને ઠેકાણે ગુરુભાઇઓ સ્થાન લેશે, પુત્રપુત્રીઓને ઠેકાણે શિષ્યશિષ્યાઓ આવશે, ઘરને ઠેકાણે ઉપાશ્રય–મઠ–ધર્મશાળાદિ સ્થાન ગ્રહણ કરવાં પડશે, ધનને ઠેકાણે પુસ્તકો આવશે, તાંબાપીત્તળ, સોનારૂપાના વાસણોને સ્થાને લાકડાનાં ઉપગરણો ગોઠવાશે, વસ્ત્રોનો રૂપાંતરે સંચય કરવો પડશે અને નોકર ચાકરાદિના સ્થાને ગૃહસ્થ શિષ્યોનો સમુદાય હાજરી આપશે.

આમ એકના ત્યાગ પછી બીજાનું ગ્રહણ કરવાનું આવે છે, છતાં પ્રથમ કરતાં આ રૂપાંતર ઘણું સારું છે, આગળ વધવામાં મદદગાર સાધન છે, પાપ આશ્રવનાં સાધનોને ઠેકાણે પુન્ય આશ્રવનાં કારણો આ છે, અશુભના સ્થાને એ શુભ સાધનો છે. તાત્ત્વિક સમત્વવાળાને બદલે ઉપર ઉપરની લાગણીવાળાં છે એટલે મજબૂત બંધન કે પ્રતિબંધરૂપ નથી.

આટલું છતાં જો પ્રથમનો વૈરાગ્ય વૈરાગ્ય બન્યો રહે, ચાલ્યો ન ગયો હોય એટલું જ નહિ પણ, તેમાં દિન પર દિન વધારો થતો રહેતો હોય તો આગળ વધતાં, સૂત્ર સિદ્ધાંત ભણતાં, ગુર્વાદિકની સેવા કરતાં અને સત્સમાગમાં રહેતાં તાત્ત્વિક ત્યાગ જેને **'જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય'** કહેવામાં આવે છે તે પ્રગટ થાય છે, પણ જો તે વૈરાગ્ય અમુક દિવસ પૂરતો જ હોય, વ્યવહારના કંટાળાથી જ ઉત્પન્ન થયેલો હોય અથવા અમુક વસ્તુના અભાવથી ઉત્પન્ન થયેલો હોય તો આ પુસ્તકાદિ જે રૂપાંતરે ગ્રહણ કરેલાં છે તે જ પ્રતિબંધ અને મમત્વના સ્થાન થઇ પડશે. સ્ત્રી પુત્રાદિ જે બંધનના કારણો હતાં તેનાં કરતાં આ શિષ્ય શિષ્યાદિ વધારે બંધનનાં નિમિત્તો થશે. પ્રથમના કર્મબંધના કારણોથી આ વિશેષ બંધનનાં કારણો થઇ પડશે. પ્રથમ જેને પ્રતિબંધરૂપે પ્રભુના માર્ગમાં આ જીવ માનતો હતો તેને હવે આ રૂપાંતરે ગ્રહણ કરેલાં સાધનો પ્રભુના માર્ગમાં વિશેષ પ્રકારે પ્રતિબંધરૂપે થશે, આત્મભાન ભુલાવશે, આસક્ત બનાવશે અને છેવટે આગળ વધવામાં અશક્ત બનાવી મૂકશે.

પણ જો પ્રથમના ચાલુ વૈરાગ્યમાં વધારો થતો રહે, આત્મા તરફનું નિશાન મજબૂત થાય, ગમે તે ભોગે આત્મસ્વરૂપ પ્રગટ કરવું જ છે એ નિશ્ચય દૃઢ થાય, આ શુભ બંધનોમાં પણ કયાંઇ ન બંધાયો હોય, મત–મતાંતરના કદાગ્રહો સ્યાદ્વાદ શૈલીના જ્ઞાનથી તોડી પાડ્યા હોય, ક્રોધ માનાદિ કષાયોને પાતળા કરી નાખ્યા હોય અને ગુરુકૃપાથી આત્મતત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત થયું હોય તો તેને વૈરાગ્ય તત્ત્વજ્ઞાનના રૂપમાં બદલાઇ જશે.

હવે તેને કર્મકાંડથી પડેલા મતભેદ નડવા લાગશે. અપેક્ષાએ તે બધા મત–મતાંતરોના સવળા અર્થો અને નિર્ણયો કરી શકશે, તેને મન પોતાનું અને પારકું હવે રહેશે નહિ, કોઇ પોતાનું કે પારકું નથી અથવા બધા પોતાના છે એવો દિવ્ય પ્રેમ પ્રગટ થશે, ગમે તે ગચ્છમતનો હોય છતાં આ ગુણીને દેખીને તે મતાં-

તત્ત્વાળાને પણ પ્રેમ અને પૂજ્યબુદ્ધિ પ્રગટ થશે તેનુ નિશાન એક સત્ય આત્મા જ રહેશે, તેની નજરમા હજારો માર્ગો દેખાઇ આવશે અને કોઇ પણ માર્ગે પ્રયાણ કરનારને કા તો તેનું નિશાન બદલાવીને કા તો તેની અપેક્ષા સમજાવીને બીજા માર્ગ તરફ અપ્રીતિ કે દ્વેષની લાગણી બધ કરાવી પ્રભુ માર્ગના રસિક બનાવી શકશે તેના ગમે તે કર્મ માર્ગમા પણ જ્ઞાનની મુખ્યતા હશે, તેના સહજ વાર્તાલાપમા પણ આત્મજ્ઞાન ભરેલુ હશે, તેની ધાર્મિક દેશનામા પણ આત્મમાર્ગ જ ડગલે ને પગલે પોષાતો રહેશે, તે વ્યવહારથી બધાને બોલાવશે, બધાને ચાહશે છતા તેનુ હૃદય નિર્લેપ જ રહેશે 'હુ આત્મા છુ, શુદ્ધ આત્મા છુ' આ નિશાન અને હૃદયની ભાવના તદાકારે પરિણમતી રહેશે તેને કોઇ પરચિંતનનો અધ્યવસાય નહિ હોય. પહેલા વસ્તુની કાળી બાજુને તે જોતો હતો, હવે તેની દૃષ્ટિ બધી બાજુ જોનારી થશે, છતા તેનુ હૃદય ઉજ્વળ બાજુ તરફ જ પ્રવૃત્તિ કરતુ રહેશે અને કાળી બાજુની ઉપેક્ષા કરશે, અથવા કાળી બાજુના સ્વભાવને જાણીને અમુક ભૂમિકામા એમ જ વર્તન હોય, એવી જ લાગણી હોય એમ માનીને પોતે પોતાના નિશાન તરફ મુખ્યતા રાખીને આગળને આગળ ચાલ્યા કરશે એવી રીતે બન્ને વસ્તુના સ્વભાવને જાણનાર તે રાગદ્વેષ ન કરતા પોતાના સ્વભાવમા જ રહેશે

જેમ જેમ આત્મા આગળ વધતો જાય છે, તેમ તેમ પરવસ્તુના ચિંતનનો ત્યાગ તેનામા વધારે ને વધારે થયા કરે છે આ વૈરાગ્ય છેવટે સમભાવના રૂપમા બદલાઇ જાય છે એ સમભાવમા નહિ રાગ કે નહિ દ્વેષ, પણ કેવળ મધુર શાતિ જ હોય છે આ શાતિમા આવતા પરવસ્તુનુ-પૌદ્ગલિક વસ્તુનુ ચિંતન લગભગ બધ થાય છે તેની મીઠી નજરથી બીજાને શાતિ મળે છે તેનો ઉપદેશ ઘણે ભાગે અમોઘ હોય છે એકવાર કહેવાથી જ બીજા ઉપર સારી અસર થાય છે તેની આજુબાજુ નજીક આવેલા જીવોના વેર વિરોધ શાત થાય છે આ તેના સમભાવની છાયા છે આ ભૂમિકા પછીની ભૂમિકામા મનની ઊઠતી વૃત્તિઓનો ક્ષય થાય છે, હવે તેના મનમા સકલ્પો કે વિકલ્પો બિલકુલ ઊઠતા નથી જે છે તે વસ્તુ છે તેમા વચનને કે મનને પ્રવેશ કરવાનો અધિકાર નથી તેનું મન મનાતીત વસ્તુમા લય પામી જાય છે આત્માના અખડ સુખનો તે ભોક્તા બને છે આ વિશ્વ તેને હસ્તામલકવત્ દેખાય છે હાથમા રહેલુ આમળુ જેમ જોઇ શકાય છે, તેમ તે વિશ્વને જોઈ શકે છે આ સર્વ પ્રતાપ આત્મા સિવાય અન્ય વસ્તુનું ચિંતન ન કરવાનો જ છે આ પરવસ્તુના ચિંતનનો ત્યાગ આમ ક્રમસર વૈરાગ્યની વૃદ્ધિથી અને સત્ય તત્ત્વના જ્ઞાનથી બને છે

જેવી રીતે પર દ્રવ્યોનું નિરતર ચિંતન કરવામા આવે છે, તેવી જ રીતે જો આત્મદ્રવ્યનું સ્મરણ કરવામા આવે તો મુક્તિ હાથમાજ છે લોકોને રજન કરવાને નિરતર પ્રયત્ન કરો છો તેવો પ્રયત્ન જો તમારા આત્માને માટે કરો તો મોક્ષપદ તમારા માટે છેટુ નથી પરને રજન કરવા તે વિભાવ પરિણામ છે આત્મા સ્વભાવરુપ છે સ્વભાવ દશામા આવ્યા વિના તાત્ત્વિક સુખ નથી સદ્‌ગુરુ પાસેથી આત્મજ્ઞાન મેળવી, અન્ય સગનો ત્યાગ કરી આત્માનુ અવલબન લઈ તેમા સ્થિર થવાથી આ પર દ્રવ્યનો અવશ્ય વિયોગ થાય છે, માટે આત્મદ્રવ્યમા જ પ્રીતિ કરવા યોગ્ય છે તત્ત્વદૃષ્ટિવાળાને શુ ત્યાગ કરવા યોગ્ય નથી? અર્થાત્ સર્વ છે આત્મસ્વરૂપની પ્રાપ્તિ વિના રાજ્યથી, સ્ત્રીઓથી, ઇન્દ્રિયોના વિષયોથી, કલ્પવૃક્ષો અને કામધેનુ આદિથી પણ કોઈ કૃતાર્થ થયો નથી અને થશે પણ નહિ

# श्री अनेकान्तव्यवस्थाप्रकरणम् ।

[ સમાલોચના ]

૨

લેખક: રા. રા. જીવરાજભાઈ ઓધવજી દોશી, બી. એ., એલએલ. બી.

( ગતાંક પૃષ્ઠ ૧૧૫ થી શરૂ )

વ્યવહાર નયનું વિવરણ કર્યા પછી, ગ્રંથકાર ઋજુસૂત્ર નયનું નિરુપણ કરે છે. ઋજુસૂત્રનું બીજું નામ ઋજુશ્રુત આપવામાં આવે છે. પ્રથમ આ નયની વ્યાખ્યા આપવામાં આવી છે અને ઋજુસૂત્ર નય વસ્તુનું સાંપ્રતકાળનું સ્વરૂપ ગ્રહણ કરે છે તે બતાવવામાં આવ્યું છે. ઋજુસૂત્ર નયમાંથી બૌદ્ધમત કેવી રીતે ઉદ્‌ભવી શકે તે બતાવવા પ્રથમ બૌદ્ધમતના ક્ષણિકવાદનું સ્વરૂપ બતાવવામાં આવ્યું છે, અને તેનું ખંડન કરવામાં આવ્યું છે. વસ્તુને એકાંત ક્ષણિક માનવાથી પ્રત્યક્ષ જ્ઞાન વિગેરે અનેક વિરોધો આવે છે, તે પ્રમાણે એકાંત સ્થૈર્ય માનવાથી પણ અનેક દોષો આવે છે તે બતાવી ગ્રંથકાર મહારાજ પ્રતિપાદન કરે છે કે સખંડ અખંડ સંભિન્ન એક સ્વભાવતા सखण्डाखण्ड सम्भिन्नैकस्वभावस्य वस्तुनः प्रामाणिकत्वात् વસ્તુનું પ્રામાણિક સ્વરૂપ છે. ઋજુસૂત્ર નય પર્યાય નયોનું મૂળ છે, અને ત્યારપછીના શબ્દ સમભિરૂઢ અને એવંભૂત નયો તે નયના વૃક્ષની શાખા પ્રશાખા ગણવામાં આવ્યા છે. નયોના મૂળ બે ભેદો પાડવામાં આવે છે. દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક, તેમાં સંગ્રહ નયને દ્રવ્યાર્થિકનું અને ઋજુસૂત્રને પર્યાયાર્થિક નયોનું મૂળ ગણવામાં આવે છે. દ્રવ્યાર્થિક નય વસ્તુમાં રહેલ દ્રવ્યત્વ સામાન્ય અંશને પ્રધાનપણે સ્વીકારે છે, પર્યાયાર્થિક નય વસ્તુમાં રહેલ વિશેષત્વ–પર્યાય અંશને પ્રધાનપણે સ્વીકારે છે.

ત્યારપછી શબ્દ નયો–શબ્દ–સમભિરૂઢ અને એવંભૂતનું ગ્રંથકાર નિરૂપણ કરે છે, અને પૂર્વ પૂર્વના નયોથી ઉત્તર ઉત્તરના નયો વસ્તુનું સૂક્ષ્મ સૂક્ષ્મતર સ્વરૂપ કેવી રીતે ગ્રહણ કરે છે તે બતાવવામાં આવે છે. શબ્દ–સમભિરૂઢ અને એવંભૂત નયોની સમીક્ષામાં ગ્રંથકાર મહારાજે વિશેષ આવશ્યકની ગાથાઓ અને તેના ઉપરની વૃત્તિનો છૂટથી ઉપયોગ કરેલ છે અને આ નયોનું સ્પષ્ટ સ્વરુપ બતાવેલ છે. જુદા જુદા નયોનું પૃથક્ પૃથક્ સ્વરૂપ બતાવી ગ્રંથકાર કહે છે કે શાસ્ત્રમાં સામાન્ય માણસોને સ્યાદ્વાદ દેશના ઉત્સર્ગપણે આપવાનું ફરમાન છે, એક નય દેશના તો પુરુષ વિશેષને અપવાદ

---

**જ્ઞાનસાર**માં વાચકવર **પૂ. ઉ. મ.** કહ્યું છે કે—

पुद्गलैः पुद्गलास्तृप्तिं यान्त्यात्मा पुनरात्मना ।
परतृप्तिसमारोपो ज्ञानिनस्तन्न युज्यते ॥ १ ॥

**અર્થ:**—પુદ્‌ગલથી પુદ્‌ગલ તૃપ્ત પામે છે અને આત્મા આત્માથી તૃપ્ત પામે છે માટે પર તૃપ્તિનો–પર ચિંતનનો સમારોપ જ્ઞાની–મુનિરાજને ઘટતો નથી.

( લેખક જ્ઞાની મુનિ નથી, પરંતુ હરકોઈ પણ શુદ્ધ સંવિજ્ઞનો પાક્ષિક ચરણકરણહીન 'સંવિજ્ઞપાક્ષિક'–સેવક છે એટલું વાંચકોને ખ્યાલમાં રહે. )

તરીકે આપવાની છે, માટે સ્યાદ્‌વાદ દેશનાને યથાર્થ સ્વરૂપમા પ્રતિપાદન કરવાને સપ્તભ ગ્યા-ત્મક વચન-સપ્તભગીને જાણવાની જરૂર છે, એટલે ગ્રથકાર મહારાજે આગળ ચાલતા સપ્તભગીનુ સ્વરૂપ સૂક્ષ્મ તાત્ત્વિક દૃષ્ટિએ બતાવેલ છે પ્રથમના ત્રણ ભગો-વચનો-**स्यादस्ति एव, स्यादनास्ति एव,** અને **स्याद-व्यक्तव्यएव-**વસ્તુ ( reality )નુ યથાર્થ સ્વરૂપ જાણવાને કેટલા ઉપયોગી છે અને કેવી રીતે ઘટી શકે છે તે બતાવવામા આવ્યુ છે પ્રથમના ત્રણ ભગોને સકલાદેશ અને બાકીના ચાર ભગોને કેવી રીતે વિકલાદેશ કહેવામા આવે છે તે બતાવ વામા આવ્યું છે. દરેક વસ્તુમા અસ્તિત્વ નાસ્તિત્વ અને અવ્યક્તવ્યત્વ કેવી રીતે રહી શકે છે તેનું જુદી જુદી દૃષ્ટિએ સૂક્ષ્મ નિરૂપણ કરવામા આવ્યું છે **स्यादस्ति एव घट', अस्ति एव घट** અને **अस्ति घट** ઘટની સત્તાને પ્રતિપાદન કરનારા આ ત્રણ વચનોમા, પ્રથમનુ વચન **स्यादस्ति एव घट.** પ્રમાણ વચન છે, **अस्ति एव घट** દુર્નય અર્થાત્ અપ્રમાણ વચન છે અને **अस्ति घट** દુર્નય નથી અર્થાત્ બીજા ધર્મોની અપેક્ષા રાખતો હોવાથી સુનય છે વ્યવહારમા તો પ્રમાણવાક્ય **स्यादस्ति एव घट** નો પ્રયોગ ઉચિત છે નય અને સપ્તભગીના વિષયનો ઉપસહાર કરી ઉપાધ્યાયજી મહારાજ પ્રતિપાદન કરે છે કે અનેકાતાત્મક વસ્તુજ નય અને પ્રમાણનો વિષય થાય છે

ગ્રથકાર આગળ ચાલતા દિગબર પ્રક્રિયામા નિર્દિષ્ટ કરેલ દ્રવ્યોના અસ્તિત્વ આદિ દશ સામાન્ય ગુણો અને જ્ઞાન દર્શન આદિ મોળ વિશેષ ગુણો બતાવે છે, અને અસ્તિત્વ, વસ્તુત્વ, દ્રવ્યત્વ વિગેરે શબ્દોનુ વિવરણ કરે છે દ્રવ્યના સામાન્ય સ્વભાવ અને વિશેષ સ્વભાવો બતાવી તેનું સ્પષ્ટીકરણ કરે છે, અને લખે છે કે આ સ્વભાવો અનેકાતવાદમા જ ઘટે છે એકાતવાદમા કહી શકાતા નથી, અને તેમા ઘટાવતા દોષો આવે છે દિગબરમતમા બતાવેલ નય અને ઉપનયો તથા સ્વભાવપર્યાય અને વિભાવ-પર્યાયોનુ નિરૂપણ કરવામા આવ્યુ છે અને અતમા ગ્રથકાર મહારાજ લખે છે કે દિગબર પ્રક્રિયામા બતાવેલ ગુણ સ્વભાવ વિગેરે ભેદો ફક્ત કલ્પના માત્ર છે, ગુણો પર્યાયોથી જુદા નથી એટલે ગુણ અને સ્વભાવનો ભેદ માનવામા કાઈ પ્રમાણ નથી માટે દ્રવ્યપર્યાયથી ગુણસ્વભાવ જુદા છે એવી દૈગમ્બરી પ્રક્રિયા વિચારી શકાય તેમ નથી. દ્રવ્યથી પર્યાય અભિન્ન છે એમ પણ માનવા જેવુ નથી, તેમ માનતા દ્રવ્યાદ્વૈતવાદ-પ્રકૃતિ અદ્વૈતવાદ આવીને ઊભો રહે છે તે પણ જૈન દર્શનને માન્ય નથી જૈન દર્શન તો દ્રવ્ય અને પર્યાયનો ભેદાભેદ વાદ માને છે, અને તેમ માનીને વસ્તુને જુદી જાતિવાળી જાત્યન્તરાત્મક બતાવે છે

સર્વત્ર અનેકાતવાદ માનવાથી અનેકાતમા પણ અનેકાતતા કેવી રીતે ઘટી શકે તેનો સ્પષ્ટ ખુલાસો કરવામા આવ્યો છે, અને તેમ માનવામા અનવસ્થા દોષ આવતો નથી તેનું નિરૂપણ કરવામા આવ્યુ છે

ગ્રથના અતમા ઉપાધ્યાયજી મહારાજ સન્મતિ તર્કની ૩-૬૭ વાળી વાદગ્રસ્ત ગાથા ઉપર શાસ્ત્રીય દૃષ્ટિએ વિવેચન કરી સિદ્ધાતરૂપે પ્રતિપાદન કરે છે કે અનેકાતના તત્ત્વને જાણનાર અથવા તેવા ગીતાર્થની આજ્ઞામા રહી મહાવ્રત ધારણ કરનાર મુનિમહારાજનુ ચારિત્ર સફળ થાય છે, પણ ગીતાર્થની આજ્ઞામા ન રહેનાર, અને ગીતાર્થને ન જાણનાર અને સ્વતત્ર ચરણ કરણમા પ્રવૃત્ત રહેનારનુ વ્રતાદિ અનુષ્ઠાન સફળ થતુ નથી માટે મોક્ષાર્થી પુરુષસિંહે અનેકાત તત્ત્વના પરિજ્ઞાન માટે પુષ્કળ ઉદ્યમ કરવો આવશ્યક છે

અનેકાત જય પતાકા આદિ પ્રાચીન ગ્રથો

# શ્રદ્ધા ( Faith ) 

( ગતાંક પૃષ્ઠ ૧૧૮ થી શરુ )

લેખક:—રા. રા. વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ, બી. એ., એલએલ. બી. સાદરા.

સાંસારિક બાબતો કરતાં ધાર્મિક બાબતોમાં શ્રદ્ધાની વધારે ઉપયોગિતા જણાય છે. દર્શન શાસ્ત્રીઓ–તત્ત્વવેત્તાઓ–શાસ્ત્રકારો જુદી જુદી–દૃષ્ટિએ વસ્તુઓનું–વસ્તુઓના ધર્મોનું–સ્વભાવોનું યથાર્થ જ્ઞાન મેળવવામાં સાધનભૂત થતા પ્રમાણોના અનેક ભેદ પાડે છે; તેમાં મુખ્યત્વે પ્રત્યક્ષ અને પરોક્ષ પ્રમાણ ઉપરાંત **આગમ** પ્રમાણને પણ આગળ કરવામાં આવે છે અને અતીંદ્રિય વિષયોના જ્ઞાન માટે તેના સ્વરૂપની યથાર્થ સમજણ માટે આપણે તે આગમ પ્રમાણ ઉપર જ આધાર રાખવો પડે છે. ને તે વિષયોનું ઇન્દ્રિયોની મદદથી જ્ઞાન થઇ શકતું નથી અને પોતે સ્વીકારેલ ધર્મમાર્ગમાં આગળ વધવા માટે મુમુક્ષુ પુરુષોને તે તે વિષયોના યથાર્થ જ્ઞાનની આવશ્યકતા જણાય છે, એટલે તેમને આગમ પ્રમાણનો આશ્રય લેવો જ પડે છે. આગમોમાં-ધર્મશાસ્ત્રોના પુસ્તકોમાં આવા તમામ વિષયોના જ્ઞાનના ભંડારો ભર્યા પડ્યા છે: કેવળ ઉપકાર બુદ્ધિથી જ શાસ્ત્રકારોએ પોતાની અગમ્ય બુદ્ધિશક્તિનો, અપૂર્વ પ્રતિભા–પ્રભાવનો, વિશાળ જ્ઞાનગૌરવનો, અનિવર્ચનીય આંતરપ્રેરણાનો નિચોડ કાઢીને, જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમના પ્રતાપે અનેક શાસ્ત્રોનો ધર્મપુસ્તકોનો અમૂલ્ય વારસો આપણને

---

કરતાં આ ગ્રંથની વિશેષતા એ છે કે, ફક્ત યુક્તિઓથી અન્ય મતોનું ખંડન અને સ્વમતની સ્થાપના કરવામાં આવતા નથી, પણ અન્ય દર્શનોનું સૂક્ષ્મ અવલોકન કરતાં તેમાં કેવી અસંગતતા આવે છે, અને અનેકાંત દૃષ્ટિએ તે અસંગતતાનો કેવી રીતે પરિહાર થઇ શકે છે તેવી સમન્વયશૈલી ( constructive method ) આ ગ્રંથમાં ગ્રહણ કરવામાં આવી છે. બીજું, ન્યાય વેદાંત આદિ દર્શનો ધીમે ધીમે વિકાસ પામતાં જે પરિપકવ સ્વરૂપ અઢારમી સદી સુધીમાં તે દર્શનોએ ગ્રહણ કર્યું તેનો યથાસ્થિત અભ્યાસ અને મનન કરી તે દર્શનોમાં પણ નેકાંતવાદ કેવી રીતે આવે છે તે બતાવવા ર મહારાજે મહાન પ્રયાસ કર્યો છે એટલું જ નહિ પણ પાછળના સમયમાં દિગંબર આમ્નાયમાં ધુરંધર તત્ત્વજ્ઞોએ અનેકાંતવાદને યથાર્થ સ્વરૂપમાં મૂકવાને અને ન્યાય અને તર્કની દૃષ્ટિએ સંગત બનાવવાને જે ફાળો આપ્યો હતો તેનું પણ ઉપાધ્યાયજી મહારાજે સૂક્ષ્મ નિરીક્ષણ કરેલ છે અને તેમાં જ્યાં જ્યાં ન્યાયની દૃષ્ટિએ વિરોધ આવે છે તે સ્પષ્ટ ભાષામાં બતાવેલ છે. ટૂંકામાં જૈન તત્ત્વજ્ઞાન–અનેકાંતવાદ સમજવાનો આ અપૂર્વ ગ્રંથ છે. આ ગ્રંથ છપાવી પ્રસિદ્ધ કરવામાં પ્રકાશક સભાએ અને સંશોધન કરી તૈયાર કરવામાં આચાર્ય મહારાજ શ્રી ઉદયસૂરિજી મહારાજ તથા તેઓશ્રીના સહચારી મુનિમહારાજોએ જૈન દર્શનની અપૂર્વ સેવા કરેલ છે.



આપેલ છે જૈનદૃષ્ટિએ અર્હંદ ભગવાનના વચનથી પ્રેરણા મેળવી ગણધર મહારાજોએ વિશાળ દ્વાદશાંગી શાસ્ત્રની રચના કરેલ તે પ્રખર બુદ્ધિશાળી, વિદ્વાન મુનિમહારાજોના અગ્રેસર આચાર્ય મહારાજોએ કેટલાક કાળ સુધી હૃદયમા ધારણ કરી રાખેલ અને સ્મૃતિની શક્તિ ઘટતી જતી જણાતા કેટલુંક વિચ્છેદ ગયેલ અને બાકીનુ તમામ પુસ્તકારૂઢ કરવામા આવેલ તેમાથી પણ કાળના પ્રભાવે કેટલાક ભાગનો કુદરતના કામથી આપોઆપ નાશ થયેલ અને કેટલાક ભાગનો ધર્મવિરોધી–જુલ્મી રાજ્ય અમલ દરમિયાન નાશ કરવામા આવેલ છતા પણ જે કંઈ અવશેષ રહેલ તેમજ છેલ્લા પચ્ચીસો વર્ષોમા થઇ ગયેલ અનેક, શાસનની ધુરા વહન કરનારા પ્રભાવિક મહાનુભાવ પુરુષોએ સૂરિસમ્રાટોએ અને યુગપ્રધાન પુરુષોએ તેમા પૂરણી કરેલ, તે એટલુ બધુ વિશાળ, ગહન, અર્થગંભીર અને રહસ્યપૂર્ણ કરે છે કે વર્તમાન સમયના મનુષ્યનુ એકધારુ–સંપૂર્ણ જીવન તેના અભ્યાસ અને અવગાહન માટે અતુલ પ્રયાસપૂર્વક પૂરુ કરવામા આવે, તો પણ તેનો પાર પામી શકાય તેમ નથી કપ–છેદ–તાપ–તાડન વગેરે તમામ પ્રયોગોની પરીક્ષામાથી સાંગોપાંગ–ફત્તેહમંદીથી પસાર થતા સુવર્ણની માફક વિચક્ષણ બુદ્ધિમાનોની વિવેકપૂર્વકની કસોટીમાથી સંપૂર્ણ રીતે પાર પામતુ, સર્વોત્તમ મહાન આપ્ત પુરુષોના યુક્તિપૂર્ણ વચનોથી ભરપૂર, મનુષ્યોને મોક્ષ માર્ગ તરફ લઈ જનારૂ ધર્મશાસ્ત્ર અપૂર્વ શ્રદ્ધાનો જ વિષય બની જાય છે આવા પરમ માનનીય ધર્મશાસ્ત્રમા પ્રરૂપેલ તત્ત્વાર્થમા શ્રદ્ધા તે સમ્યક્દર્શન અને **सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्ग ।** એટલે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, અને સમ્યગ્ચારિત્ર એ મોક્ષમાર્ગ છે

આ રીતે મોક્ષાર્થીના જીવનનું પ્રથમ પગથિયું તત્ત્વાર્થના શ્રદ્ધાનને જણાવવામા આવેલ છે આવા શ્રદ્ધાનથી જ ગહન તત્ત્વોના રહસ્યપૂર્ણ અર્થ સમજાય છે અને તેના યથાતથ્ય અવગાહનથી જીવનના વિકાસક્રમમા આગળ અને આગળ ડગ ભરવા મનુષ્ય શક્તિમાન થાય છે

ઉપરોક્ત વિવેચનથી આપણે જોઇ શકયા કે અતીન્દ્રિય વસ્તુના જ્ઞાનની પ્રાપ્તિ માટે આગમ પ્રમાણ જ મુખ્ય સાધન છે અને તે કેવળ શ્રદ્ધા ઉપર જ અવલંબે છે આમ છતા કહેવા માત્રથી જ આવી શ્રદ્ધાને ન તો ઉદ્ભૂત કરી શકાતી કે ન તો તેને અવિચળ અને અડગ બનાવી શકાતી, એટલે કે તેને ઉદ્ભૂત કરવામા તેમજ તેને ખીલવવામા વધારે અને વધારે અવિચળ અને અડગ બનાવવામા આપણા પોતાના પ્રયાસની તેમજ સંતો–જનોના એકધારા હિતવચનપૂર્ણ ઉપદેશની પણ અપેક્ષા રહે છે સાધુપુરુષોના નિઃસ્વાર્થ વૃત્તિજન્ય ઉપદેશથી મુગ્ધ–પામર–મનુષ્યોના અનેક પ્રકારના સંશયોનો છેદ થાય છે, શંકાકુશંકાઓ ટળી જાય છે, હૃદયનો ભાર હલકો થાય છે, અને પ્રગતિમા અનેક પ્રકારની સાધન સગવડતા પ્રાપ્ત થાય છે શ્રદ્ધેય વિષયની રહસ્યમય ગંભીર અર્થવિચારણાથી ઉપસ્થિત થતા જટિલ પ્રશ્નોના ઉકેલમા જેટલી સુસપષ્ટતા તેટલી જ શ્રદ્ધાની અવિચલતા અને અડગતામા વૃદ્ધિ થતી રહે છે આવી શ્રદ્ધા, ચિત્તશુદ્ધિના પ્રભાવથી તેમજ વિચારસરણીની નિર્મળતાથી વિશુદ્ધ થતા દિનપ્રતિદિન મુમુક્ષુની સાધન સામગ્રીમા પણ વધારો કરતી રહે છે

પરમાત્મકૃપાથી તેમના આતરચક્ષુ ખૂલી ગયા છે–સૂક્ષ્મ બુદ્ધિગમ્ય વિષયોનુ તેમને યથાર્થ જ્ઞાન થયુ છે પરમ ઉત્કૃષ્ટ કેવળજ્ઞાન જેમને પ્રાપ્ત થયુ છે તેઓ જગતભરની પ્રત્યેક વસ્તુના અનેકદેશીય–જુદી જુદી અનેક અપે-

ક્ષાઓથી નિર્ણીત થતા સર્વ ભાવોનું યથાર્થ સ્વરૂપદર્શન કરી રહ્યા છે, તેમજ સર્વ પ્રાણીઓની મનોગત સર્વ ભાવનાઓ હસ્તામલકવત્ જોઈ રહ્યા છે; વળી તેઓ પ્રાપ્ત કરવા યોગ્ય તમામ શક્તિઓ સાધ્ય કરી શકયા છે; એટલે તેમના ઉપદેશમાં–કથનમાં યત્કિંચિત્ પણ સ્વાર્થ કે અસત્યનું દર્શન થતું નથી. તેમની ઉપદેશધારા કેવળ જનસમુદાયના કલ્યાણ અર્થે જ, નિર્લેપ રીતે સત્યવસ્તુની પ્રરુપણારૂપે જ અસ્ખલિતપણે વહેતી જણાય છે. તેમના ઉપદેશામૃતનું પાન કરનાર ભવ્યજનોને પરમભાગ્યશાળી જ ગણી શકાય. આવા સદ્ભાગી મનુષ્યોને સર્વજ્ઞપ્રણીત વચનોનો લાભ મળતાં તેઓના સર્વ સંશયો એકદમ ટળી જાય છે અને તેમને પોતાની શ્રદ્ધા પૂરેપૂરી ખીલવવાની સોનેરી તક મળી રહે છે; પરંતુ આ દુઃષમ કાળમાં આપણા જેવા હતભાગી મનુષ્યો માટે તો કુદરતના કે જુલ્મી અને ધર્માંધતાપૂર્વકના ઝનૂનના કોપમાંથી બચી ગયેલા જે જે ધર્મપુસ્તકો આપણને મળી આવે છે તેના ઉપર જ આધાર રાખવાનો રહે છે. મુગ્ધ અને સરલ મનુષ્યો આવા તમામ પુસ્તકો તરફ સરલતાથી અગર તો બુદ્ધિની જડતાના કારણે કે સારાસાર–ગ્રાહ્યાગ્રાહ્ય વસ્તુમાં ભેદ પાડવાની શક્તિના–પરમ વિવેક બુદ્ધિના અભાવે આદરભાવથી જ જોતા જણાય છે. પરંતુ પ્રત્યેક વસ્તુના અસ્તિત્વ માટે, તેના ગુણ, દોષ, મહત્વ અને ઉપયોગિતાની સાબિતી માટે પ્રમાણ અને આધારની માગણી કરનારા–સૂક્ષ્મ બુદ્ધિ અને ઊંડી ગવેષણાપૂર્વકની વિચારશક્તિ માટે ગૌરવ ધારણ કરનારા જે કંઇ ધર્મશાસ્ત્રના પુસ્તકો તેમની પાસે મૂકો તે તમામ તેમજ હરકોઈ પુસ્તક એની તમામ હકીકત તે આગમ પ્રમાણના આધારે આપ્ત પુરુષના વચન દાખલ ર્વમાન્ય માની લેતાં ખંચકાય છે. આવા તત્ત્વગવેષકો પોતાની બુદ્ધિ–શક્તિ માટે અભિમાન રાખતા હોવાથી, જે કંઇ બાબત તેમની ગ્રાહ્ય શક્તિમાં ન આવે તેને આંખ મીંચીને કબૂલ રાખી લેવા તૈયાર હોતા નથી. વળી કોઇ કોઈ બાબતો આગળ કરવામાં આવતા પુસ્તકોમાં–શાસ્ત્રના ગ્રન્થોમાં ક્ષેપક તરીકે પાછળથી દાખલ થયેલી હોવાની માન્યતા રજૂ કરે છે અને તે પ્રતિપાદન કરવા માટે મજબૂત દલીલો આગળ કરે છે.

કોઇ કોઈ ધર્મશાસ્ત્રના સૂત્રોની રચના બહુ સંક્ષેપથી કરવામાં આવેલી હોય છે અને તેના ઉપરનું સવિસ્તર વિવેચન પૂરતા પ્રમાણમાં મળી શકતું નથી. વળી ભિન્ન ભિન્ન રુચિ અને જુદા જુદા મતમતાંતર ધરાવતા બાહોશ શાસ્ત્રવિશારદો એક જ સૂત્રને, બુદ્ધિને વમળમાં નાખતા, અનેક જુદા જુદા અર્થોમાં બંધબેસાડે છે. કોઈ કોઈ " સાચું તે મારું " ના સિદ્ધાંતને અનુસરવાને બદલે કદાગ્રહપૂર્વકના અભિનિવેશને વશ થઇને "મારું તે જ સાચું"ના સૂત્રને અનુસરતા જણાય છે; તો કેટલાએક **युक्तिमद् वचनं यस्य तस्य कार्यः परिग्रहः** સૂત્રમાં શ્રીમાન હરિભદ્રસૂરિ મહારાજે પ્રરૂપેલ સિદ્ધાંતો અનુસરવાને બદલે ઉલટા યુક્તિને જ પોતાની બુદ્ધિ( મંતવ્ય )ની પાછળ ખેંચી જાય છે. કપોલકલ્પિત શાસ્ત્રરચનાને તો સામાન્ય બુદ્ધિનો ધણી પણ કબૂલ રાખી શકે નહિ. અનેક શાસ્ત્રવિશારદ પુરુષોની કસોટીમાંથી પસાર થવા પામેલ શાસ્ત્રરચના જ કબૂલ રાખી શકાય.

સંપ્રદાયદષ્ટિ કે દષ્ટિરાગથી પણ પાર જઈને સમભાવ દૃષ્ટિ ધારણ કરનાર મહાનુભાવ પુરુષો જે શાસ્ત્રગ્રંથોને પૂરતી ભલામણપૂર્વક આગળ કરતા હોય તે આપણા આદરને પાત્ર થઈ શકે. **धर्मस्य तत्त्वं निहितं गुहायां**–ધર્મનું તત્ત્વ–ખરું રહસ્ય કોઇ ગુફામાં જ છુપાયેલું

પડયું છે તેની ખરી શોધ અને સાચુ દર્શન આપણા જેવા પામર મનુષ્યો માટે એટલુ બધુ મુશ્કેલીથી ઘેરાયેલુ જણાય છે કે પૂર્વના-પુણ્યનો ઉદય થાય તો જ તે પામી શકાય પરમ ભાગ્યોદય વગર ખરા ધર્મના સ્વરૂપના સત્યદર્શન માટે જીવનભર ફાફા મારવાના જ-ગોથા ખાવાના જ રહે છે જુદા જુદા ધર્મના સંસ્થાપકોએ જે તે સમયના દેશ-કાળના હવામાનને અનુસરીને કોઇ ઉચ્ચતમ હેતુ લક્ષ્યમા રાખીને ધર્મની સસ્થાપના કરેલી હોય છે, પરંતુ તેમની પછીના જમાનામા એટલા બધા પરિવર્તનો થઇ ગયેલા જોવામા આવે છે અને તેના પરિણામે એટલા બધા ઝગડા ઊભા થતા જોવામા આવે છે કે અખા ભગતને કહેવુ પડયું કે "અંધો કહે અંધારો કૂવો, ઝગડો ભાગી કોઈ ન સુવો '

આમ જુદા જુદા ધર્મના સ્વરૂપો આગળ કરતા જુદા જુદા ધર્મશાસ્ત્રોની ચર્ચામા ઊતરવાનુ આ સ્થળ નથી તેમજ તે માટે જોઈતી શક્તિ અને સમય પણ નથી, પરંતુ આ સક્ષિપ્ત લેખમા ખાસ ભારપૂર્વક આગળ કરવાની' મુદ્દાની હકીકત એ છે કે, અનેક પ્રમાણભૂત ગણાતા ધર્મશાસ્ત્રોમા પણ સખ્યાબધ બાબતોની પ્રરૂપણા કરવામા આવેલી હોય છે અને તેમા ઉત્તમ ચારિત્રના ઘડતર માટે, મોક્ષાર્થીને ઉપયોગી થઇ પડે તેવી-પછી ભલે તે ગૃહસ્થ જીવન ગુજારતો હોય કે સાધુ જીવન ગુજારતો હોય-તે સૌ કોઈને જાણવા યોગ્ય, આદરવા યોગ્ય અને સર્વથા ત્યાગ કરવા યોગ્ય બાબતોનો પણ સમાવેશ થાય છે એટલે આપણે સ્વકીય બુદ્ધિશક્તિના પ્રમાણમા યોગ્ય વિચારણાપૂર્વક તેની તુલના કરવાની રહે છે આવી ઘણી ઘણી બાબતો બાહ્યેન્દ્રિયના વિષયોની બહારની, કેવળ સૂક્ષ્મ બુદ્ધિગમ્ય હોવાથી, ઈશ્વર-જીવ-કર્મ-પાપ-પુણ્ય-મોક્ષ વગેરે તત્ત્વોની બાબતમા ઉપર સુજ્ઞની તુલનાશક્તિના ઉપયોગ સાથે-પરમ શ્રદ્ધાપૂર્વક આગમ પ્રમાણ ઉપર આધાર રાખવાનો રહે છે



## કર્મ



અંતર નિર્મળતા વધે કષાયનો ઉપશમ
એ જીવ કર્મ દળીઅને કરતા ઝટ ખતમ
કાળ અનાદિ કર્મ છે અનંત એના પ્રકાર;'
તૂટે પળમાં જ્ઞાનીને અજ્ઞાન જાતા વાર

—અમરચંદ માવજી શાહ



# समयं मा पमाए।

( ગતાંક પૃષ્ઠ ૬૦૨ થી શરુ )

卐

## ' લલિતાંગદેવનું આકર્ષણ '

લેખક: મોહનલાલ દીપચંદ ચોકસી

સ્વર્ગના સુખો પણ શાશ્વતા તો નથી જ. પુણ્યયોગે આત્મા દેવલોકમાં જન્મે છે અને જ્યાં એ મૂંડી ખવાઈ જાય છે ત્યાં એ શક્તિ-સંપન્ન-રિદ્ધિસિદ્ધિમાં મહાલતા દેવ સામે યમ-રાજના બિહામણા ઓળા પથરાય છે. અગણિત વર્ષોના વિલાસોની સ્મૃતિ એ વેળા ભુંસાવા માંડે છે. ભુંસાતી અને સરી જતી એ યાદ ઓછી દુ:ખકર નથી. બુઝાતા દીપકસમા દેવ ભવના અંતિમ છ: માસ કોઈક વિરલ જીવ સિવાય સર્વ દેવો માટે અતિશય ગમગીની-ભર્યા નીવડે છે. તેથી જ જ્ઞાની ભગવંતો મોક્ષ યાને શાશ્વત સુખની વાત કરે છે.

સ્વયંપ્રભ વિમાનવાસી દેવ લલિતાંગે અવ-ધિજ્ઞાનના બળે પૂર્વજીવનમાં ડોકિયું કર્યાની વાત પ્રથમ ચિત્રમાં જોઈ ગયા. એ પછી તો સંખ્યાબંધ વર્ષોના વહાણાં વાયા. ચૈત્યમાં જઇ શાશ્વત પ્રતિમાની પૂજા કરવી. ત્યારબાદ જ્ઞાનપ્રભા વિસ્તારે તેવા ગ્રંથોનું વાચન કરવું. એમાં જે સમય વીતે તે બાદ કરતાં સારો યે કાળ, રૂપના અંબારસમી દેવી સ્વયંપ્રભા સાથે ક્રીડાકેલિ કરવામાં-દેવભવોચિત વિલાસ માણવામાં વ્યતીત કરવો. એ નિત્યનો જીવન ક્રમ. સ્વર્ગીય અવતાર એટલે સુખની વિપુ-લતા, જીવન કોરી ખાતી ચિંતાનો અભાવ-કેવળ સુખ, સુખ અને સુખ. વિવિધરંગી આનંદ અને નવનવી મોજ. એમાં સશક્ત ને સુખરૂપી દેહની પ્રાપ્તિ અને કોઈના પણ રોક ટોક વિનાનું સ્વતંત્ર જીવન. આવા સાનુકૂળ સંયોગોમાં કઈ વાતની કમીના રહે ? દેવલોકમાં વાસ એટલે જ સુખી જિંદગીની પરાકાષ્ઠા ! માનવભવના હિસાબે ત્યાં એટલી બધી સામગ્રીની વિપુલતા ખડકાયેલી હોય છે કે જ્ઞાનોપયોગથી પૂર્વ-ભવનું દર્શન કરનાર આત્માઓ પણ એમા લેપાઇ જાય છે-ઘડીભર આ દૈવી જીવનને જ પૂર્ણતાનો ઓપ આપે છે. જાણે અહીંથી હવે કદી પણ સંસારમાં જવાનું નથી અને આ કાયમી વાસ છે એમ માની બેસે છે! એ વેળા 'મુક્તિના સુખ છે શાશ્વતા' એ જ્ઞાની ભગવંતો-ની વાત સ્મૃતિપટમાંથી સાવ છેકાઈ જાય છે!

ઐશ્વર્યના અતિરેકમાં પૂર્વે દર્શાવ્યું તેમ દેવો પૂજન, વાચન કરનારા હોય છે. તેઓ ભાવથી કરે છે કે વ્યવહારથી એ તો જ્ઞાની જ કહી શકે. બાકી મોટા ભાગનું વાતાવરણ વિલાસ-મય અને ભોગપૂર્ણ હોય છે. મનગમતા આનંદપ્રમોદ માનનાર આ દેવોને નથી તો તપ જપ કરવાના હોતા કે નથી તો ઘડિયાળના કાંટા નીરખવા પડતા. કલ્પવૃક્ષોના સાનિધ્યથી અને અતૂટ આવરદાની દોરીથી, મનુષ્યોને જે ચિંતાઓ મોટા પ્રમાણમાં કોલી ખાય છે એમાંનું કંઇ જ આ મહાશયોને નડતું નથી. આ દષ્ટિ બિંદુએ પરાકાષ્ઠાની કોટિમાં પહોંચતાં સુખ-સાગરમાં પણ વડવાનલસમા યમરાજનો ભય રહેલો તો છે. પૂર્વે કહ્યું તેમ એ વાતની પ્રતીતિ વહી જતાં આયુષ્યના છેલ્લા છ માસ બાકી રહે

છે ત્યારે જ થવા માડે છે સાનભાન ભૂલેલા અને કેવળ મસ્તદશા અનુભવતા દેવોને માથે એ વેળાએ જ ખરી પનોતી બેમે છે

સ્વયપ્રભ વિમાનમા આજે એકાએક ગમગીની પથરાઈ ગઇ કર્મરાજના દગ્ણારનો દૂત આવ્યો અને મીઠી મોજ છોડીને દેવી સ્વયપ્રભાને ચાલી જવુ પડ્યુ. 'દેવ લલિતાગ તો આભો જ બની ગયો' સમય માત્ર પ્રમાદ કરીશ નહીં એ સૂત્રના જોરે આ રિદ્ધિસિદ્ધિ પામ્યો હતો, છતા રગબેરગી ભોગોના અનુભવમા પેલા નાનકડા સૂત્રને સભારવાની પળ એણે લીધી નહોતી કદાચ લીધી હોત તો એનો સાચો ભાવ અહીંના મોહક વાતાવરણમા પ્રગટી શકત કે કેમ એ એક પ્રશ્ન છે સ્વયપ્રભાનો આત્મા પ્રયાણ કરી ગયો અને દુખવૃદ્ધિમા વધારો કરવાવાળુ દેહપિંજર નજર સામે મૂકી ગયો પખી વિહુણા પાજરાને જોવુ એ કેવળ રોવા માટે જ ને?

હવે જ દૈવી સુખો પણ નશ્વર છે એવુ ભાન એને થયુ આમ છતા વિલાસ માણવાની એની તૃષ્ણા ,છીપી નહોતી દેવી સ્વયપ્રભા વિના એનું જીવન સદતર નીરસ બની ગયુ અને એમા એટલી હદે નિરાશ પ્રવેશી ચૂકી કે મિત્ર એવા દૃઢધર્મ દેવને કોઈ જુદો જ માર્ગ સૂચવવો ઇષ્ટ જણાયો.

સ્વયબુદ્ધ મત્રી તરીકે રાજવી મહાબળને ક્ષણમાત્રનો પણ પ્રમાદ ન આચરવાની સલાહ આપી ચારિત્ર લેવડાવ્યુ અને ઇશાન દેવલોકમા લલિતાગ દેવરૂપે જન્મવાનુ નિમિત્ત એ બન્યુ તેમ એ જ મત્રીનો જીવ જે અત્યારે દૃઢધર્મ મિત્ર તરીકે છે તે સલાહ આપે છે કે, મિત્ર લલિતાગ, જો તારી સાસારિક સુખો ભોગવવાની અભિલાષા ખરેખર અતૃપ્ત હોય તો તારે એવો માર્ગ હાથ ધરવો જોઇએ કે જેથી કોઈ લલના પોતાની તપકરણીના જોરે આ વિમાનમા સત્વર દેવી સ્વયપ્રભાના સ્થાને જન્મ લે જે દેવી મૃત્યુને ભેટી 'તે હવે પાછી ફરનાર નથી એવુ ચ્યવન કોઇ અન્ય સ્થાને થઇ પણ ચૂક્યુ હશે જ દેવભવમાથી વિદાય લેનાર આત્મા તરત ને તરત અર્થાત્ બીજા ભવમા પુન દેવ થઈ શકતો નથી જ. સનાતન કાળનો આ ક્રમ લોપાવાની આશા સ્વપ્ને પણ રાખીશ નહીં ઇચ્છા અધૂરી રાખી જિંદગી વિતાવવી અને 'નહીં ઘરના કે નહીં ઘાટના' જેવી દશા અનુભવવી એ કરતા બહેતર છે કે એ પૂરી કરવા ઉદ્યમશીલ બનવુ. મિત્ર, સ્વયપ્રભાની જગ્યા પુરે એવી કોઈ લલના તારી નજરમા છે ખરી?

લલિતાગ! उद्यमेन हि सिध्यन्ति कार्याणि। પુરુષાર્થીને શુ અશક્ય છે? દેવતાના પ્રયાસ નિષ્ફળ નીવડ્યા કોઇ દિ' સાભળ્યા છે ખરા? જો ઇચ્છિત સાધનમા સાચી ઉલટ હોય તો સ્વયપ્રભાની માયા ભૂલી જા અને મારી સાથે નીકળી પડ!

દૈવી શક્તિવાળા લલિતાગ અને દૃઢધર્મ દેવલોકમાથી બહાર પડ્યા ફરતા ફરતા, ગયા ચિત્રમા જે પર્વતની વાત કરી ગયા ત્યા આવી પહોચ્યા એમની નજરે અનશનમા ઊભેલી પેલી નિર્નામિકા પડી ધ્યાનમગ્ન દશામા ઊભેલી આ બાળાને નીરખતા જ દૃઢધર્મ પોકારી ઊઠ્યો

'મિત્ર લલિતાગ! શુકન તો સારા થયા લાગે છે. વધુ ધરતી ખૂંદ્યા વગર ધારેલો યોગ સાપડ્યો છે તારી શક્તિ ફોરવી એવુ સૌન્દર્ય જમાવ કે તારા એ દેદારના દર્શન કરી આ બાળા તને વરવા સારુ નિયાણુ' કરે. અનશનમગ્ન બાળાનું આકર્ષણ કરવામા તારુ સ્વરૂપ દેખાડી તેણીને લલચાવવામા તુ ફાવશે તો સમજી રાખ કે તારો બેડો પાર થયો સ્વયપ્રભાનો નવો અવતાર થઇ ચૂક્યો જ સમજવો.

ભૂખ્યાને સૂકો રોટલો મળે કિંવા તરસ્યાને 'ખારું' પાણી મળે તો પણ એ હાથ લંબાવ્યા વિના ન રહે. એથી-ઊલટું સામે ઘેબરનો થાળ ને સ્વાદુ જળનો લોટો ભર્યો હોય ત્યાં ઓછો જ વિલંબ સંભવે. લલિતાંગ તો અધૂરી આશા પૂરી કરવા તૈયાર જ હતો. એણે કામુકને છાજતો સ્વાંગ ધરવામાં કમીના ન રાખી. ધ્યાનસ્થ બાળાએ નિયાણું કર્યું. ઉભય દેવ મનોરથ સફળ થયાના આનંદ સહ વિદાય થયા. થોડા દિવસ પછી સ્વયંપ્રભ વિમાનમાં પુષ્પશય્યામાંથી એક આત્મા નારીરૂપે ઉદ્ભવ્યો અને જોતજોતામાં તરુણ અવસ્થાના આંગણે આવી પણ ગયો. જ્ઞાની પુરુષની સાક્ષી છે માટે માનવું જ જોઇએ કે તે પેલી નિર્નામિકાનો જ જીવ હતો.

દેવલોકમાં જન્મવા સારું બાળાએ અનશન લીધું હતું ? યુગંધર મુનિરાજે આ અનશનનો ઉપાય બતાવ્યો હતો ? ઝંપાપાત કરવાના વિચારવાળી એ દુઃખી બાળા એકાએક અનશનના પંથે કેમ વળી ?

એ સર્વ પ્રશ્નોનો સમન્વય નીચેની વાત વાંચતાં સ્હેજે થઇ જાય છે. અંબર પર્વત પર મુનિરાજ યુગંધરની વાણી સાંભળી, કર્મરાજના પ્રપંચોનું સ્વરૂપ અવધારી, નિર્નામિકાએ આપઘાત કદી પણ કરવો નહીં એવી મન સાથે ગાંઠ વાળી. એ સાથે મહારાજશ્રી પાસેથી નવનવા તપ કરવાનું જ્ઞાન પણ મેળવ્યું અને એ પણ જાણી લીધું કે 'તપને કંઇ જ અસાધ્ય નથી' અર્થાત્ 'નિકાચિત કર્મોને તપાવી પાતળા પાડવાથી, એનું અમાપ બળ નહીવત્ બનાવવાની શક્તિ તપરૂપી દિવ્ય ઔષધમાં છે. અજ્ઞાનતાના ગર્ભમાંથી ઉદ્ભવેલો આપઘાત એ ભવોભવ સુધીના અધઃપતનને આમંત્રે છે. જ્યારે એથી ઊલટું જ્ઞાનપૂર્વકનું અનશન ભવનો અંત કરી, પરભવમાં ઊંચી કક્ષાની સ્થિતિ પ્રાપ્ત કરવાનો માર્ગ મોકળો કરે છે.

ગુરુમહારાજે તપના અમોઘ સાધન સાથે ત્યાગની વાત સુણાવી હતી. ચારિત્રદશાના રમણીય જીવનની સૌરભ પણ વર્ણવી હતી. છતાં જે બાળા જન્મતાં જ ઘર અને બહાર, આપ્તજનમાં અને પડોશીવર્ગમાં, ભગિનીવૃંદમાં અને સખીમંડળમાં હડધૂત બની હતી અથવા તો પરાભવ પામી હતી, એનો મોહ સંસાર કે એના મનોહર દેખાતા સુખો પરથી એકદમ ઊતર્યો નહોતો. હજી સંસારમાં એવી કરણી કરી પોતા માટે પ્રશંસાપાત્ર સ્થાન મેળવવાની એને આકાંક્ષા હતી. દાંપત્યજીવન જીવવાના તેણીને કોડ હતા. એ સારુ ગુરુ પાસેથી તપ નામનું રામબાણ ઔષધ એ મેળવી ચૂકી હતી. હવે મૃત્યુને ભેટવાની અગત્ય રહી નહોતી. પ્રણામ કરી, પૂર્વવત્ કાષ્ટનો ભારો માથે ચઢાવી, ભાવિ સબંધમાં કંઇ કંઇ સ્વપ્નાઓ સેવતી એ બાળા ડુંગરની કેડી વટાવતી ઘરના પંથે પળી. અલબત, એ દિવસથી એના જીવનમાં પલટો આવ્યો. અવારનવાર તપ આરાધનમાં એ તત્પર રહેવા લાગી. એની અસર દેહ પર થવા માંડી; છતાં આત્મબળમાં તો વધારો જ થયો.

પણ દુનિયા તો દોરંગી કહેવાય છે! 'જગતના કાચનાં યંત્રે, ખરી વસ્તુ નહિ ભાસે' એ કવિવચન સાચું છે. નિર્નામિકાએ સાચી પ્રગતિ સાધેલી છતાં માત્ર ઉપરછલ્લા આડંબરના પૂજકો તરફથી તેની સાથેના વર્તાવમાં કંઇ જ ફેર ન પડ્યો. સ્વજનોનો વ્યવહાર પૂર્વવત્ ચાલુ રહ્યો. અને એવા સંયોગોમાં કોઈ પરકીય હાથ તેણીનો હાથ ગ્રહણ કરવા અર્થાત્ એને પરણવા આગળ ન આવ્યો. આમ નારીજીવનમાં અતિ કિંમતી મનાતા લગ્નપ્રસંગથી એ વંચિત રહી. સંસારના વિલાસો ભોગવવાની એની આશા પર પાણી ફરી વળ્યું. આ મૂંઝવણ પાછળ માત્ર મહિનાઓ નહીં

# અમર આત્મમંથન

(ગતાંક પૃષ્ઠ ૧૨૩ થી શરુ)

લેખક અમરચંદ માવજી શાહ

૧૦૩ સામાન્ય સ્થિતિ હોય અને સેવાની ધગશ હોય, એમા જો પૈસાદાર થવાની તૃષ્ણા સેવશો તો, અને એ દ્વારા વધુ સેવા કરવાની આકાક્ષા રાખશો તો ભૂલ ખાશો કારણ કે લક્ષ્મી વધતા જ જજાળ વધે, વિલાસો વધે, સાતમે માળે ચડીને સેવાને બદલે દુનિયાને કચરવાનું કે નિચોવવાનુ સૂઝે વધુ પૈસાદાર થવુ અને દાન દેવુ તે કરતા જે સ્થિતિમા હો તેમા સતોષ માની સેવા કરો તો એક કરોડપતિના જીવન કરતા તમારુ જીવન વધુ આદર્શ છે

૧૦૪ કહેવાતા મોટા માણસોનુ વલણુ કેટલીક વખત વિચિત્ર પ્રકારનુ હોય છે એ ધનના મદમા પોતાની જાતને મોટી માનનારા હોય છે જેની પાસે ધન ન હોય તેને ધક્કા ખાનાર જેવા ગણે છે, ગુણ વગરના ગણવાની ભૂલ કરે છે, પોતાને ડાહ્યા ને અક્કલવાળા સમજી લઇ અન્યને અક્કલહીન સમજે છે પરતુ તેમ નથી, સોનુ ને સુગધ કોઇ કાળે બને નહિ પુષ્પમા સુગધ હોય છે ગુણરૂપી પુષ્પવાળા પૈસાદારો ગરીબને પણ અમીરાતથી આજી દે છે—આબા માફક નમ્રતા ધરે છે

૧૦૫ કેવળ કીર્તિ માટે કાઇ પણ નહિ કરતા આત્માર્થે જેટલુ, કરશો તેટલુ વધુ પામશો અમૂલ્ય ઝવેરાતો તેજૂરીમા છુપાવીને રખાય છે તમારે અમૂલ્ય થવુ હોય તો અતરમા સમાઈ જાઓ આત્માના જ્ઞાનરૂપી સૂર્યના કિરણોનો પ્રકાશ આપોઆપ જગતમા સમાઈ જાય છે

૧૦૬ એક પણ પળ મનને છૂટુ ન રાખવુ નિવૃત્તિ મળતા તુરત તેને પરમાત્માના ધ્યાનમા જોડી દેવુ એવી નિવૃત્તિ ચાલતા હોય, બેસતા હોય, સૂતા હોય, પરતુ તે વખતે વિકલ્પે ચડી આત્મભાન ભુલાવી દે તેમ મનને કુતર્કમા ન જવા દેવુ આટલો ઉપયોગ રાખનાર અનત આશ્રવથી બચી કર્મમળથી અલિપ્ત રહી શકે છે, નહિતર એ તરગી ઘોડા જેવુ મન ક્યાંનુ

---

પણ વર્ષો વીત્યા સસારી જીવોની વિચિત્રતાએ આવા હૃદયભગ ઓછા નથી નોતર્યા ઇતિહાસના પાને જેની નોધ લેવાઇ છે એ કરતા અતિ ઘણા અણનોધ્યા પડ્યા છે

અબર પહાડના સતની શિક્ષા નિર્નામિકાના અતરમા તો અખડ દીપક સમ જગજગી રહી હતી એની તપ યાદીમા ‘અનશન’નુ નામ હતુ જ ‘પારકી આશા સદા નિરાશા’ એનો કડવો અનુભવ એ પામી ચૂકી હતી હૃદય પોકારતું હતુ કે મસ્ત કવિએ કહ્યુ છે તેમ–‘જગજનને ફાસારૂપી એ આશાને નિર્મૂળ કરવી જ જોઇએ’ ‘એ કાટનકુ કરો અભ્યાસા, લહો સદા સુખવાસા’ એ ચરણુ કર્ણમા ગૂજી રહ્યુ હતુ, ત્યા એક રમણીય પ્રભાતે તેણીએ રોજના વ્યવસાયને તિલાજલિ દઇ દીધી અને અનશન આદર્યું

એ પછી શુ બન્યુ તે જોઇ ગયા શુ બનશે તે હવે પછી

ક્યાંયે ફરતું ફરતું, કર્મરૂપ ચારો ચરતું ચરતું આત્માને અધોગતિમાં ધકેલી રહ્યું હશે.

૧૦૭. જે ઉદયમાં આવે તે કર્મ ભોગવતાં જવાં. શાંતિથી સહન કરતા રહેવાં. નવા કર્મ ન બંધાય તે માટે ઉપયોગ વધારતાં જવો. ચિત્તને વિકલ્પમાં જતું રોકતાં રહેવું. કર્માશ્રવ ઉપર ઉપયોગરૂપ ચોકીદારની ચોકી રાખવી અને સત્ કર્ત્તવ્યશીલ થઇ આત્મશાંતિ પ્રાપ્ત કરવાનો નિશ્ચય રાખવો. એકલું વાચન કે લેખન કરવાથી શું વળે ?

૧૦૮. તમારા આત્માને ઓળખો. ક્યાંથી આવ્યા છો તે વિચારો. ક્યાં જવું છે તે નક્કી કરો. વિવેકચક્ષુ ખોલો. ત્યાગવા યોગ્ય શું છે ? સમજવા યોગ્ય શું છે ? ગ્રહણ કરવા યોગ્ય શું છે ? તેમાં શું બાકી છે તે તપાસી પૂર્ણ થવા પુરુષાર્થ કરો અને આત્માને તારો.

૧૦૯. લૌકિક તો સૌ કોઈ છે. જો તમારે અલૌકિક થવું હોય તો સ્વપરનો વિવેકપૂર્વક વિચાર કરી લૌકિક દૃષ્ટિ-પરદૃષ્ટિ ત્યાગી અલૌકિક આત્મદૃષ્ટિ પ્રાપ્ત કરવા અલૌકિક થયેલા એવા સત્પુરુષોના જીવનને અનુસરો.

૧૧૦. આપણામાં એવો નિર્મળ પ્રેમ હોય કે આપણી સુખમુદ્રાનાં દર્શનથી એક બાળકે પણ ભય ન પામતાં હસે-આનંદ પામે. શુદ્ધ પ્રેમ એ તો જગતનું વશીકરણ છે. આત્મશુદ્ધિનું પ્રતિબિંબ પ્રેમમાં પડે છે.

૧૧૧. આત્મા અને કર્મ એ બે તત્વ જો બરાબર સમજાઈ જાય તો, અને પછી તે કર્મથી મુક્ત થવાના પ્રયાસો કરે તો, આશ્રવરૂપ પુન્યપાપને સંવરરૂપ સમભાવથી અટકાવી, પૂર્વકર્મની નિર્જરા કરી, કર્મબંધ ઢીલા કરી, કર્મમળને ખપાવી દઇ આત્મા મોક્ષનો અધિકારી થાય છે-શુદ્ધ આત્મપદ પ્રાપ્ત કરવા ાગ્યશાળી થાય છે. પુરુષાર્થ કરે તો જ.

૧૧૨. તમારી સન્મુખ જે જે સંજોગો ઉપસ્થિત થાય તેમાં દોષરહિતપણે પ્રવર્તવું. અઢાર પાપસ્થાનકોને વશ ન થવાય તે રીતે ઉપયોગ રાખવો. આત્માનું અનંત જ્ઞાન, અનંત શાંતિ, તેની પવિત્રતા, તેની અનંત શક્તિ, અનંત આનંદ તેમાં અનંત શ્રદ્ધાથી આત્મભાવમાં સ્થિર રહેવું. આત્માથી પર એવા દરેક પુદ્ગલ દ્રવ્યોમાં મોહરહિતપણે, હર્ષશોકરહિતપણે સમભાવથી પ્રવર્તવું. સુખદુઃખમાં સમભાવ કેળવવો. દુષ્કર્મનો ઉદય થતો હોય તો તે અશુભ કર્મનું દેવું ભરપાઈ થાય છે એમ સમજી શોકરહિતપણે વેદવો. સત્કર્મનો ઉદય થયો હોય તો પુન્યરૂપ ખજાનો ખાલી થાય છે તેથી હર્ષરહિત શોકરહિત થઇ સમભાવે ભોગવવું અને મનવચનકાયાના યોગની લગામ આત્મરાજાના હાથમાં સોંપી નિર્લેપપણે કર્ત્તવ્ય કરતા જવું; જેથી એક દિવસ એ રીતે જલકમલવત્ થતાં આત્મમુક્તિ અવશ્ય પ્રાપ્ત થશે.

૧૧૩. સૂર્યોદય થતાંની સાથે જ એકદમ પ્રકાશતો નથી; પરંતુ જેમ જેમ દિવસ ચડતો જાય છે તેમ તેમ તે પ્રકાશ પાથરતો જાય છે. તેમ આત્માનો જ્ઞાનરૂપી સૂર્ય સહેજમાં પ્રકાશિત થતો નથી; પરંતુ જ્ઞાનમાં ઊંચે ચડતો ચડતો જ્ઞાનાવરણીય કર્મો સ્વપુરુષાર્થે દૂર કરી આત્મપ્રકાશના અલૌકિક કિરણો આત્મપ્રદેશમાં પથરાય છે.

૧૧૪ અંદર સમાઇ જાઓ ! અંદર ધ્યાન કરો ! અંતર્મુખ દૃષ્ટિ કરો ! ત્યાં જ પ્રકાશ છે, બહાર શું શોધો છો ? બાહ્ય સાધનો માત્ર જેમ ચકમક ને ગજવેલ લાગે તો જ અગ્નિ પ્રગટે તેમ આત્માને એવા સાધનોનું નિમિત્ત મળે કે તુરત જ તે પ્રકાશિત થવાનો. પછી એ સાધનો પણ પરિગ્રહ ગણાશે.

૧૧૫. આત્માથી પર એવા દરેક પુદ્ગલ

સાથે તમારે કાઇ સબધ નથી તેનો સબધ તોડીને આત્માને આત્માના ધ્યાનમા જોડો એટલે અક્ષય એવુ તમારુ અનત સુખ અને અનત આનદ પ્રાપ્ત થશે પરિગ્રહ તો ચલ-વિચલ વસ્તુ છે, પણ આત્મ રિદ્ધિ તો અવિચળ છે

૧૧૬. સૂર્ય જેમ સારા જગતને ભેદભાવ રહિતપણે એકસરખો પ્રકાશ આપે છે તેમ તમે પણ રાગ દ્વેષરહિતપણે પ્રેમનો પ્રકાશ પાથરો !

૧૧૭ પ્રેમવૃક્ષની શીતલ છાયડી પ્રાપ્ત કરવી હોય તો આત્મભૂમિકાને દયાના વારિ સિચન કરી ભીંજવો અને રાગદ્વેષરહિતપણે થઇ પ્રેમવૃક્ષનુ બીજ વાવો ક્રમે ક્રમે તે વિકસશે અને તેમા શીતળ છાયડા અનેક સસારના આત્મમુસાફરોને પણ શાતિ આપશે.

૧૧૮ મનની ક્રિયાને કળવી મુશ્કેલ છે આપણે ગમે તે કામ કરીએ તેમાથી એ છટકીને કયાનુ કયા ફરતુ હશે અને કર્મના ભારા બાધી લાવીને આત્માની આડા ખડકયા કરતુ હશે એને કાબૂમા લાવવુ એ જ પરમ દુષ્કર છે તેને એકાગ્રતાથી અને ધ્યાનની સ્થિરતાથી વશ કરવા યોગ્ય છે

૧૧૯. દુનિયા કયા માર્ગે જઇ રહી છે ? શુ કરે છે ? કેમ આમ વર્તે છે ! કેમ કોઈ સન્માર્ગે ચાલતુ નથી ? આદિ વિચારો કરવા પહેલા–તેમની ચિતા કરવા પહેલા તમે તમારી ખામીઓ દૂર કરી, જે સત્ય સમજાયુ હોય તે ગ્રહણ કરી આચરણમા મૂકી પછી પરપીડામા પડો

૧૨૦ દુનિયાને દેખાડવા, વાહવાહ કહેવરાવવા કે આત્મપ્રશસા કરવાનો પ્રયત્ન કરી શા માટે સમય અને શક્તિનો દુર્વ્યય કરવો જોઇએ ? એટલો સમય પરમાર્થ–કર્ત્તવ્યમા કે આત્મચિતનમા ગાળવામા આવે તો અનત કર્મની નિર્જરા થાય

૧૨૧ તમે સમજો છો તે હુ નથી સમજ્યો અને હુ સમજયો છુ તે તમે નથી સમજ્યા કારણુ કે બન્ને છદ્મસ્થ છીએ અજ્ઞાનતાથી પામર છીએ કેવળ વીતરાગ જ સર્વજ્ઞ છે એ વીતરાગના માર્ગનુ રહસ્ય સમજી એ સ્વરૂપ પ્રાપ્ત કરવાનુ જ લક્ષ રાખશો તો એ પદ પ્રાપ્ત થતા મારો ને તમારો બન્નેનો ભ્રમ આપમેળે જ દૂર થશે મારૂ સાચુ કે તમારૂ સાચુ એવો વિતડાવાદ જ્ઞાનપ્રકાશ થતા ઊભો નહિ જ રહે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા પુરુષાર્થ અહભાવ રહિતપણે કરવો કર્ત્તવ્ય છે

૧૨૨ અગાધ તત્ત્વજ્ઞાનનો બોજો ઉપાડવા એકદમ સમર્થ ન હોઈએ તો જે જે તત્ત્વ સમજાતુ જાય તેને આત્મચિતન દ્વારા ચાવી ચાવીને તેનો રસ આત્મ હોજરીમા પચાવતા જાઓ અને તે દ્વારા અનત આત્મશક્તિ પ્રાપ્ત કરી એ અગાધ તત્ત્વજ્ઞાનના સ્વામી થાઓ કેવળ સમજ્યે શુ દી વળે ? થોડુ થોડુ પણ ચારિત્રમા મુકાતુ જાય તો તે જ્ઞાન સ્થિરતાને પ્રાપ્ત કરે જેમ કળશી બાજરો એક સાથે દળવો પડશે એવા ભયમા ડોશીનુ મૃત્યુ થયુ તેમ એકદમ ઉતાવળા થશો તો થાકી જશો, પણ જેમ માણુ માણુ દળતા કળશી તો શુ પણ સેકડો કળશી દળી નખાય છે તેમ ધીરજથી સાભળી બધુય જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે

૧૨૩ મન, વચન, કાયા દ્વારા કોઈ પણ જાતની અઢાર પાપસ્થાનકવાળી પ્રવૃત્તિ દિવસ-રાત્રિના સમયમા ન થાય તેનો સપૂર્ણ ઉપયોગ રાખવો તેનુ નામજ સયમ એવી ઇચ્છાઓને વશ ન થવુ તેનુ નામ જ તપ

( ચાલુ )

# ............વર્તમાન સમાચાર............

### પંજાબના વર્તમાન

આચાર્યવર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ આદિ પટ્ટીથી વિહાર કરી પોષ વદિ છઠ્ઠને દિવસે કસૂર પધાર્યા. શ્રી સંઘે ભાવભીનું સ્વાગત કર્યું. અત્રે પણ ત્રણ દિવસની સ્થિરતા કરી, વિહાર કરી ગંડાસિંગવાળા થઇ ફિરોજપુર શહેર પધાર્યા. ફિરોજપુરથી વિહાર કરી છોટાભુરા, ઝોંક, ગુરુ હરસાહેબ ઝાડીવાલા, જલાલાંવાદ, ચક્કભાવડ, લલીયાણી થઇ પો. વ. ત્રીજે ફાજિલકામાં ધામધૂમથી પ્રવેશ કર્યો.

ફાજિલકા શ્રી સંઘના આમંત્રણને માન આપી પંજાબના સેંકડો ભાઇઓ અને ભઠંડા–કોટકપુરા–ડબાવાલી, આબોર આદિ આસપાસની મંડિયોમાં વસતા ગુજરાતી કાઠિયાવાડી ભાઇઓ અને બિકાનેર–સુરતગઢ, ગંગાનગર, વીલીબંગા, બડોપલ આદિ મારવાડના બંધુઓએ પણ સારી સંખ્યામાં પધારી પ્રવેશ મહોત્સવમાં ભાગ લીધો હતો.

આચાર્યશ્રીજી જલૂસ સાથે બજારોમાં થઇ અને બન્ને દહેરાસરોના દર્શન કરી શેઠ કાલુરામજી કાંકરિયાના નૌરામાં પધાર્યા અને દેશના આપી. રાતના ભાષણો અને ભજનો થયા હતા.

પોષ વદિ ચોથના દિવસે વ્યાખ્યાન ફરમાવતાં શ્રી આત્માનંદ જૈન કોલેજ–અંબાલાની સહાયતા માટે આચાર્યશ્રીજીએ ઇસારો કરતાં તે જ વખતે ટપોટપ નામો નોંધાવતાં સાડાછ હજાર રૂપિયા નોંધાઇ ગયા હતા. યાને સો, સો રૂપિયાવાળા ૬૬ લાઇફ મેમ્બર થયા. આજે પણ રાતના ભાષણો અને ભજનો થયા હતા.

પોષ વ. પાંચમના દિવસે નવા તૈયાર થયેલ દેહરાસરની પ્રતિષ્ઠા માટે ઉપદેશ આપતાં ગુજરાંવાલાનિવાસી લાલા માણેકચંદજી છોટાલાલજી જૈન દુગડ અને પ્રાંગધ્રા (મુંબઇ)નિવાસી શેઠ પુરુષોત્તમ સુરચંદ (એમની દુકાન આબોરમંડીમાં પણ છે) તથા બિકાનેરવાળાઓના તરફથી એમ જુદા જુદા ત્રણ દિવસના ત્રણ સાધર્મિ વાત્સલ્યો નોંધાયાં.

રોડવંશીય ક્ષત્રી લાલા લણુરામજીએ સભા વચ્ચે આચાર્યશ્રીજી પાસે વાસક્ષેપ લઇ જૈનધર્મનો સ્વીકાર કર્યો.

આચાર્યશ્રીજી પોષ વ. નોમને દિવસે વિહાર કરી અગિયારસે આબોરમંડી પધાર્યા. અત્રે પ્રાંગધ્રાનિવાસી શેઠ પુરુષોત્તમ સુરચંદની અને પાટણનિવાસી શેઠ હીલાચંદ દેવચંદની દુકાનો છે, એ દુકાનો પર રહેતાં શેઠ જગજીવનદાસ તથા કચ્છી ભાઇઓએ આચાર્યશ્રીજીનું ભાવભીનું સ્વાગત કર્યું. આસપાસની મંડિયોમાં વસતા શેઠ કેશવલાલભાઇ, ચતુર્ભુજભાઇ, સુખલાલભાઇ આદિ ગુજરાતી, કાઠિયાવાડી ભાઇઓ સારી સંખ્યામાં પધારી સ્વાગતની શોભાને વધારી હતી.

પો. વ. તેરસે મેરુત્રયોદશી હોવાથી ડબ્બાવલી મંડીથી પ્રભુપ્રતિમા લાવી ઠાઠમાઠથી પૂજા ભણાવવામાં આવી અને પ્રભાવના કરવામાં આવી હતી. આચાર્યશ્રીને અત્રેના ભાઇઓનો વિશેષ સ્થિરતા કરવા આગ્રહ છે પરંતુ બિકાનેર પધારવાના હોવાથી થોડા દિવસ રોકાઇ બિકાનેર તરફ વિહાર લંબાવશે.

શેઠ પુરુષોત્તમદાસ સુરચંદે ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય ૧૦૦૮ શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વર(આત્મારામ)જી મહારાજની સ્વર્ગવાસ અર્ધ શતાબ્દિ નિમિત્તે તેઓશ્રીના સાહિત્યપ્રકાશન માટે રૂપિયા પાંત્રીસો આપવાનું જાહેર કર્યું છે.

## સત્ત્વશાળી અને આદર્શ પુરુષચરિત્રો

| | | |
|---|---|---|
| ૧ | સુમુખનૃપાદિ ધર્મપ્રભાવકોની કથા (ચરિત્ર) | ૧-૦-૦ |
| ૨ | કુમારપાળ પ્રતિબોધ | ૩-૧૨-૦ |
| ૩ | જૈન નરરત્ન ભામાશાહ | ૨-૦-૦ |
| ૪ | પૃથ્વીકુમાર ચરિત્ર | ૧-૦-૦ |
| ૫ | પ્રભાવક ચરિત્ર ( બાવીશમા પૂર્વાચાર્ય ભગવાનના ચરિત ) | ૨-૮-૦ |
| ૬ | સમરસિંહ ચરિત્ર (સમરાશાહ) શ્રી શત્રુંજયનો પંદરમો ઉદ્ધાર | ૦-૨-૦ |
| ૭ | શ્રી કર્માશાહ ચરિત્ર શ્રી શત્રુંજયનો સોળમો ઉદ્ધાર | ૦-૪-૦ |
| ૮ | કલિંગનુ યુદ્ધ યાને જૈન મહારાજા ખારવેલ | ૦-૧૨-૦ |
| ૯ | શ્રી વિજયાનંદસૂરિ | ૦-૮-૦ |

દરેક ગ્રંથો પ્રભાવશાળી, મહાન નરરત્નોના ચરિત્રો ખાસ મનન કરવા જેવા, ઉપદેશક, સાદી અને સરલ ગુજરાતી ભાષામાં સુંદર ટાઈપ, આકર્ષક બાઈંડીંગ અને ઊંચા કાગળોમાં પ્રગટ થયેલા છે પોસ્ટેજ જુદું

## મુનિમહારાજ શ્રી વિવેકવિજયજી મહારાજનો સ્વર્ગવાસ.

શ્રીમદ્ વિજયવલ્લભસુરીશ્વરજી મહારાજના પાટવી પટ્ટધર તપસ્વીજી મહારાજ શ્રી વિવેકવિજયજી મહા શુદિ ૧૨ ના રોજ કાળધર્મ પામ્યાના ખેદજનક સમાચાર જાણી આ સભા અત્યંત દિલગીરી દર્શાવે છે અને સદ્ગતના પવિત્ર આત્માને પરમશાંતિ પ્રાપ્ત થાઓ તેમ આ સભા શાસનદેવને પ્રાર્થના કરે છે

## ભાવસાર ગોવિંદલાલ ગાંડાલાલ ગુંદીગરાનો સ્વર્ગવાસ.

ભાવનગરનિવાસી ભાઈ ગોવિંદલાલ થેડા દિવસની બિમારી ભોગવી પોષ વદિ ૬ ના રોજ સ્વર્ગવાસી થયા છે ગરીબીમાંથી આપબળે આગળ વધી શ્રી સંતોકબાઈ વિવિંગ અને સ્પીનીંગ ફેક્ટરીના માલીક થયા હતા ધર્મ અને કોમ પ્રત્યે તેઓનો સંપૂર્ણ સદ્ભાવ હતો પાલીતાણા ભાવસાર ધર્મશાળા, અહીંયા વડવામાં સંતોકબાઈ પાઠશાળા અને આયંબિલ શાળા એ સદ્ભાવની પ્રતીક હાલ મોજુદ છે તે ઉપરાંત મહિલા વિદ્યાલય, માનવ રાહત સમિતિ, બંગાળ રાહત ફંડ, ગૌશાળા, પાંજરાપોળ વગેરે સંસ્થાઓમાં તેમની સખાવત છે વડવામાં આયંબિલ શાળાને કાયમી બનાવવા એક મકાન રૂા ૫૦૦૦૦) નુ અર્પણ કર્યું છે અને તેનુ ટ્રસ્ટડીડ પણ કર્યું છે સ્વર્ગસ્થ સ્વભાવે શાંત, અને માયાળુ હતા, ધર્મપ્રત્યે અડગ શ્રદ્ધાવાળા હતા આ સભાના તો તેઓ ઘણા સમયથી સભાસદ હતા તેઓશ્રીના સ્વર્ગવાસથી આ સભાને એક લાયક સભાસદની ખોટ પડી છે આ સભા સ્વર્ગસ્થના આત્માની શાંતિ ઇચ્છતા સાથે તેઓના ધર્મપત્ની શ્રીમતી સંતોકબહેન વગેરે તથા કુટુંબીજનો પ્રત્યે દિલસોજી દર્શાવે છે

# ...........વર્તમાન સમાચાર...........

## પંજાબના વર્તમાન

આચાર્યવર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ આદિ પટ્ટીથી વિહાર કરી પોષ વદિ છઠ્ઠને દિવસે કસૂર પધાર્યા. શ્રી સંઘે ભાવભીનું સ્વાગત કર્યું. અત્રે પણ ત્રણ દિવસની સ્થિરતા કરી, વિહાર કરી ગંડાસિંગવાળા થઈ ફિરોજપુર શહેર પધાર્યા. ફિરોજપુરથી વિહાર કરી છોટાભુરા, ઝોક, ગુરુ હરસાહેબ ઝાડીવાલા, જલાલાંવાદ, ચક્કભાવડ, લલીયાણી થઈ પો. વ. ત્રીજે ફાજિલકામાં ધામધૂમથી પ્રવેશ કર્યો.

ફાજિલકા શ્રી સંઘના આમંત્રણને માન આપી પંજાબના સેંકડો ભાઈઓ અને ભટંડા–કોટકપુરા–ડબાવાલી, આભોર આદિ આસપાસની મંડિયોમાં વસતા ગુજરાતી કાઠિયાવાડી ભાઈઓ અને બિકાનેર–સુરતગઢ, ગંગાનગર, વીલીબંગા, બડોપલ આદિ મારવાડના બંધુઓએ પણ સારી સંખ્યામાં પધારી પ્રવેશ મહોત્સવમાં ભાગ લીધો હતો.

આચાર્યશ્રીજી જલૂસ સાથે બજારોમાં થઈ અને બન્ને દહેરાસરોના દર્શન કરી શેઠ કાલુરામજી કાંકરિયાના નૌરામાં પધાર્યા અને દેશના આપી. રાતના ભાષણો અને ભજનો થયા હતા.

પોષ વદિ ચોથના દિવસે વ્યાખ્યાન ફરમાવતાં શ્રી આત્માનંદ જૈન કોલેજ–અંબાલાની સહાયતા માટે આચાર્યશ્રીજીએ ઈસારો કરતાં તે જ વખતે ટપોટપ નામો નોંધાવતાં સાડાછ હજાર રૂપિયા નોંધાઈ ગયા હતા. યાને સો સો રૂપિયાવાળા ૬૬ લાઈફ મેમ્બર થયા. આજે પણ રાતના ભાષણો અને ભજનો થયા હતા.

પોષ વ. પાંચમના દિવસે નવા તૈયાર થયેલ દેહરાસરની પ્રતિષ્ઠા માટે ઉપદેશ આપતાં ગુજરાંવાલાનિવાસી લાલા માણેકચંદજી છોટાલાલજી જૈન દુગડ અને પ્રાંગપ્રા (મુંબઈ)નિવાસી શેઠ પુરુષોત્તમ સુરચંદ (એમની દુકાન આભોરમંડીમાં પણ છે) તથા બિકાનેરવાળાઓના તરફથી એમ જુદા જુદા ત્રણ દિવસના ત્રણ સાધર્મિ વાત્સલ્યો નોંધાયાં.

રોડવંશીય ક્ષત્રી લાલા લછુરામજીએ સભા વચ્ચે આચાર્યશ્રીજી પાસે વાસક્ષેપ લઈ જૈનધર્મનો સ્વીકાર કર્યો.

આચાર્યશ્રીજી પોષ વ. નોમને દિવસે વિહાર કરી અગિયારસે આભોરમંડી પધાર્યા. અત્રે પ્રાંગપ્રાનિવાસી શેઠ પુરુષોત્તમ સુરચંદની અને પાટણનિવાસી શેઠ કીલાચંદ દેવચંદની દુકાનો છે, એ દુકાનો પર રહેતાં શેઠ જગજીવનદાસ તથા કચ્છી ભાઈઓએ આચાર્યશ્રીજીનું ભાવભીનું સ્વાગત કર્યું. આસપાસની મંડિયોમાં વસતા શેઠ કેશવલાલભાઈ, ચતુર્ભુજભાઈ, સુખલાલભાઈ આદિ ગુજરાતી, કાઠિયાવાડી ભાઈઓ સારી સંખ્યામાં પધારી સ્વાગતની શોભાને વધારી હતી.

પો. વ. તેરસે મેરુત્રયોદશી હોવાથી ડબાવલી મંડીથી પ્રભુપ્રતિમા લાવી ઠાઠમાઠથી પૂજા ભણાવવામાં આવી અને પ્રભાવના કરવામાં આવી હતી. આચાર્યશ્રીને અત્રેના ભાઈઓનો વિશેષ સ્થિરતા કરવા આગ્રહ છે પરંતુ બિકાનેર પધારવાના હોવાથી થોડા દિવસ રોકાઈ બિકાનેર તરફ વિહાર લંબાવશે.

શેઠ પુરુષોત્તમદાસ સુરચંદે ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય ૧૦૦૮ શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વર(આત્મારામ)જી મહારાજની સ્વર્ગવાસ અર્ધ શતાબ્દિ નિમિત્તે તેઓશ્રીના સાહિત્યપ્રકાશન માટે રૂપિયા પાંત્રીસો આપવાનું જાહેર કર્યું છે.








પુસ્તક ૪૧ મુ
અંક ૮ મો

આત્મ સં ૪૮
વીર સં. ૨૪૭૦

વિક્રમ સં ૨૦૦૦ ફાગણ:
ઈ સ. ૧૯૪૪ માર્ચ:

# ચન્દ્રપ્રભુ સ્તવન

( ધીરે ધીરે આ રે બાદલ . )

ગાઓ ગાઓ ભાવે,
જિનવર ચન્દ્રપ્રભુ સુખકાર,
મૂર્ત્તિ ન્યારી સૌમ્યભાવી,
સર્વ દુખ હરનાર ગાઓ-ટેક

કમળ-સવિતા, ચન્દ્ર-કુમુદે
શુદ્ધ જે પ્રીતિ .. શુદ્ધ જે પ્રીતિ,
ચન્દ્રપ્રભુમા વિમલ ધારો,
પ્રેમની રીતિ.... પ્રેમની રીતિ,

જ્ઞાન જે પામે અજિત, હેમેન્દ્ર તે તરનાર,
મૂર્ત્તિ ન્યારી સૌમ્યભાવી,
સર્વ દુખ હરનાર ગાઓ

રચયિતા મુનિ હેમેન્દ્રસાગરજી મહારાજ

  

# सिंहान्योक्ति।

शार्दूलविक्रीडित वृत्त

**एणः क्रीडति, शूकरश्च खनति, द्वीपी च गर्वायते।**
**क्रोष्टा क्रंदति, वल्गते च शशको, वेगाद्रुरुर्धावति ॥**
**निःशंकः करिपोतकस्तरुलता मुन्मोटते लीलया।**
**हंहो! सिंह विना, त्वयाद्य विपिने, कीदृक् दशा वर्तते ॥ १ ॥**

સૃષ્ટિનું લક્ષપૂર્વક અવલોકન કરતો કરતો કોઈ કવિજન ચાલ્યો જાય છે, ત્યાં એક વનમાં વિચિત્ર ઘટના જોઈ ત્યાં જરા થંભ્યો, અને સખેદાશ્ચર્યપૂર્વક પોતાના મન સાથે કહેવા લાગ્યો કે:—

અહો! આ વનની આ શી દશા!

આ જ આ વનમાં હરણો નિર્ભયપણે દોડાદોડ અને રમતગમત કરી રહ્યા છે, ડુક્કરો પોતાની દાતરડીઓવડે મરજી મુજબ જમીન ખોદી રહ્યા છે, દીપડાનાં નાનાં બચ્ચાંઓ વેગથી ગર્વિષ્ટ શબ્દો ગજાવી રહ્યાં છે, શિયાળીયાઓ સ્વચ્છંદપણે ચીસો પાડી રહ્યાં છે, સસલાઓ એકબીજાને વળગી મોજ માણી રહ્યાં છે, અને રૂરૂ નામનું વનપ્રાણી જોસભેર આ છેડાથી પેલા છેડા સુધી દોડી રહ્યું છે, અને જરા પણ શંકા વિના સ્વેચ્છાનુસાર ઝાડની ડાળીઓને હાથીનાં બચ્ચાંઓ ઉખેડી–તોડી ફેંકી રહ્યાં છે, **किमाश्चर्यं!**

 

જરા વારમાં જ મુસાફરને માલૂમ પડયું કે આ વનનો મહાન–પ્રસિદ્ધ પરાક્રમી સિંહ–વનરાજ ચાલ્યો ગયો છે, તેનું અજબ–આશ્ચર્ય પમાડનારૂં આ અવ્યવસ્થિત ચિત્ર છે.

 

મુસાફરના હૃદયોદ્ગારો એકપછી એક ઊછળવા લાગ્યા, કે આ દશ્ય સંસારવ્યવહારમાં–જનસમાજમાં પણ એક સરખું જ લાગુ પડે છે.

"એક મર્દ માણસ", પછી તે દેશપતિ હો, ગામધણી હો, કોઇ સંસ્થા કે ઘટનાનો સંરક્ષક હો, એક શેરી–મહોલ્લો કે ગૃહ(ઘર)નો નિયામક હો, કોઇ આશ્રમ કે અધિકારનો માલેક હો, પણ તેની ગેરહાજરી થતાં જ ઉપરોક્ત વનની જે દશા થઇ, તે જ દશા જરૂર થતી જણાય છે.

વહાલા વાચકો! આવાં દશ્યો આપણે શું નથી જોયાં? નથી અનુભવ્યાં? કોઇ પણ કાર્યમાં એક મહદ્–માલેક કે ઉપરીઅધિકારીની ગેરહાજરી કેટલી ભયંકર છે, તેનું આ અન્યોક્તિ અચ્છું ચિત્ર દર્શાવે છે.

રેવાશંકર વાલજી બધેકા

  

# નિરપરાધી બનો

લેખક આ. શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ

પ્રતિક્ષણે અપરાધના આશ્રિત બનેલા સસારવાસી સકર્મક આત્માને પ્રત્યેક જીવની ક્ષમાના અર્થી બનવાની આવશ્યકતા છે તેટલી જ આવશ્યકતા અન્ય આત્માઓને ક્ષમા આપવાના અર્થી બનવાની છે ક્ષમા આપવી અને લેવી જેટલી અગત્યની બાબત છે તેના કરતા કરોડગણી અપરાધ ન કરવાની અગત્યની બાબત છે

અપરાધ કરવો, પછી ક્ષમા માગવી, વળી અપરાધ કરવો, વળી પાછી ક્ષમા માગવી તેના કરતા અપરાધ ન કરવામા લક્ષ આપવામા આવે તો કેવુ સારુ ? મોહનો દાસ માનવી નિરપરાધી બની શકતો નથી જ્યારે જ્યારે મોહની સેવામા માનવી તલ્લીન બને છે ત્યારે ત્યારે અપરાધને કર્તવ્ય માની મોહને રાજી રાખવા પોતાની જ્ઞાનદર્શનાદિ સપત્તિના ભોગે પણ અનેક આત્માઓનો અપરાધી બને છે

અજાણપણે અપરાધ થયો હોય તો ક્ષમા આપવાલેવામા શ્રેય થાય ખરુ, પણ જાણીને અપરાધ કર્યો હોય તો કેવી રીતે બીજા ક્ષમા આપી શકે ? અને જો બીજા ક્ષમા ન આપે તો વેરથી મુક્ત થઇને આત્મા શ્રેય કેવી રીતે સાધી શકે ? તે કાઇ સમજી શકાતુ નથી ક્ષમા આપવા લેવાની પ્રથા કરતા અપરાધ ન કરવાની પ્રથાનો પ્રચાર થયો હોત અથવા થાય તો ઉત્તમ છે બીજી વાત એ છે કે મોહની આજ્ઞાથી જે માનવી અજ્ઞાનતાથી પાચે ઇદ્રિયોના વિષયોને પોષવા અનેક ક્ષુદ્ર જીવોનો સહાર કરે છે કે જે જીવો ભોગીઓના ભોગના આનદ માટે મરીને ક્ષુદ્ર જતુઓપણે ઉત્પન્ન થયેલા છે, અને જેમનામા ક્ષમા આપવા જેટલુ ભાન પણ નથી તથા કોણ મારી પાસે ક્ષમા માગે છે તેનુ જ્ઞાન પણ નથી એવા પ્રકારના જીવો પાસેથી કેવી રીતે ક્ષમા મેળવવી ? કદાચ આપણે એમ માની લઈએ કે આપણા આત્માની કોમળતાથી તથા પશ્ચાત્તાપથી તે જીવો ક્ષમા ન આપે તો પણ આપણે અપરાધથી મુક્ત થઈને આપણુ શ્રેય સાધી શકીએ છીએ. આમ બની શકે ખરુ, પણ તે ક્યારે ? કે જો આપણે મોહના સામે બડ઼ ઉઠાવી પૂર્ણ સ્વતત્રતા મેળવવા પ્રયત્નવાળા થયા હોઇએ તથા કરીને અપરાધ કરવા બળતે હૃદયે પ્રેરાઇએ ત્યારે તો આપણે કદાચ કરેલા અપરાધથી મુક્ત થઇએ અર્થાત્ અપરાધની સજા ભોગવવા દુર્ગતિના મહેમાન ન થવુ પડે, પણ જે જીવોનો અપરાધ કર્યો હોય તે જીવો જ્યા સુધી ક્ષમા ન આપે ત્યા સુધી તો તે જીવો પોતાનુ વેર લીધા વગર છોડવાના નથી અને જ્યા સુધી તેઓ પોતાનુ વેર ન લઇ લે ત્યા સુધી આપણે સસારમાથી મુક્તિ મેળવી શકતા નથી-છૂટી શકતા નથી કદાચ આત્મવીર્યની પ્રબળતા થઇ જાય અને ક્ષપકશ્રેણીમા આરુઢ થઇ જઇએ તો ભોગવવા લાયક કર્મોનો પણ ક્ષય કરીને આપણે બીજા જીવોના વેર લીધા વગર પણ મુક્તિ મેળવી શકીએ છીએ, નહિ

તો ક્ષુદ્ર ગતિમાં ભ્રમણ કરતા વેરી જીવો અવશ્ય પોતાનું વેર લેવાના જ, સંસારમાં ભ્રમણ કરતાં કોઇને કોઇ ગતિમાં આપણને કનડવાના જ– દુઃખ આપવાના જ. સંસારની કોઇ પણ ગતિમાં આપણે અવતર્યા હોઇએ અને પૂર્વજન્મોના વેરીનો ભેટો થઇ જાય અને તે આપણને પ્રાણાંત કષ્ટ આપે ત્યારે આપણે આપણા સંચિત કર્મોનો દોષ કાઢી જો શાન્તપણે દુઃખ ભોગવી લઇએ તો આપણે વેરમાંથી મુક્ત થઇ શકીએ; પણ જો તે વખતે આપણે તેને નિર્દય માની, તેના ઉપર દ્વેષ કરી તેને દુઃખ આપવા તૈયાર થઈએ, તેને દુઃખ દેવાના પરિણામ કરીએ તો તે વેરથી છૂટવાને બદલે તે વધારે મજબૂત થશે. આ બાબતમાં શ્રી પાર્શ્વનાથ સ્વામી અને કમઠના પાછલા ભવો વિચારીશું તો સ્પષ્ટ થઇ જશે. શ્રી પાર્શ્વનાથસ્વામી ક્ષમા કરતા આવ્યા છે ત્યારે કમઠ દ્વેષ રાખી દુઃખ દેતો જ આવ્યો છે. શ્રી પાર્શ્વનાથ સ્વામીએ ઘણા જન્મોમાં ક્ષમા આપી ત્યારે પોતે તીર્થંકરના ભવમાં અપરાધોથી છૂટ્યા. પોતે ક્ષમા આપતા રહ્યા અને ફરી નવો અપરાધ ન કર્યો ત્યારે જ તેઓ છૂટી શકયા. તો જેઓ બોલવા માત્રની ક્ષમા આપી નવા અપરાધ કરતા રહે, કદાચ સામેનો આત્મા ક્ષમા ન આપતાં પોતાનું વેર લેવા તૈયાર થાય તો શાંતિપૂર્વક સહન ન કરતાં–ક્ષમા ન આપતાં તેને નાશ કરવાનો વિચાર લાવી તેનો નાશ કરે અથવા તો તેને દુઃખમાં નાંખે તો પછી બીજાને અમે ખમાવીએ છીએ એમ કહેવા માત્રથી તેઓ કેવી રીતે છૂટી શકે? કેવી રીતે નિરપરાધી બની શકે? પૂર્વે થઇ ગયેલા મહાપુરુષોએ પોતાના અપરાધોની ક્ષમા માગી, અનશનનાં પ્રાયશ્ચિત લીધાં, ફરી અપરાધી ન બનવા પૌદ્‌ગલિક સુખોનો ભોગ આપી વિષયોનો સાથ છોડી કષાયોને દબાવ્યા અને દુર્ગતિમાં જવારૂપ સજામાંથી છૂટ્યા તો પણ જેનો અપરાધ કર્યો હતો તે જીવોએ તો ન જ છોડ્યા અને અસહ્ય દુઃખ દીધા.

માનવ જાતનો ગુન્હો કરી માફી માગવાથી કદાચ માનવી માફી આપી શકે અને વેરથી મુક્ત થઈ શકાય પણ તે માનવી પ્રાણહરણના ગુન્હા સિવાયના ગુન્હાની માફી આપી શકે છે અને આપણે નિરપરાધી બની શકીએ છીએ. તેમજ ફરી ગુન્હો ન કરવાની શરતે માફી મેળવી શકીએ છીએ અને વેરથી છૂટી શકીએ છીએ. પણ માણસ મારવાનો ગુન્હો કરવાથી તે માણસ મરીને ક્ષુદ્ર ગતિમાં ગયેલો હોવાથી આપણને માફી આપી શકતો નથી; તેમજ વેર પણ છોડી શકતો નથી અને જન્માંતરમાં પણ આપણને પ્રાણાંત કષ્ટ આપવાનો જ. માણસ સાથે બંધાયેલાં વેર તિર્યંચો કરતાં વધારે દુઃખદાયક હોય છે, કારણ કે માણસ બુદ્ધિપૂર્વક વેર બાંધે છે.

પૌદ્‌ગલિક સુખો અને પૌદ્‌ગલિક સુખ મેળવવાના સાધનો માટે જે સૂક્ષ્મ તથા સ્થૂળ તિર્યંચોનો સર્વથા નાશ કરવામાં આવે છે– તેમના પ્રાણોનું હરણ કરવામાં આવે છે, તે ગુન્હામાંથી છૂટવું ઘણું જ કઠણ છે. તેમની પાસે માફી માગવી નકામી છે. આપણને તેઓ માફી આપી શકતા નથી તેમજ આપણે માફી માગવાને અયોગ્ય છીએ; કારણ કે વિષયાસકત, પરિગ્રહનો પ્રેમી, કષાયોનો દાસ પોતાના જીવનના છેડા સુધી પોતાની ક્ષુદ્ર વાસનાઓની તૃપ્તિના માટે નિરંતર અનંતા જીવનો નિર્ધ્વંસ પરિણામથી નાશ કરતો રહે છે, માટે આવી વ્યક્તિ ક્ષમા માગવાને અધિકારી જ નથી; કારણ કે તે જાણી બૂઝીને જીવોના પ્રાણ લે છે.

ક્ષમા માગતાં પહેલાં ક્ષમા માગવાના અધિ-

કારી બનવાની અત્યત આવશ્યકતા છે આ અધિકાર ઇદ્રિયો પર વિજય મેળવી વિષયોથી મુક્ત થવાથી, પરિગ્રહની મૂર્છા ઓછી કરવાથી, માની લીધેલા મારા તારા સબધો ઓછા કરવાથી, કષાયોની કડવાશ ન ચાખવાથી, જરૂરિયાતો ઓછી કરી નાખવાથી અને પ્રાણી માત્રને પોતાના આત્મા સદૃશ ગણવાથી મેળવી શકાય છે આવો અધિકારી માણસ જાણી જોઈને કોઇ પણ જીવને દુઃખ આપતો નથી. પોતાની સ્થિતિના પ્રમાણમા જ્યારે જાણીને જીવોને ઉપદ્રવ કરવાનો સમય આવે છે ત્યારે દુઃખાતા દિલથી તે તરફ વળે છે, પણ તરત જ પશ્ચાત્તાપ અને ક્ષમાથી પોતે નિરપરાધી બની જાય છે અધિકારીઓ મનથી પણ કોઇ પ્રાણીને પીડા આપતા નથી સર્વ જીવોના સુખના અભિલાષી હોય છે બીજા જીવો તરફથી પોતાને થતી કનડગતો અને દુખોના માટે તુરત જ ક્ષમા આપી દે છે કોઇ પણ પ્રાણી ઉપર દ્વેષ રાખતા નથી' માટે પ્રાણીમાત્રને નિર પરાધી બનતા શીખવાની ઘણી જ જરૂરત છે નિરપરાધી બનવા માટે સમ્યક્ જ્ઞાન મેળવી વસ્તુસ્થિતિને જાણવી જોઇએ તેમજ અપરાધી બનવાના પ્રસગોમા સમ્યક્ જ્ઞાનનો સારી રીતે ઉપયોગ થવો જોઇએ તો જ આપણે ક્ષમાને સફળ બનાવી આત્મવિકાસ સાધી શકીએ છીએ નહિ તો આવી ક્ષમાથી તો આપણને દંભ સેવ્યાનુ જ ફળ મળી શકે છે માનવજાતની ક્ષમાઓમા તો આપણે કેવળ દભ જ સેવીએ છીએ આજે ક્ષમા માગી અને કાલે કામ પડે તો તેનુ કાસળ કાઢવા આપણે તૈયાર થઇએ છીએ અને ક્ષમા માગતી વખતે પણ આપણું ધ્યેય કેવળ પ્રથા જ જાળવવાનું હોય છે હૃદય શુદ્ધિ કે અભેદભાવ હોતો નથી

જેઓ પોતાના આત્મા ઉપર દયા રાખતા શીખ્યા જ નથી તેઓ બીજાઓ ઉપર દયા રાખી શકતા નથી. નિર્દયતાથી કરેલા અપરાધની માફી કેવી ? તેમ છતા નિર્દયતાથી કરેલા અપરાધની પણ માફી મળી શકે છે અર્થાત્ દુર્ગતિમા જવાની સજા ભોગવવી પડતી નથી પણ તે કેવી રીતે ? ચિલાતી પુત્રની જેમ કરીએ અથવા અર્જુનમાલીની જેમ કરીએ તો તોય વેરી બનેલા તો વેર લેવાના જ જેમ કોઇ પોતાના પુત્રને જ પોતાનો સ્વાર્થભ્રષ્ટ થવાથી ક્રોધાધ બનીને માર મારે છે, અને તે મરી જાય પછી તેના પિતાની કેવી દશા થાય ? તેના હૃદયમા આ કૃત્ય માટે પશ્ચાત્તાપ, દુખ અને શોક કેટલો થાય ? થાય છે કોઇને ક્ષમા માગતા— ચોરાશી લાખ યોનિના જીવોને ખમાવતા એટલો પશ્ચાતાપ, દુખ કે શોક ? માટે જ નિર-પરાધી બનવાની અત્યત આવશ્યકતા છે જેમ બને તેમ ઓછા અપરાધે અને વધુ લાભે માનવજીવન વ્યતીત કરવુ કારણ કે જે ઉગ્ર પરિણામથી આપણે અપરાધ કરીએ છીએ, તેટલા જ ઉગ્ર શુભ પરિણામ નિરપરાધી બનવા ક્ષમા માગતી વખતે હોતા નથી-થતા નથી માટે સુખના અર્થીએ ક્ષુદ્ર સ્વાર્થો જતા કરી સ્વ-પરના શ્રેય માટે દયાર્દ્ર હૃદયે જૂના અપરાધોની ક્ષમા આપવી ( સહન કરવુ ) અને નવા અપરાધો ન કરવા



# સાધક જનો માટે વિવિક્ત સ્થાનની આવશ્યકતા

યોજક : મુનિ પુણ્યવિજયજી (સંવિગ્નપાક્ષિક)

એકાન્ત નિરુપાધિક-નિર્જન સ્થાન જ સાધકજનો માટે અધિક ઉપયોગી છે. સહુ કોઇ શ્રેયઃસાધક જનોને શરીરબળ, મનબળ અને હૃદયબળનું પોષણ આપનાર એકાન્તવાસ છે.

જ્યાં ચિત્ત-સમાધિમાં ખલેલ પડે, જ્યાં અનેક પ્રકારના સંકલ્પ-વિકલ્પો ઊભા થાય અને જ્યાં વસવાથી સંયમ યોગમાં હાનિ પહોંચે એવા સ્થળમાં નિવાસ કરવો-એવા ઉપાધિમય સ્થળ સમીપે વાસ કરવો એ સાધકજનો માટે હિતકર નથી.

**સમાધિશતકમાં વાચકવર પૂ. ઉ. શ્રી. યશોવિજયજી કહે છે કે—**

"હોત વચન મન ચપળતા, જન કે સંગ નિમિત્ત;
જન સંગી હોવે નહિ, તાતે મુનિ જગમિત્ત."

મનુષ્યોના સંસર્ગથી વાણીની પ્રવૃત્તિ થાય છે, અને તેથી મનની ચપલતા થાય છે અને તેથી ચિત્તવિભ્રમ થાય છે-નાના પ્રકારના વિકલ્પની પ્રવૃત્તિ થાય છે, માટે મુનિએ-યોગીએ અજ્ઞાની મનુષ્યોનો સંસર્ગ તજવો. જે યોગી-મુનિ મનુષ્યોના સંસર્ગમાં આવે છે, તે માયાના પ્રપંચમાં ફસાય છે અને માયાના પ્રપંચમાં ફસાયાથી રાગદ્વેષની ઉત્પત્તિ થાય છે અને રાગદ્વેષ ભવનું મૂળ છે, માટે મનુષ્યોનો સંસર્ગ તજવો. જે મુનિરાજ મનુષ્યસંસર્ગ રહિત છે તે મુનિ જગતના મિત્ર છે અને તે મુનિ પોતાનું હિત સાધી શકે છે. પ્રાયઃ મનુષ્યના સંસર્ગથી ઉપાધિની પ્રાપ્તિ થાય છે, માટે મુનિરાજ મનુષ્યોનો સંસર્ગ ત્યાગી એકાંત સ્થાનમાં વસે છે. કારણ વિના વિશેષ પ્રકારે કોઇની સાથે ભાષણ પણ કરતા નથી. જે મનુષ્યોના પરિચયથી આત્માનું હિત નથી થતું તેમનો પરિચય કેમ કરે? વ્યાખ્યાન-શિક્ષાદિ કારણે મનુષ્યોના સંબંધમાં આવે, તો પણ અંતરથી ન્યારા વર્તે છે. એવા મુનિરાજ ઉપાધિ રહિત હોય તે અનુપમ આનંદના ભોગી બને છે.

લોક પરિચય-ગૃહસ્થ લોકો સાથે નિકટ સંબંધ જોડી રાખતા સ્વહિતસાધક સાધુજનોને સંયમમાર્ગમાં ઘણી આડખીલી નડે છે-ઊભી થાય છે. ગૃહસ્થ જનોનો-સ્ત્રીપુરુષોનો અધિક પરિચય કરવાથી સાધુયોગ્ય સમભાવ-સમતા ટકી શકતી નથી. એટલે રાગદ્વેષ મોહાદિ દોષો ઊપજે છે. વિષયવાસના પણ ક્વચિત્ જાગે છે અને જ્ઞાન, ધ્યાન, બ્રહ્મચર્ય વગેરે અનેક અમૂલ્ય ગુણરત્નોનો લોપ થાય છે. એટલે સાધુ સહેજે સત્ત્વહીન-શિથિલાચારી થઇ જાય છે.

બ્રહ્મચર્યવંત સાધુજનોને ભગવંતે જે નવ વાડો બ્રહ્મચર્યની રક્ષા માટે પાળવા ફરમાવ્યું છે, તે નવ વાડોમાં મુખ્ય વાડ એ છે કે-નિરવદ્ય-નિર્દોષ-નિરુપાધિક (સ્ત્રી, પશુ, પંડક, નપુંસક વગેરે વિષયવાસનાને જગાડનાર કારણો વગરના) સ્થળમાં જ વિવેકસર નિવાસ કરવો જેને '**વિવિક્ત શય્યા**' કહેવામાં આવે છે. પૂર્વકાળના મહાપુરુષો એવા જ સ્થળને પસંદ કરી ત્યાં જ જ્ઞાન-ધ્યાનમાં પોતાનો સમય

પસાર કરતા વર્તમાનમા મોટા ભાગની સ્થિતિ ગૃહસ્થોના ગાઢ પરિચયવાળી ઉપાધિ સદશ હોઇ પ્રભૂત સુધારની વિચારણા માગી લે છે સંયમવંત સાધુજનોએ પ્રથમ આત્મસંયમની રક્ષા તથા પુષ્ટિ નિમિત્તે ઉક્ત દોષ વગરની-નિર્દોષ અને નિરુપાધિક એકાન્ત વસતિ-નિવાસસ્થાન પસંદ કરવા યોગ્ય છે એથી સ્થિર શાન્ત ચિત્તથી જ્ઞાન-ધ્યાન વગેરે સંયમ કરણીમા ઘણી અનુકૂળતા થાય છે તે કરતા અન્યથા વર્તવાથી તથાપ્રકારના ઉપાધિ દોષવાળા સ્થાનમા વસવાથી મન-વચનાદિક યોગની સ્ખલના થઈ આવે છે. એટલે કે ગૃહસ્થ લોકોના ગાઢ પરિચયથી તેમની સાથે નકામી અનેક પ્રકારની વાતચીતમા ભાગ લેવાથી આત્મહિત નહિ થતા સાધુજનોને સંયમ માર્ગની રક્ષા થતી નથી સંયમમાર્ગની રક્ષા અને પુષ્ટિ કરવાની પ્રબળ ઇચ્છા યોગે વિવિક્ત-એકાન્ત સ્થાનમા વસવાથી તે અટકી શકે છે

આ બધી સાધકદશાની વાત થઈ બાકી જેમણે મન, વચન અને કાયાનુ સમ્યગ્ નિયન્ત્રણ કરી દીધુ છે અને જેમને સ્વરૂપ રમણતા જ થઇ રહી છે એવા સિદ્ધ યોગી અધિકારીની વાત જુદી છે તેમને તો વન અને ઘર સર્વત્ર સમભાવ જ પ્રવર્ત્તે છે

હવે આપણે નિર્જન-અનિર્જન સ્થાનસેવનના ગુણદોષના વિવેચનમા દષ્ટાંતપૂર્વક જરા જોઇ લઈએ

બુદ્ધિમાન સાધક પુરુષ સુખદાયી નિર્જન સ્થાનને સેવે છે તે ધ્યાનમા અને સંયમાભ્યાસમા સાધનરુપ છે તથા રાગ દ્વેષ અને મોહને શાન્ત કરનાર છે

જેને આત્માનુ સાધન કરવાનુ છે, ધર્મ શાસ્ત્રોનો અભ્યાસ કરવાનો છે તથા ધ્યાન કરવાનું છે તેઓને મનુષ્યાદિ સંસર્ગ વિનાનુ સ્થાન ઘણું ઉપયોગી છે સંસારપરિભ્રમણ કરવાથી જેઓ થાક્યા છે, કંટાળ્યા છે, આત્માનું ભાન ગુરુકૃપાથી મેળવ્યું છે, મનને નિર્મળ તથા સ્થિર કરવાના સાધનો જાણી લીધા છે, અને તે પ્રમાણે વર્તન કરવા તૈયાર થયેલ છે તેવા આત્માઓને મનુષ્ય, પશુ, સ્ત્રી, નપુંસકાદિ વિનાનું સ્થાન સુખદાયી છે

મનુષ્યે ઉપરથી બધી વસ્તુનો ત્યાગ કર્યો હોય છે, બ્રહ્મચર્ય પાળવાનો તથા ક્રોધાદિ કષાયો ન કરવાનો નિયમ લીધો હોય છે, છતા સત્તામા તે તે કર્મો રહેલા તો હોય છે કાઇ નિયમ લેવાથી કર્મો ચાલ્યા જતા નથી, પણ નિયમ પ્રમાણે વર્તન કરવાથી ધીમે ધીમે તે તે કર્મનો થતો ઉદય નિષ્ફલ કરવામા આવે છે અને તે દ્વારા કર્મનો ક્ષય થાય છે પરંતુ નિમિત્તો બળવાન છે નિમિત્તોને લઇને સત્તામા પડેલા કર્મો ઉદીરણારૂપે થઇને જે મોડા ઉદય આવવાના હોય તે વહેલા બહાર આવે છે આ વખતે સાધકની જો પૂરેપૂરી તૈયારી ન હોય-ઉદય આવેલ કર્મને નિષ્ફળ કરવા જેટલુ બળ તેની પાસે ન હોય તો ઉદય આવેલા કર્મો જીવને તેના માર્ગથી ભ્રષ્ટ કરે છે એટલા ખાતર આવા નિમિત્તોથી દૂર રહેવાની જરૂર છે જેમ ઘાસ વિનાના સ્થાનમાં પડેલો અગ્નિ બાળવાનુ કાંઈ ન હોવાથી પોતાની મેળે બુઝાઇ જાય છે, તેમ નિમિત્તોના અભાવે સત્તામા રહેલુ કર્મ દબાઇ રહે છે અને ધીમે ધીમે આત્મબળ વધતા જીવને તેના માર્ગથી પતિત કરવાનુ બળ ઓછુ થઇ જાય છે અને આત્મજાગૃતિ વખતે ઉદય આવેલ કર્મ આત્મસત્તા સામે પોતાનુ જોર વાપરી શકતુ નથી

જેમ કોઇ બળવાન છતા ગફલતમા રહેલા રાજાના શહેર ઉપર બીજો રાજા ચડી આવે, એ વખતે રાજાની પાસે લડવાની સામગ્રીની

તૈયારી ન હોવાથી પોતાનો બચાવ કરવા ખાતર તે રાજા પોતાના શહેરના દરવાજા બંધ કરે છે, અને અંદરખાનેથી તેટલા વખતમાં બધી તૈયારી કરે છે અને શત્રુને હઠાવવાની શક્તિ મેળવીને પછી તે રાજા પોતાના શત્રુ ઉપર એકી વખતે હલ્લો કરે છે અને શત્રુને હરાવે છે તેવી રીતે આત્માની આગળ ઉપશમ ભાવનું કે કર્મક્ષય કરવાનું બળ નથી હોતું તેવા પ્રસંગે મોહશત્રુ તેના પર ચડાઇ કરે છે, તે વખતે આ જીવ અમુક અમુક જાતના વ્રત, જપ, તપ, નિયમ, જ્ઞાન, ધ્યાનાદિના વ્રતો ગ્રહણ કરીને એકાંત સ્થાનમાં જાય છે કે જ્યાં રાગદ્વેષમોહાદિને પ્રગટ થવાના કારણો હોતાં નથી. આ નિમિત્તોના અભાવે સત્તામાં પડેલા કર્મોનો ઉપશમ કે ક્ષયોપશમ થાય છે અને તેટલા વખતમાં નિર્મળતારૂપ આત્મબળ વધારે છે. આ વ્રતાદિ લેવાં તે મોહશત્રુની સામે કિલ્લો બંધ કરવા જેવું છે. કિલ્લો બંધ કર્યાથી કાંઇ શત્રુ ચાલ્યો જતો નથી કે શત્રુનો નાશ થતો નથી. તેની સામે ખુલ્લી લડાઇ તો કરવી જ પડવાની છે, પણ તેટલા વખતમાં અશુભ નિમિત્તોના અભાવે મોહનો ઉપદ્રવ જીવને ઓછો હોય છે અને તે વખતમાં રાજા જેમ લડાઇની સામગ્રી મેળવી લે છે, તેમ આ જીવ ઉપશમ ભાવનું બળ વ્રત, તપ, જપ, ધ્યાનાદિથી મેળવે છે. આ એકઠું કરેલું બળ જ્યારે જ્યારે સત્તામાં પડેલ કર્મ ઉદયમાં આવે છે, ત્યારે ત્યારે તેના ઉપર વાપરે છે અને તેથી કર્મનો ઉદય નિષ્ફળ કરીને કર્મની નિર્જરા કરે છે. નવા કર્મો ન બાંધવા અને જૂના સત્તાગત ઉદય આવેલ કર્મો સમભાવે ભોગવી લેવાં તે કર્મના ઉદયને નિષ્ફળ કરવા બરાબર છે.

ભગવાન મહાવીરદેવની માફક કોઇ આત્મા વિશેષ બળવાન હોય તો તે ઉદય આવેલા કર્મોને ભોગવી નિષ્ફળ કરે, પણ તે સાથે સત્તામાં પડેલા કર્મોની ઉદીરણા કરીને જે મોડા ઉદય આવવાનાં હોય તેને તે તે નિમિત્તો વડે બહાર લાવી સમભાવે નિર્જરી નાંખે છે. આવા સમર્થ આત્માઓ માટે નિર્જન પ્રદેશમાં રહેવાનો હેતુ કર્મથી ડરવાનો કે તે હઠાવવાના સાધનો પોતાની પાસે ઓછાં છે તે મેળવવા માટેનો નથી, પણ પોતાના કર્મક્ષય કરવાના આત્મધ્યાનાદિ સાધનોમાં મનુષ્ય વિઘ્નરૂપ ન થાય-વિક્ષેપ કરનાર ન થાય તે હોય છે અને તેટલા માટે પણ નિર્જન સ્થાન તેવા મહાત્માઓને વિશેષ ઉપયોગી છે.

પોતાના કાર્યની સિદ્ધિ માટે શત્રુંજય પર્વતની ગુફામાં શુક રાજા છ મહિના સુધી પરમાત્માના જાપ અને ધ્યાનમાં નિર્જન સ્થાનમાં રહ્યા હતા. નેમિનાથ પ્રભુ આત્મધ્યાન માટે ગિરનારજીના પ્રદેશમાં રહ્યા હતા. પ્રભુ મહાવીર પણ આત્મધ્યાન માટે શૂન્ય ઘરો, શ્મશાનો, પહાડો, ગુફાઓ અને નિર્જન પ્રદેશવાળા વનાદિમાં રહ્યા હતા. મહાત્મા અનાથી મુનિ વૃક્ષોની ગીચ ઝાડીમાં ધ્યાનસ્થ રહ્યા હતા. ક્ષત્રિય મુનિ અને ગર્દભાલી મુનિ પણ વનના શાન્ત પ્રદેશમાં ધ્યાનસ્થ રહ્યા હતા. આ શાન્ત પ્રદેશના અભાવે મહાત્મા પ્રસન્નચંદ્ર રાજર્ષિએ શ્રેણિક રાજાના સુમુખ અને દુર્મુખ નામના દૂતોના મુખથી પોતાની પ્રશંસા અને નિંદાના વચનો સાંભળીને રૌદ્ર ધ્યાને સાતમી નરકનાં દલીયાં એકઠાં કર્યાં હતાં. એમના ધ્યાનની ધારા ધર્મ અને શુક્લ ધ્યાનને બદલે આર્ત્ત અને રૌદ્ર ધ્યાનના રૂપમાં બદલાઇ ગઇ હતી. છેવટે પાછી અન્ય નિમિત્તોના યોગે ધ્યાનની ધારા બદલાણી ત્યારે જ કેવળજ્ઞાન પામ્યા હતા.

ગિરનારજીની ગુફામાં ધ્યાન ધરતાં શ્રી રહનેમિ મુનિના ધ્યાનની ધારા પણ શ્રી રાજીમતીના નિમિત્તથી બદલાણી હતી, પરંતુ

શ્રી રાજીમતીની આત્મજાગૃતિએ પાછા તેને સ્થિર કર્યા હતા.

ચૌદપૂર્વધર મહાત્મા નદીષેણની ધર્મધ્યાનની ધારા વેશ્યાના નિમિત્તે બદલાણી હતી, મહાત્મા દમસાર મુનિની આત્મધારા બ્રાહ્મણે ગામના ઘરોની ભીંતોવાળો પાછલો તપેલો માર્ગ બતાવવાથી ક્રોધના રૂપમાં બદલાઇ હતી

આવા આવા સેકડો દેષ્ટાંતો સારા નિમિત્તોથી આત્મબળ જાગ્રત થવાના અને ખરાબ નિમિત્તોથી આત્મમાર્ગમાંથી પતિત થવાના શાસ્ત્રોમાંથી મળી આવે છે તેમજ આપણે પણ પ્રત્યક્ષ અનુભવીએ છીએ માટે સાધક આત્માને નિર્જન સ્થાનની આત્મચિંતન કરનારને બહુ જરૂર છે એ વાત નિર્વિવાદ છે

સદ્‌બુદ્ધિ, સમભાવ, તત્ત્વાર્થનુ ગ્રહણ, મનવચનકાયાનો નિરોધ, વિરોધી નિમિત્તોનો અભાવ, સારા નિમિત્તોની હયાતી, રાગદ્વેષાદિનો ત્યાગ અને આત્મજાગૃતિ એ સર્વ આત્માની વિશુદ્ધિના જેમ પ્રબળ નિમિત્ત કારણો છે, તેમ આત્મચિંતન માટે નિર્જન સ્થાન એ પણ એક ઉત્તમ નિમિત્ત કારણ છે

ચદ્રને દેખીને જેમ સમુદ્રમા વેળાવૃદ્ધિ પામે છે, મેઘની વૃષ્ટિથી નદીઓમા પાણીનો વધારો થાય છે, મોહથી જેમ કર્મમા વધારો થાય છે, અનિયમિત ભોજન કરનારમા રોગ વધે છે, અને ઇન્દ્રિયોના વિષયોમા વિશેષ પ્રવૃત્તિ કરનારમા દુ ખનો વધારો થાય છે તેમ મનુષ્યોના સસર્ગથી વિકલ્પોનો, આશ્રવવાળા વચનોનો તથા પ્રવૃત્તિનો વધારો થાય છે. લાકડાથી જેમ અગ્નિ વધે છે, તાપથી તૃષા અને ઉકળાટ વધે છે, રોગથી પીડા વધે છે તેમ મનુષ્યોની સોબતથી વિચારો અને ચિંતા વધે છે

વિષયોનો ત્યાગ, નિર્જન સ્થાન, તત્ત્વજ્ઞાન, ચિતારહિત મન, નિરોગી શરીર અને મનવચનકાયાનો નિરોધ એ સર્વ મુનિઓને મોક્ષને અર્થે ધ્યાનના પ્રબળ નિમિત્તો છે,

વિકલ્પો દૂર કરવા સગત્યાગની જરૂર છે મનુષ્યોની સોબત કાઇને કાઇ સ્મરણ કરાવ્યા વગર રહેતી નથી એકી સાથે વળગેલા વીંછીઓ જેમ મનુષ્યોને પીડા ઉત્પન્ન કરે છે તેમ વિકલ્પો આત્માને પીડા કરનારા છે આ વિકલ્પો જ્યા સુધી હોય ત્યા સુધી આત્માને શાતિ કયાથી હોય? જો બાહ્ય સગના ત્યાગથી આ જીવને આટલુ સુખ થાય છે તો પછી આત્માના સગથી ખરુ સુખ તેણે શા માટે ન ભોગવવુ? અજ્ઞાની જીવો બાહ્ય વસ્તુના સગથી સુખ માને છે, ત્યારે જ્ઞાનીઓ તેના ત્યાગમા જ સાચુ સુખ અનુભવે છે

જેઓ નિર્જન પ્રદેશના સેવનથી વિશેષ પ્રકારે સાધ્ય થતા અધ્યયન અને સદ્‌ધ્યાનરૂપ આભ્યતર ને બાહ્ય તપ કરે છે તે મુમુક્ષુઓને ધન્ય છે! તેઓ ગુણી છે, વદનીય છે અને વિદ્વાનોમા મુખ્ય છે કે જેઓ નિરતર શુદ્ધ આત્મજ્ઞાનમા મગ્ન થઈ નિર્જન પ્રદેશ સેવે છે જ્ઞાનધ્યાનમા વિઘ્નરૂપ ન હોય એવા નિર્જન સ્થાનને સત્પુરુષો અમૃત કહે છે

તે મહાત્માઓને ધન્ય છે કે જેઓ ભોયરામાં, ગુફાઓમા, સમુદ્ર યા સરિતાના કિનારે, સ્મશાનમા, વનમા અને તેવા જ શાત પ્રદેશમા શુદ્ધ આત્મધ્યાનની સિદ્ધિને માટે વસે છે

આવા શાત પ્રદેશના અભાવે યોગીઓને મનુષ્યોનો સમાગમ થાય છે, તેમને જોવાવડે અને વચનથી બોલાવવાવડે મનનુ હલનચલન થાય છે તેમાથી રાગદ્વેષાદિ પ્રગટે છે, તેમાથી ક્લેશ થાય છે અને છેવટે વિશુદ્ધિનો નાશ થાય છે વિશુદ્ધિ વિના શુદ્ધ ચિદ્રૂપનુ ચિતન બરાબર થતુ નથી અને તેના વિના કર્મોના

તૈયારી ન હોવાથી પોતાનો બચાવ કરવા ખાતર તે રાજા પોતાના શહેરના દરવાજા બંધ કરે છે, અને અંદરખાનેથી તેટલા વખતમાં બધી તૈયારી કરે છે અને શત્રુને હઠાવવાની શક્તિ મેળવીને પછી તે રાજા પોતાના શત્રુ ઉપર એકી વખતે હલ્લો કરે છે અને શત્રુને હરાવે છે તેવી રીતે આત્માની આગળ ઉપશમ ભાવનું કે કર્મક્ષય કરવાનું બળ નથી હોતું તેવા પ્રસંગે મોહશત્રુ તેના પર ચડાઇ કરે છે, તે વખતે આ જીવ અમુક અમુક જાતના વ્રત, જપ, તપ, નિયમ, જ્ઞાન, ધ્યાનાદિના વ્રતો ગ્રહણ કરીને એકાંત સ્થાનમાં જાય છે કે જ્યાં રાગદ્વેષમોહાદિને પ્રગટ થવાના કારણો હોતાં નથી. આ નિમિત્તોના અભાવે સત્તામાં પડેલા કર્મોનો ઉપશમ કે ક્ષયોપશમ થાય છે અને તેટલા વખતમાં નિર્મળતારૂપ આત્મબળ વધારે છે. આ વ્રતાદિ લેવાં તે મોહશત્રુની સામે કિલ્લો બંધ કરવા જેવું છે. કિલ્લો બંધ કર્યાથી કાંઇ શત્રુ ચાલ્યો જતો નથી કે શત્રુનો નાશ થતો નથી. તેની સામે ખુલ્લી લડાઇ તો કરવી જ પડવાની છે, પણ તેટલા વખતમાં અશુભ નિમિત્તોના અભાવે મોહનો ઉપદ્રવ જીવને ઓછો હોય છે અને તે વખતમાં રાજા જેમ લડાઇની સામગ્રી મેળવી લે છે, તેમ આ જીવ ઉપશમ ભાવનું બળ વ્રત, તપ, જપ, ધ્યાનાદિથી મેળવે છે. આ એકઠું કરેલું બળ જ્યારે જ્યારે સત્તામાં પડેલ કર્મ ઉદયમાં આવે છે, ત્યારે ત્યારે તેના ઉપર વાપરે છે અને તેથી કર્મનો ઉદય નિષ્ફળ કરીને કર્મની નિર્જરા કરે છે. નવા કર્મો ન બાંધવા અને જૂના સત્તાગત ઉદય આવેલ કર્મો સમભાવે ભોગવી લેવાં તે કર્મના ઉદયને નિષ્ફળ કરવા બરાબર છે.

ભગવાન **મહાવીરદેવ**ની માફક કોઇ આત્મા વિશેષ બળવાન હોય તો તે ઉદય આવેલા કર્મોને ભોગવી નિષ્ફળ કરે, પણ તે સાથે સત્તામાં પડેલા કર્મોની ઉદીરણા કરીને જે મોડા ઉદય આવવાનાં હોય તેને તે તે નિમિત્તો વડે બહાર લાવી સમભાવે નિર્જરી નાંખે છે. આવા સમર્થ આત્માઓ માટે નિર્જન પ્રદેશમાં રહેવાનો હેતુ કર્મથી ડરવાનો કે તે હઠાવવાના સાધનો પોતાની પાસે ઓછાં છે તે મેળવવા માટેનો નથી, પણ પોતાના કર્મક્ષય કરવાના આત્મધ્યાનાદિ સાધનોમાં મનુષ્ય વિક્ષેપરૂપ ન થાય-વિક્ષેપ કરનાર ન થાય તે હોય છે અને તેટલા માટે પણ નિર્જન સ્થાન તેવા મહાત્માઓને વિશેષ ઉપયોગી છે.

પોતાના કાર્યની સિદ્ધિ માટે **શત્રુંજય** પર્વતની ગુફામાં શુક રાજા છ મહિના સુધી પરમાત્માના જાપ અને ધ્યાનમાં નિર્જન સ્થાનમાં રહ્યા હતા. **ને**મિનાથ પ્રભુ આત્મધ્યાન માટે ગિરનારજીના પ્રદેશમાં રહ્યા હતા. પ્રભુ **મ**હાવીર પણ આત્મધ્યાન માટે શૂન્ય ઘરો, શ્મશાનો, પહાડો, ગુફાઓ અને નિર્જન પ્રદેશવાળા વનાદિમાં રહ્યા હતા. મહાત્મા **અ**નાથી મુનિ વૃક્ષોની ગીચ ઝાડીમાં ધ્યાનસ્થ રહ્યા હતા. ક્ષત્રિય મુનિ અને **ગર્દ**ભાલી મુનિ પણ વનના શાન્ત પ્રદેશમાં ધ્યાનસ્થ રહ્યા હતા. આ શાન્ત પ્રદેશના અભાવે મહાત્મા **પ્રસન્નચંદ્ર** રાજર્ષિએ શ્રેણિક રાજાના સુમુખ અને દુર્મુખ નામના દૂતોના મુખથી પોતાની પ્રશંસા અને નિંદાના વચનો સાંભળીને રૌદ્ર ધ્યાને સાતમી નરકનાં દલીયાં એકઠાં કર્યાં હતાં. એમના ધ્યાનની ધારા ધર્મ અને શુક્લ ધ્યાનને બદલે આર્ત્ત અને રૌદ્ર ધ્યાનના રૂપમાં બદલાઇ ગઇ હતી. છેવટે પાછી અન્ય નિમિત્તોના યોગે ધ્યાનની ધારા બદલાણી ત્યારે જ કેવળજ્ઞાન પામ્યા હતા.

ગિરનારજીની ગુફામાં ધ્યાન ધરતાં શ્રી **રહનેમિ** મુનિના ધ્યાનની ધારા પણ શ્રી **રાજીમતી**ના નિમિત્તથી બદલાણી હતી, પરંતુ

શ્રી રાજીમતીની આત્મજાગૃતિએ પાછા તેને સ્થિર કર્યા હતા.

ચૌદપૂર્વધર મહાત્મા નંદીષેણની ધર્મધ્યાનની ધારા વેશ્યાના નિમિત્તે બદલાણી હતી, મહાત્મા દમસાર મુનિની આત્મધારા બ્રાહ્મણે ગામના ઘરોની ભીંતોવાળો પાછલો તપેલો માર્ગ બતાવવાથી ક્રોધના રૂપમા બદલાઇ હતી

આવા આવા સેકડો દૃષ્ટાંતો સારા નિમિત્તોથી આત્મબળ જાગ્રત થવાના અને ખરાબ નિમિત્તોથી આત્મમાર્ગમાથી પતિત થવાના શાસ્ત્રોમાથી મળી આવે છે તેમજ આપણે પણ પ્રત્યક્ષ અનુભવીએ છીએ માટે સાધક આત્માને નિર્જન સ્થાનની આત્મચિંતન કરનારને બહુ જરૂર છે એ વાત નિર્વિવાદ છે

સદ્બુદ્ધિ, સમભાવ, તત્ત્વાર્થનુ ગ્રહણ, મન વચનકાયાનો નિરોધ, વિરોધી નિમિત્તોનો અભાવ, સારા નિમિત્તોની હયાતી, રાગદ્વેષાદિનો ત્યાગ અને આત્મજાગૃતિ એ સર્વ આત્માની વિશુદ્ધિના જેમ પ્રબળ નિમિત્ત કારણો છે, તેમ આત્મચિંતન માટે નિર્જન સ્થાન એ પણ એક ઉત્તમ નિમિત્ત કારણ છે

ચદ્રને દેખીને જેમ સમુદ્રમા વેળાવૃદ્ધિ પામે છે, મેઘની વૃષ્ટિથી નદીઓમા પાણીનો વધારો થાય છે, મોહથી જેમ કર્મમા વધારો થાય છે, અનિયમિત ભોજન કરનારમા રોગ વધે છે, અને ઇન્દ્રિયોના વિષયોમા વિશેષ પ્રવૃત્તિ કરનારમા દુખનો વધારો થાય છે તેમ મનુષ્યોના સસર્ગથી વિકલ્પોનો, આશ્રવવાળા વચનોનો તથા પ્રવૃત્તિનો વધારો થાય છે. લાકડાથી જેમ અગ્નિ વધે છે, તાપથી તૃષા અને ઉકળાટ વધે છે, રોગથી પીડા વધે છે તેમ મનુષ્યોની સોબતથી વિચારો અને ચિંતા વધે છે

વિષયોનો ત્યાગ, નિર્જન સ્થાન, તત્ત્વજ્ઞાન, ચિતારહિત મન, નિરોગી શરીર અને મનવચનકાયાનો નિરોધ એ સર્વ મુનિઓને મોક્ષને અર્થે ધ્યાનના પ્રબળ નિમિત્તો છે,

વિકલ્પો દૂર કરવા સગત્યાગની જરૂર છે મનુષ્યોની સોબત કાઇને કાઇ સ્મરણ કરાવ્યા વગર રહેતી નથી એકી સાથે વળગેલા વીંછીઓ જેમ મનુષ્યોને પીડા ઉત્પન્ન કરે છે તેમ વિકલ્પો આત્માને પીડા કરનારા છે આ વિકલ્પો જ્યા સુધી હોય ત્યા સુધી આત્માને શાતિ ક્યાથી હોય? જો બાહ્ય સગના ત્યાગથી આ જીવને આટલુ સુખ થાય છે તો પછી આત્માના સગથી ખરુ સુખ તેણે શા માટે ન ભોગવવુ? અજ્ઞાની જીવો બાહ્ય વસ્તુના સગથી સુખ માને છે, ત્યારે જ્ઞાનીઓ તેના ત્યાગમા જ સાચુ સુખ અનુભવે છે

જેઓ નિર્જન પ્રદેશના સેવનથી વિશેષ પ્રકારે સાધ્ય થતા અધ્યયન અને સદ્ધ્યાનરૂપ આભ્યંતર ને બાહ્ય તપ કરે છે તે મુમુક્ષુઓને ધન્ય છે! તેઓ ગુણી છે, વદનીય છે અને વિદ્વાનોમા મુખ્ય છે કે જેઓ નિરતર શુદ્ધ આત્મજ્ઞાનમા મગ્ન થઈ નિર્જન પ્રદેશ સેવે છે જ્ઞાનધ્યાનમા વિઘ્નરૂપ ન હોય એવા નિર્જન સ્થાનને સત્પુરુષો અમૃત કહે છે

તે મહાત્માઓને ધન્ય છે કે જેઓ ભોયરામાં, ગુફાઓમા, સમુદ્ર યા સરિતાના કિનારે, સ્મશાનમા, વનમા અને તેવા જ શાત પ્રદેશમા શુદ્ધ આત્મધ્યાનની સિદ્ધિને માટે વસે છે

આવા શાત પ્રદેશના અભાવે યોગીઓને મનુષ્યોનો સમાગમ થાય છે, તેમને જોવાવડે અને વચનથી બોલાવવાવડે મનનુ હલનચલન થાય છે તેમાથી રાગદ્વેષાદિ પ્રગટે છે, તેમાથી ક્લેશ થાય છે અને છેવટે વિશુદ્ધિનો નાશ થાય છે વિશુદ્ધિ વિના શુદ્ધ ચિદ્રૂપનુ ચિતન બરાબર થતુ નથી અને તેના વિના કર્મોના

ઉહાપોહ થતાં અને ખાસ કરીને એક-બીજા પક્ષનો કટ્ટર વિરોધ દૃષ્ટિસન્મુખ ખડો થતાં કયા વિષયોમાં કઈ રીતે શ્રદ્ધા મૂકવી તે એક મહાન જટિલ પ્રશ્ન થઇ પડે છે. ગાડરિયા પ્રવાહની માફક અંધશ્રદ્ધાનું શરણ શોધવાનું-**गतानुगतिको लोकः** ના સૂત્રને અનુસરી કેવળ સંપ્રદાયદૃષ્ટિથી કે દૃષ્ટિરાગથી આંખો મીંચીને આસ્થા રાખવાનું સૌ કોઇને પાલવે નહિ, એટલે તેવો કોઇ પ્રસંગ ઉપસ્થિત થતાં તેમને ઉપરનો પ્રશ્ન વધારે જટિલ થઇ પડે છે.

અબધૂત યોગનિષ્ઠ મહાત્મા શ્રી આનંદઘનજીના નીચેના પદો સ્મરણપથમાં ખડા થાય છે ત્યારે આ ગૂંચવાડો-મૂંઝવણ વધી પડે છે.

" મત મત ભેદે રે જો જઇ પૂછીએ,
સહુ થાપે અહમેવ. "
" ગચ્છના ભેદ બહુ નયણુ નીહાલતાં,
તત્ત્વની વાત કરતાં ન લાજે;
ઉદરભરણાદિ નિજ કાજ કરતાં થકાં,
મોહ નડીયા કલિકાલ રાજે. "

તીવ્ર મતભેદ ધરાવતા તિથિચર્ચા જેવા પ્રશ્નો ખડા થાય ત્યારે આપણે કહેવાતા ધુરંધર આચાર્યોમાંના કયા આચાર્યની બાજુમાં ઊભા રહેવું ? કોનામાં શ્રદ્ધા ધારણ કરવી ?

આવા મુશ્કેલીના પ્રસંગે વિવેકી-વિચારશીલ બંધુઓની ખરી કસોટી થતી જણાય છે. સૂક્ષ્મ બુદ્ધિશક્તિ અને સ્વતંત્ર પણ વિવેકી વિચારવૃત્તિ જ તેવા પ્રસંગે સૌ કોઇને મદદગાર થઇ પડે છે.

વિચારશીલ મનુષ્યોને અંધશ્રદ્ધાથી તો સો ગાઉ દૂર રહેવાની જ વૃત્તિ રહે છે. બાબા વાક્ય પ્રમાણનું સૂત્ર તેમને ગળે કદી ઊતરતું જ નથી.

પવિત્ર ધર્મ પુસ્તકની કોઈ સૂક્ષ્મ બાબત તેમને ન સમજાતી હોય તો તે માટે તેમને હઠધૂત કરવાને બદલે શાસ્ત્રવિશારદ સજ્જનોએ મધુર વચનોપૂર્વક બની શકતી તમામ દલીલથી તેમને સમજાવવાનો પ્રયાસ કરવો જોઇએ.

શ્રદ્ધા માટે અપ્રતિમ માન ધરાવતા સજ્જનોએ પણ શ્રદ્ધેય વિષય પોતાને ગળે ન ઊતરતો હોય તો તે માટે એકદમ ઉતાવળ કરી મનફાવતો અભિપ્રાય ન બાંધી દેતાં, તે વિષયના પ્રખર અભ્યાસીથી પોતાની શંકાનું સમાધાન કરી લેવા હંમેશા તૈયાર રહેવું જોઇએ. ખોટા અભિમાનમાં ન તણાતા પોતાની બુદ્ધિ કંઇક મર્યાદાશીલ છે એવી ભાવનાને જ વળગી રહેવું જોઇએ.

શ્રદ્ધાના આટલા લાંબા વિસ્તારપૂર્વકના વિવેચનથી સ્હેજે સમજી શકાશે કે શ્રદ્ધા એ જીવનના વિકાસ માટે અતીવ ઉપયોગી છે, છતાં પણ અંધશ્રદ્ધા કદી પણ વિશુદ્ધ શ્રદ્ધાની ગરજ સારે તેમ નથી. અંધશ્રદ્ધા ધરાવતા મનુષ્યને વસ્તુના સ્વભાવનું સત્ય દર્શન કદી પણ થતું નથી. વળી તેવી શ્રદ્ધા વિદ્વાન પુરુષના સંસર્ગમાં આવવાનું થતાં તરત ઓગળી જાય છે એટલે તે લાંબી મુદત ટકી શકતી નથી.

ધર્મઘેલડા ગણાતા દૃષ્ટિરાગી મનુષ્યોની શ્રદ્ધાને ઘણેભાગે અંધશ્રદ્ધાની કોટીમાં જ મૂકી શકાય અને તેવી શ્રદ્ધાવાળા મનુષ્યની બુદ્ધિનું મૂલ્યાંકન વિચારણીય થઇ પડે છે; આમ છતાં પણ ભલા-ભોળા-સરલ હૃદયના મનુષ્યની શ્રદ્ધાને એકદમ અંધશ્રદ્ધાની કોટીમાં મૂકી દેતાં પહેલાં બહુ બહુ વિચાર કરવાની જરૂર છે. કવચિત્ આવા પુરુષોની શ્રદ્ધા, અંધશ્રદ્ધાની કક્ષામાં નહિ આવતાં વિશુદ્ધ શ્રદ્ધા કરતાં પણ વધારે ફળદાયક થઈ પડે છે, એટલે બાહ્ય નજરે જણાતી શ્રદ્ધાનો પ્રત્યેક કિસ્સો તેના ગુણ, દોષ અને હૃદયની ભાવના ઉપર આધાર રાખે છે; છતાં પણ શાસનદેવ સૌ કોઇને વિશુદ્ધ શ્રદ્ધાથી વિભૂષિત કરે એ જ અભ્યર્થના.

# समयं मा पमाए।

( ગતાંક પૃષ્ઠ ૧૪૧ થી શરુ )

## ' વજ્રજંઘ અને શ્રીમતી '

લેખક મોહનલાલ દીપચંદ ચોકસી

કાળરુપી પક્ષીની બે પાંખો તે ઉદય અને અસ્ત અવારનવાર એનો ફફડાટ ચાલુ જ હોય છે દરેક આત્મા એ ફફડાટ અનુભવે છે મહાસાગરમા સતત ભરતી–ઓટ થયા જ કરે છે અને ચડતી–પડતીના આ નિયમની અવિચળતા ચૌદ રાજલોકના એક છેડાથી બીજા છેડા પર્યંત પથરાયેલી છે એમાથી બાકાત રહેવાપણુ નથી તો સ્વર્ગના ફાળે નોધાયુ કે નથી તો નરકના ઊંડા અ ધારામા આવરાયું ! અલબત, એ કાનૂન આસપાસના સ યોગોને લઇ આછો–પાતળો બને છે કિંવા એમા અમુકાશે તરતમતા પ્રવર્તે છે દેવલોકમા સુખની માત્રા વધુ પ્રમાણમા દૃષ્ટિગોચર થાય છે અને એથી ઊલટુ નરક યોનિમા દુ ખનુ પ્રમાણ વધુ જોવાય છે, છતા તડકા પાછળ છાયાની સ ભાવના નિશ્ચિત હોય છે એ અનુસાર વિમાનવાસીના સુખોની પછવાડે ચ્યવન કાળના શોકની કાલિમા ડોકિયા કરતી જ હોય છે અને એવી જ રીતે દુ ખની ઝડીઓ વરસતી હોય છે–સતત કલેશ અને પરિતાપ પ્રવર્તતા હોય છે એવી નારક ભૂમિઓમા પ્રભુકલ્યાણકના દિવસોમા સુખના કિરણો પ્રસરી રહે છે એ ઉભયના વચગાળે આવેલ માનવલોક તો સુખદુ ખના યુગ્મથી એવી રીતે સ કળાયેલ છે કે એના દર્શન રથના ચક્રોની ગતિ માફક જોવાના મળે છે આટલા કારણથી જ્ઞાની ભગવંતોએ સસારને અનિત્ય બતાવ્યો છે એમા આક ઠ ન ખૂડતા કે અતિગાઢપણે ન લેવાતા અ તરથી ન્યારા રહેવાની સૂચના આપી છે અરે ! જળ–કમળ જેવુ જીવન જીવવાની અને સમય પ્રાપ્ત થતા સર્પ જેમ કાચળીને ત્યજી જાય છે તેમ આ સ સારવાસને તિલાજલિ દઇ આત્મકલ્યાણનો માર્ગ ગ્રહણ કરવાની અને એ દ્વારા આ દુર્લભ માનવફેરો સફળ કરવાની વાત વારવાર ઉપદેશી છે

સ સારના છીછરા–રમણીય વિલાસો પાછળ ઘેલો બનેલ જીવડો એવો પ્રમાદી છે કે તારક સ તોના ઉપદેશને એક કાને સાભળી બીજેથી કાઢી નાખે છે, ન કરવાનુ કરે છે, અને સચિત કર્મોના ઉદય કાળે પોક મૂકીને રોવે છે ! ' બ ધ સમય ચિત્ત ચેતીએ રે, ઉદયે શો સતાપ સલુણા ' જેવા કિંમતી વચનો કર્મ ઉપાર્જનકાળે એને યાદ આવતા નથી

લગભગ આજ દશામા કથાનાયક લલિતાગદેવ જીવન વિતાવે છે વિમાનવાસી દેવોને સુલભ એવા વિલાસોમા એકવાર ફરીથી લીન બન્યો છે દુ ખિયારી બાળા નિર્નામિકા પણ દેવીભવમા આવતા પૂર્વજીવન વીસરી ગઇ છે ભૂખ્યાને ઘેબર મળ્યા જેવી તેણીની દશા થઈ છે ઉભય આત્માઓ ક્રીડાકેલિમા જીવન ખરચતા મનોહર બગીચાઓમા વિહરતા, વિવિધ વર્ણો અને સુવાસિત કુસુમોથી ભરચક લતામ ડપોમા વિશ્રામ કરતા, દેવીભવના અવર્ણીય સુખોના ઉપભોગમા એકતાર બન્યા છે આ

જોડલાને ભવિષ્યની જરા પણ ફિકર નથી, અને નથી પરભવના પાથેય ગ્રહણની પણ ચિંતા. 'આ ભવ મીઠા' ની ભાવનાવાળા તેઓ પરભવને વીસરી ગયા છે, એટલું જ નહિં પણ એક દિન આવતાં 'આ પણ ચાલ્યું જ જવાનું છે' એ ટંકશાળી વાક્યને સાવ ભૂલી ગયા છે.

અજ્ઞ માનવી જ વિલાસોમાં રાચીમાચીને મુગ્ધ બને. સુજ્ઞ માનવી એ ભોગવે છતાં ધ્યેય ન ચૂકે. જ્યારે પ્રાજ્ઞતા આ કર્મરાજે વિસ્તારેલા તંત્રને સારી રીતે પિછાની એની સાથે કાયમના છૂટાછેડા કરવાના પ્રયાસ સેવે. અર્થકામ કરતાં ધર્મપુરુષાર્થ સાધનામાં એ દત્તચિત્ત હોય.

દૃઢધર્મ મિત્રે ઉપરની વાત પ્રત્યે લલિતાંગનું લક્ષ્ય ખેંચવા કોશિશ કરવામાં કચાશ નહોતી રાખી. એક કરતાં વધુ વેળા યાદ કરાવેલું કે જન્મમરણના ફેરા ટાળવા હોય, શાશ્વત સુખના ભોક્તા બનવું હોય, તો દૈવી જીવનમાં એવી કરણી જમે માંડવી ઘટે કે જેથી એ પૂરું થતાં તિર્યંચગતિના સ્થાને માનવભવ અને આર્યભૂમિમાં જન્મ મળે, વીતરાગ પ્રભુની વાણી શ્રવણ કરવાનો યોગ સાંપડે અને એ આચરણમાં ઉતારવાની અનુકૂળતા લાધે. જ્યાં સમય માત્રનો પ્રમાદ ન કરવાની સલાહ હોય ત્યાં વર્ષોના વર્ષો આ પ્રકારના વિલાસ માણવામાં ખરચી નાંખવા કેમ પોષાય ?

'મિત્ર દૃઢધર્મ, તારું કહેવું ગળે ઊતરે તેમ નથી. પ્રાપ્ત થયેલ સુખ ન ભોગવવું તો કરવું શું? દેવભવમાં પણ પૂજન અને ધર્મગ્રંથવાચન તો ચાલુ જ છે. ઉપરાંત કોઇની રિદ્ધિસિદ્ધિની અસૂયા કે કોઇ પ્રત્યે મત્સર ધરવાપણું અમારા બેમાંથી એકમાં પણ નથી. તો આ ઉપાલંભનું કારણ શું ? '

સુહૃદ લલિતાંગ, મારું કહેવું એમ નથી કે તું સદંતર ત્યાગી બની જા અર્થાત્ પૂર્ણ સંયમી થઇ જા. દેવલોકમાં 'વિરતિ' જેવી વસ્તુ શક્ય નથી ત્યાં ત્યાગ-વિરાગની વાત કયાં રહી? બાકી આવશ્યક ક્રિયા સૌ કરે છે એ માટે તારે ખાસ જાહેરાત કરવાપણું ન ગણાય. મારા કથન પાછળનો ભાવ તો એ છે કે સારો યે સમય આ રંગવિલાસ પાછળ વ્યતીત ન કરવો, કેમકે ભલે આજે એ મીઠા જણાતા હોય છતાં એ પૂરેપૂરા કડવા ઝેર જેવા છે ! પરિણામે આત્માને છેહ દેનારા છે. તેથી એમાં રસગૃદ્ધિ ઓછી કરી ચિત્તને તીર્થભ્રમણ કિંવા યાત્રાગમન જેવા પવિત્ર કાર્યમાં પરોવવું જોઇએ. એવા કાર્યમાં અંતરના ઉમળકાભેર હૃદયની સાચી લગનીપૂર્વક ભાગ લેવો જોઇએ. જ્યારે ભવનાશિની અને ભાવવર્ધિની એ પ્રકારની ક્રિયામાં ચોળમજીઠના રંગ જેવો પાશ બેસે અને સ્વપરના ભેદ સમજાય ત્યારે સમજવું કે જીવન કંઇક અંશે સફળ થયું. મારો આશય ઉપાલંભ દેવાનો નહીં પણ મારા વહાલા મિત્રનું જીવન નિર્મળ બનાવવાનો છે. થોડા સમયમાં જ નંદીશ્વર યાત્રાનો પ્રસંગ આવે છે એ માટે તું તૈયાર રહેજે. 'સમય માત્ર પ્રમાદ સેવીશ નહીં.' એ સૂત્ર યાદ કરજે.

મિત્રની વાત પછી કેટલાયે દિવસો વીતી ગયા. આ યુગલના જીવનમાં ઝાઝો ફેર ન પડ્યો. સમયનું ચક્ર તો અસ્ખલિત ગતિએ વહ્યું જાય છે. લલિતાંગ દેવના આવખાની ઘટિકાઓ ભરાઇ રહેવા આવી. દેહ પર એના ચિન્હો વિસ્તરવા માંડ્યા. આ જોતાં દેવી સ્વયંપ્રભા તો હેબતાઇ ગઇ. રસવૃત્તિમાં મશગૂલ રહેતા સ્વામીમાં આ ફેરફાર નવો ભાસ્યો.

'નાથ, મારો કંઇ અપરાધ તો નથી થયો ને? પહેલાંની જેમ તમારું મન આનંદપ્રમોદમાં કેમ મગ્ન નથી થતું ? દેહ પર આ શ્યામતા કેમ જણાય છે? અહર્નિશ ચિંતાતુર શા કારણે રહો છો ?

પ્રિયા, એનુ કારણુ તને નહીં સમજાય દરબારનો ડંકો વાગવાના એ નિશાનો છે મે મારી પ્રથમની ભાર્યાનું મૃત્યુ જોયુ છે એ આવતા પૂર્વે દેવીભવની કાયા જે રીતે પલટો લે છે અને એની જેજે અમરો તનમન પર થાય છે એનો અનુભવ હુ કરી રહ્યો છુ મને સમજાય છે કે મારો જીવનદીપ બુઝાવાના ચોઘડીયા વાગી રહ્યા છે મિત્રની વાત સાચી હતી એમ મને જણાય છે વિલાસમગ્નતામા ડૂબેલો હુ સાચી કમાણી કરી નથી શકયો નદીશ્વર યાત્રા પણ અધૂરી રહેશે એમ જણાય છે!

'સ્વામીનાથ! નિરાશ થવાની જરૂર નથી મનુષ્યે ન તો ભૂતકાળને બહુ વગોવવો અને ન તો ભવિષ્યની વ્યર્થ ચિતામા ગ્રસ્ત બનવુ વર્તમાનને નજર સામે રાખી યથાશક્તિ એનો લાભ ઉઠાવે રાખવો આશા અમર છે અને ભૂલ્યા ત્યાથી ફરીથી ગણવુ એમા ડહાપણુ છે પ્રયાસ ચાલુ રાખવો અને હિમતથી કદમ આગે ભરવા એ જ જીવન સુધારવાનો અણુ-મૂલો મહામત્ર છે હવે યાત્રાને ગણુત્રીના દિવસો બાકી છે એમા આપણે જરૂર સામેલ થઈશું જ'

અહા! દેવ કે માનવ આખરે તો કર્મરા-જનો પ્રચડ હાથમા રમતા નાનકડા રમકડા-જ ને? વિધિના વિચિત્ર રાહ પારખવાની શક્તિ એ મગજોમા ક્યાથી મળવે? જ્ઞાની મહાત્માઓ સિવાય વિધાતાના વલણુનો સાચો તાગ કોણુ કાઢી શકે!

કમળ કોષગત ભ્રમર વિચારે કરશુ પ્રભાતે પ્રયાણુ,
કાળમતગજ કરે કોળિયો, સમજે નહીં નાદાન

એ કવિ ઉક્તિ સાચી પડી યાત્રાના ઢોલ ગડગડ્યા લલિતાગ ને સ્વયપ્રભા ઉભય એમા જોડાયા, પણ ભવિતવ્યતાના લેખ જુદા ત્યા થાય શુ? માર્ગમા જ દેવ પચત્વ પામ્યા દેવી નિરાશ વદને પાછી ફરી! આરભ્યા અધવચ રહ્યા અને દૈવનુ ધાર્યું થયુ!

ઉભયની આશાઓ અધૂરી રહી દેવે ભોગ-વ્યુ ઘણુ છતા તૃપ્તિ ન વળી અને યાત્રાનો ભાવ અધૂરો મૂકયો બીજી તો ગાઢ સુખ પામી હતી નિયાણું કરવા છતા પૂરો લહાવો લઈ શકી નહીં પરસ્પરની પ્રીત સજ્જડ જામેલી છતા એમા વિરહ આવી પડ્યો સ્નેહ અને વેર તો ભવોની મર્યાદા કુદાવી જાય છે અર્થાત્ ભવોભવ સુધી પહોચે છે અહી પણુ એમજ બન્યું

માનવલોકમા સુવર્ણજઘ રાજવી, ભાર્યા લક્ષ્મીવતી એની કુક્ષિએ પુત્રપણે લલિતાગનો જીવ ઊપન્યો જન્મતા જ રાજ્ય ભુવનના સુખો મળ્યા નામ પડયુ વજ્રજઘ

પેલી સ્વયપ્રભા પણુ સૌભાગ્ય લુપ્ત થતા થોડા જ સમયમા મૃત્યુ પામી એ પણુ સુવર્ણ-જઘ રાજવીના રાજ્યથી અતિ દૂર નહીં એવા પ્રદેશના વજ્રસેન રાજાને ઘેર ગુણુવતી ભાર્યાની કુખે પુત્રીપણે ઉત્પન્ન થઈ નામ પડયુ શ્રીમતી

ઉભય યૌવનના આગણે આવી ઊભા એમનો યોગ થવામા એક મુનિશ્રીને કેવળજ્ઞાન થવા-રૂપ પ્રસગ નિમિત્તરૂપ બન્યો એ પ્રસગે હાજર તો માત્ર શ્રીમતી જ હતી પ્રથમ એને જાતિસ્મરણુ થયું પોતાનો પૂર્વભવ દીઠો એમા લલિતાગ સાથેનો અધૂરો દાપત્યભાવ આખે ચઢ્યો એક જ રટ લાગી એને શોધવાની અને પુન છેડા ગાઠવાની સુવાન બાળા પાસે લલિતાગ કયા જન્મ્યો છે? અને હાલ કયા નામે જીવન જીવી રહ્યો છે? એ જાણુવાની શક્તિ હતી જ નહીં, એટલે કાર્ય પાર કેમ ઉતારવુ એની મૂઝવણુ થઈ! પણુ 'મન ચંગા તો કથરોટમા ગગા' જેવો ઘાટ થયો દક્ષ એવી પડિતા સખીનો સથિયારો મળી ગયો સખીની અભિ-

# અમર આત્મસંથન

( ગતાંક પૃષ્ઠ ૧૨૩ થી શરૂ )

લેખક : અમરચંદ માવજી શાહ

૧૨૪. અપ્રમાદી થવું-આત્મજાગૃતિ રાખવી. પોતાની શું ફરજ છે? પોતે શું કરી રહ્યો છે? પોતે જે કંઇ પ્રવૃત્તિ કરે છે તે આત્માને બંધનકર્ત્તા તો નથીને? એ રીતે સંવર અને નિર્જરાભાવે દિવસરાત લીન રહેવું તેમાં સામાયિક ને પ્રતિક્રમણનો ભાવ સમાઇ જાય છે.

૧૨૫. બીજાની આબરૂ જતી જોઇ તું હસે છે? બીજાને દુ:ખી થતો જોઇ તું ખુશી થાય છે? હસી લે! ખૂબ પેટ ભરીને હસી લે! પણ જોજે કાલે એવો જ સમય તારો આવે ત્યારે પોક મૂકતો નહિં. તે સમયે પણ હસજે! તો હું તારું હસવું-ખુશી થવું સમજપૂર્વકનું સમજીશ. કોઈના એક સરખા દિવસ રહ્યા નથી-રહેવાના નથી, માટે સમજીને રાગદ્વેષ રહિત-પણે વર્તજે.

૧૨૬. જેટલા બહાર પવિત્ર રહેવા માગો છો તેટલા જ અંતરમાં શુદ્ધ પવિત્ર રહો તો જ પવિત્રતાનું રૂપ પ્રગટશે. જ્યાં સુધી અંદર કાદવ હશે ત્યાં સુધી બાહ્ય પવિત્રતા દીપશે જ નહિ.

૧૨૭. લાપશી, રોટલી, લાડુ કે શીરો ઘઉંના દાણામાંથી બને છે તેમ આ બધું જ્ઞાન આપણે કવિતારૂપે લેખરૂપે જુદી જુદી રીતે કાગળ ઉપર આલેખીએ છીએ તેનું મૂળ જ્ઞાની છે. જેમ ઘઉંનાં કણમાંથી આપણને રુચે ને પચે તેવું પકવાન્ન કરી જમીને તૃપ્તિ લઇએ છીએ તેમ જ્ઞાની પુરુષના તત્ત્વરૂપ કણ-

---

લાષા પૂરવા તેણીએ કમર કસી. દેવભવના વિલાસ પ્રસંગો સૂચિત ચિત્રપટ તૈયાર કર્યું અને એ સાથે રાખી આસપાસના મુલકમાં ભ્રમણ આરંભ્યું. એ ચિત્રપટ સુવર્ણજંઘના પ્રદેશમાં લઇ પંડિતા અચાનક આવે છે અને એને જોતાં વજ્રજંઘની કેવી સ્થિતિ થાય છે ઇત્યાદિ રોમાંચક બ્યાન જાણવું હોય તો શ્રી આદિનાથ ચરિત્ર અવલોકવું અગર તો શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય વિરચિત ત્રિષષ્ઠિશલાકા પુરુષ ચરિત્ર પર્વ ૧ લું વાંચવું. આ પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવના પૂર્વભવ પ્રસંગનું ચિત્ર છે. આગળ જતાં લલિતાંગ કેવી પ્રગતિ સાધે છે અને આખરે પરમાત્મત્વ પ્રાપ્ત કરે છે અને શ્રીમતી પણ આત્મશ્રેય સાધે છે એ સર્વ વિસ્તાર ત્યાંથી જાણવા મળશે. આ લેખનો આશય તો સમય માત્રનો પ્રમાદ કેટલો હાનિકર્તા છે એ બતાવવાનો હોઇ, એ ઠસાવવવા સારુ આટલું ઉદાહરણ જરૂરી હતું. મંત્રીની વાતથી જીવનના છેલ્લા દિવસો જો મહાબળ રાજવીએ ન સુધાર્યા હોત ને કેવળ પ્રમાદી દશા પંપાળી હોત તો એ આજે નર્કભૂમિમાં ગોથાં ખાતો હોત! અને એવી જ રીતે નિર્નામિકા આપઘાત કરી ભવ હારી હોત!

એક જ સમયના સાચા ઇશારાએ એ ઉભયના જીવનમાં અજબ પરિવર્તન કરી દીધું. તેથી પેલું કિંમતી સૂત્ર ચક્ષુ સામે સદા જીવંત રાખવું. બીજા પ્રસંગની વાત હવે પછી. ( ચાલુ )



માથી આપણા આત્માની જ્ઞાનપિપાસા તૃપ્ત થાય તે રીતે તેને કાવ્યમા, લેખમાં પોતાને પસદ પડે તેવી વાણીમા ગૂંથી તૃપ્તિ કરે તેમા કોઇ જાતનો વાધો નથી પણ તેમા ખોટા હુ પણાનો મદ કરે તો, અભિમાન કરે તો એ અજીર્ણ જ સમજવુ જેમ રોટલી અન્ય બનાવે છે ને આપણે તૃપ્તિ કરીએ છીએ તેમ અન્યનુ બનાવેલુ એવુ પ્રિય હોય તો તે પણ જ્ઞાન પિપાસા તૃપ્ત કરવા માટે ગ્રહણ કરવુ

૧૨૮ એક ગરીબ સામાન્ય માણસથી એક પૈસાદાર શ્રેષ્ઠ મનાય છે, એક ધનાઢ્યથી એક રાજા શ્રેષ્ઠ મનાય છે, એક રાજાથી ચક્રવર્તી શ્રેષ્ઠ મનાય છે, પણ તે સર્વથી એક મહાત્મા–સત્પુરુષ મહાન–શ્રેષ્ઠ મનાય છે અને તે પૂજાય છે જેની પાસે ખાવા અન્ન નથી, પહેરવા વસ્ત્ર નથી, રહેવા ઘર નથી, કોઇ ભિક્ષા આપે તો જમે છે, કોઇ વસ્ત્ર આપે તો અગ ઢાકી શકે છે, કોઇ યાચક તેની પાસેથી ફૂટી બદામનું પણ દાન પામી શકતો નથી, તેની પાસે એવુ તે શું છે કે જેના લીધે તેના ચરણોમા મોટા ચક્રવર્તીએ, રાજાએ અને ધનાઢ્યો શિર ઝુકાવે છે? એમની પાસે અમૂલ્ય એવો જ્ઞાનખજાનો છે એ જ્ઞાનના પ્રકાશમા અનેક અજ્ઞાન એવા ઐહિક સુખોપભોગીને માર્ગ–દર્શન કરાવવા અને ખરુ આત્મિક સુખ આપવાની શક્તિ છે રાજાને કે ધનાઢ્યને અમુક મર્યાદામા ધનવૈભવ હોય છે, પરતુ આ મહાત્મા પાસે તો અખૂટ જ્ઞાનખજાનો છે આખી પૃથ્વીમા તે પૂજ્ય છે જગત તેના ચરણોમા છે, છતા તે અપરિગ્રહી મહાત્મા એના ઉપર જરા જેટલી યે મમતા કે આસક્તિ ગણતા નથી, સમભાવથી પ્રવૃત્ત છે તેથી જ જગતમા તેમની શ્રેષ્ઠતા ગણાય છે

૧૨૯ તમારે અક્ષય એવો આ જ્ઞાન–ધનનો ખજાનો પ્રાપ્ત કરી અખડ સુખ, આધિ, વ્યાધિ, ઉપાધિ, જન્મ, જરા, મરણ રહિત પ્રાપ્ત કરવુ છે કે ઐહિક સુખોપભોગના સાધનો અને ચચળ લક્ષ્મીના ભડારો ભેળા કરી પરિગ્રહમા અલ્પ કાળ ગાળવુ છે? અને શ્રેષ્ઠ મનાવુ છે? એક સસાર જ જાળ વધારનારૂ છે અને બીજુ આત્માનુ અબાધિત અક્ષય સુખ આપનારુ છે શુ જોઇએ?

૧૩૦ જૈનોની વસ્તી ઓછી કેમ છે? તેને માટે એટલો જ જવાબ બસ છે કે હમેશા અમૂલ્ય વસ્તુએ ઓછી જ હોય છે અને તેથી જ તેની કિંમત વિશેષ ગણાય છે દ્રવ્યમા હીરા, માણેક, મોતીના ઢગલા નથી હોતા, તેમ મહાત્મા પુરુષો પણ જવલ્લે જ હોય છે અને તેના ચરણમા લાખો શિરોવદના કરે છે એટલે મહાન ધર્મના અનુયાયી થવા માટે અધિકાર જોઇએ તેને લાયક હોય તે જ થઈ શકે જેમ નીચાણમા પાણી જલ્દી સરી જાય છે તેમ નીચા ધર્મમા–જ્યા સયમનો દોર ઢીલો હોય ત્યા લોકપ્રવાહ વિશેષ વળી જાય છે જૈન દર્શન મહાન તત્ત્વગર્ભિત છે તેને પામવો તે સામાન્ય કોટીનુ કામ નથી

૧૩૧ કોઇ પૂછે કે આત્માને જોયો? તો કહી દેજો કે તમને બધાયને જે ચક્ષુઓદ્વારા દેખી રહ્યો છે તે જ જ્ઞાનઘન આત્મા છે જો એ ન હોય તો કોણ દેખી શકે? મડદાને પૂછજો, જવાબ આપશે? ત્યા જ આત્માની પ્રતીતિ!

૧૩૨ આત્માનદમા આત્મભાવે જગતમા વિચરો!

૧૩૩ મનુષ્ય દેહ મળ્યો છે તેનું પાલન, પોષણ, રક્ષણ કરવુ આત્મજ્ઞાનની પ્રાપ્તિ અર્થે–આત્મમુક્તિ અર્થે

૧૩૪ અન્ય જીવોના જીવન હણીને પોતાનુ જીવન જીવવામા શૂરવીરતા નથી, પણ કેવળ કાયરતા છે

આચાર્યશ્રીજીના દર્શનાર્થ આવી લાભ લઈએ છીયે. અમે સૌ ઉદાસ વદને વિચારવા લાગ્યા કે સમય થોડો છે, લાહોર ૪૨ માઇલ છે, અહિં નથી મોટર કે નથી લૉરી અથવા નથી બીજું કોઇ સાધન. લાલા છોટાલાલજી હતાશ થઇ બોલ્યા કે ગુરુદેવ! હજુસુધી અમારી કોઇ સંક્રાન્તિ ખાલી ગઇ નથી. શું આ સંક્રાન્તિ ખાલી જશે ? ગુરુદેવ ! તમે જ તારણહાર છો, તમારૂં જ શરણ છે, શું અમારી પરીક્ષા લેવા લાગ્યા છો ? બસ આટલા શબ્દો ઉચ્ચારતાં વેંત જ કોણ જાણે કયાંથી અચાનક એકદમ એક લૉરી આવી અને તેનો ડ્રાઇવર અમારી પાસે આવીને બોલ્યો કે જુઓ છો શું ? ચાલો બેસી જાઓ. લૉરીમાં હું તમોને લાહોર પહોંચાડી દઉં. આથી અમો ચકિત થયા. શું આ ગુરુદેવની જ કૃપા છે ? આમ મનમાં વિચારતાં ચૂપચાપ એકદમ અમો મોટરમાં બેઠા અને પહોંચ્યા લાહોરને સ્ટેશને. ત્યાંથી રેલગાડીમાં બેસી, અમો ગુરુદેવના પ્રતાપનું સ્મરણ કરતાં કરતાં અને હસતાં હસતાં આવી પહોંચ્યા. શ્રી ગુરુદેવના ચરણોનાં દર્શન કર્યા, પ્રસન્ન થયા. અમોને તો પૂર્ણ વિશ્વાસ, શ્રદ્ધા છે કે ગુરુદેવ જ આવી રીતે સહાયતા આપી રહ્યા છે.

બાબૂ જશવંતરાય જૈન વૈદ્ય સ્વર્ગવાસી મુનિરત્ન શ્રી વિવેકવિજયજી મહારાજના સંબંધમાં વિવેચન કરી સુંદર શબ્દોમાં શોક પ્રસ્તાવ મૂક્યો, એને શેઠ રૂપચંદજી સુરાણાએ અનુમોદન આપ્યું. સર્વ સમ્મ-

( જુઓ અનુસંધાન ટાઇટલ પેજ ૩ )

## શાંતમૂર્ત્તિ તપસ્વી શ્રી વિવેકવિજયજી મહારાજનો સ્વર્ગવાસ.

પ્રાતઃસ્મરણીય શાસનપ્રભાવક આચાર્ય મહારાજ શ્રીમદ્વિજય વલ્લભસૂરીશ્વરજી મહારાજના પટ્ટધર વયોવૃદ્ધ શાંતમૂર્ત્તિ તપસ્વી મહારાજશ્રી વિવેકવિજયજી મહારાજ વલાદ ગામે મહા શુદિ ૧૨ ના રોજ સમાધિપૂર્વક સ્વર્ગવાસી થયા છે.



અમદાવાદ નજીકના વલાદ ગામે સં. ૧૯૨૪ ના ફાગણ વદિ ૨ ના રોજ જન્મ્યા હતા. ૨૪ વર્ષની યુવાનવયે સંસારની મોહજાળ તોડી આ. શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી મહારાજના વરદ હસ્તે ચારિત્ર ગ્રહણ કર્યું હતું. તેઓ સ્વભાવે શાંત, ચારિત્રશીલ, સમતાભાવી અને ગુરુભક્ત હતા. ધર્મ પ્રત્યે સંપૂર્ણ ભક્તિભાવ ધરાવતા હતા. ૫૨ વર્ષના લાંબા દીક્ષા પર્યાયમાં તેઓએ ધર્મ અને સમાજની ઉન્નતિ સાધી છે. તેઓશ્રીના સ્વર્ગગમનથી જૈન સમાજને અને આ સભાને ન પૂરાય તેવી ખોટ પડી છે.

ગુરુમહારાજના અંતકાળે તેઓશ્રીના શિષ્ય રત્ન આ. શ્રી વિજયઉમંગસૂરીશ્વરજી મહારાજ આદિ હાજર હતા.

સદ્ગતના આત્માને શાંતિ પ્રાપ્ત થાઓ તેમ આ સભા શાસનદેવને પ્રાર્થના કરે છે. ગુરુમહારાજના સ્વર્ગારોહણ નિમિત્તે વલાદ ગામે અઠ્ઠાઈમહોત્સવ તેમજ શાંતિસ્નાત્ર ભણાવવામાં આવ્યું હતું.

( અનુસંધાન પૃષ્ઠ ૧૬૪ થી ચાલુ )

તિથી પ્રસ્તાવ પસાર થયો અને સ્વર્ગવાસી મુનિરત્નના આત્માની શાંતિ માટે નવકાર મંત્રોનો જાપ કર્યો

આચાર્યશ્રીજીએ સ્વર્ગવાસી મુનિરત્નના જીવન સંબંધી પ્રકાશ ફેંકી વૈરાગ્યમય ઉપદેશ આપ્યો.

બપોરે શ્રી પાર્શ્વનાથજીના દેરાસરમાં ધામધૂમથી પૂજા ભણાવવામાં આવી હતી

આચાર્યશ્રીજીએ અત્રે એક અઠવાડિયુ સ્થિરતા કરી વિવિધ વિષયો પર પ્રભાવશાળી વ્યાખ્યાનો આપ્યા, જેનો લાભ અધિકારી વર્ગે તેમજ નગરની જનતાએ સારા પ્રમાણમાં લીધો હતો આચાર્યશ્રીજીએ મહાવદિ દશમીએ બિકાનેર તરફ વિહાર કર્યો છે અને ફાગણવદિ બીજ તા ૧૨ મી માર્ચ રવિવારે બિકાનેર પહોંચવા વકી છે

## શ્રી ભાવનગર દાદાસાહેબ જૈન બોર્ડીંગ : આર્થિક મદદની જરૂરિયાત અંગે

## નિવેદન

સં. ૧૯૫૯–૬૦ માં ભાવનગર બોર્ડીંગના મકાન માટે ભાવનગરના જૈન ગૃહસ્થોએ ફંડ શરુ કરી મકાન બંધાવી આ બોર્ડીંગની શરુઆત કરી હતી તેમાં ચોવીશ વિદ્યાર્થીઓ રહી શકે તેટલી મકાનની સગવડતા હતી થોડા વર્ષ પહેલા ભાઈશ્રી હીરાલાલ અમૃતલાલે પોતાની મહેનને નામે બહેનના વતી બીજુ મકાન બંધાવી આપેલ છે, એટલે અડતાલીશ વિદ્યાર્થીઓ રહી શકે તેટલી સગવડતા છે. બોર્ડીંગનો ઉપયોગ મોટે ભાગે કોલેજમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને આપવામાં આવે છે કાઠિયાવાડમાં સૌથી પ્રથમની આ બોર્ડીંગ છે

બોર્ડીંગના નિભાવ ખર્ચ માટે સં ૧૯૬૪ માં જૈન કોન્ફરન્સની ભાવનગરની એક બેઠક વખતે રૂા ૨૫૦૦૦) પચ્ચીશ હજાર તે વખતના કોન્ફરન્સના પ્રમુખ શેઠ શ્રી મનસુખભાઈ ભગુભાઈએ પોતાની પેઢી તરફથી અને રૂા ૧૫૦૦૦) પંદર હજાર શેઠ શ્રી રતનજી વીરજી, શેઠ રતનજી જેચંદ અને શેઠ જીવણ જેચંદ તરફથી આપવામાં આવ્યા હતા સદરહુ રકમ પોતાને હસ્તક રાખી બોર્ડીંગ માટે તેનો વહિવટ તેઓ કરતા હતા શેઠ શ્રી મનસુખભાઈની પેઢી તરફથી મળેલ રકમનુ વ્યાજ ઘણા વર્ષ સુધી બોર્ડીંગને મળ્યા પછી, પંદરેક વર્ષનું વ્યાજ મળ્યુ નથી શેઠ શ્રી રતનજી વીરજી અને તેમના કુટુંબી ગૃહસ્થો તરફથી કાઢેલ રકમ લગભગ વીશ હજારની થયેલ છે સઘળુ રકમ શેઠ શ્રી નરોત્તમદાસ કેશવલાલ હસ્તક છે તેનુ વ્યાજ નિયમિત મળે છે પણ વ્યાજનો દર ઘણો ઓછો હોવાથી વ્યાજના ફક્ત ચારસો રૂપિયા આવે છે અર્થાત તે ખર્ચ અંગે વ્યાજની રકમ મળે છે તે ઘણી ઓછી પડે છે

બોર્ડીંગની સામાન્ય જરૂરિયાત માટે એક રસોયો, એક ચોકીદાર; એક બાઈ અને ડાયરેક્ટર રાખવા પડે છે તેનો ખર્ચ પણ વાર્ષિક રૂપિયા સાતસો ઉપર જાય છે સિવાય પાણી વિગેરેનો પરચુરણ ખર્ચ પણ રહે છે આની સ્થિતિમાં લાઈટનો ખર્ચ પણ વિદ્યાર્થીઓ પાસેથી લેવો પડે છે

એક વખત એવો હતો કે કેટલાક વિદ્યાર્થીઓને બોર્ડીંગમાં જગ્યા પણ આપવા ના પાડવી પડતી હતી હવે સંખ્યા ઘટી જવાથી કેટલોક ભાગ ખાલી પણ રહે છે

શહેર ભાવનગરમાં કાઠિયાવાડમાં સૌથી પ્રથમની અને શિક્ષણ વિગેરેથી પ્રખ્યાત થયેલ સામળદાસ કોલેજ છે બોર્ડીંગના મકાનો શહેર બહાર ખુલ્લી જગ્યામાં દાદાસાહેબની વાડીમાં આવેલ છે જ્યાં શ્રી મહાવીર પ્રભુનું ભવ્ય મંદિર છે

આ બોર્ડીંગનો લાભ ભાવનગર, પાલીતાણા, શિહોર, મહુવા, કુંડલા વિગેરે ગોહીલવાડના વિદ્યાર્થીઓએ લીધો છે, એટલુ જ નહિ પણ લીંબડી, વઢવાણ, ચૂડા, રાણપુર, ધ્રાગધ્રા, મોરબી, રાજકોટ, વાંકાનેર, જામનગર, જુનાગઢ વિગેરે ગામોના વિદ્યાર્થીઓએ છુટથી લીધો છે ઉપરાંત વીરમગામ, અમદાવાદ, પાટણ, પાલણપુર, રાધનપુર અને કચ્છના વિદ્યાર્થીઓએ પણ સારો લાભ લીધો છે જે હકીકત બોર્ડીંગમાં ભણેલ વિદ્યાર્થીઓના લીસ્ટ ઉપરથી જોઈ શકાય છે

આચાર્યશ્રીજીના દર્શનાર્થે આવી લાભ લઈએ છીએ. અમે સૌ ઉદાસ વદને વિચારવા લાગ્યા કે સમય થોડો છે, લાહોર ૪૨ માઈલ છે, અહિં નથી મોટર કે નથી લૉરી અથવા નથી બીજું કોઈ સાધન. લાલા છોટાલાલજી હતાશ થઈ બોલ્યા કે ગુરુદેવ ! હજુસુધી અમારી કોઈ સંક્રાન્તિ ખાલી ગઈ નથી. શું આ સંક્રાન્તિ ખાલી જશે ? ગુરુદેવ ! તમે જ તારણહાર છો, તમારૂં જ શરણ છે, શું અમારી પરીક્ષા લેવા લાગ્યા છો ? બસ આટલા શબ્દો ઉચ્ચારતાં વેંત જ કોણ જાણે ક્યાંથી અચાનક એકદમ એક લૉરી આવી અને તેનો ડ્રાઈવર અમારી પાસે આવીને બોલ્યો કે જુઓ છો શું ? ચાલો બેસી જાઓ. લૉરીમાં હું તમોને લાહોર પહોંચાડી દઉં. આથી અમો ચકિત થયા. શું આ ગુરુદેવની જ કૃપા છે ? આમ મનમાં વિચારતાં ચૂપચાપ એકદમ અમો મોટરમાં બેઠા અને પહોંચ્યા લાહોરને સ્ટેશને. ત્યાંથી રેલગાડીમાં બેસી, અમો ગુરુદેવના પ્રતાપનું સ્મરણ કરતાં કરતાં અને હસતાં હસતાં આવી પહોંચ્યા. શ્રી ગુરુદેવના ચરણોનાં દર્શન કર્યા, પ્રસન્ન થયા. અમોને તો પૂર્ણ વિશ્વાસ, શ્રદ્ધા છે કે ગુરુદેવ જ આવી રીતે સહાયતા આપી રહ્યા છે.

બાબૂ જશવંતરાય જૈન વૈદ્ય સ્વર્ગવાસી મુનિરત્ન શ્રી વિવેકવિજયજી મહારાજના સંબંધમાં વિવેચન કરી સુંદર શબ્દોમાં શોક પ્રસ્તાવ મૂકયો, એને શેઠ રૂપચંદજી સુરાણાએ અનુમોદન આપ્યું. સર્વ સમ્મ-

( જુઓ અનુસંધાન ટાઇટલ પેજ ૩ )

## શાંતમૂર્ત્તિ તપસ્વી શ્રી વિવેકવિજયજી મહારાજનો સ્વર્ગવાસ.

પ્રાતઃસ્મરણીય શાસનપ્રભાવક આચાર્ય મહારાજ શ્રીમદ્‌વિજય વલ્લભસૂરીશ્વરજી મહારાજના પટ્ટધર વયોવૃદ્ધ શાંતમૂર્તિ તપસ્વી મહારાજશ્રી વિવેકવિજયજી મહારાજ વલાદ ગામે મહા શુદિ ૧૨ ના રોજ સમાધિપૂર્વક સ્વર્ગવાસી થયા છે.



અમદાવાદ નજીકના વલાદ ગામે સં. ૧૯૨૪ ના ફાગણ વદિ ૨ ના રોજ જન્મ્યા હતા. ૨૪ વર્ષની યુવાનવયે સંસારની મોહજાળ તોડી આ. શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી મહારાજના વરદ હસ્તે ચારિત્ર ગ્રહણ કર્યું હતું. તેઓ સ્વભાવે શાંત, ચારિત્રશીલ, સમતાભાવી અને ગુરુભક્ત હતા. ધર્મ પ્રત્યે સંપૂર્ણ ભક્તિભાવ ધરાવતા હતા. ૫૨ વર્ષના લાંબા દીક્ષા પર્યાયમાં તેઓએ ધર્મ અને સમાજની ઉન્નતિ સાધી છે. તેઓશ્રીના સ્વર્ગગમનથી જૈન સમાજને અને આ સભાને ન પૂરાય તેવી ખોટ પડી છે.

ગુરુમહારાજના અંતકાળે તેઓશ્રીના શિષ્ય રત્ન આ. શ્રી વિજયઉમંગસૂરીશ્વરજી મહારાજ આદિ હાજર હતા.

સદ્‌ગતના આત્માને શાંતિ પ્રાપ્ત થાઓ તેમ આ સભા શાસનદેવને પ્રાર્થના કરે છે. ગુરુમહારાજના સ્વર્ગારોહણ નિમિત્તે વલાદ ગામે અઠ્ઠાઈમહોત્સવ તેમજ શાંતિસ્નાત્ર ભણાવવામાં આવ્યું હતું.

## આ અંકમાં



### નવા થયેલા માનવંતા સભાસદો

| | | |
|---|---|---|
| ૧ શાહ મણીલાલ મોહનલાલ | અમદાવાદ | લાઇફ મેમ્બર |
| ૨ શેઠ ચંપકલાલ ચુનીલાલ | અમદાવાદ નાં. ૨ | ,, |

---




પુસ્તક ૪૧ મું : | આત્મ સં. ૪૮ | વિક્રમ સં. ૨૦૦૦ ચૈત્ર
અંક : ૯ મો | વીર સં. ૨૪૭૦ | ઈ. સ. ૧૯૪૪ એપ્રીલ

# પ્રભુજી મહાવીર તું મંગલકાર.

( રાગ-ભીમપલાસ )

પ્રભુજી મહાવીર તું મંગલકાર

જગનાયક જગગુરુ જગવંદન, જગજીવન જયકાર પ્રભુજી૦

પૂર્ણ કામ પુરુષોત્તમસ્વામી, સત્ય દયા વરનાર પ્રભુજી૦

નાથ નિરંજન ભવી મનરંજન, ભવભય ભંજનહાર. પ્રભુજી૦

અહિંસાધારી મહા ઉપકારી, મુક્તિસુખ દાતાર પ્રભુજી૦

યશોભદ્ર વીતરાગી વીરને, વંદન વારવાર પ્રભુજી૦

રચયિતા મુનિ યશોભદ્રવિજયજી-વલસાડ.

—卐—



# શ્રી મહાવીર જન્મોત્સવ.

( ભીમપલાસ-ભારત કા ડંકા-એ રાગ )

સિદ્ધાર્થ ઉરે નવ હર્ષ સીમા, ત્રિશલા હરખાયે સ્વરગમાં;
શુભ ભાવ અહિંસા પ્રસરે ત્યાં, મહાવીર પ્રભુ જનમ્યા જગમાં. ટેક.

ભવિજનના ઉર ઉદ્યાન મહીં, મધુરી સુખદા વસંત ખીલી;
શુભ ભક્તિ સુવૃત્તિ વલ્લી રસીલી, મહાવીર પ્રભુ જનમ્યા જગમાં. ૧

મૈત્રી જાગી સુરદાનવમાં, દુર્ગુણ પરિણમતા સદ્‌ગુણમાં;
કરુણા પ્રગટી હિંસક ઉરમાં, મહાવીર પ્રભુ જનમ્યા જગમાં. ૨

ધરણી નંદનવન સમ ભાસે, મહેકે પૃથ્વી મધુરી વાસે;
સુરબાળાઓ રમતી રાસે, મહાવીર પ્રભુ જનમ્યા જગમાં. ૩

સઘળાં ચૈતન્ય સ્વરૂપ ભાવે, ચેતનની જ્યોતિ પ્રગટાવે;
પ્રભુની મૂર્તિ ઉર પધરાવે, મહાવીર પ્રભુ જનમ્યા જગમાં. ૪

વર્ષા વર્ષી ધનધાન્ય તણી, મમતા દુર્વૃત્તિ સર્વ હણી;
સમતા વૃત્તિ શુભ શ્રેષ્ઠ ગણી, મહાવીર પ્રભુ જનમ્યા જગમાં. ૫

ભૂમિ શુદ્ધ બની શીતલ વાયુ, ઝૂલતાં વૃક્ષો જન દીર્ઘાયુ;
આનંદ ભર્યું જગ સુખ છાયું, મહાવીર પ્રભુ જનમ્યા જગમાં. ૬

પ્રભુ અજિત બુદ્ધિના સ્વામી, આનંદ સ્વરૂપ અંતરયામી;
હેમેન્દ્ર પ્રમોદ ધરે પામી, મહાવીર પ્રભુ જનમ્યા જગમાં. ૭

રચયિતા: મુનિ શ્રી હેમેન્દ્રસાગરજી મુ. હાવાડા ( વિજાપુર )







# નિરાશામાં મુક્તિ.

લેખક : આ. શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ.

**માનવ** જીવનનો ભોક્તા અને માનવ-દેહમા વસનારો આત્મા સુખ, શાતિ, આનદ અને નિર્દોષતાનો ઇચ્છુક હમેશા બન્યો રહે છે અને તેને મેળવવા નિરતર પ્રયત્ન કરે છે સુખ એટલે આરોગ્યતા–અશાતા વેદનીયનો અભાવ શાતિ એટલે ચિત્તની નિર્વિકલ્પતા–ક્લેશનો અભાવ–મોહનીયનો ઉપશમભાવ આનદ એટલે નિર્મળ જ્ઞાન–વસ્તુનું યથાર્થ જાણવું–દર્શન મોહનીયગર્ભિત જ્ઞાનાવર્ણીયનો ક્ષયોપશમ અને નિર્દોષતા એટલે અપુનર્જન્મતા–અપુનરાવૃત્તિ પદની પ્રાપ્તિ–આયુષ્ય કર્મનો અપુનર્બધકપણે સર્વથા અભાવ વિચાર કરતા સ્પષ્ટ જણાઇ આવે છે કે કર્માધીનપણુ આત્માને માટે અત્યત અનિષ્ટ કરવાવાળુ છે કર્મ અદૃષ્ટ-પણે આત્માના સુખ, શાતિ અને આનદાદિ ઇષ્ટ પદાર્થો પર પ્રહાર કર્યે જાય છે, જેથી કરી આત્મા સુખાદિ વસ્તુઓથી નબળો રહે છે

કર્મની આધીનતા–કર્મની ગુલામી અજ્ઞાની આત્માને અત્યત પ્રિય લાગે છે, કારણ કે અજ્ઞાની આત્માને અનાદિ કાળના અભ્યાસને લઇને કર્મજન્ય સુખની જ અભિરુચી હોય છે અને તેથી કરીને જ જડ જગતની ક્ષણિક સૌદર્યતા જોઇને તેને પ્રાપ્ત કરવા પુન્યકર્મનો ઉપાસક બને છે, પણ કર્મ માત્રનો સહારક બનતો નથી અને પરિણામે કર્મની પરતત્ર-તામાથી મુક્ત થવાને બદલે વધુને વધુ બદ્ધ થતો જાય છે, જેથી કરીને નિરતર કર્મનો દાસ બનતો રહે છે

મોહના મોજા ફરી વળી દુખના દરિયામા ડુબેલુ જગત સુખશાતિ માટે ફાફા મારી રહ્યુ છે દુખગર્ભિત દુખપૂર્ણ સુખમા સતોષ માની કિમતી માનવજીવન ખોઇ રહ્યુ છે, પણ અશાતાવેદનીયનો અત લાવ્યા સિવાય સુખ ક્યાથી ? અને તે અશાતાનો અત જીવ માત્રને શાતા પહોચાડયા સિવાય ક્યાથી ? ધન, બાગ, બગલા, કુટુબ, પરિવાર, સપત્તિ આદિ શાતા સિવાય બધુ યે નકામુ શાતા તથા અશાતાના અત સિવાય, અર્થાત્ વેદનીય કર્મના ક્ષય સિવાય સાચી અને શાશ્વતી શાતા ક્યાથી ?

દ્રવ્ય આરોગ્યતા તો અનતી વખત મળી, શાતાવેદનીય તો ઘણી વખત ભોગવી, પણ ભાવ આરોગ્યતા વેદનીય કર્મના અભાવરૂપ આત્માએ આજ સુધીમા પ્રાપ્ત કરી નથી અને તેથી કરીને જ આત્માના સુખની દરિદ્રતા ટળી નથી બદલાની આશા રાખ્યા સિવાય જીવને શાતા આપનાર, ભાવ આરોગ્યતા મેળવી શકે છે; અને આશાવાદી દ્રવ્ય આરોગ્યતા મેળવે છે જગત આશાવાદી છે, એટલે જ અતે નિરાશ બને છે આશાવાદીની નિરાશા આત્મ-વિકાસ કરવાની હોય છે નિરાશા તે જ વૈરાગ્ય ભાવ છે આ નિરાશા સમજ જ્ઞાનપૂર્વક અને અજ્ઞાનપૂર્વક હોય છે જ્ઞાનપૂર્વક નિરાશા વસ્તુના યથાર્થ જ્ઞાનથી થાય છે અને અજ્ઞાન-પૂર્વક નિરાશા ઇચ્છિત પૌદ્ગલિક વસ્તુ ન મળવાથી થાય છે અજ્ઞાન જનિત નિરાશા અને જ્ઞાનજન્ય નિરાશા બન્ને વૈરાગ્ય ભાવના છે

અજ્ઞાનજન્ય નિરાશા દુઃખગર્ભિત વૈરાગ્ય અને જ્ઞાનજન્ય નિરાશા જ્ઞાનગર્ભિત વૈરાગ્ય કહેવાય છે. બન્ને પ્રકારના વૈરાગ્યના અંગે ત્યાગ પણ દુઃખગર્ભિત અને જ્ઞાનગર્ભિત એમ બે પ્રકારના હોય છે. દુઃખગર્ભિત વૈરાગ્યથી કરવામાં આવતો ત્યાગ આશાગર્ભિત હોય છે. અને તે જડાસક્ત જીવોમાં પરિવર્તન પામતો નથી; કારણ કે પૌદ્ગલિક સુખોની ઇચ્છા હોવા છતાં ન મળવાથી નિરાશ બનીને ભાવીમાં મેળવવાની આશાથી કરવામાં આવે છે; જેથી કરી પુન્ય પ્રાપ્ત કરીને પોતાની આશા સફળ કરે છે. દુઃખગર્ભિત વૈરાગ્યજન્ય ત્યાગ ધર્મ અંગીકાર કરવાવાળાને જો મોહનીય કર્મનું ક્ષયોપશમ થઇ જાય અને જ્ઞાન પ્રાપ્ત થાય તો તે દુઃખગર્ભિત વૈરાગ્ય જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પણ થઇ શકે છે. અને જ્ઞાનગર્ભિત વૈરાગ્યજન્ય ત્યાગથી આત્મ વિકાસ પણ કરી શકે છે. ક્ષણિક, અનિત્ય, અસાર આદિ વસ્તુના યથાર્થ જ્ઞાનથી થવાવાળી નિરાશા, સાચો જ્ઞાનગર્ભિત વૈરાગ્ય છે. આ નિરાશા આશાજન્ય નિરાશા ન હોવાથી આત્મવિકાસના અંગભૂત છે. યથાર્થ આત્મસ્વરૂપનો અંશ છે. આ નિરાશા સર્વ કર્મનો સંહાર કરી આત્માને પૂર્ણ સ્વતંત્ર બનાવવાવાળી છે. અને તે નિરાશાજન્ય નિરાશા હોવાથી આત્મસ્વરૂપ વિરક્તભાવને જ કહેવામાં આવે છે.

જગતનો આશાવાદ એટલે મોહનું સામ્રાજ્ય. મોહની સત્તા. પરિવર્તન શીલ સંસારનો કોઇપણ સભ્ય જ્યાં સુધી આશાનો આશ્રિત છે ત્યાં સુધી મોહના નિયમનું લેશ માત્ર પણ ઉલ્લંઘન કરી શકતો નથી. કારણ કે ઉલ્લંઘન કરવાથી મોહનીયની કઠિનમાં કઠિન શિક્ષાનું પાત્ર બને છે. જે સભ્ય સબળ બની આશા મુક્ત થાય છે અને મોહના નિયમનું ઉલ્લંઘન કરીને બંડ ઉઠાવે છે તેને પ્રથમ તો મોહના તરફથી અનેક પ્રકારની યાતનાઓ ભોગવવી પડે છે; પરંતુ આશામુક્ત હોવાથી પરિણામે મોહ ઉપર વિજય મેળવી સંપૂર્ણ આત્મશક્તિનો વિકાસ કરી શકે છે, જેથી કરી સાચી સુખશાંતિ અને આનંદનો ભોક્તા બને છે. આશાનો આશ્રિત કોઇ પણ કાળે મોહ ઉપર વિજય મેળવી શકતો નથી, કારણ કે જેની આશા કરવામાં આવે છે તે વસ્તુ જડનો વિકાર છે અને આશા મોહનો વિકાર છે. બન્ને જડ હોવાથી અને જડ વસ્તુઓની પ્રાપ્તિ કર્મ આધીન હોવાથી આત્માને નિરંતર જડની સેવા કરવી પડે છે. જ્યાંસુધી આત્મા સેવક છે ત્યાં સુધી નિર્બળતાના અંગે કર્મ ઉપર વિજય મેળવવો ઘણો જ કઠિન છે; માટે જ મોહકર્મ ઉપર વિજય મેળવનાર જડ તથા જડના વિકારો પાસેથી સુખ આદિની આશાથી સર્વથા રહિત થવું જોઇએ.

જડ સંસારથી નિરાશ રહેનાર જ શાંતિ મેળવી શકે છે. ચિત્તની શાંતિ નિર્વિકલ્પતાની ઉત્પાદક નિરાશા જ છે. આશાબદ્ધ આત્માના ચિત્તમાં જડ સંસારના પદાર્થોમાં ઇષ્ટ અનિષ્ટની ભાવના હોવાથી અનેક પ્રકારના સંકલ્પવિકલ્પરૂપ તરંગોનું ઉત્થાન નિરંતર થયા જ કરે છે કે જેને અસમાધિ-અશાંતિ કહેવામાં આવે છે. જ્યાં સુધી આશાનું વાવાઝોડું શાંત થાય નહિ ત્યાંસુધી સંકલ્પવિકલ્પની તરંગોમાં સ્થિરતા આવી શકતી નથી. અને જ્યાં સુધી સંકલ્પની તરંગોમાં અસ્થિરતા છે ત્યાં સુધી શાંતિ કે સમાધિ નથી–ત્યાંસુધી આનંદસ્વરૂપ આત્મા નિર્દોષ નિર્વિકાર બની શકતો નથી. નિર્દોષ બન્યા સિવાય આત્માને પૂર્ણ સ્વતંત્રતા મળી શકતી નથી. પૂર્ણ સ્વતંત્ર બન્યા સિવાય અપુનરાવૃત્તિ સ્થાન હોઇ શકતું નથી અને ભવભ્રમણ ટળી શકતું નથી.

---

## સાધન ધર્મ નથી.

**સંસારવાસી** જીવો ઉપર મોહનીયના રાગ અને દ્વેષ બન્ને દુખોએ એટલી બધી સત્તા જગાવી છે કે જેને જોઈને ઉપશમભાવવાળા પણ આશ્ચર્ય પામે છે અને વિચાર કરતા હજુ સમજાતુ નથી કે સંસારવાસીઓ ધર્મના નામે આપસમા દ્વેષ તથા વૈરવિરોધનો આદર શા માટે કરતા હશે? એકબીજાને અળખામણા તથા અપ્રિય કેમ લાગતા હશે? જીવમાત્ર એક જ ધર્મવાળા છે કોઇનો પણ ધર્મ જુદો નથી જુદા ધર્મવાળુ તો જડ છે અને તે જ વિધર્મી છે તો પછી જીવો ધર્મમા શા માટે ભેદ પાડતા હશે?

અણજાણુ માણસો તો પરમાત્માના માણસોને લઇને જુદા જુદા ધર્મ સ્થાપન કરે છે અમુક વૈષ્ણવધર્મી છે અમુક શિવધર્મી છે અમુક જિનધર્મી છે પરમાત્માના નામોને લઇને આત્મધર્મમા કેવીરીતે ભેદ પાડ્યા તે જ આશ્ચર્યજનક છે!

ખરુ જોતા તો આત્મધર્મમા કોઇ પણ પ્રકારનો ભેદ નથી અનેક આકૃતિ તથા પ્રકૃતિમા જણાતો જીવમાત્ર સ્વરૂપે એક સરખા જ છે. ગમે તે દેહમા જીવો કેમ ન રહેતા હોય પણ જ્ઞાનદર્શન તથા પ્રદેશમા જરાય ભેદ નથી આત્મધર્મમા અભેદ દૃષ્ટિ થયા સિવાય રાગદ્વેષ ઓછા થતા નથી અને રાગ દ્વેષ ઓછા થયા સિવાય આત્મવિકાસ થતો નથી બધાય પોતાને સમ્યગ્દૃષ્ટિ માને, પણ વાસ્તવિક સ્વરૂપમા અભેદ દૃષ્ટિ થયા સિવાય સમ્યક્ત્વ કયાથી? આત્મધર્મમા ભેદ બુદ્ધિ અને જડ ધર્મમા અભેદ બુદ્ધિ તે કાંઇ સમ્યક્ત્વ કહી શકાય? અને જ્યા સમ્યક્ત્વ નથી ત્યા જ્ઞાન કયાથી હોય? અને જ્ઞાન વગર વિકાસ કયાથી?

સાધનને ધર્મ માનનારાઓ, સાધનને દૃષ્ટિમા રાખીને આત્મધર્મમા ભેદ પાડે છે પણ સાધન માત્ર જડ છે તે સાધ્ય ચૈતન્યના ધર્મમા કેવી રીતે ભેદ પાડી શકે? નામ, સ્થાપના; પુસ્તક, માળા, દેહક્રિયા, ભેખ બધા ય જડ તે જ્ઞાનદર્શનચારિત્ર ધર્મમા પરિવર્તન કેવી રીતે કરી શકે? અનાદિ કાળથી આત્માના પ્રદેશોમા ઓતપ્રોત થઇને રહેલુ કર્મ—જડ આત્મધર્મમા પરિવર્તન કરી શકયુ નથી, તો પછી કોઇક વખત જ સબંધમા આવનાર જડ આત્મધર્મને કેવી રીતે ફેરવી શકે?

સાબુ કપડાના તાતણા ઉપર રહેલા મેલને દૂર કરી શકે, પણ તાતણાઓને લાલ, પીળા કે કાળા ન બનાવી શકે જડ સાધનો આત્મપ્રદેશ ઉપર રહેલા કર્મ—જડને ખસેડી શકે પણ આત્મપ્રદેશોને જ્ઞાનદર્શનની તારતમ્યતા કે વર્ણ, ગંધ, રસ, સ્પર્શવાળા ન બનાવી શકે અજ્ઞાનતાથી જડ સાધનોને વળગી રહી વૈરવિરોધનો આશ્રિત બની આત્મધર્મમા ભેદ દૃષ્ટિ રાખનાર આત્મદ્રોહી હોવાથી આત્મવિકાસનો અનધિકારી છે

મનુષ્ય માત્ર જાણે છે કે માણસ અન્ન ખાઇને જીવે છે માણસને જીવવાનુ સાધન અન્નપાણી છે, છતા કોઇ માટી તથા પથરા જેવી વસ્તુને ખોરાક તરીકે વાપરી જીવવાનુ સાધન બનાવે તો તે સર્વથા અનુચિત જ સાધન કહી શકાય અને જીવવાને માટે કોઇ પણ માણસ તેનો ઉપયોગ ન કરે તો પછી આત્મવિકાસના સાધન સમ્યગ્ જ્ઞાન, સમતા, શાતિ, સમભાવ, વૈરાગ્ય, ત્યાગ આદિ હોવા છતા કોઇ રાગ, દ્વેષ, વૈર, વિરોધ, અદેખાઇ, અસહિષ્ણુતા, ઘૃણા, તિરસ્કાર, નિર્દયતા આદિને આત્મ ધર્મના વિકાસના સાધન બતાવે તો ડાહ્યા અને જ્ઞાની પુરુષો કેવી રીતે માની શકે? અને આત્મવિકાસ માટે કેવી રીતે ભાન ભૂલી

## પરમાર્થસૂચક વાક્યસંગ્રહ

(ગતવર્ષના પૃષ્ઠ ૨૬૬ થી શરૂ.)

સંગ્રાહક ને યોજક—મુનિ પુણ્યવિજયજી (સંવિજ્ઞપાક્ષિક)

જ્ઞાન વિના મોક્ષ નથી, વૈરાગ્ય વિના જ્ઞાન નથી, વિચાર વિના વૈરાગ્ય નથી, સ્થિરતા વિના વિચાર નથી. ૮૮

જ્યાં સુધી જીવને વૈરાગ્ય સ્ફુરતો નથી ત્યાં સુધી તેને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થતું નથી. સિદ્ધાન્તબોધનું શ્રવણ, વાચન કે પઠન તે જીવ કરે પણ તેના અંતરમાં પ્રવેશ પામી શકતા નથી. ૮૯

પાત્રતા વિના જ્ઞાન પ્રાપ્ત થતું નથી—પરિણામ આપતું નથી. તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ માટે જીવને વૈરાગ્ય પાત્રતા આપે છે. આમ આ સંસારથી છૂટવા ઇચ્છતા જીવોને-મુમુક્ષુઓને વૈરાગ્ય પરમ સાધન છે. ૯૦

જેના ચિત્તમાં લેશ માત્ર ત્યાગ, વૈરાગ્ય નથી તેને તત્ત્વજ્ઞાન ન થાય એમ સત્પુરુષો કહે છે તે કેવળ સત્ય છે. આ કાળ એના પ્રત્યક્ષ પૂરાવારૂપે છે. આ કાળને પરમ જ્ઞાની-ઓએ દુષમ કહ્યો છે તે વાસ્તવિક છે. જે

---

તન્મય બને ? વસ્તુ માત્રનું અસ્તિત્વ હયાતી-હોવાપણું ધર્મને અવલંબીને રહેલું છે. સાકર મીઠી, કરિયાતું-કડવું, મીઠું, ખારું. આત્માજ્ઞાન-દર્શનવાળો, જડ-વર્ણ, ગંધ, રસાદિવાળું ઇત્યાદિ વસ્તુઓના ધર્મનું ખંડન-નાશ કરવા અનાદિ કાળથી અત્યાર સુધીમાં થઇ ગયેલી સમર્થ વ્યક્તિઓમાંથી કોઇ પણ સમર્થ થયું નથી, થશે પણ નહિ અને હયાતે પણ નથી કે જે ધર્મનું ખંડન કરી શકે. સમજાતું નથી કે અત્યારે એકબીજા એકબીજાના ધર્મનું ખંડન કેવી રીતે કરતા હશે ? ધર્મનું ખંડન કરવા જતાં આત્માના પોતાના ધર્મને ઢાંકી દેવા ગાઢ કર્મના પડદાઓ બનાવી સમ્યગ્જ્ઞાનદર્શના-દિને ઢાંકી રહ્યા છે.

સાધનોનું પણ ખંડન થઇ શકતું નથી, કારણ કે સાધનો પણ પોતાના જ સ્વરૂપમાં રહેવાના. સાધન પણ વસ્તુ છે અને તે કથન માત્રથી નાશ થઇ શકતું નથી. સાધનોના ઉપ-યોગનું જો ખંડન નહિ પણ; સાધનની સાધ્ય પ્રત્યેની અનુકૂળતા-પ્રતિકૂળતાનો વિચાર કરતા હોય તો કંઇક અંશે ઉચિત ગણાય; પણ ત્યાં કદાગ્રહ, મિથ્યા જ્ઞાન, મિથ્યા અભિમાન, રાગ દ્વેષ, વૈરવિરોધ, ઘૃણાદિને અવકાશ જ નથી. જ્યાં આ વસ્તુઓ છે ત્યાં વિચાર નથી પણ વિવાદ જ છે અને જ્યાં વિવાદ છે ત્યાં વિકાસ જ નહિ પણ વિનાશ તિરોભાવ જ છે.

પોતાનું માનેલું (મત) સાચું મનાવવા બુદ્ધિનો દુરુપયોગ કરી કુયુક્તિઓનો આશ્રય લો અથવા તો પ્રમાણિક પુરુષોના વચનોને પોતાના વિચારોમાં જણાવો, કોઇ રીતે વસ્તુનું ખંડન કરી શકવાના નથી તેમજ શ્રેય કે વિકાસ પણ કરી શકવાના નથી. વિકાસના વિરોધી મિથ્યા જ્ઞાનાદિનો આશ્રય લઇને અને અજ્ઞાનવશ થઇને ખોટી પ્રસિદ્ધિ તથા મોટાઇ મેળવવા સાધનોના ખંડન-મંડનમાં ઊતરનાર અજ્ઞાની જીવોથી પોતાનો સ્વાર્થ સાધી શકે ખરા; પણ જ્ઞાની પુરુષોની દૃષ્ટિમાં તો તેઓ દયાના જ પાત્ર છે.

કાળમા જીવોને આત્મહિતના સાધનો દુષ્કર થઈ પડ્યા હોય, તત્ત્વજ્ઞાન-આત્મજ્ઞાનની પ્રાપ્તિ પરમ દુર્લભ હોય તે કાળ કેવળ દુષમ-વિષમ કહેવા યોગ્ય છે ૯૧

અંતરની શક્તિઓ જાગૃત થાય અને મનુષ્ય પોતાનુ યથાર્થ સ્વરૂપ સંપૂર્ણ રીતે સમજી શકે તેટલા માટે જ સર્વ શાસ્ત્રોની રચના છે ૯૨

આત્માનુ અજ્ઞાન-આત્મભાન ભૂલવુ તે જ કૃષ્ણપક્ષ છે, તે જ પુદ્ગલ પરાવર્તન છે, તે જ દુષમકાળ છે, તે જ દુર્ગતિનો માર્ગ છે, અશાન્તિની ઉત્પત્તિ તે જ છે, સંસારનો પ્રવાહ પણ તે જ છે રાગદ્વેષ, વેર વિરોધ, વિષય કષાય સર્વ તેમાથી જ પ્રગટે છે ૯૩

જ્યારે આ આત્મા, આત્મા અને આસ્રવોનો ભેદ જાણે છે તે જ વખતે કષાયાદિ આસ્રવોથી નિવૃત્ત થાય છે, કારણ કે તેનાથી જે નિવર્તતો ન હોય તેને આત્મા અને આસ્રવોના પારમાર્થિક (સાચા) ભેદજ્ઞાનની સિદ્ધિ જ થઇ નથી. ૯૪

ભેદજ્ઞાન થયા પછી જીવને અને પુદ્ગલને કર્તા કર્મભાવ છે એવી બુદ્ધિ રહેતી નથી: કારણ કે જ્યા સુધી ભેદજ્ઞાન થતુ નથી ત્યા સુધી અજ્ઞાનથી કર્તા કર્મભાવની બુદ્ધિ થાય છે. ૯૫

પરમાર્થે જીવ-પુદ્ગલની પ્રવૃત્તિ ભિન્ન હોવા છતા, જ્યા સુધી ભેદ જ્ઞાન ન હોય-થાય ત્યા સુધી બહારથી તેમની પ્રવૃત્તિ એક જેવી દેખાય છે અજ્ઞાનીને જીવ-પુદ્ગલનુ, જડ-ચેતનનુ ભેદજ્ઞાન નહિ હોવાથી ઉપલક દૃષ્ટિએ જેવુ દેખાય છે તેવુ તે માની લે છે ૯૬

બે દ્રવ્યોની ક્રિયા ભિન્ન જ છે જડની ક્રિયા ચેતન કરતુ નથી, ચેતનની ક્રિયા જડ કરતુ નથી જે પુરુષ એક દ્રવ્યને બે ક્રિયા કરતુ માને તે મિથ્યાદૃષ્ટિ છે, કારણ કે બે દ્રવ્યની ક્રિયા એક દ્રવ્ય કરે છે એમ માનવુ તે શ્રી જિનનો મત નથી ૯૭

આત્મા પોતાના જ પરિણામને કરે છે, પુદ્ગલ પરિણામને કદી કરતો નથી આત્માની અને પુદ્ગલની બન્નેની ક્રિયા એક આત્મા જ કરે છે એમ માનનારા અજ્ઞાની છે જડ-ચેતનની એક ક્રિયા હોય તો સર્વ દ્રવ્યો પલટી જવાથી સર્વનો લોપ થઇ જાય એ મોટો દોષ ઊપજે "હુ કર્તા પર ભાવનો ઈમ જિમ જિમ જાણે, તિમ તિમ અજ્ઞાની પડે નિજ કર્મને ઘાણે" (ઉ૦) ૯૮

જે જ્ઞાની-ધ્યાની આત્મા છે તે નિરીહપણે બાજીગરની બાજી જેવી દુનિયામા સ્વાધિકારે કર્મો કરે છે એવી આત્મદશા પામ્યા વિના જ્યા ત્યા પરોપકાર કરવા પ્રવૃત્તિ કરવી તે વસ્તુત. બંધન છે, તેથી આત્માની વાસ્તવિક શુદ્ધિ થતી નથી, માટે આત્મોન્નતિનો ઉપયોગ પ્રગટે એવી દશા-પ્રથમ પ્રાપ્ત કરવી એ જ સત્ય કર્તવ્ય છે પશ્ચાત્ સેવાધર્મથી આત્માની શુદ્ધિ થયા કરે છે. ૯૯

આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાને ઇચ્છતા જિજ્ઞાસુઓએ સાધનાદિ કર્મો કરવા, પણ તેના ફળાફળમા લેશ માત્ર આસક્તિ રાખવી નહિ મતલબ કે ક્રિયાનુષ્ઠાન આદિ સાધનો સાધકે ચિત્તશુદ્ધિ માટે બહુ જરૂરના છે જો ક્રિયાનુષ્ઠાનના ફળરૂપે આત્મદર્શન થતુ હોત તો કર્મોના ફળનો ત્યાગ કરવા માટે શાસ્રો કદાપિ ઉપદેશ કરત નહિ ૧૦૦

ઉપાયો કેટલાક વિધિરૂપે તો કેટલાક નિષેધરૂપે એમ બે પ્રકારના હોય છે, પરંતુ ઉદ્દેશને એક બાજુ મૂકી દઇ કેવળ ઉપાયો સંબંધી ઝઘડા કરવાથી કલ્યાણ થઇ શકતુ નથી જ્યા જોશો ત્યા પ્રાય. ઉપાયોની ખાતર જ મારામારી

ચાલી રહી છે. ઉદ્દેશ શું, લક્ષ શું, સાધ્ય શું તે તરફ તો કોઇની નજર પણ પડતી નથી. ૧૦૧

બાહ્ય સાધનો મનને સ્થિર કરવાને માટે અવલંબનરૂપ છે એ વાત પાછળથી ભૂલી જવાય છે અને બાહ્ય સાધનમાં જ સર્વસ્વ મનાઇ જાય છે. સાધનોનો ઉદ્દેશ એ જ કે મનને સ્થિર કરી ક્રમે વૃત્તિશૂન્ય કરવું. ૧૦૨

વિવિધ પ્રકારના જે સાધનો શાસ્ત્રમાં દર્શાવવામાં આવ્યા છે તે સર્વ એક માત્ર આત્મજ્ઞાનની પ્રાપ્તિને અર્થે જ છે; છતાં અધિકારી ભેદે સાધનાઓ પણ ભિન્ન ભિન્ન હોય છે. ૧૦૩

જૈન ધર્મમાં જે આટલા બધા પર્વો તથા ઉત્સવો કહ્યા છે, તેનો હેતુ માત્ર એ જ કે ધર્મની મહાન મહાન ભાવનાઓ લોકો સમજી શકે અને તેને ક્રિયામાં મૂકી શકે. ૧૦૪

અનેક લોકો ધર્મની યથાર્થ ભાવનાને નહિ સમજી શકવાથી તેને સ્થૂલ રીતે વળગી રહે છે. અને ઉત્સવ–આમોદ પૂરો થયો એટલે ભાવનાઓ પણ ભૂલી જાય છે. એટલા જ માટે ધર્મનું બાહ્ય આવરણ યથાર્થ ધર્મને તથા આત્મજ્ઞાનને ઢાંકી દે છે, એમ જે કહેવાય છે તે ખરું પડે છે. ૧૦૫

જેઓ પોતાનો સ્વાર્થ–આત્માર્થ પણ પૂરો સાધી શકતા નથી, તેઓ પારકાનું કલ્યાણ શી રીતે કરવાના હતા ? ૧૦૬

શ્રુતજ્ઞાનની ભાવનાથી આત્મજાગૃતિ, વિવેકદૃષ્ટિનો વિકાસ અને બુદ્ધિ સૂક્ષ્મ પદાર્થો સમજવાને લાયક બને છે. ઉત્સર્ગ અપવાદ સમજાય છે, આગ્રહ ઓછો થાય છે, વસ્તુની બધી દિશાઓ જાણી શકાય છે, સાપેક્ષ વૃત્તિએ વસ્તુતત્ત્વનો વિચાર કરવાનું બળ આવે છે. સ્યાદ્‌વાદ દૃષ્ટિ તે જ કહેવાય છે. તેને લઇને દરેક વસ્તુ તથા દર્શનના ભેદોનો અપેક્ષાએ સહભાવ સમજી શકાય છે. ૧૦૭

અનેકાન્તવાદ જનતામાં શાંત ભાવનું વાતાવરણ ઉપજાવનાર છે અને એથી જ એ સમભાવનું મૂળ છે એટલા માટે સંતો એને સામ્યવાદ પણ કહે છે. ૧૦૮

નયવાદ મનુષ્ય–પ્રજાની દૃષ્ટિને વિશાળ અને હૃદયને ઉદાર બનાવી મૈત્રીભાવનો રસ્તો તેમને સરળ કરી આપે છે. આ રીતે જીવનના કલહો શમાવવામાં અને જીવનવિકાસનો માર્ગ સરળ કરી આપવામાં નયવાદ સંસ્કારી જીવનનું સમર્થ અંગ છે. ૧૦૯

ક્ષયોપશમથી સર્વ મનુષ્યોની ભિન્ન વૃત્તિ હોવાથી પોતાનું અન્યને સર્વ પસંદ ન આવે અને સર્વનું પોતાને સર્વથા પ્રકારે પસંદ ન આવે, આવી સ્થિતિ સર્વત્ર થોડાઘણા અંશે જ્યાં ત્યાં દેખાય છે, તેમાં જ્ઞાની સાપેક્ષ બુદ્ધિ ધારણ કરીને સાપેક્ષ ભાવે વ્યવહાર અને નિશ્ચયથી મધ્યસ્થ વૃત્તિએ આત્મકલ્યાણમાં પ્રવર્તે છે. ૧૧૦

સત્યની ખાતર સત્ય છે; નહિ કે મને પ્રિય છે અથવા મારું છે માટે સત્ય છે. એ અમોઘ ચાવી જો ધ્યાનમાં હોય તો દૃષ્ટિરાગ, લોકૈષણા, લોકસંજ્ઞા, ગાડરિયો પ્રવાહ, દર્શનમોહ એ બધા ઝપાટામાં દૂર થઇ જઇ આત્મા પોતાના સનાતન–અનાદિ નિધન સત્ ભણી સહેજે વળે. ૧૧૧

જ્યાં સુધી સાચી વાત કહેવાની તથા સાચી રીતે વર્તવાની આપણામાં હિંમત આવી નથી, ત્યાં સુધી આપણો ઉત્કર્ષ થવો કદિ પણ સંભવિત નથી. શુદ્ધ આશયથી સ્વ–પર હિતની યોગ્ય તુલના કરતાં જે લાગે તે કહેવામાં તથા કરવામાં જ પુરુષાર્થ છે. ૧૧૨

વિચક્ષણ બુદ્ધિશાળીઓ માણસના વચનથી તેના ગુણાવગુણનો તોલ નિઃસંશય કરી શકે છે. અમુક વચનો કૃત્રિમ છે અને અમુક તેના શુદ્ધ

## પ્રસન્નતા

અનુ અસ્થામી.

પ્રસન્નતા કોને પ્રિય નથી ? એવો કોણ મનુષ્ય છે જેને પ્રસન્ન થવાનું નથી ગમતુ ? એવો કોણ છે કે જેને પ્રસન્ન મનુષ્યની પાસે રહેવું નથી ગમતું ? આપણે સઘળા બાળકને ચાહીએ છીએ શા માટે ? એટલા માટે જ કે બાળક પ્રસન્નતામા જ રહે છે જે આપણને દુર્લભ છે ખીલેલું ફૂલ કોને પ્રિય હોય છે અને કરમાયેલા ફૂલનો સૌ તિરસ્કાર કરે છે રોતીસૂરત મનુષ્યથી સૌ પાછા હઠે છે હસતા માણસનુ સૌ કોઈ સ્વાગત કરે છે તેનાથી કોઇનો જીવ મુંઝાતો નથી જેનુ મન પ્રસન્ન નથી તેની પાસે કશુ નથી, અને જેનું મન પ્રસન્ન છે તેની પાસે સઘણું છે

પ્રસન્નતા શક્તિની પરિચાયિકા છે જે મનુષ્યની અંદર આધ્યાત્મિક શક્તિ હોય છે તે જ પ્રસન્ન રહી શકે છે પ્રસન્નતા પોતે એ શક્તિની ઉત્પાદિકા પણ છે મનુષ્ય જેટલો પ્રસન્ન રહે છે તેટલુ આધ્યાત્મિક બળ તેનું વધે છે એટલું જ નહિ પણ તે પોતાની શારીરિક શક્તિ પણ વધારે છે. મન પ્રસન્ન રહેવાથી શરીરની અમૃત પેદા કરનારી ગ્રંથિયો પોતાનું કાર્ય સારી રીતે કરે છે અને શરીરમા એ પદાર્થોનો પ્રવાહ ચાલુ રાખે છે કે જેનાથી શરીર અક્ષય બની રહે છે તેમજ વધે છે, પ્રસન્નચિત્ત મનુષ્ય ભાગ્યે જ રોગી હશે

પ્રસન્નતા માનસિક તપથી પ્રાપ્ત કરી શકાય છે બાળકની પ્રસન્નતા પ્રકૃતિ છે પરંતુ તેની પ્રસન્નતાનો ભંગ સહજ વારમાં થાય છે પ્રૌઢ મનુષ્યની પ્રસન્નતા પુરુષાર્થથી ઉપલબ્ધ થાય છે તે સાધનાવડે આવે છે ખરી પ્રસન્નતા પ્રતિકૂળ પરિસ્થિતિઓથી નષ્ટ નથી થતી પ્રૌઢ લોકોની પ્રસન્નતા જ વાસ્તવિક પ્રસન્નતા છે, કેમકે તે સ્થાયી રહે છે એવી પ્રસન્નતા આપણે સર્વે મેળવી શકીએ છીએ. તેને માટે આપણે આધ્યાત્મિક શક્તિ વધારવી પડશે.

---

અંતઃકરણના સત્ય છે. એ તારવણી—એ પારખુ તેઓ પોતાની બુદ્ધિવડે કરી શકે છે ૧૧૩

કેટલીક વાર આપણે બીજાની દાક્ષિણ્યતા રાખવી પડે છે અને તેથી કરીને આપણા મનને અણગમતું કામ કરવાની ફરજ પડે છે ધાર્મિક અને સંસારી ઉત્તમ કાર્યમા પ્રેરણા હોય તો જ દાક્ષિણ્યતા સાચવવી અને તેનું જ નામ દાક્ષિણ્યતા કહેવાય છે ૧૧૪

યથાર્થ બ્રહ્મચારી બનવા માટે સૌ પહેલા સંયમ સંબંધી કઠોર વ્રત—નિયમો પાળતાં શીખવુ જોઇએ, સ્ત્રીઓનાં નામ અને ગંધથી તો દૂર રહેવું જ જોઈએ, એટલું જ નહિ પણ સ્ત્રીઓની સાથે સંસર્ગ રાખનાર ગૃહસ્થોના સહવાસથી પણ ત્યાગી—બ્રહ્મચારીઓએ દૂર રહેવું જોઇએ ૧૧૫

જેમ ભોજનની એક જ વસ્તુ બે ભિન્ન ભિન્ન પાત્રોમા મૂકવાથી તેના સ્વાદમાં ફરક પડતો નથી, તેમ ભાષાના ભેદો અનેક હોવા છતા તેથી કરીને અર્થમા કશો ફેર પડતો નથી ૧૧૬

ભાષા ગમે તે હોય, પરંતુ જેમા અધ્યાત્મ નિરૂપણનો વિષય હોય અને અનુભવનો રસ ભરેલો હોય તો તેને સંસ્કૃત કરતા પણ ગંભીર સમજવી જોઇએ. ૧૧૭

દુર્વિદગ્ધ, ઇર્ષાળુ મનુષ્ય અન્યના સત્ય લખાણને અસત—વિપરીત દૃષ્ટિથી જુએ છે, એનામા દૃષ્ટિભેદનો ત્યાગ નહિ થયેલો હોઈ સત્ વસ્તુ પ્રત્યે પ્રેમશૂન્યતા હોય છે. ૧૧૮

( ચાલુ )

આધ્યાત્મિક શક્તિની વૃદ્ધિ તે શક્તિ વધારવાના ઉપાયો લેવાથી થઇ શકે છે. જેવી રીતે શરીરની શક્તિ સ્વાસ્થ્ય સંબંધી નિયમોનું પાલન કરવાથી વધી શકે છે તેવી રીતે મનની શક્તિ પણ આધ્યાત્મિક જીવન સંબંધી નિયમોના પાલનથી વધે છે. સંસારના સર્વ ધર્મ ગ્રંથોએ આધ્યાત્મિક શકિત વધારવાના ઉપાય બતાવ્યા છે. ભારતવાસીઓએ તો એ વિષયનું એક વિજ્ઞાન જ બનાવ્યું છે.

આધ્યાત્મિક શકિતના સંચયના ચાર ઉપાય યોગવસિષ્ટકારે બતાવ્યા છે. શમ, સત્સંગ, સંતોષ અને વિચાર. મનનું અનેક પ્રકારે નિયમન કરવું તે શમ છેઃ સાત્વિક ઉપવાસ, ઇન્દ્રિયનિગ્રહ વગેરે શમના જ અંતર્ગત છે. સત્સંગથી કુવૃત્તિઓ નિવૃત્ત થાય છે અને સુપ્રવૃત્તિઓ સબળ બને છે તથા અનેક પ્રકારના સદ્‌વિચાર મનમાં આવે છે, જે આપણા મનને કાબૂમાં લાવવામાં મદદ કરે છે. બીજા મનુષ્યોનું આધ્યાત્મિક બળ આપણને ગુપ્તરૂપે સહાય કરે છે અને જ્ઞાન તરફ આપણી રુચિ વધારે છે. સંતોષથી આપણી શકિતઓનો અપવ્યય અટકે છે. વિચારદ્વારા આપણે સારું ખરાબ, સત્ય-અસત્ય જાણીએ છીએ. માણસ પોતાના વિચારદ્વારા પોતાની જાતને ઊંચે લાવીને પરમપદ પ્રાપ્ત કરે છે. પશુઓ અને બાળકોમાં વિચાર કરવાની યોગ્યતા નહિ હોવાથી તેઓ પરમપદની પ્રાપ્તિ નથી કરી શકતા.

એક જ શબ્દમાં આધ્યાત્મિક ઉન્નતિનો ઉપાય બતાવવામાં આવે તો એટલું જ કહેવું પૂરતું છે કે સાંસારિક વિષયો તરફ જતાં મનને રોકવાથી આધ્યાત્મિક શકિત વધે છે અને સાંસારિક વિષયો તરફ રોકટોક વગર તેને જવા દેવાથી તેની શક્તિ ઘટે છે.

ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે—

ध्यायतो विषयान् पुंसः संगस्तेपूपजायते ।
संगात् संजायते कामः कामात् क्रोधोऽभिजायते॥
क्रोधाद् भवति संमोहः संमोहात् स्मृति विभ्रमः।
स्मृतिभ्रंशाद् बुद्धि नाशो बुद्धिर्नाशात् प्रणश्यति॥

અર્થાત્ વિષયોમાં રમણ કરવું એજ મનુષ્યને માટે ઘાતક છે. એવા પ્રત્યેક વિષયને મનથી દૂર રાખવો જોઇએ કે જે પ્રસન્નતામાં બાધક હોય છે. આપણા નુકસાન ઉપર લાંબો વખત વિચાર નહિ કરવો જોઇએ. નુકસાનની ભાવના પ્રસન્નતાનો નાશ કરે છે. એનાથી આપણી આધ્યાત્મિક શક્તિનો પણ હ્રાસ થાય છે. સઘળા પ્રકારની ઘટનાઓની સારી બાજુ પર વિચાર કરવાથી મનની પ્રસન્નતા જળવાઇ રહે છે. સંસારની દરેક ઘટનાને બે બાજુ હોય છે. જે મનુષ્યનું મન ઘટનાની ખરાબ બાજુ તરફ જાય છે તે પોતાની પ્રસન્નતા પોતાના હાથે જ નષ્ટ કરે છે. એથી ઊલટું જેનું મન સારી બાજુ તરફ ઢળે છે તે પોતાની પ્રસન્નતા જાળવી રાખે છે. પ્રત્યેક પ્રકારની હાનિથી માણસને કાંઇને કાંઇ લાભ થાય છે જ. અને પ્રત્યેક લાભથી કાંઇને કાંઇ હાનિ થાય છે. હાનિકારક ઘટનાઓનાં લાભને શોધવા નીકળવું એ બુદ્ધિમાનોનું કામ છે. કોઇ વખત લાભ પ્રત્યક્ષ જોવામાં ન આવે તો એમ સમજવું કે લાભ તત્કાળ અપ્રત્યક્ષ છે, પણ પાછળથી પ્રત્યક્ષ થશે.

પ્રસન્નતા એક સંક્રામક પદાર્થ છે. જેવી રીતે રોગ સંક્રામક હોય છે તેવી રીતે સ્વાસ્થ્ય પણ સંક્રામક હોય છે. રોગી માણસ પોતાના રોગનો પ્રચાર આસપાસ રહેનારમાં કરે છે, તેવી જ રીતે સ્વસ્થ મનુષ્યને જોઇને બીજા લોકો પણ સ્વસ્થતાનો અનુભવ કરવા લાગે છે. પ્રસન્નતાની પણ એ જ સ્થિતિ છે. માનસિક વિકાર જેટલા સંક્રામક હોય છે તેટલા શારીરિક વિકાર નથી હોતા. એક રોગી મનુષ્યને જોઇને બીજા કોઇ પણ માણસ તુરત જ રોગી નથી

બની જતો, પણ એક દુ ખી મનુષ્યને જોઇને બીજાનું હૃદય પણ દુ ખથી ભરાઇ જાય છે એવી જ રીતે પ્રસન્નચિત્ત અથવા હસતા લોકોના સમાજમા જઇને આપણે પણ પ્રસન્ન થઇએ છીએ અને હસવા લાગીએ છીએ

આ રીતે આપણે જોઇએ છીએ કે માણસ પોતે જ પ્રસન્ન રહીને અનાયાસે પરોપકાર કરે છે અ ગ્રેજ વિદ્વાન લેખક સ્ટીવન્સન કહે છે કે પ્રસન્નચિત્ત મનુષ્યને મળવુ એ પાચ પાઉંડની નોટ મેળવવા કરતા વધારે લાભદાયક છે ( A happy man or a woman is a better thing to meet than a five ponnd note ) માણસ જે કાર્ય પ્રસન્નચિત્તે કરે છે તેનાથી બીજાને વાસ્તવિક લાભ થાય છે વારવાર ચિઢાઇને કરેલા કામથી કશો લાભ થતો નથી કોઈ માણસ કચવાતે મને દાન આપે છે તો એ દાનથી એનુ કશુ કલ્યાણ નથી થતુ પ્રસન્નતાપૂર્વક આપેલુ દાન જ બન્ને પક્ષનુ કલ્યાણ કરે છે પ્રસન્નતાપૂર્વક કરેલુ કાર્ય ત્રુટિ વગરનુ રહે છે એવુ કોઇ કાર્ય કરતી વખતે ભૂલ થઇ જાય છે તો તે તુરત જ દેખાઈ આવે છે કિંતુ અપ્રસન્નતાની અવસ્થામા કરેલાં કાર્યમા એવી અનેક ત્રુટિઓ રહી જાય છે જે આપણને કામ કરતી વખતે નજરે પડતી નથી માણસે પોતાના માથે એટલી જ જવાબદારી લેવી જોઇએ જે તે પ્રસન્નતાપૂર્વક ઉઠાવી શકે

અપ્રસન્નતા શારીરિક તેમજ આધ્યાત્મિક શક્તિઓનો હ્રાસ કરે છે નિરાશાવાદી પુરુષ હમેશા આત્મઘાત કરે છે એવી રીતે ક્રોધી માણસ પણ પોતાની સઘળી માનસિક શક્તિનો નાશ કરે છે એવા માણસના શરીર પણ રોગ-ગ્રસ્ત રહે છે તેઓ થોડા સમયમા જ પોતાની જીવન-યાત્રા પૂરી કરે છે નિરાશા તથા ક્રોધ મનુષ્યને માટે ઘાતક છે, એ બન્નેને ગાઢ સ બ ધ છે ક્રોધનુ લક્ષ્ય બીજાનો વિનાશ કરવાનુ છે અને નિરાશાનુ લક્ષ્ય આત્મવિનાશ કરવાનુ છે ક્રોધ અમુક સમય બાદ નિરાશામા જ પરિણમે છે

દરેક મનુષ્યે પોતાની જાતને હમેશા એવા વાતાવરણમા રાખવી ઘટે કે જ્યા તેના મનની પ્રસન્નતા નષ્ટ ન થાય ક્રોધી, નિરાશાવાદી, નિ દા કરનાર તથા ઇર્ષ્યાળુ લોકોથી દૂર રહેવુ જોઇએ ત્યાગી તથા પરોપકારી પુરુષોનો સ પર્ક વધારવો જોઇએ એવા પુરુષોનો સત્સ ગ શક્ય ન હોય તો તેઓના વિચારોનુ મનન કરવામા આપણે સમય ગાળવો જોઇએ. સદાચારી પુરુષોના વિચારો પુસ્તકમાથી મળી આવે છે આપણે કોઇ મહાપુરુષના વિચારો કોઇ પુસ્તકદ્વારા જાણીએ છીએ ત્યારે આપણને તેના સત્સ ગનો જ લાભ થાય છે મહાત્મા પુરુષો હમેશા પ્રસન્નચિત્ત રહે છે અને પોતાની માનસિક અવસ્થાનો પ્રભાવ બીજા ઉપર અનાયાસે જ પાડે છે

ભૂખ્યો માણસ પ્રસન્નચિત્ત નથી રહી શકતો પ્રસન્નતા ક્ષુધા-શાતિની પરિચારિકા છે તે પૂર્ણતાના અનુભવનું પરિણામ છે એટલા માટે જે મનુષ્ય અનેક પ્રકારના પદાર્થ ઇચ્છ્યા કરે છે તે કદાપિ પ્રસન્નચિત્ત નથી રહી શકતો મનની ભૂખ શાત કર્યા વગર પ્રસન્નતા નથી આવતી એ ભૂખ શરીરની ભૂખ જેવી નથી. શારીરિક ભૂખ ભોજનની પ્રાપ્તિથી શાત થાય છે, મનની ભૂખ વિષયો પ્રાપ્ત થવાથી વધે છે એ તો જ્ઞાનવૈરાગ્યથી જ શાત થાય છે જ્યા સુધી મન ભટક્યા કરે છે ત્યા સુધી પ્રસન્નતાના દર્શન નથી થતા જ્યારે મન આત્માના રમણ કરવા લાગે છે ત્યારે તેવી સ્વાભાવિક પ્રસન્નતા પ્રકટ થાય છે

卐

# 卐 જૈન મુનિઓ ગુજરાતી સાહિત્યના આદ્યસૃષ્ટાઓ છે 卐

લેખક: ડુંગરશી ધરમશી સંપટ.

અપભ્રંશ ભાષામાંથી ગુજરાતી ભાષાની ઉત્પત્તિ થઇ છે. અપભ્રંશ ભાષાનું સાહિત્ય હમણાં જે મળે છે તે લગભગ સર્વે જૈન વિદ્વાન મુનિઓની કૃતિ છે. ગુજરાતી ભાષાના મૂળ ઉત્પાદકો આમ જૈનોના મુનિઓ છે. જૈન મુનિઓએ માગધી, સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ભાષાના સાહિત્યની જે સેવા કરી છે તે અમૂલ્ય છે. ગુજરાતમાં બૌદ્ધધર્મ ખૂબ ફેલાયો હતો. તેના હજારો મઠોના અવશેષોનો પત્તો મળે છે; પરંતુ બૌદ્ધ સાધુએ ગુજરાતી ભાષાની કાંઇ સેવા કર્યાના ચિન્હો મળ્યા નથી—અપભ્રંશ ભાષામાં પણ એમણે કાંઇ લખ્યું હોય એવા સાધનો પ્રાપ્ત થયા નથી. સેંકડો વરસોના એમના ગુજરાતના સાહિત્યના અસ્તિત્વ માટેનો કાંઇપણ વારસો ગુજરાતીઓને માટે બુદ્ધિસ્ટ સાધુઓ આપી ગયા નથી. ગુજરાતમાં બ્રાહ્મણ-ધર્મ બૌદ્ધ ધર્મ પહેલાં પ્રબળ હતો; પરંતુ ગુજરાતી બ્રાહ્મણોએ પણ ગુજરાતી ભાષાના ઉત્પત્તિ કાળમાં કાંઇ જાણવાજોગ ફાળો આપ્યોનથી તેમ અપભ્રંશ ભાષાની સેવા પણ કરી નથી. આ ભાષાઓના ઉત્પત્તિકાળમાં નાના કોમળ છોડવાનું સંભાળપૂર્વક પોષણ કરવાનું કામ ગુજરાતના બૌદ્ધ ધર્મીઓ કે બ્રાહ્મણ ધર્મીઓને ફાળે જતું નથી. પરંતુ વીતરાગ અને ભવ્ય ધાર્મિક આધ્યાત્મિકતાથી પ્રેરાઇને જૈન મુનિઓએ આ મહાન કાર્ય ઉપાડ્યું. એમણે સોલંકીઓની મહત્તા વધારી, એમણે અપભ્રંશને દીપાવી ગુજરાતી ભાષાના પાયાનું શરુઆતનું સુંદર કામ પણ જૈન મુનિઓએ ત્યાગવૃત્તિથી અને ફળની આશા વગર કર્યું છે. નરસિંહ મહેતા, ભાલણ અને પ્રેમાનંદ મહાકવિએ આ મજબૂત પાયા ઉપર સુંદર દીવાલો બનાવી હતી. ગુજરાતી ભાષાના મૂળરૂપ અપભ્રંશ ભાષાની અક્ષર સેવાની શરુઆત કરનાર જૈન મુનિઓ હતા. જ્યોતિર્ધર હેમાચાર્યજી અપભ્રંશની ઉચ્ચતાના સર્જક શ્રેષ્ઠ ઉન્નતિકાર હતા; પરંતુ એમના પહેલાં પણ અપભ્રંશ ભાષાનું નબળું સાહિત્ય બીજા જૈન મુનિઓનું બનાવેલું હતું. ઇ. સ. દસમાથી અગિયારમાં શતકથી તે ચૌદમાં શતક સુધીના ગુજરાતી ભાષાના ૩૦૦-૪૦૦ વરસોના પ્રથમ યુગના ચિત્રમાં માત્ર જૈન સાધુઓની જ મૂર્તિઓના દર્શન થાય છે.

જ્યોતિર્ધર હેમાચાર્ય સમર્થ વિદ્વાન અને પ્રથમ કોટીના વ્યાકરણશાસ્ત્રી છે. એમણે સાહિત્યના દરેક અંગો કેળવ્યા છે. આ પ્રાચીન ગુજરાતી વ્યાકરણનાં આદિ પ્રવર્તક અને પ્રાકૃત ભાષાઓના વિકાસનો સમય ઇ. સ. ૧૦૮૮થી ૧૧૭૨નો હતો. ગુજરાત એ સમયે ઉન્નતિના શિખરે હતું. સમ્રાટો સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાળનો એ ઝળહળતો સમય હતો. એના અપભ્રંશ ખંડમાં જે નમુનાઓ આપવામાં આવ્યા છે તે સર્વે અગિયારમી અને બારમી સદીના લોકોની સાધારણ બોલવાની ભાષાના છે. એ નમુનાઓની અથવા દષ્ટાંતોની મોટી હારમાળા શ્રી હેમચંદ્રાચાર્યે આપી છે. એ ઉપરથી અપભ્રંશ સાહિત્ય એમના સમયમાં અસ્તિત્વમાં હતું તેને એમણે ઓપ આપ્યો જણાય છે.

શ્રી હેમચંદ્રાચાર્યના દષ્ટાંતોથી જણાય છે

કે ગુજરાતી સાહિત્યનો પ્રારભકાળ એમના સમયની પહેલા એટલે દશમા–અગિયારમા શતકથી પણ પહેલાનો છે પાટણના જૈન સાહિત્યભડારમાં શ્રી હેમાચાર્યના પહેલાનુ ઘણું સાહિત્ય મળી આવ્યુ છે, પરતુ હજુ સુધી એ સાહિત્ય ગુજરાતી પ્રજા પાસે સુવ્યવસ્થાપૂર્વક મુકાયુ નથી એ મોટી દિલગીરીની વાત છે સમર્થ વિદ્વાનોએ આ સાહિત્ય સંપૂર્ણ વિવેચન સાથે પ્રસિદ્ધ કરવુ જોઇએ જૈન વિદ્વાનો તમે કેટલો સમય સુષુપ્તિ ભોગવશો જો કે ડૉ જૅકોબી અને ગાયકવાડ ઓરિએન્ટલ સિરિઝમા કેટલીક સારી કૃતિઓ પ્રસિદ્ધ થઇ છે

ગુજરાતમા તે સમયે દિગંબર જૈન સપ્રદાય સારી પેઠે પ્રવર્તેલો હશે એમ લાગે છે કારણ કે અપભ્રશ ભાષાની પ્રારભકાળની કૃતિઓ દિગબર સાધુવરોની બનાવેલી મળે છે. ડૉ જૅકોબીએ જર્મનીમાં ઇ સ ૧૯૧૮મા દિગબરી કવિ સ્વયભૂદેવ અને તેના પુત્ર ત્રિભુવન સ્વયભૂદેવના રચેલા હરિવશ પુરાણ અને પઉમ ચરિત્ર પ્રસિદ્ધ કર્યા છે તે સિવાય ધનપાળ કવિ ( દસમી સદી ) ભવિસયત રચ્યું છે એ પછી મહાકવિ ધવળે ૧૮૦૦૦ શ્લોકોનો મહાન ગ્રથ હરિવશ પુરાણ દસમી સદીમા બનાવ્યો છે તેમા સમર્થ યુગપુરુષો શ્રી મહાવીરસ્વામી અને શ્રી નેમિનાથ સ્વામીની કથાઓ મહાભારતની કથા સાથે મિશ્ર કરી વર્ણાટ કર્યું છે

શ્રી ચીમનલાલ દલાલે સુરતની સાહિત્ય પરિષદમા જે લેખ મૂકયો હતો તે પ્રમાણે પાટણના જૈનભડારમા અનેક રત્નો પડ્યા છે કેટલાક શોધાયા છે, બાકી સશોધન માગી રહ્યા છે નીચેના અપભ્રશના કાવ્યો ઉપ લેખ કરાયા છે

૧ મહેશ્વરસૂરિએ (શ્વેતામ્બર) ૧૧ મી સદીમા સયમમજરી રચી

૨ પૃથ્વીવલ્લભ મુજ અને મહાવિદ્વાન ભોજરાજાના કવિ ધનપાળે મહાવીરોત્સાહનુ નાનુ કાવ્ય રચ્યુ.

૩ દિગંબર મહાકવિ પુષ્પદ તે તિસટ્ઠિ મહાપુરિસ ગુણાલકાર અથવા મહાપુરાણ ( ૧૩૦૦૦ શ્લોકો ), યશોધર ચરિત્ર ચાર સધિમા અને નાગકુમાર ચરિત્ર નવ સધિમા રચ્યા સધિ એટલે અધ્યાય અપભ્રશ સાહિત્યમા કહેવાય છે

૪ શ્રી ચદ્રમુનિએ રોચક ઉપદેશપૂર્ણ કથાઓના સગ્રહરૂપ કથાકોશ ૫૩ સધિઓમા રચ્યો આ ગ્રથ સોલકીવંશના આદ્યનૃપતિ મૂળરાજ દેવના સમયમા એના મત્રિ સજ્જનના પુત્ર કૃષ્ણ માટે રચાયાની એમા નોધ છે

૫ સાગરદત્તે જબૂસ્વામીચરિત સ ૧૦૭૬–મા રચ્યુ જણાય છે

૬ એ જ સમય લગભગ પદ્મકીર્તિએ ૧૮ સધિવાળુ પાર્શ્વપુરાણ રચ્યું હતુ

૭ નયનન્દિએ બાર સધિમા સુદર્શન ચરિત્ર આરાધના ૧૧૪ સધિમા રચ્યા જણાય છે

૮ કનકામરે કરકડુચરિત દશ સધિમા રચ્યું

આ સર્વે અપભ્રશ ભાષામા રચાયા છે ટીપણ અને ટીકાની મદદ વગર આજની ગુજરાતી પ્રજા, અપભ્રશ ભાષા સમજી શકે તેમ નથી શબ્દો, ઉચ્ચાર, જોડણીમા ઘણા પરિવર્તનો થયા છે આ અગિઆરમી સદી સુધીનુ સર્વે આદિત્ય જૈન મુનિઓનુ રચેલુ છે જૈન વિદ્વાનો એનુ પરિશીલન કરે એવી વિજ્ઞપ્તિ છે એ અમૂલ્ય સાહિત્યમા ધર્મકથા અને લોકકથાઓ છે જૈન સાધુઓ વિદ્યાની સેવા પરપરાથી ચાલુ કરતા આવ્યા છે પોતાના ધર્મના નિયમો સખ્તાઇથી પાળતા આ સાધુઓએ લોકોની તે સમયે બોલાતી ભાષાનો ઉદ્ધાર કર્યો હતો હવે કયારેક બારમા સૈકાના અને પછીના અપભ્રશ કાવ્યો વિષે લખશુ

# समयं मा पमाए।

( ગતાંક પૃષ્ઠ ૧૪૧ થી શરુ )

卐

## ' રાજ્યાભિષેક અને યુગલીકો '

લેખક: મોહનલાલ દીપચંદ ચોકસી

અહા ! આ પ્રદેશ કેટલો મનોહર લાગે છે! એક તરફ હરિયાળી વનરાજી અને એ સામે ગંભીરતાપૂર્વક વહન કરતી જળપૂર્ણ સરિતા મળી પ્રદેશને કોઇ અનોખો સ્વાંગ સજાવી રહ્યાં છે. પ્રાતઃકાળના સોનેરી કિરણો હજુ પ્રખર ઉષ્ણતાને ધારણ નથી કરતા એટલે એ પણ કુદરતના આંગણે પથરાયેલા આ અવર્ણીય આનંદને લૂંટવામાં સાચે જ ઉત્તેજના અર્પી રહ્યાં છે. આવો, આવો, આજના મંગલિક દિને, નદી કાંઠાની પેલી સપાટ ભૂમિપર બેસી, ધરતી ખોળે વિસ્તરેલી આ શોભા નીરખીએ અને માર્ગ કાપતાં લાગેલ પરિશ્રમનો બદલો થોડા વિશ્રાન્તિદ્વારા વાળી લઈએ.

ટોળીના આગેવાનની કર્ણપ્રિય વાણી સાંભળી સૌ યુગલિકો એ તરફ વળ્યા. સરિતાના કાંઠાની રેતી પર નિરાંતથી ગોઠવાઇ ગયા. પોતે આ તરફ કયા હેતુથી ચાલી આવ્યા છે તે વાત ઘડીભર વીસરી ગયા.

જ્ઞાની પુરુષો સાચું જ કહી ગયા છે કે પ્રમાદનો કોઇ દિ' પણ ભરોસો ન કરવો. એ અવગુણ એવો છે કે કિનારે આવેલાં નાવને પણ ભરદરિયે કેટલીક વાર ધકેલી દે છે. આમ તો પ્રમાદ એટલે ઢીલ, આળસ કે વિલંબ એવા એ શબ્દના અર્થ થાય છે, છતાં દીર્ઘદર્શી તીર્થંકરદેવે એને પાંચ મથાળા હેઠળ વહેંચી દીધો છે.

મદ–વિષય–કષાય–નિદ્રા અને વિકથારૂપ એના મુખ્ય પ્રકાર છે અને એ દરેકના અવાંતર ભેદો પણ ઠીક સંખ્યામાં થતાં હોઇ સમજવા જેવા છે. એ સર્વનું યથાર્થ સ્વરૂપ બરાબર ખ્યાલમાં આવે ત્યારે જ પ્રભુશ્રી મહાવીર દેવનું, પ્રથમ ગણધર મહારાજ શ્રી ગૌતમસ્વામીને ઉદ્દેશી કહેવામાં આવેલ વાક્ય—

' समयं मा पमाए ' અર્થાત્ 'ક્ષણમાત્રનો પ્રમાદ ન કરીશ ' કેટલું કિમતી છે એનું સાચું રહસ્ય અવધારી શકાય.

૧. મદ એટલે ગર્વ કે અભિમાન–પ્રાપ્ત થયેલ અમુક શક્તિ માટે ઊંચુ માથું રાખવાની વૃત્તિ અથવા તો એ અંગે પતરાજી કરવાની ટેવ. જાતિ, કુળ, બળ, રૂપ, તપ, રિદ્ધિ, વિદ્યા અને ઐશ્વર્ય એ મદના આઠ ભેદ છે. એ અંગે બીજા ભેદો પણ પાડી શકાય. મુખ્ય આશય તો એ છે કે ઉપરોક્ત આઠ પ્રકારની વસ્તુઓ ઊંચા પ્રકારની આત્માને પ્રાપ્ત થઇ હોય તો સમજવાનું એ છે કે પૂર્વભવમાં એ પ્રાપ્ત થવામાં નિમિત્ત કારણ સમી સામગ્રી આત્માએ એકત્ર કરી હશે. આજે પણ આત્મા ધારે તો આગામી કાળ માટે એને શાશ્વત બનાવી શકે અથવા એથી પણ અધિક મેળવવાના ચોકઠા ગોઠવી શકે. આત્મામાં અનંત શકિત અવરાયેલી પડી છે અને આવરણો દૂર કરી એ શક્તિને કામ કરતી કરી દેવાનો અભ્યાસ સતત ચાલુ રાખવાનો છે. એટલે પોતાને પ્રાપ્ત થયેલ સામગ્રીના શ્રેષ્ઠત્વનો ગર્વ નકામો છે અને અન્યને એવા પ્રકારની ઊણપ કે તંગાશ જોવામાં આવે તો એ અંગે તિરસ્કાર કરવો કે મુખ મરડવું એ પણ એટલું જ ત્યાજ્ય છે. એ પાછળ કર્મરાજની વિચિત્રતા સિવાય બીજું કંઇ જ નથી

એમ અવધારવુ અને અભિમાન કે ગુમાનથી આઘા રહેવુ એ જ એ સુરક્ષિત માર્ગ છે

હરિકેશી નામા દ્વિજે વર્ણ ઉત્તમતાનુ અભિમાન કર્યું તો બીજા ભવમા ચ ડાળ જાતિમા જન્મવુ પડ્યુ મરીચિકુમારે કુલીનતા પાછળ નૃત્ય કર્યું તો એની પછીના ભવમા તુચ્છ, હલકા કુલમા જન્મ લેવાની શ્રેણી શરુ થઇ અને તે ઠેઠ તીર્થ કર ભવમા પણ ચમકારો બતાવી ગઇ! મુઠ્ઠીના જોરે કોઠાના વૃક્ષને ભૂમિ ભેગુ કરનાર બળવાન વિશ્વભૂતિ રાજકુમાર ગાયના ધક્કાથી ધરતી પર પડી ગયા! રૂપનો ગર્વ કરનાર ચક્રવર્તી સનતકુમારની સુવર્ણ સમી નિર્મળ કાયા સૂક્ષ્મ જ તુઓથી ખદબદી ઊઠી. તપકરણીના અભિમાની સાધુ એવા ભૂખાળવા અવતર્યા કે પ્રાત કાળમા જઠરાગ્નિ તીવ્રતા પકડે અને પેટમા કઇ નાખે ત્યારે જ શાન્ત પડે અર્થાત્ તપનો અ તરાય પામ્યા! ઋદ્ધિનો ગર્વધારી દર્શાણદેશનો સ્વામી શક્રેન્દ્રની સ પત્તિ નિહાળતા જ ઠરી ગયો! વિદ્યા દેખાડવાના મોહમા પડેલા કામવિજેતા મુનિરાજ સ્થૂલભદ્રજી ચૌદપૂર્વના સ પૂર્ણ જ્ઞાનથી વ ચિત રહ્યા! અને લોભી–ઐશ્વર્યપિપાસુ એવા સુભૂમ ચક્રીને છ ખ ડ ધરતીથી સ તોષ ન થતા ઘાતકીખ ડનો પ્રદેશ સાધવા નીકળ્યો હતુ તે ન ભોગવી શક્યો અને નવુ ન મેળવી શક્યો નીર અને તીર–ઉભયથી ભ્રષ્ટ જેવી દશા સાપડી લવણસમુદ્રમા પોતાના જ સેવકો દ્વારા પડતો મુકાયો કર્મવિપાક ભોગવવા ગયો સાતમી નરકે! એકેક મદ આ જાતના ફળને આપનાર હોય ત્યા જેનામા એથી અધિક ભરાઇ બેઠા હોય તેનુ તો કહેવુ જ શુ? અમો ઊચા તમો નીચા કિંવા વીશા–દશા અથવા તો ઓસવાળ–પોરવાડ વચ્ચે આતરા રચનારા માનવીઓ આ વાત વિચારે અને અ ધારે અથડાવાનુ માડી વાળે. ગોત્ર કે કુળ અથવા આઠમાહેનો અન્ય કોઇ–ગમે તે એક વા અધિક 'મદ' હોવાથી ત્યાજ્ય છે એના પડછાયે ઊભવામા પણ મહાપાપ છે પ્રમાદનો માત્ર એક પાયાની જ્યા આવી વિલક્ષણતા દૃષ્ટિગોચર થાય છે એના પનારે પડ્યા તો મો એ પૂરા જેવી વાત છે ત્યા બીજા વિષય વિભાગની વાત આગળ પર રાખી ચાલુ વાર્તા પ્રવાહના યુગલિકો સરિતા કાઠે શુ કરી રહ્યા છે એ પ્રતિ મીટ માડીએ.

તેઓ આવ્યા છે નદીનુ પવિત્ર જળ લેવા. છેલ્લા કુલકર નાભિ મહારાજે સ્વપુત્ર ઋષભને યુગલિકોના રાજા થવાની અનુજ્ઞા આપી દીધી છે એ ઋષભકુમારે ગ્મિાયેલા કલ્પવૃક્ષો પછી ક્ષુધા–પિપાસા આદિના કષ્ટોથી પીડાયેલા યુગલિકોને જીવન જીવવાના માર્ગો દાખવ્યા છે માનવતાના બોધપાઠ પઢાવ્યા છે કુદરતે પ્રગટાવેલ વારસાને કેવી રીતે નિર્વાહમા ઉપયોગી બનાવવો એ શીખવ્યુ છે એટલે કુમાર પ્રતિ યુગલીકોની અસીમ પ્રીતિ છે રાજવી તરીકે અભિષેક કરવા સારુ પોતાના આગેવાનોની પ્રેરણાથી તેઓ જળ લેવા દોડ્યા આવ્યા છે હૃદયમા જળ લઇ પાછા ફરવાની પ્રબળ ઉત્ક ઠા જાગતી પડી છે, છતા આખરે તો હતા માનવ કુદરતનો અનેરો સીનો નીરખી ર ગમા પડ્યા આરામની ભૂખ ભાગતા પ્રમાદવશ બન્યા! સમયનુ લક્ષ્ય ચૂક્યા રાજ્યાભિષેકનુ મુહૂર્ત વહી ગયાનો ખ્યાલ ન રહ્યો!

દેવલોકના દેવો તો આવ્યા હતા, પણ તેમનો સ્વામી ખુદ શચીપતિ પોતે આવી ચૂક્યો હતો રાજ્યાભિષેકની બધી તૈયારીઓ પૂર્ણતાના બિંદુને સ્પર્શી રહી હતી કેવળ જળ માટે ગયેલા યુગલિકોની રાહ જોવાતી હતી ક્ષણે ક્ષણ કિ મતી હતી, કેમકે મુહૂર્ત વીતવા માડ્યુ હતુ વિલ બ અસહ્ય બન્યો. દેવોએ પોતે આણેલા જળથી કુમાર ઋષભને સ્નાન

# વિશ્વધર્મ બનવા યોગ્ય જૈન ધર્મ

લેખક:—રા. રા. વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ, બી. એ., એલએલ. બી. સાદરા.

મુંબઈ ખાતેની શ્રી આત્માનંદ જૈન સભાના માનદ્ મંત્રી શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસીના સસ્નેહ આમંત્રણને માન આપી, ખાસ દીપોત્સવી અંક પ્રકટ કરવાના તેમના પ્રશસ્ય ઉત્સાહમાં યથાશક્તિ વૃદ્ધિ કરવાની તકને જતી કરવાનું યોગ્ય લાગતું નથી.

ખાસ અંક માટેના લેખના વિષયની પસંદગી એવી થયેલ છે કે તેને પૂરેપૂરો ઇન્સાફ આપવા માટે મારા જેવા સામાન્ય લેખકની મર્યાદિત શક્તિને પણ સંકોચ અનુભવવો પડે તેમ છે છતાં પણ સમય-સ્થળ વગેરેની મર્યાદાનો બરાબર ખ્યાલ રાખી બનતા સુધી પસંદ કરેલ વિષયની પુષ્ટિ માટે મુખ્ય મુખ્ય મુદ્દાઓ આગળ કરી, તેની સવિસ્તર ચર્ચા અન્ય કોઇ પ્રસંગ માટે મુલતવી રાખી તેમજ આવા મહત્ત્વના વિષયની વિદ્વદ્ભોગ્ય ચર્ચા માટે શાસ્ત્રવિશારદ, સાક્ષર અને સિદ્ધહસ્ત લેખકો તરફ અંગૂલીનિર્દેશ કરી આગળ વધવાનું યોગ્ય ધારું છું.

પ્રત્યેક વિષયમાં આગળ વધતા આધુનિક વૈજ્ઞાનિક જમાનામાં જ્ઞાનયુગના ઉદ્યોત અને ઉજ્જવલ પ્રકાશ પાડતા સમયમાં, જગતભરની સર્વ પ્રજાઓ વચ્ચે વ્યાપારવિષયક સંસર્ગ-સંપર્ક અને સંકલનાના સાધનોની વિપુલતામાં વૃદ્ધિ થતી જાય છે. તેવા વખતમાં જમીન રસ્તે, દરિયામાર્ગે અને હવામાર્ગે વધતા જતા સાધનોની વીપુલતાનો હાલના ભયંકર વિશ્વયુદ્ધની ત્રાસજન્ય સંહારકતામાં પૂરેપૂરો દુરુપયોગ થઇ રહેલ છે. તેવા કાળમાં, જગતભરના મનુષ્યોના કલ્યાણ અર્થે, વિશ્વબંધુત્વની

---

કરાવ્યું અને સુંદર વસ્ત્રોથી અને કિમતી અલંકારોથી દેહ વિભૂષિત કર્યો. સિંહાસન પર કુમારે બેઠક પણ લીધી. ત્યાં તો હરણીયાની ફાળે દોડતા આવી રહેલા યુગલિકો દેખાયા અને જોતજોતામાં આવી ખડા થયા. પોતાનું કર્તવ્ય દેવોએ પતાવેલું જોયું. અંતર ઘવાયું પણ એની જવાબદારીનું ભાન થતાં જ મુખી આગળ આવ્યો નમ્ર સાદે બોલ્યો.

બાંધવો, કુમારના શણગારને ઉતારવાની જરૂર નથી. કેવળ પગના અંગૂઠે જળનો અભિષેક કરો અને મુહૂર્ત અનુસાર કાર્યસિદ્ધિ કરવામાં સાવધાન બનો !

નજીવા પ્રમાદે ગુમાવેલો લાભ, વિનય દાખવી મેળવી લીધો. ઇંદ્ર મહારાજ પણ આ કરણીથી ખુશ થયા. યુગલિકોનું 'વિનીત' એવું નામ સ્થાપન કરી રાજવી ઋષભ માટે જે નગરી નિર્માણ કરી એનુ નામ પણ 'વિનીતા' આપ્યું. યુગલિકોના વિવેક સહ આપણે અત્યારે પૂજા માટે જે જાતની પડાપડી કરીએ છીએ તે જરૂર સરખાવવા જેવી છે. તટસ્થ બુદ્ધિથી પછી વિચારવા જેવું છે કે એમાં ધર્મનું હાર્દ કોને સમજાયું છે ?

આ ચિત્ર પરથી એમાં બનાવેલ મામૂલી ક્ષણોના પ્રમાદથી કેવું પરિણામ આવ્યું એ વિચારતાં-'સમય માત્ર પ્રમાદ ન કરીશ' એ ટંકશાળી વચન છે એની ખાતરી થયા વગર નહિ રહે.

(ચાલુ)

સર્વમાન્ય ભાવનાના પ્રચાર કાર્યને યોગ્ય પુષ્ટિ મળતી રહે તે ખાતર, પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિની સરખામણીમાં-આધ્યાત્મિક વિષયોની ચર્ચા અને પ્રતિપાદનની સરસાઈમાં-ઉત્તમતામાં મુખ્યત્વે જે મહાન ભેદ તરી આવતો જણાય છે તેને સંસ્કારિત વિવેચનથી સુસ્પષ્ટ કરવા માટે, પસંદ કરવામાં આવેલ વિષયની ચર્ચા આધુનિક યુગને સર્વ રીતે અનુરૂપ અને આવશ્યક જણાય છે.

ચાર વરસ કરતા પણ વધારે મુદ્દતથી પ્રવર્તી રહેલ ભીષણ વિશ્વસંગ્રામની ભયંકર સંહારક અને વિનાશકારક પ્રવૃત્તિએ અનેકાનેક પ્રજાવત્સલ-શાંતિપ્રિય દેશનેતાઓના હૃદયને હચમચાવી નાખ્યા છે દુનિયાભરની તમામ પ્રજાઓને સંકળી રહેલ વિશ્વયુદ્ધની ભીષણ યાતનાઓ યુદ્ધમાં સક્રિય રીતે ભાગ લેતી તમામ પ્રજાઓનો તેમજ પરાધીન દેશોની ગુલામીદશા ભોગવતી પ્રજાઓને પણ અનેક રીતે સંતાપી રહેલ છે દુનિયાભરના બધા ખંડોના દેશોના નકશા અવનવા પલટા પામી રહેલ છે આજે સર્વાંશે સ્વતંત્રતા ભોગવતા દેશની પ્રજાને આવતીકાલે પરાધીન અને પરતંત્ર દશામાં એકદમ આવી જવું પડે છે તદ્દન ગુલામી દશા ભોગવતી પ્રજાની ભવિષ્યની સ્થિતિ કલ્પનાતીત થઈ પડી છે વિશ્વયુદ્ધના ભયંકર પરિણામોની અસર વધતાઓછા પ્રમાણમાં સર્વત્ર ત્રાસ ઉપજાવી રહેલ છે આવા કપરા વખતમાં-દુષમકાળમાં સૌ કોઈ વિશ્વશાંતિ માટે ઝંખી રહેલ છે આવી વિશ્વશાંતિ કેવા ઉપાયોથી પ્રાપ્ત થઈ શકે ? પ્રાપ્ત થયા પછી પણ તે કઈ રીતે દીર્ઘકાળ પર્યંત જળવાઈ રહે ! તે સૌ કોઈ વિચારક વ્યક્તિ માટે પ્રશ્ન થઈ પડેલ છે સર્વમાન્ય વિશ્વશાંતિ સ્થપાતા પહેલા અનેકાનેક દુર્ઘટ પ્રશ્નો પ્રત્યેક દેશના અગ્રગણ્ય દેશનેતાઓની સંગઠિત વિચારણા અને હૃદયના વિશુદ્ધ ભાવપૂર્વકની મંત્રણા માગી રહેલ છે અને તે માટેની પ્રાથમિક ભૂમિકા જગતના દેશોના મુખ્ય મુખ્ય સંચાલક નેતાઓએ પોતપોતાના હૃદયની ભાવનાઓમાં આવશ્યક પલટો લાવીને જ તૈયાર કરવાની જરૂર છે

આવી વિશ્વશાંતિ પ્રત્યેક દેશના આગેવાન દેશનેતાઓના અનેક ક્ષેત્રોને લગતી વિધવિધ પ્રવૃત્તિથી જ શક્ય જણાય છે અને તેવી પ્રવૃત્તિઓમાં વિશ્વધર્મની સ્થાપના અને તેના પ્રચાર માટેના તમામ શક્ય પ્રયાસો મુખ્ય સ્થાન રોકે છે

વિશ્વશાંતિની સ્થાપના કરી, તેને દીર્ઘકાળ પર્યંત નભાવી રાખે તેવી કંઈક શક્તિ ધરાવતો વિશ્વધર્મ પરમ માનનીય ગણાવો જોઈએ

આવા વિશ્વધર્મની શક્યતા-સંભવિતતા અને વિચારણા આ લેખનો વિષય છે પરમ માન્ય, મહાનુભાવ, ઉદારદિલના અને વિશાળ દૃષ્ટિના તત્ત્વવેત્તાઓ અને તત્ત્વદ્રષ્ટાઓની દીર્ઘદૃષ્ટિપૂર્વકની નિષ્પક્ષ અને સર્વદેશીય સીમામાની કસોટીમાથી સાંગોપાંગ પસાર થઈ શકે તેવા કોઈ સર્વમાન્ય વિશ્વધર્મની શોધખોળ હાલના સંયોગોમાં અત્યંત આવશ્યક જણાય છે કહેવાની જરૂર નથી કે તેવા કોઈ વિશ્વધર્મનું પ્રાદુર્ભૂત તત્ત્વ લોકસંગ્રહાર્થે જગતભરના સર્વ મનુષ્યોના કલ્યાણની અભિવૃદ્ધિ માટે, યોગક્ષેમ નિમિત્તે સારગ્રાહી દૃષ્ટિએ ઘણું ઉપકારક અને કલ્યાણકારી થઈ પડે તેમ છે

ઘણા પ્રાચીન સમયથી પ્રવર્તતા જુદા જુદા અનેક ધર્મ સંપ્રદાયોના મૌલિક સિદ્ધાંતો તેના સંસ્થાપકો અને આદ્યપ્રરુપકોના ધર્મ સિદ્ધાંતોમાં, સમયના પ્રવાહે, પ્રત્યેક યુગબળના સંક્ષુબ્ધ વાતાવરણના પ્રભાવે, સંખ્યાબંધ અનિચ્છનીય પરિવર્તનો અને ધરમૂળના ફેરફારો નીપજાવ્યા છે એટલું જ નહિ પરંતુ પ્રત્યેક ધર્મના અનુયાયીઓના વર્તનમાં તો,

## મારવાડમાં કલ્પતરુ.

**બીકાનેર માંયુગવીર આચાર્યદેવનો પ્રવેશ તથા તે અંગે ચઢેલો અપૂર્વ વરઘોડો અને ઉલટેલી માનવ મેદની.**

બાનીસ વર્ષ જેટલા દીર્ઘ સમય પછી પૂજ્યપાદ પંજાબકેસરી અજ્ઞાનતિમિરતરણી કલિકાલકલ્પતરુ યુગવીર આચાર્યદેવ :—



શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ.

આચાર્ય શ્રી ૧૦૦૮ **શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વરજી મ૦ સા૦** નું બીકાનેરમાં પદાર્પણ થયું છે. તે પ્રસંગની ઉજવણી માટે બીકાનેરના શ્રી સંઘે જે ઉત્સાહ દર્શાવ્યો છે તે અવર્ણનીય છે. જ્યારે શ્રી આચાર્યદેવ અહીંથી સવાસો માઇલ દૂર રહ્યા ત્યારથી જ બીકાનેરના ભક્તજનો આચાર્યદેવની સાથે પાદવિહારી રહી સેવાપરાયણ થઇ ગયા હતા. બીકાનેરની ઉપત્તિકામાં આચાર્યદેવનો પ્રવેશ થયો કે તરત જ શહેરના ધનકુબેરોએ આવી વંદન કરી પોતપોતાના બંગલાઓમાં, કોઠીઓમાં કે શાંતિનિકેતનોમાં પધારવાની વિનંતી કરી હતી. તે તે સ્થળોમાં શ્રી આચાર્યદેવના ચરણારવિંદ પડ્યા પછી તે ભાઇઓએ ભવ્ય મંડપો બંધાવી તેમાં વ્યાખ્યાનો કરાવી તથા સ્વધર્મીવાત્સલ્યો કરી ગુરુભક્તિનો અપૂર્વ લાભ લીધો હતો.

---

રાજ્યસત્તા અને દ્રવ્યના અમર્યાદિત લોભવશાત, તીવ્ર કષાય યોગની પ્રબળતાને લીધે અનેક પ્રકારના વર્ગ-વિગ્રહો ઉપસ્થિત થતાં પ્રખર અને પ્રભાવશાળી (?) નેતાઓનું યેનકેન પ્રકારેણ કેવળ અંધ અનુકરણ વધ્યે જતાં, એટલો બધો અનિષ્ટ શતમુખી વિનિપાત થઇ ગયેલ છે કે હાલની દુનિયા વિનાશના આરે જ ઊભી હોય તેમ જણાય છે. પરમ માન્ય ધાર્મિક દૃષ્ટિએ સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરતાં સર્વત્ર અશાંતિ અને અંધકારમય વાતાવરણ પૂરજોશમાં જામી રહેલું જણાય છે. ધર્મબુદ્ધિ, કલ્યાણભાવના, વિશ્વબંધુત્વવૃત્તિ ક્યાંય અદૃશ્ય થઈ ગઇ હોય તેમ જણાય છે. સત્તા, લોભી વૃત્તિ, જન્મ-સંહારક પ્રવૃત્તિને પુરવેગ મળી રહ્યો છે. કોઇને ઘડીભર પાછા વળીને જોવાની શાંતિથી વિચાર કરવાની પણ નથી મળતી. ફુરસદ કે નથી જાગતી જીજ્ઞાસાવૃત્તિ કે આટલી બધી ભીષણ સંહારક શક્તિ આપણને કઇ દિશા તરફ દોરી રહેલ છે. આવા દુષમ કાળમાં વિશ્વધર્મની પ્રાદુર્ભૂત થતી શકયતા જનસમુદાયમાં નવું જ બળ-પ્રાણ અને ચેતના શક્તિ જાગ્રત કરી શકે તેમ છે; તેમજ ઉજ્જ્વળ ભવિષ્ય માટે અનેકવિધ મહત્ત્વાકાંક્ષાઓની જન્મદાત્રી થઇ પડે છે.

ઉપર જણાવ્યા મુજબના પરિવર્તનો-પલટાઓ અને ફેરફારોમાંથી કોઇ પણ ધર્મ કે તેના અનુયાયીઓ બચી શકયા હોય તેમ જણાતું નથી. સમયબળ સર્વ કોઇના ઉપર વધતા-ઓછા પ્રમાણમાં પોતાની અસર કરી રહેલ છે. અને જગતને સર્વનાશ તરફ દોરી રહેલ છે, તેમાંથી જગતને-જગતભરની પ્રજાઓને વિશ્વશાંતિ માટેની કોઇ અપૂર્વ યોજના જ બચાવી શકે તેમ છે અને તેવી વિશ્વ શાંતિ વધતાઓછા અંશે સર્વમાન્ય વિશ્વધર્મના પ્રયાસથી જ સાધ્ય થઇ શકે તેમ છે. (ચાલુ)

ચૈત્ર વદી ૧ શુક્રવારના મંગલમય શુભ પ્રભાતે પૂજ્યપાદ આચાર્યદેવના ગુરુભક્ત શિષ્યરત્ન પૂજ્યપાદ આચાર્યદેવ શ્રીમદ્ **વિજયલલિતસૂરિજી** તથા તપસ્વીજી શ્રી **વિક્રમવિજયજી**, મુનિરાજ શ્રી **હિંમતવિજયજી**, મુનિરાજ શ્રી **વિશારદવિજયજી** શ્રી **રૂપવિજયજી**, શ્રી જનકવિજયજી પણ વરકાણાતીર્થથી લાંબો વિહાર કરી પાલી, જોધપુર, કાપરડાજી, નાગોર થઈ પૂજ્ય આચાર્યદેવની સેવામાં હાજર થઈ ગયા હતા.

પ્રવેશ મહોત્સવ માટે શ્રી સંઘે અનેક નવા દરવાજા તૈયાર કર્યા હતા. શહેર શણગાર્યું હતું. પંજાબમાંથી તમામ ગ્રામ નગરોના ભાવિક સજ્જનો પોતપોતાની ભજનમંડલીઓ લઈ આવી પહોંચ્યા હતા. રાજપૂતાના સંખ્યાબંધ ભાઈબહેનો સહર્ષ સાનંદ સર્વત્ર દષ્ટિગોચર થતા હતા. પૂજ્યપાદ આચાર્યદેવે શેઠ ભૈરુદાનજી શેઠિયાના મકાનમાં, શેઠ સોહનરાજજી કર્ણાવટની સોહનકોઠીમાં તથા ઝવેરી પ્રેમરાજજી ખજાનચીના બંગલામાં એક એક બે બે દિવસ સ્થિરતા કરી ચૈત્ર વદિ ૨ રવિવારે નગરમાં પ્રવેશ કર્યો હતો. પ્રવેશમાં ડંકા, નિશાન, કોતલ, હાથી, સરકારી બેંડ, શીખ બેન્ડાદિ તેમજ અનેક ગ્રામનગરોની ભજનમંડળીઓની શોભા જોવામાં આવતી હતી. પંજાબી ભાવિકોની અપૂર્વ ભક્તિ જોઈ પ્રેક્ષકો દંગ રહી જતા હતા. વરઘોડો લગભગ એક માઈલના વિસ્તારમાં ફેલાયો હતો. તથા વરઘોડો એડવર્ડ રોડ, મેમોરીઅલ રોડ, કોટ દરવાજે, લાભુજીના કટડે, ચોપડાના કટડે, પાયચંદસૂરિજીના મંદિરે અને જેલસદરની બારીમાં થઈ લગભગ સાંજના છ વાગતા કોચરોની ગવાડમાં ઊતર્યો હતો. ત્યાં એક ભવ્ય મંડપ ઊભો કરવામાં આવ્યો હતો. જેમાં પૂજ્યપાદ આચાર્યદેવ આદિ મુનિમંડળની પધરામણી થઈ હતી.

સર્વ પ્રથમ શ્રી આત્માનંદ જૈન ગુરુકુલના ભૂતપૂર્વ વિદ્યાર્થી રઘુવીરકુમારે ગુરુસ્તુતિ કરી હતી. તત્પશ્ચાત્ બીકાનેર શ્રી સંઘ તરફથી પૂજ્યપાદ આચાર્યદેવની સેવામાં બે અભિનંદન-પત્રો એક સંસ્કૃતમાં તથા બીજો હિન્દીમાં અર્પણ કરવામાં આવ્યા હતા. તથા પૂજ્ય મુનિરાજ શ્રી કવીન્દ્રસાગરજી મ૦ના સમયોચિત વ્યાખ્યાન અને અનેક ભક્તજનોના ભક્તિગર્ભિત ભજનો થયા બાદ પૂજ્યપાદ આચાર્યદેવે મહામંગલકારી મંગલાચરણ સંભળાવ્યું હતું તથા ધર્મદેશના ફરમાવી હતી. ત્યારબાદ પૂજ્યપાદ આચાર્યદેવ સપરિવાર શ્રી જિનમંદિરોના દર્શન કરી કોચરોની ગવાડના ઉપાશ્રયે પધાર્યા હતા.

રાત્રિના ૯ થી ૧૧ સુધી લાલા જ્ઞાનદાસજીની અધ્યક્ષતામાં મંડપમાં એક સભા થઈ હતી. જેમાં શ્રી આત્માનંદ જૈન ગુરુકુલના વિદ્યાર્થીઓના ભજનો તથા વ્યાખ્યાનો અને અન્ય પંજાબી ભાઈઓના તથા બીકાનેરના સજ્જનોના વ્યાખ્યાનો થયા હતા.

પ્રવેશના શુભ દિવસે શ્રી સંઘ તરફથી ૩૦૦ **ત્રણસો પંચેન્દ્રિય પ્રાણીઓને અભયદાન અપાવવામાં આવ્યું હતું.**

ચૈત્ર વદિ ૩ ના દિવસે હજારોની માનવમેદની વચ્ચે સંક્રાતિમહોત્સવ ઊજવવામાં આવ્યો હતો. પૂજ્યપાદ આચાર્યદેવે સકલ વિઘ્નનિવારક મહામંગલકારી સ્તોત્રો સંભળાવ્યા હતા અને વ્યાખ્યાન આપ્યું હતું તથા પૂજ્ય આચાર્ય શ્રીમદ્ વિજયલલિતસૂરિજી મ૦નું પણ વ્યાખ્યાન થયું હતું. અને માન્યવર શ્રીયુત લોકમાન્ય ગુલાબચંદજી ઢઢ્ઢા એમ. એ. ની અધ્યક્ષતામાં નિમ્નલિખિત પ્રસ્તાવ પાસ કરવામાં આવ્યો હતો.

'यह प्रतीत हुआ है कि साधुओ व यात्रिओ के धर्मशालाओ में ठहरने वगैरह गतिविधि पर माननीय पालीताणा गवर्नमेंट कानून बनाना चाहती है। पंजाब व राजस्थान के चतुर्विध संघ की सम्मिलित सभा पूज्यपाद् आचार्य श्रीमद् विजय वल्लभ सूरीश्वरजी म० तथा आचार्य श्रीमद् विजय

# ...........વર્તમાન સમાચાર...........

શ્રી મુંબઇ આત્માનંદ જૈન સભાની વાર્ષિક મીટિંગ રા. સા. શેઠ કાન્તિલાલભાઇ ઇશ્વરલાલના પ્રમુખપણા નીચે જૈન કોન્ફરન્સ ઓફિસમાં ચૈત્ર શુદ ૨ ના રોજ મળી હતી. જેમાં ગયા વર્ષનો હિસાબ અને રિપોર્ટ સેક્રેટરીઓએ રજૂ કરતાં સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો. અને નવા વર્ષની વ્ય. કમિટીની નિમનોક નીચે પ્રમાણે કરી હતી.

૧ રા. સા. કાન્તિલાલ ઇશ્વરલાલ જે. પી. પ્રમુખ.
૨ શેઠ શાંતિલાલ મગનલાલ ઉપ પ્રમુખ.
૩ શેઠ સકરચંદ મોતીલાલ ખજાનચી

શાહ મોહનલાલ દીપચંદ તથા વાડીલાલ જેઠાલાલ શાહ મંત્રીઓ, મોહનલાલ દોલતરામ, મોતીચંદ ગિરધરલાલ કાપડિયા, મનસુખલાલ લાલન, જેસંગલાલ લલ્લુભાઇ, શ્રી ફૂલચંદભાઇ શામજી, વરધીલાલ વમળશી, હીરાભાઇ રામચંદ મલબારી ઓડિટર છેવટે શેઠ સાહેબ ફૂલચંદભાઇ શામજી તરફથી અલ્પ આહાર લઇ મીટિંગ વિસર્જન કરવામાં આવી હતી

---

ललित सूरिजी म०, आचार्य श्रीमद् विजय विद्यासूरिजी म० और पूज्य मुनिराज श्री कवीन्द्रसागरजी म० आदि महात्माओ की उपस्थिति में सर्व सम्मति से यह प्रस्ताव पास करती है कि धर्मशालाओ के प्रबंध के विषय में कोई कानून बनाया जाना सम्पूर्ण जैन समाज के अधिकारों में हस्तक्षेप है क्योंकि यह प्रश्न सम्पूर्ण भारतवर्ष के जैन समाज से संबंध रखता है। अतः इसका प्रबन्ध श्री आणन्दजी कल्याणजी की पेढी व श्री जैन श्वेताम्बर कॉन्फ्रेंस करे। जिससे सम्पूर्ण जैन समाज के अधिकार समुचितरूप से सुरक्षित रहें और राज्य की हस्तक्षेप न हो सके।

બપોરના મંડપમાં શ્રી પાર્શ્વનાથ પંચ કલ્યાણક પૂજા મોટા સમારોહપૂર્વક ભણાવવામાં આવી હતી.

પૂજ્યપાદ્ આચાર્યદેવ પોતાના શિષ્યરત્ન પ્રખર-શિક્ષાપ્રચારક પૂજ્ય આચાર્ય શ્રીમદ્ વિજય-લલિતસૂરિજી મ૦, પૂ૦ આચાર્ય શ્રીમદ્ વિદ્યાસૂરિજી મ૦, પંન્યાસજી શ્રી સમુદ્રવિજયજી મ૦ મુનિરાજ શ્રી વિચારવિજયજી, શ્રી શિવવિજયજી, શ્રી વિશુદ્ધ-વિજયજી, તપસ્વીજી શ્રી વિક્રમવિજયજી, શ્રી હિમ્મત-વિજયજી, શ્રી વિશારદવિજયજી મ૦, શ્રી રૂપવિજયજી, અને શ્રી જનકવિજયજી મ૦ આદિ ઠાણા ૧૨ સહિત અત્રે બિરાજમાન છે. પૂજ્યપાદ્ આચાર્યદેવના વ્યાખ્યાનો દરરોજ 'મોક્ષના સાધનો અને તેની આરાધના' ના વિષય ઉપર થાય છે. શહેરની જૈન જૈનેતર જનતા હજારોની સંખ્યામાં લાભ લઇ રહી છે.

બીકાનેરના શ્રી સંઘે બહારગામથી આવનાર સજ્જનોની સારી સેવા બજાવી હતી.

પૂજ્યપાદ્ પરમોપકારી આચાર્યદેવના સદુપદેશથી ચૈત્રી ઓળી મોટા સમારોહપૂર્વક થવાની છે,

પત્રોત્તર કરનાર નીચે મુજબ સરનામે કરશો.
ઠે૦ જૈન ઉપાશ્રય કોચરોંની ગવાડ,
મુ૦ **બીકાનેર** ( રાજપૂતાના )

# શ્રી વાસુપૂજ્ય (પ્રભુ) ચરિત્ર

**( શ્રી વર્ધમાનસૂરિકૃત )**

૫૪૭૪ શ્લોકપ્રમાણ, મૂળ સંસ્કૃત ભાષા અને સુંદર શૈલીમા વિસ્તારપૂર્વક જુદા જુદા આગમો તથા પૂર્વાચાર્યોકૃત અનેક ગ્રંથોમાથી દોહન કરી શ્રીમાન વર્ધમાનસૂરિજીએ સં ૧૨૯૯ ની સાલમા લખેલો આ અપૂર્વ ગ્રંથ છે

આ ગ્રંથમા પ્રભુના ત્રણ ભવો, પાચ કલ્યાણકો અને ઉપદેશક જાણવા યોગ્ય મનનીય સુંદર બોધપાઠો, તત્ત્વજ્ઞાન, તપ વગેરે સંબંધીની વિસ્તૃત હકીકતોના વર્ણનો સાથે પુણ્ય ઉપર પુણ્યાઢ્ય ચરિત્ર, રાત્રિભોજન ત્યાગ અને આદર, ભાગવત, રોહિણી આદિની અનેક સુંદર, રોચક, રસપ્રદ, આહ્લાદક કથાઓ આપેલી છે કે, જેમાની એક કથા પૂરી થતાં બીજી વાચતા મન લલચાય છે અને પૂરી કરવા ઉત્સુકતા થાય છે તે તમામ કથાઓ ઉપર આલા અને સુંદર ઉપદેશ પણ સાથે આપેલ છે

**કિંમત રૂ. ૨–૮–૦ પોસ્ટેજ જુદુ**

---

# શ્રી આદિનાથ પ્રભુ ચરિત્ર (શ્રી અમરચંદ્રસૂરિકૃતં)

૧૦૩૦૨ શ્લોકપ્રમાણ, મૂળ સંસ્કૃત ભાષામા કાવ્યરૂપે અને સુંદર શૈલીમા વિસ્તારપૂર્વક જુદા જુદા આગમો તથા પૂર્વાચાર્યોકૃત અનેક ગ્રંથોમાથી દોહન કરી શ્રીમાન અમરચંદ્રસૂરિજીએ રચેલો આ અપૂર્વ ગ્રંથ છે. રચનાર મહાત્માની કવિત્વશક્તિ અદ્ભુત છે તેમા આવેલ સર્વ પ્રકારના રસો, અલંકારો, શબ્દલાલિત્ય વગેરેથી રચના ઘણી જ સુંદર બની છે તેનુ આ સાદુ, સરલ અને સુંદર ગુજરાતી ભાષાતર છે

આ ગ્રંથમા પ્રભુના તેર ભવો તથા યુગલિકો સંબંધી અપૂર્વ વર્ણન, આ ચોવીશીમા શ્રી આદિનાથ પ્રભુ પ્રથમ તીર્થંકર થયેલ હોવાથી મનુષ્યોનો વ્યવહારધર્મ, શિલ્પકળા, લોકવ્યવહારનુ નિરુપણ, નગરસ્થાપના, રાજ્યવ્યવસ્થા અને પ્રભુના સુરાજ્યનુ વિવેચન, ઇંદ્રો વગેરેએ પ્રભુના પંચ કલ્યાણકના પ્રસંગોએ કરેલ અપૂર્વ ભક્તિપૂર્વક મહોત્સવોનુ જાણવા યોગ્ય અનુપમ વૃત્તાત, પ્રભુએ આપેલ ભવતારણી દેશના અને અનેક બોધપ્રદ કથાઓ વગેરે અનેક વિષયો ઘણા વિસ્તારપૂર્વક આવેલા છે

આ ગ્રંથની કૃતિ આતરિક જેમ ઉત્તમોત્તમ છે, તેમ બાહ્ય સુંદરતામા આ ગ્રંથમાં વિવિધ રંગની છબીઓ આપવામા આવી છે ઉપરોક્ત બંને પ્રકારની સુંદરતા કરવામા મોટો ખર્ચ કરવામા આવેલ છે અત્યાર સુધીમા પ્રગટ થયેલા કોઇ પણ ગ્રંથપ્રકાશનમા આ ગ્રંથમા આવેલા સુંદર ચિત્રો કરતા વધુ સુંદર હજુ સુધી આવેલા નથી

એકદરે આ ચરિત્ર પહેલેથી છેલ્લે સુધી મનનપૂર્વક વાચવા જેવુ અને પઠનપાઠનમા નિરંતર ઉપયોગ કરવા યોગ્ય છે, જેને માટે વિશેષ લખવા કરતા અનુભવ કરવા જરૂર છે

સુમારે પચાસ ફોર્મ, ક્રાઉન આઠપેજી ચારસો પાનાનો આ સુંદર દળદાર ગ્રંથ ઊંચા એન્ટિક પેપર ઉપર સુંદર ગુજરાતી અક્ષરો, પાકા કપડાના સુશોભિત બાઈડીંગથી અલંકૃત કરવામાં આવેલ છે

**કિંમત રૂા ૫–૦–૦ પોસ્ટેજ અલગ**




પુસ્તક : ૪૧ મુ : આત્મ સં. ૪૮ વિક્રમ સં ૨૦૦૦ : વૈશાખ :
અંક : ૧૦ મો : વીર સં. ૨૪૭૦ ઈ. સ. ૧૯૪૪ : મે :

# યુવાનો કેમ ના જાગો ?

( ગઝલ-કવ્વાલી )

તજીને મોહનિદ્રાને, તજીને આળસુ ભાવો,
બજાવા કાર્યની ખુસી, યુવાનો કેમ ના જાગો ? ટેક૦

પ્રસરતી આગ હિંસાની, તમારા દેશમાં ભાળો,
અહિંસા સૂત્ર ઉચ્ચારી, યુવાનો કેમ ના જાગો ? તજી૦ ૧

હઠાવી જ્ઞાતિના ઝગડા, પરસ્પર એકતા સાધો,
'કુસ પે નાશ' એ સમજી, યુવાનો કેમ ના જાગો ? તજી૦ ૨

ધરી સાદાઇ જીવનમાં, કઠિન બેકારીને ટાળો,
વ્યસન દુર્ગુણ છોડીને, યુવાનો કેમ ના જાગો ? તજી૦ ૩

સર્વસ્વ સમર્પીને, નિરંતર ધર્મને રક્ષો,
યશસ્વી કીર્ત્તિ મેળવવા, યુવાનો કેમ ના જાગો ? તજી૦ ૪

જીવન નિર્બળતાણું મિથ્યા, 'વિજય પથે સદા વિચરો,
સફળ આ જિંદગી કરવા, યુવાનો કેમ ના જાગો ? તજી૦ ૫

અજિત સ્વાતંત્ર્યનો પૂજક અજિત મુક્તિ સદા પામે,
સરલ હેમેન્દ્ર ઉપદેશે, યુવાનો કેમ ના જાગો ? તજી૦ ૬

રચયિતા મુનિશ્રી હેમેન્દ્રસાગરજી મહારાજ

### ચૈત્રી નૂતનવર્ષ

## પૃથ્વીની "પ્રભુપ્રાર્થના"

૧૮[૯૯] દોહરો ૨[૦૦૦]

બે છગડા મળી કાપશો, ત્રણ મીંડાનો ત્રાસ,
ચૈત્રી વર્ષારંભમાં, એ માગું અવિનાશ ૧

હરિગીત છંદ

આજે બધીય વસુધરા, સંકટ-વિકટ સપડાઈ છે,
ચોતરફ લાગી લાહ્ય, હાય-વ્યથા બધે સંભળાઈ છે,
પૃથ્વીતણો પોકાર આ, ઓ નાથ! દિલમાં ધારશો,
હદ થઈ! હવે તો હે પ્રભુ! આ ચૈત્રીવર્ષ સુધારશો. ૧

જ્યાં જોઈએ ત્યાં વિકૃતિનું, વિષમ વાતાવરણ છે,
લાખો-કરોડો માનવીનાં, મહાભયંકર મરણ છે,
કંપી ઊઠે છે કાળ જ્યાં, "ઘા" ગરીબની દિલ ધારશો,
હદ થઈ! હવે તો હે પ્રભુ! આ ચૈત્રીવર્ષ સુધારશો ૨

રે! રે!! રૂપાળી ભર્તભૂમિ, જગતમાન્ય યશેશ્વરી,
આ દશા થઈ તાહરી, નીરખું નયન આંસુ ભરી,
દવ લાગીયો દુનિયા વિષે, અમૃત-જળે પ્રભુ ઠારશો,
હદ થઈ! હવે તો હે પ્રભુ! આ ચૈત્રીવર્ષ સુધારશો ૩

જય જય પ્રભુ જગદીશ્વરા, "કરુણાબ્ધિ" તારું બિરૂદ છે,
તું નિત્ય રક્ષણહાર તોયે, દોહિલા દુઃખ દર્દ છે,
"મહામારી" જેવી મોંઘવારી, અકથ્ય-કષ્ટ નિવારશો,
આ પ્રાર્થના સૌની સુણી, આ ચૈત્રીવર્ષ સુધારશો ૪

દોહરો

વિશ્વંભર તુજ નામ છે, વિશ્વ ધરે વિશ્વાસ,
અરજ કરે આર્જવભરી, આત્માનંદ-પ્રકાશ ૧

ભાવનગર-વડવા
તા. ૨૫-૩-૪૪

લી. સમાજ શુભચિંતક,
રેવાશંકર વાલજી બધેકા



# વિકાસના વિયોગીને આશ્વાસન

લેખક :
આ. શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ.

આત્મ વિકાસીને પ્રકાશની પરાકાષ્ઠા પ્રાપ્ત કરવાને દેહાદિ સાધનોનું પરિવર્તન કરવાની આવશ્યકતા હોય છે. નિર્બળ તથા જીર્ણ સાધનોને છોડ્યા સિવાય વિકાસની વૃદ્ધિનાં સબળ સાધનો મળી શકે નહિ માટે જ વિકાસનાં વિઘ્નભૂત સાધનોનો પરિત્યાગ કરીને અનુકૂળ સબળ સાધનો મેળવવા આપણી દૃષ્ટિથી દૂર થનાર મહાનુભાવ માટે આપણે દિલગીર ન થતાં ખુશી થવું જોઇએ. કદાચ આપણે આપણા કોઇપણ પ્રકારના સ્વાર્થ અંગે વિકાસોત્સાહીના વિકાસવિરોધી સાધનોના પરિવર્તનમાં દિલગીર થઇએ, શોક કરીએ, પણ તે આપણી એક અજ્ઞાનતા છે.

સબળ તથા અનુકૂળ સાધનવિહીન વિકાસી કે જે એક પ્રકારનો જ અભિલાષી છે, છતાં સાધનની નિર્બળતાથી ઇચ્છિત સાધવા અસમર્થ બનીને અસફળ જીવનમાં જીવવાં ઉદાસીન બનેલો છે, તેને નિર્બળ જીવનમાં જીવવા આપણો આગ્રહ તેના અનિષ્ટનો જ ઉત્પાદક બને છે.

ઉચ્ચતમ સ્થાન મેળવનાર જીવન વિકાસીનું મૃત્યુ એટલે મહોત્સવ, જ્ઞાન દર્શન અને આનંદનો નિરવધિ. વિકાસની તારતમ્યતાથી વિભૂતિમાં તારતમ્યતા રહે ખરી, પણ સર્વથા વિભૂતિનો અભાવ હોય નહિ. જડાસક્ત, ઇન્દ્રિ-યોના ગુલામ, વિલાસીઓને મૃત્યુ અત્યંત ભયકારક છે, દુઃખની નિરવધિ દેખાડનારું છે. આવા જીવોના મૃત્યુ માટે મહાશોક કરવાની આવશ્યકતા રહે છે. એવા જીવોની દયા ખાઇને મૃત્યુના મોંમાંથી બચાવવાની ચેષ્ટા કરવી જોઇએ. બાહ્યથી અનેક પ્રકારના ઉપચારો કરીને મૃત્યુને હરાવવા સતત તેમજ સખ્ત પ્રયત્ન કરવા જોઇએ.

અંતઃકરણથી વાસ્તવિક રીતે દેહગેહાદિનો ત્યાગ કરનાર વિકાસી, જનતાની દૃષ્ટિએ ત્યાગ કરે તેમાં શોકને સ્થાન હોય જ નહિ, કારણ કે જે વસ્તુઓના ત્યાગને માટે આપણે શોક કરીએ છીએ તે વસ્તુઓ તો ચિરસમયથી તેણે ત્યાગી જ હતી. એ ત્યાગ સ્થૂળ દૃષ્ટિવાળા આપણને દૃષ્ટિગોચર થતો નહોતો. તે મૃત્યુની અવસ્થામાં એટલે સ્થૂળ દૃષ્ટિવાળાને સાક્ષાત્કાર થવાવાળી અવસ્થામાં દૃષ્ટિગોચર થયો તેથી શું આપણે શોક કરવો ઉચિત છે? વિલાસીનું ભાવી ભયવાળું હોવાથી તેના આત્માના અધઃપાતને લક્ષ્યમાં રાખીને દયાથી દિલ દુખાય તો તે યોગ્ય જ છે, કારણ કે એવા આત્માઓ કે જેઓ ભવાભિનંદીપણે માનવદેહમાં વિલાસ કરી રહ્યા હોય તેમનો માનવદેહ છૂટી જવાથી વિકાસની દરિદ્રતાને લઇને વિવિધ પ્રકારની અનેક યાત-નાઓના ભાગી બની પોતાની સાચી સંપત્તિનો વિનાશ કરવાવાળા હોય છે. એટલે એમના મૃત્યુ સમયે આપણને અવશ્ય ખેદ થાય જ છે, પણ વિકાસી માટે તો કોઇને પણ ખેદ થયો નથી, તેમજ થતો પણ નથી અને થાય તો ઉચિત નથી.

વિકાસના અભિલાષીને વિકાસી આત્માનો વિયોગ કાઇક સાલે ખરો પણ તે વિકાસીનો સયોગ ભાગ્યાનુસાર થાય છે ને રહે છે. ભાગ્યની ન્યૂનતા થવાથી પોતાને સાચો લાભ આપનાર વ્યક્તિનો વિયોગ અવશ્ય થાય છે

સયોગ માત્ર વિયોગવાળા હોય છે અનાદિ કાળથી જડ તથા ચૈતન્યના સયોગ વિયોગ ચાલ્યા આવે છે આપણે આપણા એક જીવનમા કેટલા સયોગ વિયોગ અનુભવ્યા છે, તેને આપણે સારી રીતે જાણીએ છીએ, છતા જો આપણે સમભાવ છોડીને હર્ષ-શોકરૂપ વિષમભાવમા ઉતરી જઇએ તો પછી આપણામા અને વિકળમા કાઇપણ તફાવત રહેતો નથી માટે હમેશા સમભાવ રાખવાની જરૂર છે આ સમભાવની ટેવ પાડવાની અત્યત આવશ્યકતા છે આપણે મરનારની પ્રવૃત્તિઓનુ અનુમોદન તેમજ અનુકરણ કરવુ જોઇએ, તેમના ગુણો સભારીને પ્રમોદ ભાવનાવાળુ થવુ જોઇએ. તેઓ પોતાના વિકાસની વૃદ્ધિ કરી સપૂર્ણ પ્રકાશ મેળવો એવી અતકરણની શુભેચ્છાવાળા થવુ જોઇએ આત્મા અમર છે કોઇ કાળે આત્મા અનાત્મા થતો નથી આત્મા અનાત્મા થઇ જાય અને અનાત્મા આત્મા થઈ જાય તો સસારની અવ્યવસ્થા થઇ જાય આત્માનો વિનાશ એટલે જડસ્વરૂપ આકૃતિ તથા પ્રકૃતિનું પરિવર્તન થવુ. પરિવર્તન જડનુ થાય છે, જેને આપણે જન્મ-મરણ કહીએ છીએ આત્મા તો જન્મતો ય નથી તેમ મરતો ય નથી આપણે ચર્મચક્ષુ છીએ એટલે આપણને અજાયબી લાગે. ચર્મચક્ષુવાળાને જડ જગતની ઇદ્રજાળ જ દૃષ્ટિગોચર થાય છે ચર્મચક્ષુ વાસ્તવિક વસ્તુને જોઈ શકતી નથી જડના અનેક પ્રપચોને જ જોઇ શકે છે

જ્ઞાનચક્ષુ વાસ્તવિક સાચી વસ્તુને જોઇ શકે છે, આત્માના અદ્‌ભુત વૈભવને નિહાળી શકે છે, સસારમા સતને સારી જાણી રીતે શકે છે માટે જ્ઞાનચક્ષુ સર્વોત્કૃષ્ટ છે

જ્ઞાનચક્ષુવાળો જ્ઞાની અને ચર્મચક્ષુવાળો અજ્ઞાની આપણે જ્ઞાની બનવુ છે માટે ચર્મચક્ષુ ન બનતા જ્ઞાનચક્ષુ બનવુ જોઇએ જેઓ જ્ઞાનચક્ષુ છે તેઓ આત્મિક સાચી વસ્તુ અને સપત્તિના હકદાર છે અને જેઓ ચર્મચક્ષુ છે તેઓ જડ સપત્તિના અધિકારી છે આપણને આત્મિક સપત્તિ ઉપયોગી છે, સુખદ છે અને જડ સપત્તિ દુખદ છે, આપણુ અનીષ્ટ કરનારી છે સયોગ વિયોગમા હર્ષ-શોક ચર્મચક્ષુવાળાને જ થાય છે જ્ઞાનચક્ષુવાળો સમભાવે રહે છે, કારણ કે જ્ઞાનચક્ષુવાળો જાણે છે કે સયોગ વિયોગ પરવસ્તુનો થાય છે પોતાની વસ્તુમાં સયોગ-વિયોગને અવકાશ જ નથી, માટે જ જ્ઞાનચક્ષુ સમભાવી અને ચર્મચક્ષુ વિષમભાવી હોય છે. આપણે અત્યારે માનવ જીવનનો ઉપયોગ કરી રહ્યા છીએ માનવજીવન ઘણુ જ પવિત્ર છે. માનવજીવન સર્વોત્કૃષ્ટ ગણાય છે માનવજીવનમાં સપૂર્ણ પ્રકાશ રહેલો છે માનવજીવનમા જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ અમૂલ્ય ત્રણ રત્નો રહેલા છે

આવા ઉત્તમ જીવનમા રહીને અધમ વિચારોથી, અધમ વાસનાઓથી, આપણે પોતાને જ મલિન બનાવીએ છીએ. આપણે પોતે જ પોતાના લાભને જતો કરીએ, આપણે અધમજીવીના જીવનમા જીવી, ઉત્તમ જીવનને નષ્ટભ્રષ્ટ કરીએ તો તે એક આપણી જડની ગુલામી સિવાય બીજુ કાઈ જ નથી, માટે ટૂકા જીવનમા જીવી આપણે આપણી ઉન્નતિ, વિકાસ કરવા પ્રયત્ન કરવો જોઇએ સહુના માટે એક જ રસ્તો છે દેહાદિના પરિવર્તનો થવાના જ, માટે મરનાર વિકાસીના પરિવર્તન માટે શોક ન કરતા પોતાનુ વિકાસી ઉત્તમ પરિવર્તન થાય તેવી ભાવના તથા પ્રવૃત્તિનો આદર કરવો



# સાચો વિક્રમાદિત્ય

લેખકઃ મુનિ હેમેન્દ્રસાગરજી–પ્રાંતિજ.

વિક્રમ નામના આર્યાવર્તમાં ઘણા રાજાઓ થઇ ગયા છે. વિક્રમ અને ભર્તૃહરિ બન્ને ભાઇઓની કથા પ્રચલિત છે. તે વિક્રમ બીજો હોવો જોઇએ. જેનો સંવત્સર ચાલે છે તે વિક્રમાદિત્ય શૃંગવંશી રાજ્યના પતન પછી થયેલા :બલમિત્ર ભાનુમિત્ર પછી નભોવાહન, ગંધર્વસેન પછી મૌર્યવંશી–ચન્દ્રવંશી બલમિત્ર થયેલ તે વિક્રમાદિત્યના નામથી ખ્યાતિ પામ્યો છે. તે જૈન હતો તે વાત સંભવિત છે. કવિ કાલિદાસ પ્રથમ વિક્રમાદિત્યના વખતે થયેલ જણાતા નથી. બીજા વિક્રમાદિત્યના સમયે થયેલા જણાય છે. તે વખતે બીજા સિદ્ધસેન દિવાકરસૂરિ પણ હતા. તેમની સંસ્કૃત ભાષા મળતી આવે છે. ભાગવતમાં કલિયુગના રાજાઓની યાદીમાં માત્ર "ગર્દભિલ્લજા દશનૃપાઃ" તેવું લખીને ચલાવેલ છે. ત્યાર પછી ભવિષ્ય પુરાણ વગેરેમાં ગંધર્વસેનના પુત્ર વિક્રમાદિત્યને ભગવાન શંકરે આર્યધર્મની રક્ષા અને શકોના નાશ માટે મોકલ્યા લખે છે. ઐતિહાસિક નોંધો–ટાંચણો અનેક વાર દેશ ઉપર થતાં આક્રમણોને લીધે સ્થળાંતર થવાથી નાશ પામ્યાં છે, તેમજ તે વખતના લોકોને આજ જેવી ઐતિહાસિક નોંધો લેવાની કાળજી પણ ઓછી હશે. તે વખતના લખાતા ગ્રંથો પાછળ સંવત લખવાનો પ્રચાર હતો નહિ.

ગ્રંથ પાછળ સંવત લખવાનો રિવાજ વિ. સંવત ૯૦૦ લગભગ ચાલુ થયો હોય તેમ જણાય છે. કેટલાક વિદેશી ઇતિહાસવેત્તાઓ લખે છે કે વિક્રમ સંવત્સરનો પ્રચાર જૈનોએ સર્વત્ર કર્યો છે. જૈનો વ્યાપારી હતા અને સર્વત્ર પથરાયેલા હતા. જૈનાચાર્યો મૂર્તિ પ્રતિષ્ઠા તથા ગ્રંથનિર્માણ વખતે વીર સંવતનો ઉલ્લેખ કરતા, ત્યારપછી વિક્રમ સંવત લખવાની શરૂઆત કરેલી છે, છતાં જૂનામાં જૂના શિલાલેખો વિક્રમ સં. ૫૦૦ માં લખાયેલ મળે છે. વિક્રમાદિત્યે સંવત્સર પ્રવર્તન વીર નિર્વાણ સં. ૪૭૦ માં કરેલ છે. તે પ્રથમ થયેલ સર્વજ્ઞપુત્ર સિદ્ધસેનસૂરિજીને ગુરુ માનતો હતો. તેનું સમગ્ર આયુષ્ય ૧૧૧ વર્ષનું હતું તેવો 'જ્યોતિર્વિદાભરણ'માં ઉલ્લેખ મળે છે. વિક્રમ પહેલાં સત્તર વર્ષે કાલિકાચાર્યજી થયા છે. જૈન ઇતિહાસમાં કાલિકાચાર્યજી ત્રણ અને પાંચ થયેલા છે. એક જ સરખા નામના ભિન્ન ભિન્ન સમયે આચાર્યો થવાથી કાળગણનામાં ઘણો જ વિસંવાદ થવા પામ્યો છે. આવી રીતે વિક્રમ, સિદ્ધસેનસૂરિ, કવિ કાલિદાસ તથા ભોજ વગેરે વ્યક્તિઓ જુદા જુદા પ્રભાવને ધરાવનારી હોવા છતાં તેમના ઐતિહાસિક કાર્યો તેમજ કાળગણનામાં ગરબડ થવા પામી છે. મહારાજા વિક્રમાદિત્યે સિદ્ધસેનસૂરીશ્વરજીના ઉપદેશથી શ્રાવકનાં બાર વ્રતો સ્વીકાર્યાં હતાં અને શત્રુંજય મહાતીર્થનો સંઘ પણ કાઢેલ. જીર્ણોદ્ધાર તેમજ નવીન જિનનિર્માણ કરેલ હોવાથી તે રાજા જૈન હતો. બીજા થયેલા વિક્રમ નામધારી રાજાઓ પણ ઓછાવત્તા અંશે જૈન અસર નીચે આવેલા હોવાથી કથાનકોમાં બધાય

# " વિચારશ્રેણી " 

લેખક શ્રી વિજયકસ્તૂરસૂરિ મહારાજ.

૧ પૌદ્‌ગલિક વસ્તુઓ મેળવીને અજ્ઞાની માનવીઓ મિથ્યાભિમાનમા આવી જાય છે અને પોતાને ભૂલી જાય છે, દેહને જ આત્મ-સ્વરૂપપણે જુએ છે.

૨. દેહ જ હુ પોતે-આત્મા છુ અને દેહના કૃત્રિમ નામની સાથે સ બ ધ ધરાવનાર ધનાદિ સ પત્તિ મારી છે તથા ભાઇ ભાડુ આદિ સ્વજન વર્ગ મારો છે, સ પત્તિમા અને સ્વજન વર્ગમા બીજાઓ કરતા હુ ચઢિયાતો છુ આવુ જાણવુ અને માનવુ તે મિથ્યાભિમાન કહેવાય છે

૩ આત્માને સાચી રીતે ન ઓળખવાથી અણુજાણુ-અજ્ઞાની માનવી પારકી વસ્તુઓમા મમતા કરે છે

૪ પર-પૌદ્‌ગલિક વસ્તુઓમા મારાપણાની બુદ્ધિ થવી તે મમતા કહેવાય છે, અને પોતાના જ્ઞાનાદિ ગુણોમા મારાપણુ તે સમતા કહેવાય છે

૫ એક ક્ષણ પણ જેનો વિયોગ ન થાય તે જ વસ્તુ પોતાની કહેવાય છે, અને તે વસ્તુ માત્રમા રહેલા પોતાના ગુણો જ હોઈ શકે છે

૬ જે વસ્તુઓનો સ યોગ વિયોગ થયા કરે છે તે પોતાની હોઇ શકે જ નહી

૭ જ્યા સુધી સાચી વસ્તુ સમજાય નહીં ત્યા સુધી મમતા ટળી શકતી નથી, અને જ્યા મમતા હોય છે ત્યા મિથ્યાભિમાન અવશ્ય હોય જ છે

૮ અજ્ઞાનીયોની દષ્ટિથી જોનાર જ્ઞાની હોવાનો દાવો કરી શકતો નથી

૯ આત્મિક ગુણ મેળવ્યા પછી અભિમાન રહેતુ નથી

૧૦ આત્માનો અસુક અ શે પણ વિકાસ સાધ્યા સિવાય ગુણવાન કહી શકાય નહીં

૧૧ ગુણવાનમા અભિમાન હોય નહીં, માટે જ અભિમાની નિર્ગુણી હોય છે. સમજીને

---

વિક્રમ નામ રાજાઓની બાબત એક વિક્રમમા સ મિલિત થવા પામી છે આજે પણ પ્રસિદ્ધ પુરુષોના લોકપ્રિય કાર્યને લીધે તેમના નામો સાધુસમાજમા કે ગૃહસ્થ વર્ગમા તે જ રાખ-વામા આવે છે. જ્યારે જે નામ ઉપર ચઢેલા કાર્યો હાથમા આવે ત્યારે છૂટાછવાયા સાધનો દ્વારા અનુમાનથી ઐતિહાસિક સાધનમા ભ્રાતિ ઉત્પન્ન કરે છે જૈન ગ્ર થોમા વિક્રમની કથા વિવિધ સ્વરૂપમા આલેખાયેલી, વિવિધ ભાષામા જોવામા આવે છે, તેમા વિક્રમને જૈન માન્યો છે જૈનાચાર્યો અન્યધર્મી રાજાઓની, કથા આખ્યાયિકાઓ રચતા તેમા જે રાજા જૈન ન હતો તેને બળાત્કારે જૈન બનાવી શક્યા નથી જેમકે રાજા ભોજ, સિદ્ધરાજ અને બીજા રાજાઓ જે સ્વરૂપમા હતા તે જ સ્વરૂપમા આલેખ્યા છે માત્ર ગુણોનુ કીર્તન કરીને ચલાવતા હતા, જૈનાચાર્યો ધર્મા ધ ન હતા, માત્ર આત્મદર્શી સ તો હતા

જે વર્તન, વાણી કે વિચારનું અભિમાન કરાય છે તે ગુણ હોતો નથી પણ અવગુણ હોય છે.

૧૨. ગુણનું અભિમાન થઈ શકતું જ નથી; કારણ કે અભિમાન અને ગુણ પરસ્પર વિરોધી છે.

૧૩. વિલાસ ગુણનો બાધક છે માટે વિલાસી ગુણી હોઇ શકે નહીં.

૧૪. જો ગળીના રંગથી વસ્ત્ર શ્વેત થાય તો જ વિલાસથી વિકાસ સાધી શકાય.

૧૫. વિકાસીને પોતાની ઓળખાણ કરાવવાની જરૂરત રહેતી નથી, છતાં જેઓ ઓળખાણ કરાવે છે તેઓ વિકાસી નથી પણ વિલાસી છે.

૧૬. સાચી વસ્તુ મેળવ્યા પછી માયા કરવાની જરૂરત રહેતી નથી.

૧૭. આત્મપ્રભા પ્રગટ્યા સિવાય પ્રભાવશાળી બની શકાય નહી.

૧૮. આત્મિક ગુણ મેળવવાને અંશ માત્ર પણ અસત્યની આવશ્યકતા નથી.

૧૯. કામની આવડત ન હોય, પણ પોતાનું ડહાપણુ બતાવી પ્રશંસા મેળવવા અનધિકારીપણે કાર્યમાં માથું મારનારની અજ્ઞાનીયો ભલે પ્રશંસા કરે; પણ જ્ઞાનીયોની દૃષ્ટિમાં તો અનાદરનું પાત્ર બને છે.

૨૦. આત્મગવેષણાની પ્રતિજ્ઞા લઇને જડ-પુદ્‌ગલનો દાસ બનનાર પ્રભુનો અપરાધી છે,

૨૧. માન પ્રતિષ્ઠા મેળવવા ક્ષુદ્ર પ્રાણિયોની આગળ દીનતા કરનાર ગુણોનો દરિદ્રી હોય છે.

૨૨. દેહના કૃત્રિમ નામ માટે માનવજીવન વેડફી નાંખનાર જ્ઞાનિયોની પંક્તિમાં ભળી શકતો નથી.

૨૩. દેહની ગુલામીમાંથી મુકાયા સિવાય મહાત્મા બની શકાય નહીં.

૨૪. અધર્મ અને અનીતિનો આશ્રિત ગુણી બનવાનો અધિકારી નથી.

૨૫. સ્વાર્થી દુનિયાની દૃષ્ટિમાં ગુણી હોવાનું અભિમાન રાખનાર સાચા ગુણોથી વંચિત જ રહે છે.

૨૬. દુઃખનો અનુભવ કર્યા સિવાય દયાળુ બની શકાય નહીં.

૨૭. જ્યારે કૃત્રિમ નમ્રતા પાષાણુ હૃદયને કોમળ બનાવે છે, તો પછી સાચી નમ્રતા આત્માને કેમ ન કોમળ બનાવે?

૨૮. કદાગ્રહનું મૂળ મિથ્યાભિમાન છે માટે જ કદાગ્રહ મિથ્યાભિમાનીને ઓળખાવે છે.

૨૯. મિથ્યાભિમાની સાચું સમજી શકે નહીં; કારણ કે મિથ્યાને સાચું જાણવાથી મિથ્યાભિમાન આવે છે.

---

" પૈસાદારને ત્યાં જન્મ્યો હોય તેથી કોઈ શ્રીમંત નથી થઇ જતો. ધંધા–રોજગારમાં સારો પૈસો કમાયો હોય તેથી પણ તે ધનવાન નથી બની જતો: જેનું મન મોટું છે, ભાણામાંના અરધા રોટલામાંથી પણ બટકું રોટલો જે બીજાને આપી શકે છે; પોતે થોડી અગવડ વેઠીને, સામાના મોં ઉપર સંતોષ અને સુખની લાગણીઓ લહેરાવી શકે છે તે જ સાચો શ્રીમંત છે–તે જ સાચો ધનવાન છે. "

'હું ને મારી બા'માંથી

# પરમાત્મ સ્વરૂપને ઓળખો

લેખક મુનિરાજ શ્રી લક્ષ્મીસાગરજી મહારાજ.

હે ભવ્ય પ્રિય ! આ જગતને જ્ઞાની પુરુષો અસાર કહે છે અસાર એટલે જેમા તાત્ત્વિક બુદ્ધિથી કઇ સાર નથી એવો સસાર છે હે ભવ્ય ! સસારમા ચાર પ્રકારની ગતિ છે દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારકી આ ચાર ગતિમા કોઇ સ્થાનમાં સત્ય સુખ નથી. સુખની પાછળ દુખ છે, સત્ય સુખ નથી સત્ય સુખ તો તેજ જાણવુ કે જે સુખ પ્રાપ્ત થયા પછી કદાપિ નાશ પામે નહીં ચારે ગતિમા એવુ સુખ નથી, માટે સત્ય સુખની પ્રાપ્તિ માટે સત્સગતિની જરૂર છે. સદ્‌ગુરુઓની કૃપાથી સત્ય સુખની ઓળખાણ થાય છે અને તે સદ્ધર્મે પ્રાપ્ત પણ થઈ શકે છે સસારમા દરેક પ્રાણીઓ સુખને ઇચ્છે છે, પણ સુખ કયા છે ? તે સુખ શાથી મળે ? તે કોઇ વિરલા જ જાણતા હશે કોઇ પ્રાણી ખાવાપીવામા સુખ માને છે, કોઈ ભોગને સુખ માને છે, કોઇ માનેથી સુખ માને છે ત્યારે કોઇ રાજ્યથી, કોઇ લક્ષ્મીથી, કોઈ પુત્રથી–એમ સૌ જીવ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે સુખને કલ્પી તે મેળવવા પ્રયત્ન કરે છે, પણ જ્યારે સુખની પ્રાપ્તિ થતી નથી ત્યારે અતે પશ્ચાત્તાપ કરે છે જે પ્રાણીને કોઇ પણ જાતની ઉપાધિ નથી, આધિ નથી તેમજ વ્યાધિ નથી, પરમાત્મ સ્વરૂપમા ચિત્ત પ્રેરાયુ છે, રાગદ્વેષ મદ પડ્યા છે તે પ્રાણીને સાચા સુખનો અનુભવ થાય છે. નિવૃત્તિ અવસ્થામા સુખ સમાયુ છે સસારની પ્રવૃત્તિ અવસ્થામા સુખને બદલે દુખ જ સમાયુ છે જેનુ મન સકલ્પ–વિકલ્પવાળુ છે, તેને સુખ શુ છે ? તે જણાતુ નથી જે પુરુષ હજારો જીવોની લાગણી દુખાવે છે, કરોડો જીવોનો નાશ કરે છે તેને પણ ખરુ સુખ શુ છે ? તેનો અનુભવ થતો નથી પોતાના સ્વાર્થ માટે, પાપી પેટની પૂર્તિને માટે જે જીવ અન્યનુ બૂરુ કરવામા તત્પર છે તે પણ સુખ પામી શકતો નથી, જેને સ્વપ્ના સમાન સસારમા સુખની આશા બધાઇ છે તે પણ સુખનો અધિકારી નથી જેને સાધુપુરુષોની સગતિ ખોટી લાગે છે તે પણ સુખ પ્રાપ્ત કરવા અધિકારી નથી જે પોતાની મતિ પ્રમાણે જેમ ફાવે તેમ ચાલી ગુરુના અને સત્પુરુષોના વચનનો અનાદર કરે છે તે પણ સુખનો અધિકારી નથી જેને આખે દેખાતી વસ્તુઓમા જ સુખની આશા બધાઇ છે તે પણ સુખનો અધિકારી નથી. જે પ્રાણીને અન્યાયમા પ્રીતિ છે તે સુખનો અધિકારી નથી પ્રત્યક્ષ સુખમા જેની વિશ્વાસ વૃત્તિ છે તે સત્ય સુખનો અધિકારી નથી અષ્ટ કર્મનો નાશ કરી જે નિર્મળ થયા છે એવા સિદ્ધના જીવો અખડ અનત સુખના અધિકારી છે મુક્તિ સુખ કેવળ આત્માનુ સુખ છે આત્મિક સુખને પ્રાપ્ત કરવાના બે માર્ગ છે પ્રથમ મુનિધર્મ અને બીજો શ્રાવકધર્મ પચમહાવ્રત અને છઠ્ઠું રાત્રિભોજનવિરમણ વ્રત એ છ વ્રતના પાલનપૂર્વક ચાલવુ એ મુનિધર્મ જાણવો. મુનિધર્મના પરિપાલનથી જ્ઞાનાવરણીયાદિક અષ્ટકર્મનો ક્ષય થાય છે એ બેમાથી કોઇપણ માર્ગ અવલબતા પ્રથમ દેવ, ગુરુ, ધર્મની શ્રદ્ધાની જરૂર છે અષ્ટાદશ દોષ જેનાથી સર્વથા દૂર થયા છે એવા અને જ્ઞાનાતિશય, વચનાતિશય, પૂજાતિશય, અપાયાપગમાતિશય–એ ચાર અતિશય તથા અષ્ટ મહાપ્રાતિહાર્યથી શોભાયમાન જિનેશ્વર વીતરાગ

[ આ ભવસ્વરૂપ–ચિંતવન "અધ્યાત્મસાર" ગ્રંથનો મૂળ તથા વિવેચન સાથેનો ઉતારો છે. મૂળકર્તા ઉપાધ્યાય ભગવાન્ યશોવિજય વાચકવર છે. તેઓશ્રીએ ઉક્ત ભવસ્વરૂપ–ચિંતવન ખૂબ જ આલંકારિક ઢબથી ઘટાવી એક એક બાબતો એવી તો સચોટ વર્ણવી છે કે–સુજ્ઞ વાચકોને ઘડીભર ગરકાવ કરી નાખે. આ મહાપુરુષ પ્રારંભમાં એવો ભાવ જણાવે છે કે–"આત્માનું હિત વિચારનારા પુરુષે એક ક્ષણવાર પણ એટલે ચિરકાળ સુધી ચિંતન કરવામાં જે અશક્ત હોય તેણે અલ્પ કાળ પણ ભવનું સ્વરૂપ–ચાર ગતિરૂપ સંસારનું જન્મ–જરા–મરણ–વિપત્તિ વિગેરેનું સ્વરૂપ મનને સ્થિર કરી નિપુણ બુદ્ધિથી વિચારવું." જો આ ભવસ્વરૂપની સાચી ચિંતા જાગે તો ખરા વૈરાગ્યનો ઉદ્ભવ થતાં કામ જ થઈ જાય અને હોય તો તે સ્થિરતાને પામે. વાચક અને લેખક મહોદય એ સ્થિતિને પામો એ જ સમીહા.

પુણ્યવિજય ( સંવિગ્નપાક્ષિક ) ].

## આ સંસાર ભયંકર સમુદ્ર જેવો છે.
( એમ વિચારવું )

"આ એક તરફ દુઃસહ એવો કામરૂપી વડવાનળ ચોતરફ બળ્યા કરે છે, આ બીજી બાજુએ વિષયરૂપી પર્વતના શિખર પરથી તૂટી પડેલા પત્થરો પડે છે, અને આ તરફ વિકારરૂપી નદીઓના સંગથી ઉત્પન્ન થયેલા ક્રોધરૂપી આવર્તો દેખાય છે તો આવા સંસારરૂપી સમુદ્રમાં કોને ભય ઉત્પન્ન ન થાય ?"

**વિવેચન**—હે પ્રાણી ! તે કારણ માટે એટલે ભયનું કારણ હોવાને લીધે આ સંસારરૂપી સમુદ્રમાં કોને ભય ઉત્પન્ન ન થાય ? સર્વ વિવેકી પ્રાણીને ભય ઉત્પન્ન થાય છે, કેમકે તે ભવસાગરમાં એક તરફ જોઈએ છીએ તો દુઃસહ એવો કામદેવરૂપી વડવાનળ સર્વ દિશાઓમાં પ્રદીપ્ત દેખાય છે, જેમ સમુદ્રમાં રહેલો વડવાનળ જળનું શોષણ કરવાથી સંતાપનો હેતુ છે, તેમ સંસારમાં ઉત્કૃષ્ટ પ્રથમ સુખનું શોષણ કરનાર કામદેવ છે. વળી બીજી બાજુએ શબ્દાદિક પાંચ વિષયોરૂપી દુર્લંઘ્ય પર્વતોના શિખર પરથી તૂટી પડેલા મૂઢ આસક્તિરૂપ મોટા પત્થરો પડે છે–વ્યાઘાતકારી થાય છે. જેમ સમુદ્રમાં જતાં મનુષ્યોને પર્વત પરથી પડતા પત્થરો અનેક ઉપદ્રવના હેતુ થાય છે, તેમ સંસારસાગરને સામે કાંઠે જનારા ભવ્ય

---

તે જ દેવ તરીકે જાણવા, સર્વજ્ઞકથિત જે મુનિધર્મ તેને દ્રવ્યક્ષેત્રકાલાનુસારે આદરનાર તથા સમ્યક્ ધર્મોપદેશક ગુરુ જાણવા. ચાર ગતિ પરિભ્રમણ હેતુ અજ્ઞાન રાગદ્વેષનો ક્ષય કરી સંસારસમુદ્રથી તારવાને વહાણ સમાન વીતરાગકથિત સત્ય ધર્મ જાણવો. એ પ્રમાણે ત્રણ તત્ત્વની શ્રદ્ધા રાખવી. જિનકથિત ષડ્દ્રવ્ય તેના ગુણપર્યાયનું જાણવું તેથી સમ્યક્ શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. ધર્મનો સાધન સાર એ છે કે આત્મા તે જ પરમાત્મ સ્વરૂપે થાય. આ પ્રમાણે પરમાત્મપદ લક્ષ્ય વિચારી જે પુરુષો ધર્મમાર્ગે વહે છે તે પુરુષો સ્વલ્પ ભવમાં મુક્તિપદ પ્રાપ્ત કરે છે અને તે ખરેખર પરમાત્મસ્વરૂપને ઓળખે છે.

પ્રાણીઓને વિષયો વ્યાઘાતકારી થાય છે, કેમકે વિષયી પુરુષો ભવનુ ઉલ્લઘન કરી શકતા નથી વળી બીજા પ્રદેશમાં જોઈએ તો વિકારરૂપ એટલે આત્મભાવનાના ત્યાગરૂપ નદીના આલિંગનો ઉત્પન્ન કરેલો ક્રોધરૂપી આવર્ત-આવેશ દેખાય છે, જેમ સમુદ્રમા નદીએ કરેલા આવર્તો પ્રયાણનો ભગ કરે છે-રોકે છે, તેમ ભવસાગરના પેલે તીરે જવામા પણ ક્રોધાદિક વિઘ્નકારક છે સસારમા વમનારને ક્રોધની ઉત્પત્તિ અવશ્ય થાય છે માટે તેનાથી પણ આ ભવસાગર ભયકર છે.

## આ સસાર અગ્નિરૂપ છે.

" જે સસાર-અગ્નિમા રતિરૂપ સતાપવડે ચપળ એવી પ્રિયારૂપી જ્વાળા કમળના પત્ર જેવી શ્યામ કાન્તિવાળા કટાક્ષોરૂપી ધૂળસમુહને બહાર કાઢે છે તથા ઘણા વિકારને કરનારા વિષયોરૂપી અગારાઓ અગને બાળી નાંખે છે તેવા આ સસારસ્વરૂપ અગ્નિમા કયે સ્થળે સુખની સુલભતા છે ? કયાઇ નથી "

**વિવેચન**—હે આત્મા ! આ પ્રત્યક્ષ દેખાતો સસાર જ જેનુ શરીર છે, એવા અગ્નિને વિષે એટલે સસારરૂપી અગ્નિને વિષે સુખ કયે ઠેકાણે સુલભ છે ? કોઇ પણ સ્થાને સુખ છે જ નહિ કેમકે જે સંસારરૂપી અગ્નિમા ભોગની અભિલાષારૂપ સતાપવડે-ઉષ્ણતાવડે ચપળ અથવા વિસ્તીર્ણ એવી સ્ત્રીરૂપી જ્વાળાની ઉન્નત શિખા રહેલી છે સ્ત્રીઓ ઘણા વિકારને ઉત્પન્ન કરનાર હોવાથી જ્વાળા જેવી કહી છે સ્ત્રીરૂપ જ્વાળા શ્યામ કમલના પર્ણ જેવી શ્યામકાતિવાળા કટાક્ષરૂપી સ્ત્રીઓના કુટીલ નેત્રના પ્રાતભાગરૂપી ધૂમાડાના સમૂહને-ગોટાને મૂકે છે અર્થાત્ તેવા ધુમાડાવડે પ્રાણીને અધ કરે છે સ્ત્રીઓના સૌંદર્યથી મોહ પામેલા મનુષ્ય અધ જ બની જાય છે, તેથી તેના કટાક્ષને ધૂમ્રની ઉપમા આપી છે તથા જેમણે ઘણા વિકારો ઉત્પન્ન કર્યા છે એવા ઇષ્ટ અને અનિષ્ટ શબ્દાદિક વિષયોરૂપી અગાર ઇંદ્રિયોના સમૂહરૂપ અગોને-અવયવોને બાળે છે-ભસ્મસાત્ કરે છે માટે સસાર ખરેખર પ્રત્યક્ષ અગ્નિરૂપ છે.

## આ સસાર હિસાનુ સ્થાન-કસાઇખાનુ છે.

" અહો ! મહાખેદની વાત છે કે-આ સસાર મહાભયકર હિસાનુ સ્થાન છે કેમકે તેમા સ્ત્રી, પુત્રાદિકના સ્નેહથી રચેલા પાશને ગળામા બાધીને અત્યત દુખાર્ત્ત અને સ્વભાવથી જ દીન એવા પ્રાણીરૂપી પશુઓ શબ્દાદિક વિષમ વિષયોરૂપી ઘાત કરનારા સુભટોવડે પીડા પામે છે "

**વિવેચન**—હે જીવ ! મહા અઘટિત ખેદકારક એ છે કે-આ સસાર મહાભયકર હિસાનું સ્થાન છે કેમકે સૂના સ્થાનને ( પશુઓનુ કતલખાનુ ) વિષે સ્ત્રી અને પુત્ર પરના સ્નેહ-રાગરૂપી તતુઓવડે રચેલા પાશને-મજબૂત દોરીને ગળામા નાખીને-બાધીને-પ્રકૃતિથી જ કૃપણ એટલે અસાર પદાર્થ ઉપર પણ અત્યત મોહ બાધેલો હોવાથી તુચ્છ અથવા દીન એવા જીવોરૂપી બકરા વિગેરે તુચ્છ પ્રાણીઓ નાના પ્રકારની વ્યથાથી પીડા પામ્યા છતા અતિ ભયકર દુખરૂપ ફળને આપનાર પૂર્વે કહેલા શબ્દાદિક વિષયોરૂપી ઘાત કરનારા સુભટોવડે પીડાય છે-અનેક જન્મ-મરણોથી કષ્ટ પામે છે, જેથી આ સસાર હિંસાનુ સ્થાન જ છે.

## આ સસાર રાક્ષસરૂપ છે.

" આ સસાર રાક્ષસરૂપ છે કેમકે અવિદ્યા-અજ્ઞાનરૂપી રાત્રિમા ચાલે છે, મસ્તક ઉપર ભયકર કષાયોરૂપી સર્પના સમૂહને વહન કરે છે-ધારણ કરે છે, ગળામા વિષયોરૂપી અસ્થિ સમૂહને નાખે છે, તથા કામદેવરૂપી કુટીલ

# વિશ્વધર્મ બનવા યોગ્ય જૈન ધર્મ 

( ગતાંક પૃષ્ઠ ૧૮૨ થી શરૂ. )

લેખકઃ—રા. રા. વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ, બી.એ., એલએલ.બી. સાદરા.

આધુનિક સમયમાં વર્તતા તમામ ધર્મના સિદ્ધાંતોની નિષ્પક્ષ બુદ્ધિથી મીમાંસા કરતાં–તેના અનુયાયીઓના વર્તનને સદ્વર્તન અને સદાચારની વિશુદ્ધ કસોટીએ કસ મૂકતાં–જૈન ધર્મના સિદ્ધાંતો સર્વમાન્ય વિશ્વધર્મ બનવા યોગ્ય જૈન ધર્મના દાવાને ઘણે અંશે પુષ્ટિ આપતા જણાય છે. આવા મહત્ત્વના પ્રશ્નની વિચારણામાં મર્યાદિત–સંકુચિત દૃષ્ટિને લેશ માત્ર સ્થાન નથી, પરંતુ તેના સુઘટિત ઉકેલ માટે તો સર્વદેશીય અને સમન્વય સાધક વિશાળ દૃષ્ટિની અને ભાવનામય–ગગનવિહારી ઉદાર દિલની જ જરૂર છે. **युक्तिमत् वचनं यस्य तस्य कार्यः परिग्रहः**ના સિદ્ધાંતને અનુસરનારા મહાનુભાવ પુરુષો જ તુલનાત્મક દૃષ્ટિપૂર્વકના જુદા જુદા ધર્મશાસ્ત્રોના પરિપક્વ અભ્યાસથી જ યોગ્ય નિર્ણય કરી શકે તેમ છે. **ચાર સંજીવની** ન્યાયની દૃષ્ટિએ, આપણા મહાન સૂરિસમ્રાટોએ, મુનિપુંગવોએ, પ્રસિદ્ધ વ્યાખ્યાનવાચસ્પતિઓએ ઘણી ઘણી ઉપયોગી શક્તિઓનો, દ્રવ્યનો અને સમાજ શાંતિનો સર્વનાશ નોતરતી તિથિચર્ચા જેવા સામાન્ય અને ક્ષુલ્લક પ્રશ્નોની અનિચ્છનીય ચર્ચામાંથી પીછેહઠ કરી, જૈન ધર્મના સર્વમાન્ય અને અપૂર્વ સિદ્ધાંતોને નવયુગના જમાનાને અનુકૂળ અને ગ્રાહ્ય થઈ પડે તે પદ્ધતિએ, શિષ્ટ ભાષામાં સવિસ્તર વિવેચન સાથે જનસમાજ સમક્ષ સર્વ ધર્મના સિદ્ધાંતોના તુલનાત્મક અભ્યાસપૂર્વક આગળ કરવા કટિબદ્ધ થવું જોઈએ.

પરમોપગારી તીર્થંકર ભગવાન અને કેવળજ્ઞાની મહાત્માએ તેમજ ગણધર મહારાજાઓથી માંડીને તેમની પછીના જમાનામાં થઈ ગયેલ શાસ્ત્ર–વિશારદ જૈનાચાર્યોએ પ્રત્યેક વિષયમાં

---

મુખવાળો તે ભવ રાક્ષસ મહાદોષોરૂપી દાંતોને પ્રગટ કરે છે–દેખાડે છે; માટે આવો સંસારરૂપી રાક્ષસ વિશ્વાસ રાખવા યોગ્ય નથી.”

**વિવેચન**—હે પ્રાણી ! આ સંસાર રાત્રિચર એટલે રાત્રિને વિષે ભ્રમણ કરનાર રાક્ષસ જ છે, કેમકે તે રંકથી રાજા સુધી સર્વનું ભક્ષણ કરનાર છે તેથી તે વિશ્વાસ રાખવા યોગ્ય નથી. વળી તે ભવ રાક્ષસ અજ્ઞાન દશારૂપી રાત્રિમાં સ્વેચ્છાએ ફરે છે. દુષ્ટોને અંધકાર જ ઇષ્ટનો સાધક હોય છે માટે અજ્ઞાનરૂપ રાત્રિચરપણું કહ્યું છે તે રાક્ષસ મસ્તક પર વિષમ–ભયંકર એટલે જેનો વિષમ વેગ ઉતરી ન શકે તેવા ક્રોધાદિક કષાયોરૂપી સર્પોના સમૂહને ધારણ કરે છે. કષાયવાળાને જ સંસાર દુઃખપ્રદ થાય છે. તથા વિષયોરૂપી અસ્થિની માળાને ગળામાં ધારણ કરે છે. વિષયી પુરુષોને જ સંસાર ગળે લાગેલો છે. તથા તે જીવહિંસા મોટા આરંભો અને પરસ્ત્રીગમનાદિક નરક ફળને આપનારા મહાદોષોરૂપી દાંતોને પ્રગટ કરે છે. એટલે કે વિકરાળ રૂપ દેખાડવા માટે મુખ ઉઘાડીને દેખાડે છે તથા તે વક્ર એટલે વિષમ સ્વભાવને લીધે વિકરાળ–ભયંકર કામદેવરૂપી મુખને ધારણ કરે છે. અભક્ષ્ય ભક્ષણાદિ અનાચારનું આચરણ કરવામાં કામદેવ જ મુખ્ય હેતુ છે, માટે તેને મુખની ઉપમા આપી છે. આવા પ્રકારનો ભવરાક્ષસ વિશ્વાસને યોગ્ય નથી. [ ચાલુ



પરમ નિપુણતાપૂર્વક જૈન ધર્મના સિદ્ધાંતોને એવી રીતે પ્રતિપાદન કરેલ છે કે જૈનેતર વિદ્વાનોને પણ તે અપૂર્વ પ્રકાશ પાડતા-પ્રેરણાદાયી થઇ પડે છે હુ અને વિષય એ જ છે કે અન્ય બાબતોમા કદાગ્રહવશાત્ ભરાઇ પડેલ આપણા આચાર્યો જૈન ધર્મના અપૂર્વ સિદ્ધાંતોના યોગ્ય પ્રચાર માટે જોઇએ તેટલો ઉગ્ર પ્રયાસ કરતા જણાતા નથી અને સમાજને કુસ પ-કલેશથી ઉદ્ભવતા વિનાશની ગતિ તરફ જ ઘસડી જતા જણાય છે ક્વચિત્-જૈનેતર વિદ્વાનોની કસાયેલી કલમથી, જૈન ધર્મના સિદ્ધાંતોને અપૂર્વ ઉત્સાહથી પ્રતિપાદન કરતા જોઈએ છીએ ત્યારે આપણા જેવા સામાન્ય અભ્યાસીઓને ગૌરવ ધારણ કરવાનુ મન થાય છે અને આપણા માન્યવર આચાર્યો ( જેમની સ ખ્યા સમાજના સદ્ભાગ્યે ૭૦-૭૫ ઉપર થવા જાય છે ) પૈકીના થોડા ઘણા શાસ્ત્રના પ્રખર અભ્યાસીઓ આ વિષયમા પોતાના અમૂલ્ય વખતનો સદુપયોગ કરતા રહે તેવી ભાવના અને તમન્ના જાગૃત થાય છે આવી ભાવના સફળ થાય તો વિષયની પુષ્ટિ માટે વધારે દલીલો આગળ કરવાની જરૂર રહે નહીં.

જૈન ધર્મના અપૂર્વ સિદ્ધાંતો અને ધર્મ-ભાવનાઓમા કોઈ કોઈ તો એકાકીપણે પણ એટલી બધી પ્રબળ અને પ્રભાવશાળી, રોચક અને આકર્ષક જણાય છે કે ઘડીભર અન્ય બાબતો બાજુ ઉપર રાખીએ તો પણ તે આગળ જણાવી ગયા મુજબના દાવાને તે ઘણે અ શે પુષ્ટિદાયક થઇ પડે તેમ છે

પૂર્વકાલીન પ્રખર જૈન ધર્માચાર્યોએ સર્વ ધર્મના સિદ્ધાંતો માટે સાપેક્ષ દૃષ્ટિપૂર્વક-સમન્વય વૃત્તિથી કરેલ વિવેચન વાચવાની તક મળે છે ત્યારે આપણને ધર્મનું ખરુ સ્વરૂપ સમજાય છે ખરેખરા સમ્યગ્દૃષ્ટિને મિથ્યાદૃષ્ટિના શાસ્ત્રો પણ સમ્યગ્રૂપે પરિણમે છે એવુ શાસ્ત્રીય કથન ઉપરોક્ત મહાપુરુષો ફલિતાર્થ કરતા જણાય છે અને હાલના જમાનામા આવા મહાપુરુષોની આપણને ખરી જરૂર જણાય છે. વચનમા અને લખાણમા પરમ શિષ્ટતાઓ, અભિનંદનીય માધ્યસ્થવૃત્તિ જાળવવા ઉપરાંત મ ગીન અને સચોટ દલીલ આગળ કરવાની શક્તિ ધરાવનાર શાસ્ત્રજ્ઞ ધર્મના સિદ્ધાંતોનો જેટલો પ્રચાર કરી શકે છે તેની આગળ કલેશપ્રિય-લેભાગુ લેખકોનો પ્રયાસ કઇ ગણતરીમા જ નથી

શ કર ભગવાનનો અવતાર ગણાતા પ્રખર વિદ્વાન શ કરાચાર્ય પણ જૈનધર્મના અપૂર્વ સિદ્ધાંતરૂપ મનાતા અનેકાંતવાદને તેના ખરા સ્વરૂપમા સમજી શકેલ નહીં અને 'સ્યાદ્ અસ્તિ નાસ્તિ' જેવા શબ્દપ્રયોગથી ગુ ચવણમા પડી તેને શ કાવાદ તરીકે માની લઇ તેનો યોગ્ય સામનો કરવામા નિષ્ફળ ગયેલ. તેવો અનેકાંત-વાદ-સ્યાદ્વાદ એક જ વસ્તુને જુદી જુદી અપેક્ષાએ અનેક રીતે જોવાનુ ફરમાવે છે અને વીતરાગ પ્રણીત જૈનધર્મમા તેનું કઈક અપૂર્વ સ્થાન છે અનેકાંતદર્શનમા જુદા જુદા સર્વ દર્શનોનો સમાસ થઇ શકે છે

( આ બાબતમા વધારે વિવેચન માટે જુઓ વિદ્વાન્ મુનિમહારાજશ્રી પુણ્યવિજય-જીનો "જૈન દૃષ્ટિની મહત્તા" ઉપરનો લેખ-આત્માનંદ પ્રકાશ પુ ૧, પૃ. ૨૮ ).

આ રીતે વીતરાગપ્રણીત જૈન દર્શનનો અનેકાંતવાદ-કર્મ, તેના ભેદ, પ્રભેદ, કર્મપ્રકૃતિ ઉદય-ઉદીરણા, સત્તા-સ્થિતિ વિગેરે વિષયોનુ સવિસ્તર વિવેચન, પુનર્જન્મ-જન્માંતરનો સિદ્ધાંત-સકળ કર્મનો ક્ષય થતા મુક્તદશા ભોગવતા પરમાત્મા ને જગતકર્તૃત્વથી ઊભા થતા ઉપાધિ અને દોષમાથી મુક્ત રાખતો સિદ્ધાંત, નાસ્તિકતાના આરોપમાથી બચાવી લઈ મૂર્તિ-પૂજાને સર્વ રીતે પુષ્ટિ આપતો પરમ પુનિત

ભક્તિમાર્ગ, જ્ઞાનમાર્ગ, નિર્જરાપ્રેરક તપશ્ચર્યા–પર્વાધિરાજ પર્યુષણ પર્વ પ્રસંગની વિશ્વબંધુત્વની ભાવનાને રીતે પુષ્ટિ આપતી અનેક અભેદ અને અપૂર્વ ક્ષમાપના પ્રવૃત્તિ ( ખમતખામણા–વર્ષભરમાં થયેલ દોષ અને અપરાધ માટે માફી મેળવવી અને અન્યને આપવી ), પ્રતિદિન સવાર–સાંજ કરવામાં આવતી પ્રતિક્રમણ ક્રિયા–થઇ ગયેલ પાપકર્મની સરળતાપૂર્વક કબૂલત અને તેને માટે શુદ્ધ દિલનો પશ્ચાત્તાપ, મિત્તિ મે સવ્વભૂએસુ વેરં મજ્ઝ ન કેણઇ જેવા સૂત્રો આગળ કરતી મૈત્રી–પ્રમોદ–કરુણા અને મધ્યસ્થની:પોષક ભાવનાઓ–પરમ આલંબનરૂપ સામાયિક અને પૌષધની ક્રિયા, દેશવિરતિ અને સર્વવિરતિપણાના ધર્મો, ગૃહસ્થજીવનને અજવાળતા માર્ગાનુસારીના પાંત્રીશ ગુણો, અહિંસા પરમો ધર્મ: જેવો પ્રાથમિક–સર્વમાન્ય સિદ્ધાંત, જ્ઞાન–દર્શન–ચારિત્રરૂપ રત્નત્રયીની ભાવના, ધર્મરૂપ રાજ્યમહેલને ટકાવી રાખતા દાન, શીલ, તપ અને ભાવરૂપી આધારસ્થંભોની કલ્પના, સાચું સ્વરૂપ, જ્ઞાનરહસ્ય વગેરે વગેરે અનેકાનેક બાબતો એટલી બધી ભાવવાહી–કાર્યસાધક અને સિદ્ધિદાયી તરી આવે છે કે તે બધી સમુચ્ચય રીતે પ્રસ્તુત દાવાને ઘણી મજબૂત પુષ્ટિ આપી રહેલ છે.

ઉપર જણાવેલ પ્રત્યેક વસ્તુનું સવિસ્તર વિવેચન નિરનિરાળા સ્વતંત્ર લેખનો વિષય થઈ પડે તેમ છે; એટલું જ નહી પરંતુ સિદ્ધહસ્ત શાસ્ત્રવિશારદ લેખક જ તેને પૂરેપૂરો ઇન્સાફ આપી શકે તેમ છે. એટલો વખત અને સ્થળસંકોચના કારણે તેનો માત્ર અંગૂલી–નિર્દેશ કરી સંતોષ ધારણ કરવો પડે છે.

ઐશ્વર્ય, મદ અને રાજ્યસત્તા લોભની આંધિનો વિલય થતાં પ્રજાશાસનવાદ–સમાજવાદ અને વિશ્વબંધુત્વની ભાવનાના સિદ્ધાંતો સર્વત્ર પ્રચાર પામશે અને અખિલ વિશ્વમાં શાંતિ અને સુલેહનું સામ્રાજ્ય પ્રવર્તશે ત્યારે વિશ્વધર્મની સ્થાપના માટેનો ઉત્કટ પ્રશ્ન સર્વ કોઇ પ્રાજ્ઞ વિચારકોના હૃદયમાં અપૂર્વ તાલાવેલી જગવશે અને કોઇ સમર્થ નવયુગ પ્રવર્તક–યુગપ્રધાન મહાનુભાવ પુરુષનું પ્રાદુર્ભૂતત્વ આપણી પુનિત મહત્વાકાંક્ષાઓને સફળ કરવા શક્તિમાન થશે એવી ભાવના સેવવી અસ્થાને નથી.

અત્યારે તો દુનિયાભરના આગેવાન રાજપુરુષો અને સત્તાલોભી દેશનાયકો ક્ષણિક ઐહિક સુખની પ્રાપ્તિ માટે સંહારક શક્તિનું તાંડવનૃત્ય ઉઘાડી આંખે જોઈ રહેલ છે. નિર્બળ અને પરાધીન પ્રજાને ગુલામીદશામાં રખડતી રાખી પ્રત્યેક બાબતમાં પોતાની શોષણનીતિના અમલમાં પૂરબહારથી મહાલી રહ્યા છે. ઘડીભર કુદરત પણ તેમને મદદ કરતી જણાય છે, છતાં પણ ઘોર અંધારી રાત્રિ પછી દિવસ અને દિવસ પછી રાત્રિનો અવિરત ક્રમ ચાલ્યો આવે છે તેમ પાપ કર્મને પણ વિશ્રામ મળશે અને સમસ્ત પ્રજાગણનું પુણ્યબળ જાગ્રત થતાં સંહારક શકિત અદૃશ્ય થશે. ધર્માચાર્યો પણ પોતાની ફરજ અને સમાજ પ્રત્યેની જવાબદારી ભૂલી અંદર અંદરના કલેશ–કુસંપ અને ઝગડાઓને પ્રોત્સાહન આપી રહેલ છે અને તેમના દૃષ્ટિરાગી અનુયાયીઓ તેમને વિઘાતક કાર્યમાં કેવળ સ્વાર્થ અને અંધશ્રદ્ધાના વેગમાં તણાઇ મદદ કરી રહેલ છે તેવી પરિસ્થિતિનો સમાજના સદ્ભાગ્યે અંત આવશે.

સૌ કોઇ અને ખાસ કરીને દેશનેતાઓ અને ધર્માચાર્યો વિશ્વશાંતિના ઉદ્દેશ માટેની ભાવનાપૂર્વક રચનાત્મક કાર્યમાં–સમાજોન્નતિના કાર્યમાં તન, મન અને ધનથી પોતાની સર્વ શક્તિઓનો ઉપયોગ કરતા થઈ જાય અને વિશ્વધર્મની પ્રરૂપણા માટેનો સમય બનતા પ્રયાસે નજીક લાવી મૂકવા શક્તિમાન થાય એ જ અભ્યર્થના.

# શ્રી સિદ્ધસ્તોત્ર

રચનાર અને વિવેચક
ડૉ. ભગવાનદાસ મનસુખભાઈ મહેતા એમ બી બી એસ.

( ગતાંક પૃષ્ઠ ૩૬ થી શરૂ )

વસંતતિલકા વૃત્ત

જ્ઞાન-દૃગાવરણ ને જસ અંતરાયં, તે એકી સાથ પછીં તત્ક્ષણ ક્ષીણ થાય;
'જ્યાં તાલ ગર્ભસૂચિ નાશથીં જે પ્રકારે,-તે સિદ્ધના ચરણ હો શરણં અમારે ! ૧૯

શબ્દાર્થ:—તે પછી જેના જ્ઞાનાવરણ, દર્શનાવરણ ને અંતરાય, તત્ક્ષણ એકી સાથે ક્ષીણ થાય છે,—ગર્ભસૂચિનો નાશ થતાં જેમ તાલ નાશ પામે છે તેમ,—તે સિદ્ધના ચરણ અમને શરણરૂપ હો!

વિવેચન—

જેવો મોહનીય કર્મનો ક્ષય થાય છે કે તરત જ જ્ઞાનાવરણ, દર્શનાવરણ ને અંતરાય એ કર્મ-ત્રિપુટી એકી સાથે ક્ષય પામે છે જેમ ગર્ભસૂચિનો નાશ થતાં તાલ નાશ પામે છે, તેમ મોહ નાશ પામતાં જ્ઞાનાવરણાદિ શીઘ્ર નાશ પામે છે, કારણ કે તે કર્મો જેના અવષ્ટંભથી-આધારથી ટકી રહ્યા છે તે મૂળ આધારભૂત મોહકર્મનો પરાજય થતાં તે તે કર્મોનું પછી કાંઈ જોર ચાલતું નથી જેમ કોઈ ઈમારતનો મુખ્ય આધારસ્તંભ તૂટી પડતાં તે ઈમારત પડી જાય છે, તેમ કર્મનો મુખ્ય આશ્રયદાતા-અધર્મનો થાંભલો-મોહ તૂટી પડતાં, તેની આશ્રિત આખી કર્મ ઈમારત પાનાના મહેલની જેમ તૂટી પડે છે

" ततोऽन्तरायज्ञानघ्नदर्शनघ्नान्यनन्तरम् । प्रहीयन्तेऽस्य युगपत्त्रीणि कर्माण्यशेषतः ॥
गर्भसूच्यां विनष्टायां यथा तालो विनश्यति । तथा कर्मक्षयं याति मोहनीये क्षयं गते ॥
—શ્રી તત્ત્વાર્થસાર

" આ કર્મ ક્ષય થયા વિના જ્ઞાનાવરણાદિ કર્મ સંપૂર્ણપણે ક્ષય થઈ શકતાં નથી જો કે ગણિતમાં પ્રથમ જ્ઞાનાવરણાદિ કર્મો કહ્યાં છે, પણ આ કર્મની ઘણી મહત્તતા છે, કેમકે સંસારના મૂળભૂત રાગદ્વેષનું આ મૂળ સ્થાન હોવાથી ભવભ્રમણ કરવામાં આ કર્મની મુખ્યતા છે, આવું મોહનીય કર્મનું બળવાનપણું છે, છતાં પણ તેનો ક્ષય કરવો મહેલ છે, એટલે કે જેમ વેદનીયકર્મ વેદ્યા વિના નિષ્ફળ થતું નથી તેમ આ કર્મને માટે નથી " ઈત્યાદિ
—શ્રીમદ્ રાજચંદ્ર

આમ મોહનીયનો* ક્ષય કરી જેણે જ્ઞાનાવરણાદિ ક્ષય કર્યો, તે સિદ્ધના ચરણનું અમને શરણ હો! અને પછી—

---

* મોહનીય કર્મ ક્ષય થતાં જ્ઞાનાવરણાદિ ક્ષય કેમ થાય છે? તે માટે પરમતત્ત્વરહસ્યવિદ્, શ્રીમદ્ અમૃતચંદ્રાચાર્યજી આ પ્રમાણે ખુલાસો કરે છે —
" सत्यं किन्तु विशेषोऽस्ति प्रोक्तकर्मत्रयस्य च । मोहकर्माविनाभूतं बन्धसत्त्वोदयक्षयम् ॥
तद्यथा बध्यमानेऽस्मिंस्तद्बन्धो मोहबन्धसात् । तत्सत्त्वे सत्त्वमेतस्य पाके पाकः क्षये क्षयः ॥ "
શ્રીપંચાધ્યાયી

**સર્વજ્ઞ સર્વદર્શી વીતરાગ ભાવે, ચારે અઘાતિ પણ અંતસમે ખપાવે;**
**જે ઉત્તરોત્તર ચઢયા ગુણશ્રેણી દ્વારે, તે સિદ્ધના ચરણ હો શરણું અમારે ! ૨૦**

**શબ્દાર્થ:**—વીતરાગભાવે કરીને જે સર્વજ્ઞ સર્વદર્શી થઇ, અંતસમયે ચારે ય અઘાતિ કર્મને પણ ખપાવે છે, અને આમ જે ઉત્તરોત્તર ગુણશ્રેણીએ ચઢયા છે તે સિદ્ધના ચરણ અમને **શરણરૂપ** હો !

## વિવેચન—

ઉપર કહ્યું તેમ ભગવાન્ મોહનીયનો ક્ષય કરી વીતરાગભાવ પામ્યા, એટલે **યથાખ્યાત 'આત્મચારિત્ર'** પામ્યા, જેવું આત્મસ્વરૂપ ખ્યાત છે-પ્રસિદ્ધ છે તેવું **સ્વરૂપાચરણરૂપ** શુદ્ધ ચારિત્ર પ્રસિદ્ધ કર્યું. આમ શુદ્ધ આત્મદર્શન, શુદ્ધ આત્મજ્ઞાન ને શુદ્ધ આત્મચારિત્રરૂપ **પરમાર્થ મોક્ષમાર્ગની** અભેદ એકતા આત્મામાં પરિણામ પામી, જિનના મૂળ માર્ગની સર્વાંગ સંપૂર્ણ સિદ્ધિ થઇ, એટલે ભગવાન્ સર્વજ્ઞ સર્વદર્શી થયા, અનંત ચારિત્ર વીર્ય ને અનંત સુખના સ્વામી થયા.

અને આમ ચાર ઘાતિકર્મનો ક્ષય થવાથી, ભગવાનને અનંતચતુષ્ટય પ્રગટયું. ઘાતિ કર્મ આત્માના મૂળ વિશેષ ગુણનો ઘાત કરે છે, એટલા માટે તે 'ઘાતિ' કહેવાય છે. દર્શન, જ્ઞાન, સુખ, સમ્યક્ત્વ ને ચારિત્ર જીવના **વિશેષ** ગુણ છે. દર્શનાવરણીય કર્મ દર્શનગુણનો ઘાત કરે છે, જ્ઞાનાવરણીય જ્ઞાનગુણનો ઘાત કરે છે, અંતરાય સુખગુણનો ઘાત કરે છે, દર્શનમોહનીય સમ્યક્ત્વનો ઘાત કરે છે, ને ચારિત્રમોહનીય ચારિત્રનો ઘાત કરે છે. આ ઘાતિકર્મનો પણ ભગવાને ઘાત કર્યો, એટલે અનંત દર્શન, અનંત જ્ઞાન, અનંત સુખ ને અનંત ચારિત્રવીર્ય એ અનંતચતુષ્ટય સોળે કળાએ સમુદય પામ્યું, 'ચૈતન્ય-કમલ પરિપૂર્ણ વિકાસ-હાસ ધારણ કરી રહ્યું, શુદ્ધ પ્રકાશભરથી નિર્ભર સુપ્રભાત થયો, સદા અસ્ખલિત એકરૂપ આત્મા આનંદમાં સુસ્થિત થયો, અચલ આત્મજ્યોત ઝળહળી રહી; ' ભગવાન્ સાક્ષાત્ '**વિજ્ઞાનઘન**' થયા, '**આનંદઘન**' થયા. '

" चित्पिंडचंडिमविलासिविकासहास-शुद्धप्रकाशभरनिर्भरसुप्रभातः ।
आनंदसुस्थितसदास्खलितैकरूप-स्तस्यैव चायमुदयत्यचलार्चिरात्मा ॥ "

**—શ્રી અમૃતચંદ્રાચાર્યજીવિરચિત સમયસાર કલશ.**

" નિષ્કારણ કરુણા રસસાગર, અનંત ચતુષ્કપદ પાગી...હો મલ્લિજિન ! "

**—યોગિરાજ શ્રી આનંદઘનજી**

" ચાર કર્મ ઘનઘાતી તે વ્યવચ્છેદ જ્યાં, ભવના બીજતણો આત્યંતિક નાશ જો;
સર્વ ભાવ જ્ઞાતા દૃષ્ટા સહ શુદ્ધતા, કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો...
અપૂર્વ અવસર એવો કયારે આવશે ?

" તે ત્રણે અભેદ પરિણામથી રે, જ્યારે વર્ત્તે તે આત્મારૂપ; મૂળ મારગ સાંભળો જિનનો રે !
તેહ મારગ જિનનો પામિયો રે, કિંવા પામ્યો તે નિજસ્વરૂપ. મૂળ મારગ સાંભળો જિનનો રે ! "

**—મહાતત્ત્વજ્ઞ શ્રીમદ્ રાજચંદ્રજી**

ભગવાન્ '**આનંદઘન**' દિવ્ય આત્મગુણના આવિર્ભાવથી 'દેવચંદ્ર' થયા, અને ઘાતિકર્મ-દોષના તિરોભાવથી 'યશોવિજય' બન્યા, તો પણ હજુ તેમને 'અઘાતિ' કર્મનો ઉદય અવશેષ

રહ્યો હતો આત્માના મૂળ વિશેષ ગુણનો ઘાત ન કરે તે 'અઘાતિ' કર્મ કહેવાય છે, જો કે આ 'અઘાતિ' કર્મ પણ જીવના સામાન્ય ગુણને તો વધ કરે જ છે સૌક્ષ્મ્ય, અવગાહ, અવ્યાબાધ અને અગુરુલઘુ એ જીવના સામાન્ય ગુણ છે, તેને વેદનીય આદિ ચાર અઘાતિ કર્મ હણે છે વેદનીય કર્મ અવ્યાબાધ ગુણને હણે છે, આયુ કર્મ સૌક્ષ્મ ગુણને હણે છે, નામકર્મ અવગાહ ગુણને હણે છે, ગોત્રકર્મ અગુરુલઘુ ગુણને હણે છે આ વેદનીય આદિ ચાર અઘાતિ કર્મ ભગવાનને ક્ષીણપ્રાય છતાં દેહની આયુષ્યસ્થિતિ પર્યંત વર્તે છે, 'સીંદરી બળે પણ વળ ન છોડે' તેમ આ કર્મ ખોખારૂપ આકૃતિ પણેમાત્ર ભગવાનને ઉદયમાં છે, પોતપોતાનો ભાવ ભજવીને, વિદાય થાય છે તો પણ હવે તેમાં કંઈ દમ રહ્યો નથી, જેની દશા દેહાતીત વર્તે છે એવા આત્મારામી પ્રભુને નિશ્ચલ આત્મસ્થિતિમાંથી ચલાયમાન કરવાને તે બીચકુલ અસમર્થ થતા નથી

"तत्र घातीनि चत्वारि कर्माण्यन्वर्थसंज्ञया। घातकत्वाद्गुणानां हि जीवस्यैवेति वाक्स्मृति ॥
ततः शेषचतुष्कं स्यात् कर्माघाति विवक्षया। गुणानां घातकाभावशक्तेरप्यात्मशक्तिमत् ॥"

—શ્રી અમૃતચંદ્રાચાર્યજીપ્રણીત શ્રી પંચાધ્યાયી

"વેદનીયાદિ ચાર કર્મ વર્તે જહાં, બળી સીંદરીવત્ આકૃતિ માત્ર જો,
તે દેહાયુષ આધીન જેની સ્થિતિ છે, આયુષ પૂર્ણે મટિયે દૈહિક પાત્ર જો.
અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?"

—શ્રીમદ્ રાજચંદ્રજી

આ ભવોપગ્રાહી ચાર અઘાતિ કર્મને પણ પ્રભુ અંતસમયે ખપાવી નાખે છે, એટલે મન-વચન-કાયા ને કર્મની સમસ્ત વર્ગણા છૂટી જાય છે, સકળ પુદ્ગલનો સંબંધ તૂટી જાય છે એક પરમાણુ માત્રની પણ સ્પર્શના રહેતી નથી, ભગવાન્ પૂર્ણ, નિષ્કલંક, શુદ્ધચૈતન્યમૂર્તિ બને છે

"મન વચન કાયા ને કર્મની વર્ગણા, છૂટે જહાં સકળ પુદ્ગળ સંબંધ જો,
એવું અયોગિ ગુણસ્થાનક ત્યાં વર્તતું, મહાભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધ જો
અપૂર્વ અવસર૦

એક પરમાણુ માત્રની મળે ન સ્પર્શતા, પૂર્ણ કલંકરહિત અડોલ સ્વરૂપ જો;
શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્તિ અનન્યમય, અગુરુલઘુ અમૂર્ત સહજ પદરૂપ જો
અપૂર્વ અવસર૦"

—શ્રીમદ્ રાજચંદ્રજી

અને આમ ઉત્તરોત્તર ગુણસ્થાનના શ્રેણી-સોપાનમાળા પર ચઢતા ચઢતા ભગવાન્ મોક્ષ-પ્રાસાદ પર આરૂઢ થયા, સહજ શુદ્ધ આત્મપદને પામી સાક્ષાત્ સહજાત્મસ્વરૂપ બન્યા, 'અયોગ' રૂપ પરમ યોગને સિદ્ધ કરી પરમ અયોગિ યોગી થયા

"अतस्त्वयोगो योगानां योग पर उदाहृत ।
मोक्षयोजनभावेन सर्वसंन्यासलक्षण ॥"

—શ્રી. હરિભદ્રાચાર્યજીકૃત શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય.

આવા સિદ્ધ ભગવાનના ચરણનું અમને શરણ હો! (અપૂર્ણ)



# ...........વર્તમાન સમાચાર...........

## નિવૃત્તિપારાયણ શેઠશ્રી ભોગીલાલભાઇ.

કોઇ કોઇ જમાના કે સદીમાં કોઇક સમયજ્ઞ અને અનુકરણીય પુરુષ જન્મે છે. તેઓની વ્યવહાર, વ્યાપાર વ્યવસાયની પ્રવૃત્તિ એવી સુંદર હોય છે કે જે અન્યને દૃષ્ટાંતરૂપ થઇ પડે છે. તેવા પુણ્યશાળી સજ્જન પુરુષ વર્તમાનમાં શેઠશ્રી **ભોગીલાલભાઈ** મગનલાલ મીલવાળા છે. તેઓની સજ્જનતા, માયાળુપણું અને અસાધારણ ઉદારતા માટે આ સભાએ તેઓ સાહેબનો માનપત્રદ્વારા સત્કાર કર્યો તે વખતે ઘણું જણાવ્યું છે, લખાયું છે, એટલે માત્ર તેઓ સાહેબે હાલમાં એક સુંદર દૃષ્ટાંત જૈન સમાજને પુરૂં પાડયું છે તે જ હકીકત બતાવાય છે. ચાલીશ ચાલીશ વર્ષ સુધી મીલ ઉદ્યોગમાં પ્રવૃત્ત રહી, લક્ષ્મી, યશ અને ગારવતા પ્રાપ્ત કરી, પરંતુ હજી પણ મીલ ઉદ્યોગના ધંધામાં સારી રીતે કેટલાક વર્ષો કામ કરી શકે તેમ તેઓશ્રી હોવા છતાં, મીલ ઉદ્યોગના ધંધામાંથી નિવૃત્તિ લઇ પોતાના સુપુત્ર શેઠ **રમણિકલાલભાઈ** કે જેઓ પોતાના પૂજ્ય પિતાની નિશ્રાએ રહી સાત વર્ષ થયા મીલ ઉદ્યોગની તાલીમ લહી રહેલ છે, તેમને પોતાના સ્થાન ઉપર ( બે મીલના જનરલ મેનેજર તરીકેની રાજ્યના અમલદારો, વ્યાપારીઓ અને મીલના સ્ટાફ સમક્ષ જાહેર રીતે એક મેલાવડો કરી નિમનોક કરે છે સુપ્રત કરે છે તે રીતે પોતે નિવૃત્ત બને છે, અને ધર્મની તથા જૈન સમાજની સેવા કરવા અને આત્મ કલ્યાણ સાધવા, હવે પછીની જીંદગીમાં મનુષ્ય જન્મને સાર્થક કરવા માટે એક જાહેર મેલાવડો વૈશાખ શુદિ ૧૨ શુક્રવાર તા. ૫-૫-૪૪ ના રોજ શ્રી મહાલક્ષ્મી મીલના ચોગાનમાં કરવામાં આવ્યો હતો.

પ્રથમ તેમના સેક્રેટરી શ્રીયુત ખારા સાહેબે બહાર ગામના શુભાશિષના સંદેશાઓ વાંચી સંભળાવ્યા અને વિવેચન કર્યા બાદ શેઠ સાહેબ **ભોગીલાલભાઇએ** પોતાનું વક્તવ્ય નીચે મુજબ રજુ કર્યું હતું.

મીલ લાઇનમાં મને લગભગ ૪૧ વરસ થયાં અને ભાવનગરમાં આવ્યે ૧૨ વરસ થયાં. ઇશ્વર કૃપાથી અને ખાસ કરીને મીલના ઑફીસરો તથા અન્ય સ્ટાફના સહકારથી હું આજે મારો ચાર્જ મારા પુત્ર ચી. રમણીકલાલને સોંપવા ભાગ્યશાળી થાઉં છું. મને કામનો થાક લાગ્યો નથી. તેમ કંટાળ્યો પણ નથી, પરંતુ પુત્રને પોતાની જવાબદારીનું સંપૂર્ણ ભાન રહે તેટલાજ કારણથી તેના ઉપર આ બોજો નાખું છું તેને હું છેલ્લાં સાત વરસથી કામકાજની તાલીમ આપું છું. અને તે કેવી રીતે તેની ફરજ અદા કરે છે તે જાતે જોવાની ઇંતેજારી હોવાથી અને મારી સાથે શેઠ ધરમદાસ પણ સંમત થવાથી આજથી હું મીલના સક્રીય કામકાજમાંથી નિવૃત્ત થાઉં છું. થોડા વખત ઉપરજ મેં અહીં જ મારા પુત્રને મારા મીલનાં સ્ટાફનાં માણસો માટેના મારા વિચારો જણાવ્યા હતા, તે વખતે મે ભારપૂર્વક કહ્યું હતું કે બને ત્યાં સુધી સ્ટાફનાં માણસોમાં ફેરફાર કરવો નહીં. સાધારણ ભૂલો લાગે તો પણ તેમને પ્રેમથી, સમજાવી સુધારવા પ્રયત્ન કરવો. કોઇ ગંભીર કેશમાં જવાબદાર માણસને બદલાવવાની જરૂર પડે તો પણ પુરતો વિચાર કરી પોતાના વિશ્વાસના એક બે ઓફીસરોની સલાહ લઇનેજ ફેરફાર કરવો, આ વસ્તુ ઉપર હું ફરી ભાર મુકું છું અને મને ખાત્રી છે કે મારા વિચારો સાથે તે પણ સંમત થશે. મારા જાતી અનુભવથી મને લાગ્યું છે કે મેનેજમેન્ટ કરનારે પોતાના

દાનવીર જૈન નરરત્ન



નિરંજન સ્ટુડીયો

નિવૃત્તિપરાયણ શેઠ શ્રી ભોગીલાલભાઈ મગનલાલ શીલવાળા

શ્રી મહોદય પ્રેસ–ભાવનગર

# ...........વર્તમાન સમાચાર...........

## નિવૃત્તિપારાયણ શેઠશ્રી ભોગીલાલભાઇ.

કોઇ કોઇ જમાના કે સદીમાં કોઇક સમયજ્ઞ અને અનુકરણીય પુરુષ જન્મે છે. તેઓની વ્યવહાર, વ્યાપાર વ્યવસાયની પ્રવૃત્તિ એવી સુંદર હોય છે કે જે અન્યને દૃષ્ટાંતરૂપ થઇ પડે છે. તેવા પુણ્યશાળી સજ્જન પુરુષ વર્તમાનમાં શેઠશ્રી ભોગીલાલભાઈ મગનલાલ મીલવાળા છે. તેઓની સજ્જનતા, માયાળુપણું અને અસાધારણ ઉદારતા માટે આ સભાએ તેઓ સાહેબનો માનપત્રદ્વારા સત્કાર કર્યો તે વખતે ઘણું જણાવ્યું છે, લખાયું છે, એટલે માત્ર તેઓ સાહેબે હાલમાં એક સુંદર દૃષ્ટાંત જૈન સમાજને પુરૂં પાડયું છે તે જ હકીકત બતાવાય છે. ચાલીશ ચાલીશ વર્ષ સુધી મીલ ઉદ્યોગમાં પ્રવૃત્ત રહી, લક્ષ્મી, યશ અને ગૌરવતા પ્રાપ્ત કરી, પરંતુ હજી પણ મીલ ઉદ્યોગના ધંધામાં સારી રીતે કેટલાક વર્ષો કામ કરી શકે તેમ તેઓશ્રી હોવા છતાં, મીલ ઉદ્યોગના ધંધામાંથી નિવૃત્તિ લઇ પોતાના સુપુત્ર શેઠ રમણિકલાલભાઇ કે જેઓ પોતાના પૂજ્ય પિતાની નિશ્રાએ રહી સાત વર્ષ થયા મીલ ઉદ્યોગની તાલીમ લઇ રહેલ છે, તેમને પોતાના સ્થાન ઉપર ( એ મીલના જનરલ મેનેજર તરીકેની રાજ્યના અમલદારો, વ્યાપારીઓ અને મીલના સ્ટાફ સમક્ષ જાહેર રીતે એક મેલાવડો કરી નિમનોક કરે છે સુપ્રત કરે છે તે રીતે પોતે નિવૃત્ત બને છે, અને ધર્મની તથા જૈન સમાજની સેવા કરવા અને આત્મ કલ્યાણ સાધવા, હવે પછીની જીંદગીમાં મનુષ્ય જન્મને સાર્થક કરવા માટે એક જાહેર મેલાવડો વૈશાખ શુદિ ૧૨ શુક્રવાર તા. ૫-૫-૪૪ ના રોજ શ્રી મહાલક્ષ્મી મીલના ચોગાનમાં કરવામાં આવ્યો હતો.

પ્રથમ તેમના સેક્રેટરી શ્રીયુત ખારા સાહેબે બહાર ગામના શુભાશિષના સંદેશાઓ વાંચી સંભળાવ્યા અને વિવેચન કર્યા બાદ શેઠ સાહેબ **ભોગીલાલભાઇએ** પોતાનું વક્તવ્ય નીચે મુજબ રજુ કર્યું હતું.

મીલ લાઇનમાં મને લગભગ ૪૧ વરસ થયાં અને ભાવનગરમાં આવ્યે ૧૨ વરસ થયાં. ઇશ્વર કૃપાથી અને ખાસ કરીને મીલના ઑફીસરો તથા અન્ય સ્ટાફના સહકારથી હું આજે મારો ચાર્જ મારા પુત્ર ચી. રમણીકલાલને સોંપવા ભાગ્યશાળી થાઉં છું. મને કામનો થાક લાગ્યો નથી. તેમ કંટાળ્યો પણ નથી, પરંતુ પુત્રને પોતાની જવાબદારીનું સંપૂર્ણ ભાન રહે તેટલાજ કારણથી તેના ઉપર આ બોજો નાખું છું તેને હું છેલ્લાં સાત વરસથી કામકાજની તાલીમ આપું છું. અને તે કેવી રીતે તેની ફરજ અદા કરે છે તે જાતે જોવાની ઇંતેજારી હોવાથી અને મારી સાથે શેઠ ધરમદાસ પણ સંમત થવાથી આજથી હું મીલના સક્રીય કામકાજમાંથી નિવૃત્ત થાઉં છું. થોડા વખત ઉપરજ મેં અહીં જ મારા પુત્રને મારા મીલનાં સ્ટાફનાં માણસો માટેના મારા વિચારો જણાવ્યા હતા, તે વખતે મેં ભારપૂર્વક કહ્યું હતું કે બને ત્યાં સુધી સ્ટાફનાં માણસોમાં ફેરફાર કરવો નહીં. સાધારણ ભૂલો લાગે તો પણ તેમને પ્રેમથી, સમજાવી સુધારવા પ્રયત્ન કરવો. કોઇ ગંભીર કેશમાં જવાબદાર માણસને બદલાવવાની જરૂર પડે તો પણ પુરતો વિચાર કરી પોતાના વિશ્વાસના એક બે ઓફીસરોની સલાહ લઇનેજ ફેરફાર કરવો, આ વસ્તુ ઉપર હું ફરી ભાર મુકું છું અને મને ખાત્રી છે કે મારા વિચારો સાથે તે પણ સંમત થશે. મારા જાતી અનુભવથી મને લાગ્યું છે કે મેનેજમેન્ટ કરનારે પોતાના

સ્ટાફમાં જરાપણ અસંતોષ ન થાય તેની પુરી કાળજી રાખવી. મીલ લાઇનમા મેં ૪૧ વરસો કાઢયા, પરંતુ મને લાગે છે કે અત્યાર સુધીની ટેક્સટાઇલ ઇન્ડસ્ટ્રી અને હવે દુનીયાની બદલાતી પરિસ્થિતિની જે ઇન્ડસ્ટ્રી હશે તેમા આસમાન જમીનનો ફરક હશે એટલે છેલ્લામા છેલ્લી શોધખોળ ઉપર અને દિનપ્રતિદિન સુધારા થાય તે ઉપર મક્કમ થવા ઇચ્છનાર મીલ ઉપર એક મેનેજરે પુરતું લક્ષ આપવુ પડશે જ્યા સુધી શીખવાનો અને જાણવાનો અવકાશ છે ત્યા સુધી કેવળ મીલનુ ચીંતવન રાખી મીલ કેમ પ્રથમ પંક્તિમા આવે તેનુજ મનન કરવાનુ હુ અહી ખાસ જણાવુ છુ. મારા ઑફીસરો, તથા સ્ટાફ તરફથી જેવો મને સહકાર્ મળતો તેવોજ બલ્કે તેથી વધારે સહકાર મારા પુત્રને મળશે તેવી મને સંપૂર્ણ ખાત્રી છે પિતા પુત્રને ચાર્જ આપે તેનાથી બીજો વધારે આનંદ હોઇ શકે નહિ પણ મારો આ આનંદ કાયમ રહે તેવી કાર્યદક્ષતા મારો પુત્ર બતાવે તેજ અભિલાષા છે અંતમા એક વસ્તુ ન કહુ તો મારી ફરજ ચુકયો ગણાઉં મને મારી કારકીર્દીમા ભાવનગર રાજ્ય તથા રાજ્યના અમલદાર સાહેબો તરફથી મીલના કામકાજમા સદાય સાથ મળતો રહ્યો છે અને ગમે તે વખતે ગમે તેની પાસે મદદ માગી હોય ત્યારે તુરતજ મળી છે, જેને માટે રાજ્યનો તેમજ અમલદાર સાહેબનો આભાર માનુ છુ ભાવનગરના પ્રજાજનો તરફથી પણ મે તો પ્રેમજ અનુભવ્યો છે તેઓએ મને પોતાનો જ ગણ્યો છ અને ભાવનગરના આ વિશિષ્ટ ગુણે મને ઘણો જ આકર્ષ્યો છે અત્રે બધાનો આભાર માનવાની ફરી તક લઉં છું"

ત્યારબાદ તેમના સુપુત્ર હવે પછી બન્ને મીલના જનરલ મેનેજર શેઠશ્રી રમણિકલાલભાઇએ પોતાનુ વકતવ્ય રજુ કર્યું હતુ

આજે મારા પિતાશ્રી મારા પર ગંભીર જવાબદારી નાખે છે હુ સારી રીતે જાણુ છુ કે મીલનું સુકાન સંભાળવુ એ નાની સુની વાત નથી, પરંતુ મને મીલના ઓફીસરોનો તથા સ્ટાફનો છેલ્લા સાતેક વરસનો પરિચય છે, એ ઉપરાંત મારા પિતાશ્રીની મને સલાહ મળતી રહેશે તેથી આ જવાબદારી ઉપાડવાની હામ ભીડુ છુ મર્હુમ શેઠશ્રી હરગોવનદાસ શેઠ મને પોતાનો ત્રીજો પુત્રજ ગણતા અને મારા ઉપર તેવીજ લાગણી રાખતા શેઠશ્રી ધરમદાસ શેઠ પણ મને પોતાનો નાનો ભાઇજ ગણે છે શેઠ શ્રી ધરમદાસ શેઠે મને આ જવાબદારી સંભાળવાની તક આપી તે માટે હુ તેઓશ્રીનો ઘણો આભારી છુ મારા પિતાશ્રીએ જેમ મર્હુમ શેઠશ્રી હરગોવનદાસ શેઠને મીલની સઘળી ચીન્તામાથી મુક્ત રાખ્યા હતા તેમ હુ પણ શેઠશ્રી ધરમદાસ શેઠને મીલની ઉપાધીમાથી મુક્ત રાખુ અને તેઓશ્રીના વિશ્વાસને પાત્ર રહુ તેવો સતત્ પ્રયત્ન કરીશ અને પરમાત્મા મારા યત્નોમા સહાય આપે તેવી પ્રાર્થના છે મારા પિતાશ્રીએ મને જે સલાહો આપી છે તેનો હુ જરૂર અમલ કરીશ અને તેઓશ્રીએ મારામા જે વિશ્વાસ મૂકયો છે, તેને લાયક થવા મહેનત કરતો રહીશ. મીલના સ્ટાફે મને જે માન આપ્યુ છે તે માટે તેમનો તથા આપ સર્વેએ અહી પધારવા જે તસ્દી લીધી તે માટે આપ સર્વેનો આભારી છુ

ત્યારબાદ **ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસે** સમયને અનુસરતુ પોતાનુ વ્યકતવ્ય રજુ કરતા જણાવ્યુ કે—

માનનીય અધિકારી વર્ગ, વ્યાપારી બંધુઓ અને અન્ય બંધુઓ આજે શેઠશ્રી **ભોગીલાલભાઈની** જેમ આપણે પણ આનંદનો પ્રસંગ છે, કારણ કે શેઠ શ્રી ભોગીલાલભાઇ પોતાના સુપુત્રને હવે પછીને માટે ધંધામા સ્વતંત્ર અને સ્વાશ્રયી બનાવવા માટે બે મીલોના જનરલ મેનેજર બનાવી માલેકી સુપ્રત કરી પોતે નિવૃત્તિ પારાયણ બને છે, કોઇ સદીમા સમયજ્ઞ, અને સર્વને અનુકરણીય દષ્ટાંત લેવા જેવા પુરુષ જન્મે છે તેવા શેઠ શ્રી ભોગીલાલભાઇ છે, સોળ વર્ષની ઉમરે મીલ ઉદ્યોગના ધંધામા

દાખલ થયા, એકતાલીશ વર્ષ સુધી મીલ ઉદ્યોગમાં પ્રવૃત્તિ કરી મુંબઇ–અમદાવાદ વગેરે શહેરોની જેમ કાઠીયાવાડમાં પણ મીલ ઉદ્યોગને મગરૂરી લેવા જેવું બતાવી આપ્યું તેમજ દિવસાનું દિવસ લક્ષ્મી અને યશ પ્રાપ્ત કર્યો.

લક્ષ્મીને ચંચળ માની, આત્મકલ્યાણાર્થે તેનો સદ્વ્યય પુષ્કળ કર્યો અને અસાધારણ રીતે સખાવતો કરી દાનવીરપણું પ્રાપ્ત કર્યું. શારીરિક શક્તિ અને મન હજી પણ કેટલાક વર્ષો સુધી–દશ મીલ ચલાવવાની શકતી ધરાવે તેવી હોવા છતાં, ભૂતકાળના ઇતિહાસમાં જેમ રાજાઓ વૃદ્ધ થતાં પુત્રને ગાદી સોંપી આત્મસાધના કરવા ત્યાગ ધરતા, તેમજ ગૃહસ્થો પણ વૃદ્ધ થતાં કારભાર પુત્રને સોંપી આત્મકલ્યાણ સાધતાં, તેમ શેઠ ભોગીલાલભાઇએ ભૂતકાલીન એક સુંદર દષ્ટાંત હાલમાં પુરૂં પાડયું છે. એટલે તેઓ સાહેબે કરી જાણ્યું અને છોડી પણ જાણ્યું. હવે હું આપ સર્વની પાસે એક અહિંનો જ તાજો દાખલો રજુ કરૂં છું. આ રાજ્યના મુખ્ય અમાત્ય મરહૂમ **પટ્ટણી** સાહેબ સર પ્રભાશંકરભાઇએ પોતાની વૃદ્ધાવસ્થા થતાં પોતાના સુપુત્ર અને હાલના આ રાજ્યના નામદાર દીવાન સાહેબ **અનંતરાયભાઇને** પોતાની હૈયાતીમાં મુખ્ય દિવાન પદ ઉપર નિયુકત-કરી, પોતે દિવાનપદ ઉપરથી નિવૃત્તિ લીધી હતી તેમજ આપણા રાજેશ્રી ભોગીલાલભાઇએ પણ આયુષ્યને અસ્થિર માની શરીર શકિત પૂર્ણ હોવા છતાં હવેની જીંદગી આત્મકલ્યાણ માટે જ ઉપયોગી ગણી છે. અમારી સભાના શેઠશ્રી ભોગીલાલભાઇ પેટ્રન સાહેબ છે જેથી અમારી શ્રી જૈન આત્માનંદ સભા પણ તે માટે પોતાનો આનંદ જાહેર કરવા સાથે શેઠ શ્રી **ભોગીલાલભાઇ** દીર્ઘાયુ થઇ વિશેષ વિશેષ જનસમાજની સેવા કરે, તેમજ રાજેશ્રી **રમણીકલાલભાઇ** પણ દીર્ઘાયુ થઇ સુખ શાંતિપૂર્વક પોતાના વ્યાપાર મીલ ઉદ્યોગ વગેરે ધંધામાં દિવસાનુદિવસ વિશેષ વિશેષ પ્રગત્તિ સાધે, યશ અને લક્ષ્મી પણ વિશેષ મેળવે અને દાનેશ્વરી થઇ જનસમાજ અને જૈન સમાજમાં એક નરરત્ન થઇ સર્વને એક સુંદર દષ્ટાંતરૂપ તેઓ થઇ પડે તેમ પરમાત્માની પ્રાર્થના કરીએ છીએ, હવે એક હકીકત આપની પાસે રજુ કરી મારૂં વકતવ્ય પુરૂં કરીશ, તે એ છે કે અમારી સભાને આજની ખુશાલી નિમિત્તે શેઠ સાહેબ ભોગીલાલભાઇએ રૂા. ચાર હજારની રકમ બક્ષીસ કરી છે. જેથી અમારી સભા તેઓશ્રીનું મુબારક નામ સભાના કોઇ કાયમી કાર્ય સાથે જોડશે અને રાજેશ્રી રમણિકલાલભાઇ અમારી સભાના માનવંતા પેટ્રન થયા તે માટે આનંદ જાહેર કરી સભા તરફથી ઉપકાર માની બેસી જવાની રજા લઉ છું.

ત્યારબાદ આ રાજ્યના મહેરબાન જ્યુડીશીયલ આસીસ્ટંટ રા. રા. મેહેરબાન **ભાસ્કરરાવભાઇ** એ પોતાના વ્યકતવ્યમાં જણાવ્યું કે રાજેશ્રી ભોગીલાલભાઇની જેમ આપણે પણ આનંદનો દિવસ છે, રાજેશ્રી ભોગીલાલભાઇ મિલનસાર અને સજ્જન પુરુષ છે તેમણે રાજ્ય અને રાજ્યના અમલદારો સાથે અત્યાર સુધીમાં બહુ જ મિલનસારપણે કામ લઇ સંબંધ સાચવ્યો છે. તેમની બાબતમાં રા. વલ્લભદાસભાઇએ ઘણી હકીકત કહી છે, એટલે વિશેષ નહિં કહેતાં રા. ભોગીલાલભાઇએ અને રા. રમણિકલાલભાઇ દિર્ઘાયુ થઇ પોતાના મનોરથોમાં ફલીભૂત થાય તેમ આશિરવાદ આપું છું ત્યારબાદ ફૂલહાર અર્પણ થતાં અલ્પહાર લઇ મેળાવડો વિસર્જન થયો હતો.

## શ્રી તાલધ્વજગિરિમાં શ્રી જૈન બાલાશ્રમની સ્થાપના.

શ્રી તાલધ્વજગિરિ તીર્થનો વહીવટ આચાર્ય મહારાજ શ્રી **વિજયનેમિસૂરિશ્વરજી** મહારાજની પ્રેરણાવડે **શેઠ ભોગીલાલભાઇ** મગનલાલ મીલવાળા, વોરા **ખાન્તિલાલભાઇ** અમરચંદ ભાવનગરના અને વલ્લભદાસ ગુલાબચંદ તથા શાહ પુરૂષોત્તમદાસ સાવજી તલાજા એ ચાર ગૃહસ્થોની

કમીટી નીમાતાં તે વહીવટ તે કમીટીએ હાથમા લીધા પછી વ્યવસ્થિત વહીવટ થવા માટે પ્રથમ શ્રી જૈન ભોજનશાળાની સ્થાપના કરવામા આવી એક જ વર્ષમા ખર્ચ કાઢતા વીશ હજાર રૂપીયાની બચત થઇ, ત્યારબાદ કેટલાક વખતથી જૈન વિદ્યાર્થીની શિક્ષણ સંસ્થા ખોલવાની જરૂરીયાત કમીટી વિચારતી હતી, દરમ્યાન આજે વૈશાક શુદિ ૧૩ ના રોજ શ્રી તાલધ્વજગિરિ તીર્થમા વરતેજ નિવાસી શાહ મોહનલાલભાઈ તારાચંદના મુબારક હસ્તે મુબઇ ભાવનગર તળાજા અને બીજા ગામોના આમંત્રિત જૈન બંધુઓની હાજરીમા શ્રી જૈન બાલાશ્રમનુ ઉદ્ઘાટન થયુ છે શેઠ સાહેબ ભોગીલાલભાઇ મગનલાલ મીલવાળાની જ્યારે જરૂર પડે ત્યારે તળાજા હાજરી હોય જ અને પૈસાની જરૂર પડે તો ઉપરોક્ત તીર્થ માટે ખડે પગે ઉદારતાપૂર્વક તૈયાર પણ હોય ત્યારે ભાઇશ્રી ખાન્તિલાલભાઇ પોતાને અનેક વ્યવસાય હોવા છતા જાતિભોગ આપી આ તીર્થરક્ષક કમીટીની જવાબદારીપૂર્વક સેવા કરી રહ્યા છે તેઓએ ધર્મ સેવાનો વારસો ઉત્તરોત્તર પરપરાથી લીધેલો છે આવા આવા પુણ્યવાન પુરૂષોની કમીટી વહીવટ કરનાર હોય ત્યારે તીર્થની દરેક જરૂરીયાત પુણ્ય યોગે આવી મળે છે પુરી પડે છે, હજી અનેક મનોરથો તૈયાર થઇ રહ્યા છે જૈનસમાજની સહાયતાએ પૂર્ણ થશે જ આજના મેળાવડામાં કુંભ સ્થાપનાના થયા પછી મેળાવડાનુ કાર્ય શરૂ થતા પ્રથમ મગળાચરણ કર્યા બાદ કમીટીના પ્રમુખ સાહેબ ભોગીલાલ ભાઇએ પોતાનુ નિવેદન વાચી બતાવ્યા બાદ, જુદા જુદા વક્તાઓના વક્તવ્ય રજુ થયા હતા રા મોહનલાલભાઇએ આભાર માન્યા બાદ પાચ હજાર રૂપીયા તેઓ સાહેબે રૂા ૩૦૧૦) કમીટીના માનવતા પ્રમુખ શ્રી ભોગીલાલભાઇ એ સિવાય બીજા બંધુ ઓએ યથાશક્તિ બાલાશ્રમને રકમ અર્પણ કરી હતી તેર હજાર રૂપીયા ત્યા થયા હતા દશ હજાર રૂપીયાના મુબઇના વચન મળ્યા છે. પરમાત્માની કૃપાથી તે પૂર્ણ થશે જ આવા તીર્થક્ષેત્રોમા શિક્ષણની સસ્થા ખોલવાથી બાલકોની ધર્મ ભાવના ટકી રહે છે, સંસ્કારી પણ થાય છે અમો આ સંસ્થાનો ભવિષ્યમા અભ્યુદય ઇચ્છીયે છીએ.

---

### શ્રી મહાવીર જયંતિ મહોત્સવ બીકાનેર

પ્રાતઃસ્મરણીય, વિશ્વવદ્ય, જગતની મહાન્ વિભૂતિ ચરમ તીર્થંકર ભગવાન શ્રી મહાવીર સ્વામીની જયતિનો મહોત્સવ પંજાબ કેસરી, અજ્ઞાન તિમિર તરણી, કલિકાલ કલ્પતરૂ પૂજ્યપાદ જૈનાચાર્ય શ્રી શ્રી ૧૦૦૮ શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજસાહેબની અધ્યક્ષતામા વણીજ ધામ ધૂમથી શ્રીમાન્ શેઠ ભવરલાલજી રામપુરિયાની હવેલીમા ચૈત્ર શુદી ૧૩ ના રોજ સવારે નવ વાગે હજારો નરનારીયોની ઉપસ્થિતિમા ઉજવવામા આવ્યો હતો

પ્રારભમા શ્રી છગનમલજી કોચરે મગળાચરણ કર્યા બાદ પ્રખર શિક્ષા પ્રચારક, આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયલલિતસૂરીજી મહારાજ સાહેબે ભગવાનના આદર્શ જીવનચરિત્રમાથી શ્રી વીર પ્રભુનો અપૂર્વ સન્દેશ દીવ્ય ભાષામા દર્શાવ્યો હતો ત્યાર પછી પં દીનેશજીએ ધર્મ અને દર્શનનો પારસ્પરીક સંબંધ બતાવી સ્યાદ્વાદ સિદ્ધાન્ત પર વિવેચન કર્યું હતુ પછી શ્રી મૂલચદ રામપુરિયા ( ઉમર વર્ષ ૯ બીકાનેર નિવાસી શ્રીમાન્ શેઠ નથમલજી રામપુરિયાના સુપુત્ર ) એ ભગવાનના સમયે ભારતવર્ષની દશા શુ હતી ? તેનુ વર્ણન કર્યા બાદ જૈન સમાજની પડતીનુ મુખ્ય કારણ અશિક્ષા તથા કુસંપ આદિ છે તેનુ દિગ્દર્શન અલકૃત ભાષામા કરાવી જનતા ઉપર અપૂર્વ પ્રભાવ પાડયો હતો ત્યારબાદ શ્રીમદ્ મણીસાગરજી મહારાજ સાહેબે ભગવાનના આદર્શ જીવનમાથી તેઓશ્રીના આદર્શ ગુણો પ્રાપ્ત કરવા પ્રેરણા કરી હતી પછી શ્રીયુત જ્ઞાનચદજી કોચરે જૈન સમાજની વર્તમાન દશાનુ વર્ણન

પ્રભાવોત્પાદક ભાષામાં કરી જનતા પર ઘણોજ સારો પ્રભાવ પાડયો હતો. ત્યાર બાદ વૈદ્ય જસવંતરાયજી જૈને વાસ્તવિક જયંતિ મનાવવાનો હેતુ દર્શાવ્યો હતો. બાદમાં બીકાનેરના ધનીક તથા પ્રતિષ્ઠિત સજ્જનોની એક કમીટી સમાજમાં ધાર્મિક તથા સંસ્કૃત જ્ઞાનના વિશેષ વિકાસાર્થે એક વિશિષ્ટ સંસ્થા સ્થાપન કરવા માટે નીમવામાં આવી હતી.

ત્યાર બાદ પરમપૂજ્ય આચાર્ય દેવે પ્રભાવોત્પાદક ભાષામાં ભગવાન શ્રી મહાવીર સ્વામીના દિવ્ય ઉપદેશ પર પ્રકાશ પાડયો હતો. આપે આપના ભાષણમાં સમાજની વર્તમાન દશાનું પણ દિગ્દર્શન કરાવ્યું હતું. આપે જણાવ્યું કે જ્યાં સુધી સમાજના પ્રત્યેક બાળકને જૈન સાહિત્ય તથા સુસંસ્કૃતનો પ્રખર વિદ્વાન્ બનાવવામાં નહીં આવે ત્યાં સુધી જૈન સમાજની ઉન્નતિ આકાશ કુસુમવત્ સમજવી. આપે અન્તમાં જૈન યુનીવરસિટિની પણ આવશ્યકતા દર્શાવી. છેવટ પ્રભુની જય બોલાવી સભા વિસર્જન કરવામાં આવી હતી.

રાતના નવ વાગે તેજ સ્થળે શ્રીમાન શેઠ નથમલજી રામપુરિયાના પ્રમુખપણા નીચે આ મહોત્સવ ઘણાજ ઠાઠમાઠથી ઉજવવામાં આવ્યો. પ્રારંભમાં મંગળાચરણ કર્યા બાદ ત્રણ વિદ્યાર્થીઓ વિવિધ સ્કૂલના છાત્રોએ ભગવાનના જીવન સંબંધી ભાષણ પ્રતિયોગિતામાં ઉત્સાહ પૂર્વક ભાગ લીધો હતો. શ્રી મહાવીર જૈનમંડળ તરફથી ત્રણ ઇનામ રાખવામાં આવ્યા હતા. શ્રી મૂળચંદ રામપુરીયાને શ્રી સંઘ તરફથી એક સોનાનો ચાંદ અર્પણ કરવામાં આવ્યો હતો. બાદમાં અત્રેના સુપ્રસિદ્ધ વૈદ્ય. પ. શંકરદત્તજીએ વિ. વિજયશંકર ( કક્ષા. ૭ રામપુરિયા જૈન હાઇસ્કૂલ )ને એક ચાંદ પોતાની તરફથી ભાષણ પ્રતિયોગિતામાં ઇનામ જાહેર કર્યું ત્યાર પછી વિ. જ્ઞાનચંદ શેઠિયા ( કક્ષા. ૪ શ્રી જૈન પાઠશાલા ) ને શ્રીમાન તાજમલજી બોથરાએ પોતાની તરફથી એક ચાંદ ઇનામ આપવા માટે જાહેર કર્યું હતું. પછી પં. વિદ્યાધરજીશાસ્ત્રીએ સમયોચિત ભાષણ કર્યું હતું.

અન્તમાં પ્રમુખશ્રીના ભાષણ બાદ આભાર માની પ્રભુની જય ધ્વનીના ગુંજારવ સાથે સભા વિસર્જન કરવામાં આવી હતી.

## બીકાનેરમાં શ્રી ભાગવતી દીક્ષાનો અપૂર્વ સમારોહ.

પંજાબકેસરી, અજ્ઞાનતિમિરતરણી, કલિકાલ કલ્પતરૂ, પરમોપકારી, પ્રાતઃસ્મરણીય પૂજ્યપાદ જૈનાચાર્ય શ્રી શ્રી ૧૦૦૮ **શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ** સાહેબ, તથા પ્રખર શિક્ષા પ્રચારક, મરુદેશોદ્ધારક, પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી શ્રી ૧૦૮ વિજય લલિતસૂરીજી મહારાજ, તથા જ્યોતિર્વિદ આચાર્ય શ્રીમદ્ વિજયવિદ્યાસૂરિજી મહારાજ તથા પન્યાસજી શ્રીસમુદ્રવિજયજી મહારાજ આદિ ઠાણા ૧૨ અમારા પરમ પુણ્યોદયથી બીકાનેરમાં કેટલાક સમયથી પધાર્યા છે. તેઓશ્રીના શુભાગમનથી અહિં અનેક ધાર્મિક કાર્યો સમારોહપૂર્વક થયા છે.

અત્રેના સુપ્રસિદ્ધ શિક્ષાપ્રેમી દાનવીર શેઠ શ્રીમાન્ અગરચંદજી ભૈરોંદાનજી શેઠીયા તરફથી નવપદજી મહારાજની ઓળી બહુ જ ધામધૂમપૂર્વક ઊજવાઇ છે. લગભગ દશ દિવસ સુધી બહારથી આવેલ સેંકડો નરનારીઓની ભક્તિ પણ તેઓએ ઘણા જ ઊલ્લાસપૂર્વક કરી હતી. વળી પ્રભાવનાઓ પણ સારા પ્રમાણમાં થઇ હતી.

ત્યારપછી શ્રીયુત્ બરલૂટનિવાસીનો દીક્ષા મહોત્સવ બીકાનેરના નામાંકિત શેઠ રામપુરિયા ફેમીલી તરફથી ઘણી જ ધામધૂમ સાથે ઊજવવામાં આવ્યો હતો. દીક્ષા નિમિત્તે આઠે દિવસ અઠાઇ મહોત્સવ બહુ જ ઠાઠમાઠથી કરવામાં આવ્યો છે. મારવાડી વૈશાખ વદી ૭ ના દિવસે દીક્ષાનો વરઘોડો ભવ્ય અને શાનદાર ચઢયો હતો. વરઘોડામાં, નિશાન ડંકા, હાથી, બેંડવાજાઓ, પોલીસની ટુકડીઓ, મોટરો, તેમજ ઘોડાગાડીઓ આદિ સર્વ સામાન વિદ્યમાન હતો. પંજાબના લગભગ દરેક શહેરોના ભાઇ બહેનો વરઘોડામાં દેવ-ગુરૂના ભજનો દ્વારા પોતાની અપૂર્વ ભક્તિ દર્શાવતા હતા.

મારવાડી વૈશાખ વદી ૮ ના મંગળમય શુભ પ્રભાતે બીકાનેર શહેરની બહાર શ્રી પાર્શ્વચન્દ્રસૂરીજીના બગીચાની વિશાળ ભૂમિમાં બાંધેલ ભવ્ય મંડપમાં દીક્ષાની શુભ ક્રિયા થઈ હતી. મુખ્ય પદે પૂજ્યપાદ, વિશ્વવંદ્ય, પરમ તપસ્વી, ચારિત્ર ચૂડામણી પરમપૂજ્ય ગુરુદેવ શ્રી શ્રી ૧૦૦૮ શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વરજીમહારાજશ્રીની છત્ર છાયામાં દીક્ષીત મુનિ મહારાજની દીક્ષા આચાર્ય ભગવંત શ્રીમદ્ વિજય વલ્લભસૂરીશ્વરજીના નામથી થઈ છે અને દીક્ષીત મુનિરાજશ્રીનું નામ નિપુણવિજયજી રાખવામાં આવ્યું છે દીક્ષીત મમોલની દીક્ષા શ્રી મહેન્દ્રશ્રીજીના નામથી થઈ છે અને તેમનું નામ મુક્તિશ્રીજી રાખવામાં આવ્યું છે. દીક્ષાના ચાર દિવસ અગાઉ મુનિરાજશ્રી નિપુણવિજયજીના પિતા અહિં આવી પહોંચ્યા હતા બીકાનેરના ધનકુબેર, ક્રોડાધિપતિ રામપુરિયા શેઠ પણ સહકુટુંબ હાજર હતા મમોલ બ્હેનના માતાપિતા તેમજ સ્વસુર પક્ષના જનોપણ હાજર હતા અને તેઓએ પણ દીક્ષાની સહર્ષ આજ્ઞા આપી હતી આ દીક્ષાનો તમામ ખર્ચ અહિંના ક્રોડાધિપતિ શેઠ હજારીમલજી - હીરાલાલજી રામપુરીઆની પેઢીના માલિકોએ ઉપાડી લીધો હતો અને તેઓ જ શ્રી નિપુણવિજયજી મહારાજના માતાપિતા બન્યા હતા

હવે મારવાડી વૈશાખ વદ ૧૧ (ગુજરાતી ચૈત્ર વદ ૧૧) ના દિવસથી પ્રતિષ્ઠાનો સમારંભ થશે. શહેર બહાર આવેલા વિશાલ ભવ્ય મનોહર ગુરૂમંદિરમાં આચાર્ય ભગવાન શ્રીમદ્ હેમચંદ્રસૂરિજી જગદ્‌ગુરૂ ભટ્ટારક શ્રીમદ્ હીરવિજયસૂરીજી તથા નવયુગ પ્રવર્તક આચાર્ય શ્રીમદ્ વિજયાનંદસૂરીજી મહારાજની વિશાલકાય પ્રતિમાઓ બિરાજમાન થશે અને નવીન ભવ્ય મનોહર જિનાલયમાં ભગવાનશ્રી પાર્શ્વનાથસ્વામી તખ્તનશીન થશે. આ પ્રતિષ્ઠાનું શુભ મુહૂર્ત વૈશાખ સુદી ૬નું છે અને નવીન દીક્ષીત મુનિ મહારાજ શ્રી રૂપવિજયજી મહારાજ, મુનિ મહારાજશ્રી જનકવિજયજી મહારાજ તથા મુનિશ્રી નિપુણવિજયજી મહારાજ અને સાધ્વીશ્રી મુક્તિશ્રીજીની વડીદિક્ષાનું મુહૂર્ત વૈશાખ શુદ ૬ નું છે માટે વળાદથી શેઠ કુલચંદ ખીમચંદ તથા તેમના સુપુત્ર પ્રસિદ્ધ ગાયક શ્રીયુત્ ભૂરાભાઈ આવેલા છે

### બીકાનેરમાં વરસીતપના પારણા તેમજ પ્રતિષ્ઠા તથા દીક્ષા ઉત્સવની ધામધૂમ.

વૈશાખ શુદિ ૩ ના શુભ પ્રભાતે વરસી તપવાળા સાધ્વીજી તથા શ્રાવિકાઓએ નાંદ મંડાવી વિધિ-વિધાન કર્યું હતું અને પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વરજી સમક્ષ જ્ઞાનપૂજન કરી, વાસક્ષેપ નખાવી આનંદપૂર્વક પારણા કર્યા હતા આ પ્રસંગે એક સારો મેળાવડો થયો હતો કપડવંજવાળા સાધ્વીજી શ્રી દમયંતીશ્રીજી તથા નંદાશ્રીજીના સંબંધીઓ અત્રે આવી શક્તિ અનુસાર દ્રવ્યનો વ્યય કરી પારણામાં સારો લાભ લીધો હતો. વૈશાખ વદિ ૬ ના દિવસે જીનમંદિર તથા ગુરુમંદિર તથા યક્ષયક્ષણીઓની પ્રતિષ્ઠા કરવામાં આવી હતી વૈશાખ શુદિ ૭ ના દિવસે નવીન દીક્ષીત મુનિરાજશ્રી રૂપવિજયજી મહારાજ તથા મુનિરાજ શ્રી જનકવિજયજી મહારાજ તથા નવીન દીક્ષીત સાધ્વીજી શ્રી મુક્તિ શ્રીજીને વડી દીક્ષા આપવામાં આવી હતી વડી દીક્ષા લેનાર શ્રી જનકવિજયજી મહારાજના ભાઈઓ જંબૂસરથી આવ્યા હતા આ સર્વે શુભ પ્રસંગોની ઉજવણી પૂજા, પ્રભાવના, સ્વામીવાત્સલ્ય પૂર્વક થઈ હતી, અને વડી દીક્ષાના દિવસે અનેક શ્રાવક શ્રાવિકાઓએ વ્રતોચ્ચારણ કર્યા હતા. આચાર્ય ભગવંતના વરદ હસ્તનો વાસક્ષેપ લઈ સર્વ કૃતાર્થ થયા હતા પ્રતિષ્ઠાની વિધિ-વિધાન કરાવવા માટે વળાદનિવાસી કુલચંદભાઈ ખેમચંદ તેમજ તેમના સુપુત્ર સુપ્રસિદ્ધ ગાયક ભૂરાભાઈ આદિ પધાર્યા હતા.

---

શાંતમૂર્તિ મુનિરાજ શ્રી હંસવિજયજી મહારાજની સ્વર્ગવાસ તીથી ફાગણ શુદ ૧૦ ના દિવસે તેમના શિષ્ય શ્રી વિજયકુસુમસૂરિના ઉપદેશથી ગામ કરામણ (ગુજરાત) રાજ્યમાં જાહેર તહેવાર તરીકે પાળવાને તે ગામના ઠાકોર શ્રી કીર્તિસિંહજી સાહેબે કર્યો છે.

---

**મુંબઈ શ્રી આત્માનંદ જૈન સભા** તરફથી ગઈ ચૈત્ર માસની ઓળીના દિવસોમાં શ્રીપાલ ચરિત્ર, આયંબીલનો સાર આખ્યાન દ્વારા નવે દિવસ ઉજવવામાં આવ્યો હતો જે પ્રથમ પ્રસંગ હતો. કવિ ભોગીલાલ રતનચંદ પાટણવાળા દ્વારા આખ્યાનો થયા હતા. જૈન અને જૈનેતર બંધુઓ બ્હેનોની સારી હાજરી હતી. તેમજ ચૈત્ર શુદિ ૧૩ **શ્રી મહાવીર પ્રભુ જન્મ કલ્યાણ મહોત્સવ** આઠથી નવ સંસ્થાઓના આશરા હેઠળ ઉજવવામાં આવ્યો હતો. અધ્યક્ષ સ્થાન **રાવસાહેબ કાન્તિલાલ ઈશ્વરલાલ** જે. પી. ના નીચે આ મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. આ સભા તેવા દેવ, ગુરુ, ધર્મ ભક્તિના જાહેર કાર્યો જે કરે છે તેની અનુમોદના કરીએ છીએ.

## સ્વીકાર સમાલોચના—

**જૈનશાસ્ત્રીય સંગીત પાઠશાળા**—પ્રકાશક: ભુરાભાઇ ફુલચંદ શાહ અમદાવાદ. આ બુકમાં સત્તર રાગોની નોટેશન સારીગમ સાથે આપવામાં આવેલ છે. સામે જુદા જુદા તાલના નરઘાંના બોલો પણ આવેલ છે. સંપાદક સંગીત પ્રેમી અને અભ્યાસક છે એટલે જૈન પાઠશાળામાં પણ ચલાવી શકાય. તે પ્રમાણેની પદ્ધતિથી પ્રકાશન કરેલ છે. નોટેસનો પણ સંગીતના નિષ્ણાત માસ્તર પાસે કરાવેલ છે. આચાર્ય દેવશ્રી વિજય- વલ્લભસૂરીશ્વરજી મહારાજના પટ્ટધર મુનિ મહારાજશ્રી વિવેકવિજયજી મહારાજની છબી આપી આ બુક અલંકૃત કરેલ છે. કિંમત ચાર આના મંગલ પારેખનો ખાંચો અમદાવાદ પ્રકાશકને ત્યાં મળશે.

**કલ્યાણ (ત્રિમાસિક)**—સંપાદક: સોમચંદ ડી. શાહના પુસ્તક પ્રથમનો ખંડ પ્રથમ અને બીજો પ્રગટ થયેલ છે. આવી સખ્ત મોંઘવારીના વખતમાં એક નવા પેપરનું પ્રકાશન કરવું તે જબ્બર સાહસ છે. આ ત્રિમાસિકની બાહ્ય સુંદરતા સાથે આવેલા વિવિધ લેખો પણ વાંચવા જેવા છે. સંપાદકીય નિવેદનમાં જૈન સંસ્કૃતિ અને તેના સાહિત્ય પ્રવાહો જે રૂંધાઇ રહેલ છે તેની સામે શક્ય પ્રયત્નો કરવા પોતાનું મંતવ્ય ટુંકામાં જણાવી છેવટે જૈન સંસ્કૃતિની સેવા માટે સંપાદકનો આ પ્રયત્ન છે તે ભવિષ્યમાં ફલિભૂત થાઓ એમ અમે ઇચ્છીયે છીયે. આ પ્રથમ અંકમાં આવેલા માનનીય લેખો વાંચવા જેવા છે. તેમજ આ ત્રિમાસિકને ઉત્તેજન આપવાની આવશ્યકતા જોઇયે છીયે. મળવાનું સ્થળ મ્હેશાણા શ્રી જૈન શ્રેયસ્કર મંડળ. વાર્ષિક મૂલ્ય રૂા. ૭–૦–૦

---

## શાંતમૂર્તિ મુનિરાજશ્રી દેવચંદ્રજી મહારાજનો સ્વર્ગવાસ.

વિદ્વાન મુનિરાજશ્રી દેવચંદ્રજી મહારાજ થોડા વખતની બિમારી ભોગવી ચૈત્ર વદિ ૧ રવિવારના રોજ સોનગઢ શ્રી મહાવીર જૈનચારિત્ર રત્નાશ્રમમાં સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા છે. સોનગઢના શ્રી સંઘે, મુનિરાજશ્રી કલ્યાણચંદજી મહારાજ વગેરે મુનિઓએ અને વિદ્યાર્થીઓએ લાગણીપૂર્વક વૈયાવચ્ચ સારવાર કરી હતી. શ્રી દેવચંદ્રજી મહારાજ વિદ્વાન, શાંતિપ્રિય હોવા સાથે વ્યાખ્યાન શૈલી બહુ જ ઉંચા પ્રકારની હતી. તેઓ સ્થાનકવાસી મુનિ હોવા છતાં ક્રિયાપાત્ર, સમભાવી, મુનિરત્ન હોવા સાથે પોતાના સમાજનો મોહ બીલકુલ ન હોવા સાથે જૈન જૈનેતર સર્વને માટે એક સરખા હતા. કાળ પાસે કોઇનું ચાલતું નથી. ભાવિભાવ બળવાન છે પરંતુ તેમના સ્વર્ગવાસથી સ્થાનકવાસી જૈન સંઘને અને અન્યને માટે પણ એક વિદ્વાન ત્યાગીની ખોટ પડી છે. તેના પવિત્ર આત્માને અખંડ, અનંત શાંતિ પ્રાપ્ત થાઓ તેમ પરમાત્માની પ્રાર્થના કરીએ છીએ.

श्री परमात्मने नमः ॥

# શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગરનો—

### ૪૭ મા વર્ષનો—

# રિપોર્ટ.



**આ** સભાનો આ ૪૭ મા વર્ષનો રિપોર્ટ, આવકજાવક, હિસાબ, તેની કાર્યવાહી સાથે આપની સમક્ષ રજુ કરતા અમોને હર્ષ થાય છે આ સભા આજે ૪૮ મા વર્ષમાં પ્રવેશ કરે છે ગુરુકૃપા, અને કાર્યવાહકોની નિસ્વાર્થ સેવા-ગુરુભક્તિ, અને સર્વ સભ્યોની પૂર્ણ સહાનુભૂતિ, પ્રેમ અને વિશ્વાસ વગેરેથી દર વર્ષ વિશેષ વિશેષ પ્રગતિશીલ થતી જાય છે તેમા પણ આપ સર્વનો ફાળો હોવાથી સર્વ માનવતા સભાસદોને આનદ, ગૌરવ અને અભિમાન લેવા જેવુ બને તે સ્વાભાવિક છે

યુરોપીય મહાન વિગ્રહને લઇને દરેક વસ્તુની જેમ કાગળો, છાપકામ વગેરેના અસાધારણ ભાવો વધેલા હોવાથી આ રિપોર્ટ સક્ષિપ્તમા પ્રગટ કરવા છતા કાઇ પણ કાર્યવાહી રહી જવા દીધી નથી

**સ્થાપના**—સ ૧૯૫૨ ના દ્વિતીય જેઠ શુદ ૨ ના રોજ પ્રાત સ્મરણીય શ્રી આત્મારામજી મહારાજના સ્વર્ગવાસ પછી પચીશમે દિવસે ગુરુભક્તિ અને સ્મરણ નિમિત્તે આ સભાનુ સ્થાપન કરવામા આવ્યુ છે

**ઉદ્દેશ**—જૈન બધુઓ અને બ્હેનો ધર્મ સબધી ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કરે તેવા ઉપાયો યોજવા, બને પ્રકારની કેળવણીની વૃદ્ધિને માટે યથાશક્તિ દરેક પ્રકારની સહાય કરવા, પૂર્વાચાર્ય મહારાજકૃત પ્રાકૃત, સસ્કૃત, અને ગુજરાતી ભાષામા ઉચ્ચ કક્ષાના સાહિત્યનુ પ્રકાશન અને બને તેટલી ઉદારતાથી તેનો બ્હોળો પ્રચાર કરવા, વિવિધ સાહિત્યના ગ્રથોનો ભડોલ કરી ફ્રી લાઇબ્રેરી અને વાચન પૂરૂ પાડવા સારૂ એક સુદર પુસ્તકાલય કરવા, વિવિધ સાહિત્ય પ્રાચીન, અર્વાચીન હસ્ત લીખીત વગેરે પ્રતોનો સગ્રહ કરી એક ઉત્તમ જ્ઞાનમદિર કરવા વગેરેથી દેવ, ગુરુભક્તિ, અને જૈન શાસનની સેવાના કાર્યો કરી સ્વપર આત્મોન્નતિ કરવાનો છે

**બંધારણ—પેટ્રન સાહેબો, પહેલા બીજા વર્ગના લાઇફ મેમ્બરો અને વાર્ષિક સભાસદો મળી આ વર્ષ આખરે નીચે મુજબ સંખ્યા છે.**

## પેટ્રન સાહેબો.

| | |
|---|---|
| ૧. શ્રીમાન્ બાબુસાહેબ બહાદુરસિંહજી સિંધી | ૭. શેઠ સાહેબ માણેકલાલ ચુનીલાલ જે. પી. |
| ૨. શેઠ સાહેબ ચંદુલાલ સારાભાઇ મોદી બી. એ. | ૮. શેઠ સાહેબ કાંતિલાલ બકોરદાસ |
| ૩. રાવસાહેબ કાંતિલાલ ઇશ્વરલાલ જે. પી. | ૯. રાવબહાદુર શેઠ નાનજીભાઇ લધાભાઇ જે. પી. |
| ૪. શેઠ સાહેબ માણેકચંદ જેચંદભાઇ | ૧૦. શેઠ સાહેબ ભોગીલાલભાઇ મગનલાલ |
| ૫. ,, નાગરદાસ પુરુષોત્તમદાસ | ૧૧. શેઠ સાહેબ રતિલાલભાઈ વર્ધમાન |
| ૬. ,, રતિલાલ વાડીલાલ | ૧૨. શેઠ સાહેબ પદમજીભાઇ પ્રેમજીભાઇ |

એટલે બાર પેટ્રન સાહેબો, ૯૮ પ્રથમ વર્ગ અને ૨૭૪ બીજા વર્ગના લાઇફ મેમ્બરો, ૭ ત્રીજા વર્ગના લાઇફ મેમ્બરો અને ૪૨ વાર્ષિક સભાસદો મળી કુલ ૪૩૩, અહીં તેમજ બહારગામના જૈન બંધુઓ, બ્હેનો, પાઠશાળા, લાઇબ્રેરીઓ અને શ્રી સંઘો મળીને છે* ( ચાલતી સંવત ૨૦૦૦ ની સાલમાં વધેલા સભ્યોના નામો હવે પછી આવશે. ) પ્રથમ અને બીજો વર્ગ એ પ્રકારના લાઇફ મેમ્બરોનો વર્ગ જાણવા પ્રમાણે આ સભા સિવાય આવી સંસ્થાઓમાં અન્ય સ્થળે નથી, કારણ કે સંખ્યાબંધ સાહિત્યના ગ્રંથો આ સભા તરફથી ઉત્તરોત્તર નવા નવા પ્રગટ થતાં હોવાથી, પ્રથમ વર્ગના લાઇફ મેમ્બરોને સંપૂર્ણ, બીજા વર્ગના લાઇફ મેમ્બરોને થોડા ફેરફાર સાથે ધારા પ્રમાણે ભેટ અપાય છે. અગાઉ છપાઇ ગયેલામાંથી તેના તે ગ્રંથો ફરી ફરી ભેટ આ સભા તરફથી આપવામાં આવતા નથી. આ રીતે પણ અત્યારસુધીમાં થયેલ પેટ્રન સાહેબો, પ્રથમ, બીજા વર્ગના લાઇફ મેમ્બરોને સંખ્યાબંધ સુંદર હજારો રૂપીઆના ગ્રંથો ભેટ અપાયા છે ને અપાશે. આવી ઉદારતા આ સભાએ જ રાખેલી છે. જે અમારા ઉપરોક્ત સભાસદોને વિદિત છે. આ સભામાં નવા થતાં માનવંતા સભાસદોના નામો તે વખતે શ્રી આત્માનંદ પ્રકાશમાં પ્રગટ કરવામાં આવે છે.

**શ્રી આત્મારામજી જૈન લાઇબ્રેરી**—જેમાં આખર સાલ સુધીમાં જુદા જુદા નવ વર્ગોમાં તેની સંખ્યા અને કિંમત સાથે નીચે મુજબ આપવામાં આવેલ છે—જ્યારે જ્યારે નવા પ્રકાશનો પ્રગટ થાય છે ત્યારે ત્યારે ખરીદી લાઇબ્રેરીમાં દાખલ કરવામાં આવે છે. પેપરો કુલ ૫૦ સંખ્યામાં આવે છે, અને ફ્રી હોવાથી બંનેનો લાભ જૈન અને જૈનેતર બંધુઓ સારી રીતે લે છે. દિવસાનુદિવસ વૃદ્ધિ થયા કરે છે.

| | | | |
|---|---|---|---|
| વર્ગ ૧ લો | જૈન ધર્મના છાપેલા ગ્રંથો. | ૨૫૫૧) | કિં. રૂા. ૩૪૫૯–૧૩–૬ |
| વર્ગ ૧ લો અ | ,, પ્રતાકારે. | ૬૭૬) | ,, રૂા. ૧૧૦૮– ૬–૬ |
| વર્ગ ૨ જો | ,, આગમો. | ૨૯૧) | ,, રૂા. ૧૬૨૮– ૨–૦ |
| વર્ગ ૩ જો | ,, હસ્તલિખિત પ્રતો | ૧૭૨૩) | ,, રૂા. સુમારે પચાસ હજાર ઉપરાંતની |

* ત્રીજા વર્ગના લાઇફ મેમ્બરનો વર્ગ કમી થયેલ છે.

| | | | |
|---|---|---|---|
| વર્ગ ૪ થો | સસ્કૃત ગ્રથો | ૪૫૦) | કિં રૂા. ૧૩૭૬–૧૨–૦ |
| વર્ગ ૫ મો | નીતિ નોવેલ વિવિધ સાહિત્યના | ૩૩૫૧) | ,, રૂા ૪૮૮૬–૧૪–૦ |
| વર્ગ ૬ ઠો | ઇંગ્રેજી ગ્રથો | ૨૦૪) | ,, રૂા ૫૭૨–૧૨–૦ |
| વર્ગ ૭ મો | માસિકની ફાઇલો વગેરે | ૬૯૦) | ,, રૂા ૨૧૭૧– ૬–૦ |
| વર્ગ ૮ મો | હિંદિ સાહિત્યના ગ્રથો | ૩૦૭) | ,, રૂા ૬૦૫–૧૪–૦ |
| વર્ગ ૯ મો | બાળવિભાગ ગ્રથો | ૨૫૫) | ,, રૂા ૧૧૦– ૦–૬ |
| | કુલ ગ્રથો | ૮૭૭૫ | કુલ રૂા ૧૫૯૨૦–૦–૬ |
| | + પ્રતો | ૧૭૨૩ | |

લખેલી પ્રતોની કિંમત સુમારે રૂપિયા પચાસ હજાર ઉપરાતની છે, તેની કિંમતનો સમાવેશ આમા થતો નથી તે જુદી કિંમત સમજવી

સભાસદો, જૈન બધુઓ અને જૈનેતર ભાઇઓ લાઇબ્રેરી ( ફ્રી ) હોવાથી પુષ્કળ સખ્યામા લાભ લે છે જેથી વર્ષ આખરે તુટફાટ, ઘસારા વગેરેથી સભાને ખર્ચ વિશેષ થાય છે, છતા સાર્વજનિક વાચનનો બ્હોળો લાભ આપવાની સભાની હાર્દિક ઇચ્છાથી પ્રથમ સ્થાન આ સભાની આ લાઇબ્રેરી ધરાવે છે

**શ્રી આત્માનંદ પ્રકાશ માસિક**—૪૧ વર્ષથી પ્રગટ કરવામા આવે છે વિદ્વાન મુનિમહારાજ તથા જૈન બધુઓના સરલ વિદ્વતા ભરેલા લેખો આવતાં હોવાથી, તેની પ્રસસા વધના સાથે ગ્રાહકોની પણ વૃદ્ધિ થતી જાય છે સખ્ત મોઘવારી હોવા છતા તેના લવાજમમા જેમ વધારો કર્યો નથી, તેમ સભાસદોનું તે માટે ફડ પણ કર્યું નથી ભેટની બુકો પણ સુંદર ધારા ધોરણ પ્રમાણે આપવામા આવે છે

**જ્ઞાન મદિરની યોજના**—આ સભા પાસે હાલમાં હસ્ત લેખીત ૧૭૨૩ પ્રતોની સખ્યા છે, તેમજ પ્રકાશન આગમોની પ્રતો પણ જુદી છે, જેથી એક સુદર જ્ઞાન મદિર કરવા સભાના મકાનની પડખેનુ મકાન તે માટે લીધેલ છે તેને ફાયર પ્રુફ અને કળાની દૃષ્ટિએ તૈયાર કરવાનું છે આત્મકલ્યાણના અર્થી કોઇપણ જૈન બધુની આર્થિક સહાયની જરૂર છે આ ઉત્તમ કાર્યમાં સહાય આપનારની નામના રહી જાય તેવુ છે સભા સાથે પત્ર વ્યવહાર કરવાથી તેની યોજના જણાવવામા આવશે

સભાના મકાનનો ત્રીજો માળ જે કે લેકચરહોલ તરીકે છે, તે કોઇ ગૃહસ્થ એક સારી રકમ આપે તેનુ તે સાથે નામ જોડવાનો સભાનો ઇરાદો છે

**સાહિત્ય પ્રકાશન અને બ્હોળો પ્રચાર**—સભાના શ્રી આત્માનદ જૈન ગ્રથમાળા તથા શ્રી કાન્તિવિજયજી ઐતિહાસિક ગ્રથમાળા, શ્રી આત્માનદ શતાબ્દિના વિવિધ સાહિત્યના પ્રાકૃત સસ્કૃત ગ્રથો અને ગુજરાતી ભાષાતરના મળી કુલ ૧૮૨) ગ્રથોનુ આ સભા તરફથી પ્રકાશન થયુ છે શ્રી સઘપતિ ચરિત્ર, શ્રી બૃહત કલ્પ છઠ્ઠો ભાગ, શ્રી ત્રિષષ્ઠિશ્લાકા પુરુષ ચરિત્ર, કથારત્ન કોષ, પ્રાકૃત વ્યાકરણ ઢુંઢિકા અને બીજા ગુજરાતી અનુવાદો છપાય છે પ્રગટ થતાં, છપાતા તૈયાર થતા ગ્રથોની જાહેર ખબરો શ્રી આત્માનદ પ્રકાશમા તે તે વખતે અપાય છે અમારા સાહિત્ય પ્રકાશન-પ્રચાર માટે વિદ્વાન મુનિ મહારાજાઓ અને જૈનેતર સાક્ષરો અને સાહિત્યકારો, વિદેશીય દર્શન શાસ્ત્રના અભ્યાસીઓએ સભાની મુલાકત લઇ તપાસી આનદ સાથે પ્રશસા કરેલ છે, તે તે હકીકતો પ્રગટ કરવામા

આવે છે. અત્યાર સુધીમાં મુનિ મહારાજ, સાધ્વી મહારાજાઓ જ્ઞાનભંડારો, જૈનેત્તર સાહિત્યકારો અને દર્શન શાસ્ત્રના અભ્યાસીઓને આખરી સાલ સુધી રૂા. બાવીશ હજારના ગ્રંથો ભેટ આપ્યા છે, જે રીતે કાર્ય અન્ય પ્રકાશન કોઇ સંસ્થા કરી શકી નથી. સાહિત્ય પ્રકાશન અને પ્રચારના આ જનસેવાના, જ્ઞાન ભક્તિના કાર્યથી જ આ સભાની પ્રતિષ્ઠા ઘણી જ વધી છે. વસુદેવહિંડિ, બૃહતકલ્પ, કર્મગ્રંથો, ષડદર્શન સમુચ્ચય, યોગદર્શન, કલ્પસૂત્ર, આચારાંગસૂત્ર વગેરે તેમજ શ્રી નેમનાથ ચરિત્ર, શ્રી ચંદ્રપ્રભુચરિત્ર, શ્રી વાસુપૂજ્યચરિત્ર, શ્રી સુપાર્શ્વનાથચરિત્ર, શ્રી મહાવીરચરિત્ર, શ્રી આદિનાથચરિત્ર, દાનપ્રદીપ, પ્રભાવકચરિત્ર, કુમારપાળ પ્રતિબોધ વગેરે ગુજરાતી સુંદર ગ્રંથોનું પ્રકાશનનું સુંદર કાર્ય સભાએ કર્યું છે. પ્રથમથીજ પ્રવર્ત્તકજી મહારાજ શ્રી કાન્તિવિજયજી મહારાજ તથા મુનિરાજ શ્રી ચતુરવિજયજી મહારાજ તથા સાક્ષરવર્ય શ્રી પુણ્યવિજયજી મહારાજની અપૂર્વ કૃપા અને અપરિમિત પ્રયત્નવડે સંસ્કૃત પ્રાકૃત પ્રાચીન ગ્રંથોનું સંશોધન કાર્ય, યોજના અને ઉપયોગી સલાહથી જ આ સભા આટલી હદે પ્રાચીન વિવિધ સાહિત્યના ગ્રંથોનું પ્રકાશન પ્રચાર કાર્ય કરી શકી છે. અને તેથી સભાની પ્રતિષ્ઠા વધી છે; અત્યારે પણ શારીરિક સ્થિતિ જોઇએ તેવી ન હોવા છતાં વિદ્યમાન સાક્ષરવર્ય **મુનિરાજશ્રી પુણ્યવિજયજી** મહારાજની આ સભા ઉપર પૂર્ણ કૃપાને લઇને પ્રાચીન સાહિત્યના નવા નવા ગ્રંથોની યોજના તથા સંશોધન કાર્ય અતિ પરિશ્રમ પૂર્વક કરી જૈન સમાજ અને સભા ઉપર ખાસ ઉપકાર કરી રહ્યા છે જેથી તેઓ સાહેબનો આ સભા અંતઃકરણપૂર્વક આભાર માને છે. વિદ્યમાન શ્રી **વિજયવલ્લભસૂરીશ્વરજી** મહારાજની કૃપા પણ આ સભા ઉપરછે. હાલ તેઓ સાહેબની વૃદ્ધાવસ્થા થયેલી હોવા છતાં પંજાબ, મારવાડ વગેરે દેશોમાં શિક્ષણની કોલેજ, હાઇસ્કૂલ, ગુરુકુલ વિદ્યાલયો વગેરેનો ઉપદેશ દ્વારા જન્મ, આપી રહ્યા છે જે સમયને અનુકૂળ છે, આવી જૈન સમાજ ઉપર મહદ્ ઉપકારની પ્રવૃત્તિ ચાલુ હોવા છતાં આ સભા ઉપર પ્રથમથી કૃપા છે. હજી પણ તેઓ કૃપા, કિંમતી સલાહ, યોગ્ય સૂચના પણ આપી રહ્યાં છે તે માટે આ સભા તેઓ સાહેબનો પણ હૃદય પૂર્વક આભાર માને છે.

**કેળવણી ને ઉત્તેજન**—કોઇ પણ સભાસદ કોઇ પણ ભાષાની ઉચ્ચી પરિક્ષા પસાર કરે તેને, તેમજ અન્ય બંધુ કે બ્હેનો ઉંચી કેળવણીમાં પ્રથમ નંબરે પસાર થાય તેને માનપત્ર અને અભિનંદનપત્ર આપવામાં આવે છે, અને કેળવણી ઉત્તેજન માટે દર વર્ષે રૂા. ૧૨૦) સ્કોલર શીપના તથા રૂા. ૧૨૫ શ્રી ઉજમબાઇ જૈન કન્યાશાળાને દરવર્ષે કેળવણીના ઉત્તેજન માટે અપાય છે.

**ફંડો**—શ્રી મૂળચંદભાઇ કેળવણી સ્મારક ફંડ, બાબુ પ્રતાપચંજી ગુલાબચંદજી કેળવણી ફંડ, અને શ્રી ખોડીદાસ નિરાશ્રીત ફંડના વ્યાજમાંથી ધારા પ્રમાણે તે તે ખાતામાં સહાય અપાયે જાય છે. નવીન ફંડોમાં પ્રવર્તકજી શ્રી કાન્તિવિજયજી સ્મારક કેળવણીફંડ, શેઠ દેવચંદભાઈ દામજી કેળવણીફંડની રકમ પ્રાપ્ત થયેલ છે તેની યોજના હવે પછી કરવાની છે.

**મહોત્સવો**—સભાની વર્ષ ગાંઠ જેઠ સુદ ૭ ના રોજ દેવભકિત પૂજા આંગી વગેરેથી કરવામાં આવે છે. શેઠ હઠીસંગભાઇ ઝવેરચંદના તરફથી સભાને આપવા કહેલી રૂા. ૧૫૦૦) ની રકમના તેઓ આપતા વ્યાજથી અને સભા પાસેની રકમના વ્યાજથી સભાસદોમાં પ્રતિ ભોજન સાથે દરવર્ષે કરવામાં આવે છે. કારતક શુદ પાંચમના રોજ જ્ઞાન પધરાવી પૂજન કરી ભકિત કરાવવામાં આવે છે.

**આનંદ મેળાપ**—દર બેસતે વર્ષે આ સભાના પ્રમુખ શેઠ ગુલાબચંદ આણંદજીએ આપેલી રકમના વ્યાજમાં સભાસદોને દુધ પાર્ટી અપાય છે. અને પ્રથમ જ્ઞાન પૂજન પણ થાય છે.

**દેવભક્તિ અને ગુરુજય તીઓ**—પ્રાતઃસ્મરણીય શ્રી **આત્મારામજી મહારાજની** સ્વર્ગવાસ તીથી જેઠ શુદિ ૮ના રોજ દર વર્ષે સભાસદો શ્રી પવિત્ર શત્રુંજય તીર્થે જઇ મોટી ટૂકમા દેવગુરુ સમક્ષ ત્રિવિધપૂજા ભણાવે છે શ્રી આદિનાથ પ્રભુ તથા ગુરુશ્રી કે તે સ્થળે દેરીમા મૂર્તિ બિરાજમાન છે ત્યા આગી અને સભાસદોનુ સ્વામીવાત્સલ્ય દર વર્ષે કરવામા આવે છે સભા માટે આ એક અપૂર્વ ભક્તિદીન છે અને સર્વ સભાસદોને યાત્રાનો લાભ મળે જાય છે આ ગુરુભક્તિના ઉત્તમ કાર્ય માટે ગુરુભક્ત ઉદારદીલ શેઠ સકરચદભાઈ મોતીલાલભાઇ મુળજીએ એક રકમ સભાને સુપ્રત કરી છે તેના વ્યાજમાથી ખર્ચ થાય છે આવા ઉત્તમ કાર્યોમા સુકૃતની લક્ષ્મી હોય તો જ ભક્તિ થઇ શકે છે

દર વર્ષે માગશર વદિ ૬ ના રોજ પ્રાતઃસ્મરણીય **મૂળચંદજી મહારાજ** તથા આસો શુદિ ૧૦ ના રોજ તેઓશ્રીના સુશિષ્ય શાતમૂર્તિ પરમ કૃપાળુ **શ્રી વિજયકમળસૂરીશ્વરજી** મહારાજની જયતીઓ માટે થયેલા ફડોના વ્યાજમાથી ઉપરોક્ત રીતે દેવગુરુભક્તિ વગેરેથી જયતી ઉજવાય છે આ સભાનુ ધન્યભાગ્ય છે કે ગુરુ ભક્તિના આવા પ્રસગો ઉજવાય છે તેથી સભાસદોને આત્મકલ્યાણના વિશેષ-વિશેષ ઉત્તમ પ્રસગો પ્રાપ્ત થતા જાય છે

**આનદજનક પ્રસંગ**—ગયા વર્ષે સવત ૧૯૯૯ની સાલમાં ખાસ નોંધવા લાયક અને આનદદાયક પ્રસગ આ સભાના માનવતા પેટ્રન સાહેબ શેઠ શ્રી **ભોગીલાલભાઈ** મગનલાલને માનપત્ર આપવાનો મેળાવડો સવત ૧૯૯૯ના ભાદરવા વદી ૫ ના રોજ આ રાજ્યના મુખ્ય અમાત્ય શ્રી અનતરાયભાઇ પટ્ટણી સાહેબના પ્રમુખપણા નીચે કરવામા આવ્યો હતો દીવાન સાહેબ ઉપરાત રાજ્યના સર્વ અધિકારીઓ, આ શહેરના મુખ્ય મુખ્ય વ્યાપારીઓ, જૈન અજૈનેતર બધુઓ અને આ સભાના તમામ સભ્યો મળી મ્હોટી સખ્યામા હાજરી હતી, શેઠશ્રી ભોગીલાલભાઇ મગલ, મીલનસાર, ઉદારનરરત્ન છે લક્ષ્મી સપાદન થઇ કે તરત જ તેનો સુકૃતના માર્ગે ઉદાર દીલે સખાવતો કરી વ્યય કરી રહેલ છે આવી રીતે સમય ઓળખી ઉદાર દીલે જૈન સમાજના કાર્ય કે સાર્વજનિક કોઇ કાર્યમા તેમનો ઉદાર દીલે ફાળો સખાવત હોયજ સમયને ઓળખી આવી ઉદારભાવના, દરેક પુણ્ય કાર્યોમા તેમની લાગણી પૂર્વક દાન દેવાની પ્રવૃત્તિ એવી છે કે જૈન સમાજમા તેમની દાનશીલ વૃત્તિ અનુકરણીય પ્રશસા પાત્ર અને પ્રથમ પક્તિએ મૂકવા જેવી છે આ મેળાવડાની વિશેષ હકીકત આત્માનદ પ્રકાશ ૪૧ મા વર્ષ અક ૩ મા આવી ગયેલ છે, પરતુ આવા પુણ્ય પ્રભાવક પુરુષ સભાના પેટ્રન થતા જેમ સભાની પ્રતિષ્ઠામાં જેમ વધારો થતો જાય છે તેમ આવા દાનવીર પુરુષને આવો મેળાવડો કરી સભા સત્કાર કરે છે તે સભા પોતાની ફરજ સમજી આનદ અનુભવે છે

**મીટીંગોનો હેવાલ—જનરલ મીટીંગ** માગશર શુદિ ૧૧ તા ૧૮-૧૨-૪૩ આ સભાના માનનીય સભ્ય શેઠ દેવચદભાઇ દામજીનો સ્વર્ગવાસ થતા ખેદ જાહેર કરવામા આવ્યો હતો **મેનેજીગ કમીટી** (૧) પોષ શુદિ ૧૨ તા ૯-૧-૪૩ ચાલતા ધોરણે અને નીતિ પ્રમાણે આત્માનદ પ્રકાશ પ્રકટ કરવુ તેમ તેના તત્રી મડળને જણાવવામા આવ્યુ નવા થતા વાર્ષિક સભ્યો ગમે તે મહિનામા થાય તેનુ લવાજમ આખા વર્ષનુ પ્રથમથી લેવુ આત્માનદ પ્રકાશના અકો તે વર્ષના આપવા ઠરાવ્યુ અને મોઘવારીને લીધે માસિક અઢી ફોર્મનુ પ્રકટ કરવા ઠરાવ્યુ કારકુનોને મોંઘવારી આપવા ઠરાવ કર્યો **મેનેજીગ કમીટી** (૨) ભાદરવા શુદિ ૧૨ તા ૧૧-૯-૧૯૪૩ આ સભાના પેટ્રન શેઠ **ભોગીલાલભાઈ** મગનલાલને માનપત્ર આપવાનો ઠરાવ કરવામા આવ્યો સ ૧૯૯૮ ની સાલનો રીપોર્ટ તૈયાર કરી હવે પછી મજુર કરી પ્રગટ કરવા નિર્ણય કરવામા આવ્યો **મેનેજીગ કમીટી**

તા. ૧૭-૯-૪૩ ભાદરવા વદી ૪ ( ૩ ) માનપત્રની વ્યવસ્થા કરવા સબકમીટી નિમવામાં આવી. **મેનેજીંગ કમીટી** ( ૪ ) ભાદરવા વદિ ૮ તા. ૨૨-૯-૪૩ કારકુન ઊત્તમચંદ હરગોવન હિસાબમાં ગોટાળો કરી ભાગી ગયો છે તે જણાવવામાં આવ્યું અને તેની ઘટતી તજવીજ કરવા સબકમીટી નિમવામાં આવી અને હવે પછી નવો કારકુન રાખવામાં આવે તેની જામીનગીરી લઇ રાખવા ઠરાવ્યું. કારકુનોને મોંઘવારી આ વર્ષ માટે આપવા ઠરાવ્યું. કાન્તિલાલને ફારેગ થવું હોય તો કારકુન જયંતીલાલને પોતાનો ચાર્જ સોંપ્યા બાદ ચડેલ પગાર આપી ફારેગ કરવો. **મેનેજીંગ કમીટી** ( ૫ ) તા. ૨૯-૯-૪૩ ભાદરવા વદી ૧૦ મુનિરાજ શ્રી જશવિજયજી શ્રી ભક્તિવિજયજી ભંડારની મંગાવેલ પચાસ પ્રતો અનેક પત્રો લખવા છતાં પાછી મોકલતા નથી જેથી તે ભંડારની ૧૩૨૫) પ્રતોમાંથી તે પચાશ કમી કરવા ઠરાવ્યું, **મેનેજીંગ કમીટી** ( ૬ ) આશો શુદ ૧૧ તા. ૯-૧૦-૪૩ લાઇબ્રેરીનું કક્કા વારી લીસ્ટ નવું છપાવવું. આ સભાની સીલ્વર-ગોલ્ડન જ્યુબીલી ઉજવવા ઠરાવ્યું અને અગાઉ જનરલ કમીટીએ જે નક્કી કરેલ જેથી તેની રૂપરેખા નક્કી કરવા એક સબકમીટી નિમવામાં આવી. **જનરલ કમીટી** ( ૨ ) આશો શુદ ૩ તા. ૨-૧૦-૪૩ સં. ૧૯૯૮ ની સાલનો રીપોર્ટ, આવકજાવકનું સરવૈયું બજેટ તૈયાર થયેલ વાંચી સંભળાવતાં મંજુર કરી આત્માનંદ પ્રકાશમાં પ્રકટ કરવા ઠરાવ્યું, પ્રાતઃસ્મરણી પ્રવર્તકજી શ્રી કાન્તિવિજયજી સ્મારક ફંડની મુનિરાજશ્રી પુણ્યવિજયજી મહારાજની સલાહ અને અભિપ્રાય પ્રમાણે વ્યવસ્થા કરવા નિર્ણય કરવામાં આવ્યો, ચાલુ ખર્ચ સિવાયના ખર્ચ કરવા માટે મેનેજીંગ કમિટીની મંજુરી લઇ ખર્ચ કરવો તેમજ છ છ મહિને જનરલ કમીટી બોલાવી કાર્યવાહી સામાન્ય રીતે જણાવવા ઠરાવ કરવામાં આવ્યો.

**આભાર**—આ વર્ષમાં સભાના ચાલતા કોઇ પણ કાર્યમાં આર્થિક કે અન્ય કોઇ સહાય આપનાર, તેમજ શ્રી આત્માનંદપ્રકાશ માસિકને માટે લેખો વગેરેથી સહકાર આપનાર મુનિ મહારાજાઓ તથા જૈન બંધુઓનો આભાર માનવામાં આવે છે અને કૃપા કરી તેવો જ સહકાર ચાલુ રાખવા નમ્ર વિનંતિ કરવામાં આવે છે. ઉપરોક્ત પ્રમાણે આ વર્ષની કાર્યવાહીનો રિપોર્ટ આપની પાસે રજુ કરવામાં આવ્યો છે. સભાને આ કરતા વિશેષ પ્રગતિશીલ બનાવવા દેવ ગુરુ અને જ્ઞાનભક્તિ તેમજ સાહિત્ય અને સમાજ સેવા કરવા સાથે સભાસદો ભવિષ્ય માટે અનેક ઉચ્ચ મનોરથો સેવી રહ્યા છે, જે ગુરુકૃપાથી, શ્રી અધિષ્ટાયક દેવો સફળ બનાવે તેવી પરમાત્માની પ્રાર્થના કરી આ રીપોર્ટ પૂર્ણ કરવામાં આવે છે.



# સંવત ૧૯૯૯ ની વહીવટી યાદી.

## શ્રી જ્ઞાન ખાતું.

**જ**

| | |
|---|---|
| ૭।≈ | કારતક શુદિ ૧ જુહાર |
| ૭)≈ | જ્ઞાનપાચમ |
| ૧૧) | ચત્રભુજ જેચદભાઈ વકીલ તરફથી ભેટ |
| ૨૮૬)⁓ | પસ્તીના વેચાણના |
| ૧૪॥ | વલ્લભદાસભાઈ મારફત |
| ૧૦। | વલ્લભદાસભાઈ હસ્તુ ભેટ |
| ૮૫૨॥≈ | પુસ્તક વેચાણના હાસલનુ રૂ |
| ૧૮)⁓। | પરચુરણ કસર |
| ૫૪૭॥⁓ | છપાવવાના કાગળનો હવાલો |
| ૪૪) | જૈનેતર વાચનારની ફી દર રૂા ૧) |
| ૩૦) | સંગીત મંડળનુ જુની સભાનુ ભાડુ |
| ૧૦૩૨૪)⁓॥ | બાકી લેણા |
| | **૧૨૧૫૩॥** |

**ઉ**

| | |
|---|---|
| ૩૪। | ચોપડા સં ૧૯૯૯ તથા ૨૦૦૦ ના |
| ૧૬૮॥⁓ | ભીંતે પાણી ઉતરવાથી કબાટમા પતરા જડાવ્યા. |
| ૪૦૧) | આગમ ૪૫ ની પ્રતો વેચાતી લીધી |
| ૧૦૦) | માણેકચંદ દીગંબર મંડળને શીના |
| ૫૨॥ | લાયબ્રેરીનુ લીસ્ટ પાકુ કાચુ લખામણી |
| ૯૨॥≈ | બુદ્ધ સીરીઝના ગ્રંથો લીધા |
| ૧૦૭॥૦॥ | પરચુરણ ખર્ચ, કસર, મજુરી, વગેરે |
| ૨૦) | વૃદ્ધિચંદ્રજી સામાયિકશાળાને ભેટ વાર્ષિક શરૂ |
| ૧૨૫) | ઉજમબાઈ જૈન કન્યાશાળાને મદદ |
| ૧૧૦) | વીમા ખર્ચના |
| ૨૨)⁓ | મહેન્દ્ર પંચાંગ લીધા જેનુ વેચાણ પુસ્તક વેચાણમા આવ્યુ છે |
| ૨૦૫)- | લાયબ્રેરી માટે પુસ્તકો ખરીદ કર્યા |
| ૨૦૭)⁓॥ | માસીક વર્તમાન પેપર |
| ૭૭≈॥ | પુસ્તક ભેટ ખર્ચ |
| ૫૧) | જુની સભાનું ભાડુ |
| ૬૦૫॥૦॥ | આત્માનંદ પ્રકાશ પુ ૪૦ ની ભેટ |
| ૭⁓॥ | પેકીંગ ખર્ચ કસર |
| ૩૮૮)≈। | વ્યાજની કસર વ્યાજ ઓછુ ઉત્પન્ન તથા છપાવવા માટે કાગળમા નાણા રોકાયા તેની બાદ |
| | **૨૭૭૬॥** |
| ૯૩૭૭) | જુના લેણા હતા |
| | **૧૨૧૫૩॥** |

## મેમ્બર ફી ખાતું.

**જ**

| | |
|---|---|
| ૪૫૮॥૦॥ | બાકી દેવા હતા |
| ૧૨૫૨॥ | વ્યાજ |
| ૧૩૫) | વાર્ષિક મેમ્બર ફી |
| ૪૭૮।⁓॥ | આદિનાથ ચરિત્રના રૂા ૨) લેખે |
| ૩॥ | વાસુપૂજ્ય ચરિત્રના |
| | **૨૩૨૮॥⁓।** |

**ઉ**

| | |
|---|---|
| ૮૩। | મેમ્બરોની ઉઘરાણી ન પતી તથા લાઈફ મેમ્બર થતા મજરે આપ્યા વગેરે ખર્ચ |
| ૧૨૧૮) | શ્રી આદિનાથ ચરિત્રની બુકો ભેટ બુક પાંચ બીજી ભેટ |
| ૫૨૨) | આત્માનંદ પ્રકાશ ભેટ |
| ૮૦)૦। | ખર્ચ ખાતે જમે |
| | **૧૯૦૩।૦** |
| ૪૨૫॥⁓ | બાકી દેવા |
| | **૨૩૨૮॥⁓।** |

## શ્રી સભાનું ખર્ચ ખાતું

| જ | ઉ |
|---|---|
| જે ખર્ચ માંડી વાળવામાં આવ્યો છે. | ૫૪ા=ા પોસ્ટ ખર્ચ |
| | ૩૭ા ઇલેક્ટ્રીક ખર્ચના |
| | ૬૩ા-ાા સ્ટેશનરી ખર્ચ |
| | ૨૦)૦ાા મુસાફરી ખર્ચ |
| | ૪૫) ફરનીચર ખર્ચ |
| | ૧૫૪)૦ાા મુનિરાજશ્રી પુણ્યવિજયજીનું પાલીતાણા સામૈયુ તથા વરતેજ પૂજા ખર્ચ |
| | ૪૬ાા૦ા ચાદર જોટા લીધા |
| | ૧૧૪૧ા નોકરને પગાર તથા મોંઘવારી ખર્ચ |
| | ૧૭૦ા=ાાા પરચુરણ ખર્ચ |
| | ૧૭૩૨ા |

## સં. ૧૯૯૯ ના આસો વદિ ૦)) સુધીનું સરવૈયું.

| જ | ઉ |
|---|---|
| ૧૪૯૦૪)= જ્ઞાન સંબંધી દેવા | ૨૪૩૬૪ાાા- જ્ઞાન સંબંધી ખાતા |
| ૧ાા આત્માનંદ પ્રકાશ પુ. ૪૦ | લાઇબ્રેરી તથા પુસ્તકો તથા ડેડ સ્ટોક ૧૦૩૨૪)=ા ૧૪૦૪૦ાા=ા |
| ૨૧૬૮૩) સીરીઝના ખાતા | ૫૦૧ા- આત્માનંદ પ્રકાશ પુ. ૪૧ |
| ૬૨૧)૦ા છાપખાના તથા બુકસેલર્સના ખાતા | ૫૩ા≡ પોસ્ટ વી. પી. ટિકીટ |
| ૩૭૧૮૧ાાા= મેમ્બર ફી તથા સભાના નિભાવ ફંડના ૪૨૫ા= ૩૬૭૫૬ાા | ૯૭૩૨ાાા= સીરીઝના પરાંત પુસ્તકોના ખાતા |
| ૧૬૨૭૦ા≡ાા જયન્તી વગેરે ખાતાઓ | ૫૫૪૦ાા≡ા છાપખાના તથા બુકસેલર્સ |
| ૪૨૭૯ાાા-ા શરાફી દેવું | ૩૦૩૬૪)=ાા મકાન એ |
| ૯૬ાા ઉજમબાઇ જૈન કન્યાશાળા | ૨૩૬૫૬ાા≡ા શરાફી ખાતે |
| ૧૮૪)-ાા પરચુરણ દેવું | ૧૩૦૦૦) ભાવનગર દરબાર બેન્ક |
| ૫૦૫) લાઇબ્રેરીના ડીપોઝીટ | ૧૮૯૪) શેઠ ફતેચંદ ઝવેરભાઇ |
| ૯૫૭૨૭ા=ાાા | ૮૭૬૨ાા≡ા સેવીંગ્ઝ બેન્ક વગેરેમાં |
| | ૨૩૬૫૬ાા≡ા |
| | ૯૮) મેમ્બરો પાસે લેણા |
| | ૧૪૦૭ા-ા પરચુરણ ખાતાઓમાં લેણા |
| | ૭ાાા-ા શ્રી પુરાંત આસો વદિ ૦)) |
| | ૯૫૭૨૭ા=ાાા |



(અનુસંધાન ટાઇટલ પેજ ૨ થી ચાલુ)

સુંદર, બોધપ્રદ, ઉપદેશક, વાચના સાંભળવા અને મનન કરવા લાયક ગ્રંથ પ્રગટ થયેલ નથી ફોર્મ ૬૬ પાના ૮૦૦ આઠપેજ ઉંચા લેઝર પેપર, અને ઉંચા ટકાઉ ગ્લેઇઝ પેપર ઉપર શાસ્ત્રી સુંદર ટાઇપથી પ્રતાકારે છપાવવામાં આવેલ છે કાગળના આજે આઠ ગણા ભાવ વધેલા હોવા છતાં કિંમત બ્લુ લેઝર પેપરની કોપીના રૂા ૧૦-૮-૦ અને ઉંચા ટકાઉ ગ્લેઇઝ એન્ટીક પેપરની કિંમત રૂા ૯-૮-૦ ઓછી-મધ્યમ રાખેલી છે પોસ્ટેજ અલગ લખો—શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર

# શ્રી વાસુપૂજ્ય (પ્રભુ) ચરિત્ર

(શ્રી વર્ધમાનસૂરિકૃત)

૫૪૭૪ શ્લોકપ્રમાણ, મૂળ સંસ્કૃત ભાષા અને સુંદર શૈલીમાં વિસ્તારપૂર્વક જુદા જુદા આગમો તથા પૂર્વાચાર્યોકૃત અનેક ગ્રંથોમાંથી દોહન કરી શ્રીમાન વર્ધમાનસૂરિજીએ સં ૧૨૯૯ની સાલમાં લખેલો આ અપૂર્વ ગ્રંથ છે

આ ગ્રંથમાં પ્રભુના ત્રણ ભવો, પાંચ કલ્યાણકો અને ઉપદેશક જાણવા યોગ્ય મનનીય સુંદર બોધપાઠો, તત્ત્વજ્ઞાન, તપ વગેરે સંબંધીની વિસ્તૃત હકીકતોના વર્ણનો સાથે પુણ્ય ઉપર પુણ્યાઢ્ય ચરિત્ર, રાત્રિભોજન ત્યાગ અને આદર, ભાગવત, રોહિણી આદિની અનેક સુંદર, રોચક, રસપ્રદ, આહ્લાદક કથાઓ આપેલી છે કે, જેમાંની એક કથા પૂરી થતાં બીજી વાંચતા મન લલચાય છે અને પૂરી કરવા ઉત્સુકતા થાય છે તે તમામ કથાઓ ઉપર ગ્રાહ્ય અને સુંદર ઉપદેશ પણ સાથે આપેલ છે

કિંમત રૂા ૨-૮-૦ પોસ્ટેજ જુદું.

## શ્રી આદિનાથ પ્રભુ ચરિત્ર (શ્રી અમરચંદ્રસૂરિકૃત)

૧૦૩૦૨ શ્લોકપ્રમાણ, મૂળ સંસ્કૃત ભાષામાં કાવ્યરૂપે અને સુંદર શૈલીમાં વિસ્તારપૂર્વક જુદા જુદા આગમો તથા પૂર્વાચાર્યોકૃત અનેક ગ્રંથોમાંથી દોહન કરી શ્રીમાન્ અમરચંદ્રસૂરિજીએ રચેલો આ અપૂર્વ ગ્રંથ છે રચનાર મહાત્માની કવિત્વશક્તિ અદ્ભુત છે તેમાં આવેલ સર્વ પ્રકારના રસો, અલંકારો, શબ્દલાલિત્ય વગેરેથી રચના ઘણી જ સુંદર બની છે તેનું આ સાદું સરલ અને સુંદર ગુજરાતી ભાષાંતર છે

આ ગ્રંથમાં પ્રભુના તેર ભવો તથા કુલકરો સંબંધી અપૂર્વ વર્ણન, આ ચોવીશીમાં શ્રી આદિનાથ પ્રભુ પ્રથમ તીર્થંકર થયેલ હોવાથી મનુષ્યોનો વ્યવહાર ધર્મ, શિલ્પકળા, લોકવ્યવહારનું નિરૂપણ, નગરસ્થાપના, રાજ્યવ્યવસ્થા અને પ્રભુના સુરાજ્યનું વિવેચન, ઇંદ્રો વગેરેએ પ્રભુના પંચ કલ્યાણકના પ્રસંગોએ કરેલ અપૂર્વ ભક્તિપૂર્વક મહોત્સવોનું જાણવા યોગ્ય અનુપમ વૃત્તાંત, પ્રભુએ આપેલ ભરતાગણી દેશના અને અનેક બોધપ્રદ કથાઓ વગેરે અનેક વિષયો ઘણા વિસ્તારપૂર્વક આવેલા છે

આ ગ્રંથની કૃતિ આતંરિક જેમ ઉત્તમોત્તમ છે, તેમ બાહ્ય સુંદરતામાં આ ગ્રંથમાં વિવિધ રંગની છબીઓ આપવામાં આવી છે ઉપરોક્ત બંને પ્રકારની સુંદરતા કરવામાં મોટો ખર્ચ કરવામાં આવેલ છે અત્યાર સુધીમાં પ્રગટ થયેલા કોઈ પણ ગ્રંથપ્રકાશનમાં આ ગ્રંથમાં આવેલા સુંદર ચિત્રો કરતાં વધુ સુંદર હજુ સુધી આવેલા નથી.

સુમારે પચાસ ફોર્મ, ક્રાઉન આઠપેજી ચારસો પાનાનો આ સુંદર દળદાર ગ્રંથ ઊંચા એન્ટિક પેપર ઉપર સુંદર ગુજરાતી અક્ષરો, પાકા કપડાના સુશોભિત બાઈડીંગથી અલંકૃત કરવામાં આવેલ છે

કિંમત રૂા ૫-૦-૦ પોસ્ટેજ અલગ

## આ અંકમાં



### નવા થયેલા માનવંતા સભાસદો

| | | |
|---|---|---|
| ૧ ગોધારી નરોત્તમદાસ ચુનીલાલ | મુંબઈ | લાઈફ મેમ્બર |
| ૨ શેઠ ભોગીલાલ દેવળદાસ | " | " |
| ૩ ડૉક્ટર રતીલાલ પ્રભુદાસ | અમદાવાદ | " |
| ૪ શાહ રતીલાલ ઉકડભાઈ | ગોઘા | " |

## અમારા માનવંતા ગ્રાહકોને ૪૧-૪૨ વર્ષની ભેટ બુકો:—

આવતા શ્રાવણ માસથી આત્માનંદ પ્રકાશ માસિક ૪૨ મા વર્ષમાં પ્રવેશ કરે છે, તેનું કદ મોટું, સુંદર ટાઈટલ અને વિદ્વાનોના વિદ્વતાભરેલા લેખોવડે નિયમિત પ્રગટ થાય છે. ભયંકર ચાલતી લડાઈને લઈને કાગળો, છપાઈ વગેરેની સખ્ત મોંઘવારી હોવા છતાં લવાજમ નહિ વધારતા ચાલુ લવાજમ જ લેવામાં આવે છે.

### ભેટના ગ્રંથો

૧ **સંવેગદ્રુમકંદલી**—મૂળ તથા ભાષાંતર સાથે. મનનીય ઉપદેશક ગ્રંથ.
૨ **સમ્યક્ત્વ સ્વરૂપ**—તેના ગુણ, મૂળોત્પત્તિ, સ્વરૂપ અને વિવિધ ભેદો બતાવનાર ગ્રંથ.
૩ **સમ્યગ્જ્ઞાન સમ્યગ્દર્શન પૂજા**—આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજીકૃત સુંદર રાગરાગિણી સહિત જેની પાછળ પરિશિષ્ટ તરીકે સંક્ષિપ્તમાં અર્થ આપેલા છે.
૪ **શ્રી નવપદજી તથા દશયતિધર્મની પૂજા**-સ્તવનો સહિત. પંન્યાસજી શ્રી ગંભીરવિજયજીકૃત.

ઉપરોક્ત ચારે બુકો બે વર્ષના લવાજમના રૂા. ૩-૮-૦ તથા તે બુકોના પોસ્ટ ખર્ચના રૂા. ૦-૩-૦ મળી રૂા. ૩-૧૧-૦ મનીઓર્ડરથી મળ્યા બાદ ભેટની બુકો પોસ્ટદ્વારા મોકલવામાં આવશે. મનીઓર્ડરથી લવાજમ નહિ મોકલનારને વી. પી. અને પોસ્ટ ખર્ચના રૂા. ૦-૬-૦ મળી કુલ રૂા. ૩-૧૪-૦ નું વી. પી. કરવામાં આવશે જે સ્વીકારી લેવા નમ્ર સૂચના છે. લોઈપણ કારણે વી. પી. પાછું મોકલી જ્ઞાનખાતાને નુકસાન નહિ કરવા નમ્ર સૂચના છે. વી. પી. નહિ લેનાર બંધુએ અમોને પ્રથમથી લખી જણાવવું.

શ્રાવણ શુદિ ૧ થી ભેટની બુકો અગાઉથી લવાજમ નહિ આવેલ હશે તે ગ્રાહક બંધુને વી. પી. થી મોકલવામાં આવશે.

આ સભાના નવા માનવંતા પેટ્રન—

જૈન નરરત્ન-શ્રીમ ઉદ્યોગ નિષ્ણાત,—



રા રા મોહનલાલભાઈ તારાચંદ શાહ

## આ સભાના માનવંતા પેટ્રન.

ભાવનગર તાબે વરતેજ જેવા નાના ગામના રહીશ હોવા છતાં શ્રીયુત મોહનલાલભાઈ તારાચંદ લઘુ વયથી જ સાહસિકપણું ધરાવતા હતા, માત્ર બાર વર્ષની લઘુવયે બેંગલોર જેવા દૂર શહેરમાં જઈ મારવાડી ગૃહસ્થની પેઢીમાં ધંધો શિખવા ગયા અને ત્યાં પોતાના પુણ્યોદય અને કાર્યકુશળતાથી તે પેઢીમાં ભાગીદાર થયા હજી પણ ભાગ્યોદય વધવાનું હતું, જેથી પોતે સ્વતંત્ર ધંધો શરૂ કરી મદ્રાસ અને બેંગલોરમાં પોતાની કાર્યકુશળતાથી પ્રજામાં સારી પ્રતિષ્ઠા સંપાદન કરી હતી.

પચીશ વર્ષ પહેલાં જ્યારે ફીલ્મ ઉદ્યોગના ધંધાની હિંદમાં શરૂઆત હતી, તે દરમિયાન શ્રી મોહનલાલભાઈની તાર્કિક બુદ્ધિએ આ ધંધામાં ઝુકાવ્યું અને અથાગ પરિશ્રમ, બુદ્ધિબળ અને કાર્ય કુશળતાએ ઉપરોક્ત ધંધામાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું હાલ મુંબઈમાં મોહન પીક્ચર્સ કું. ના માલીક થવા સાથે અનેક થીયેટરોનું સફળતાપૂર્વક સંચાલન કરી રહ્યા છે જેમાં તેમના ભત્રીજા રા. રમણિકલાલભાઈ સારો સહકાર આપી રહેલ છે રા. મોહનલાલભાઈ ફીલ્મ ડીસ્ટ્રીબ્યુટીંગનું પણ કાર્ય કુશળતાથી કરે છે એટલે પોતે ફીલ્મ પ્રોડયુસર્સ, ડીસ્ટ્રીબ્યુટર્સ તેમજ એક્ઝીબિટર્સ તરીકે સિનેમા જગતમાં મોહન પીક્ચર્સ અને રમણિક પ્રોડક્શનના નામથી પીક્ચરો પ્રકટ કરી ખૂબ પ્રસિદ્ધિ પામ્યા છે પૂર્વના પુણ્યથી આ ધંધામાં યશસ્વી નિવડ્યા, લક્ષ્મી પણ સારી ઉપાર્જન કરી અને ખૂબ યશ પ્રાપ્ત કર્યો જૈન બંધુઓ રૂ, સોનું, રૂપું, કાપડ, ઝવેરાત, ધીરધાર વગેરેમાં ઘણું કુશળ વ્યાપારી છે, પરંતુ ફીલ્મ જેવા બુદ્ધિ વિષયિક અને પ્રજા રંજનના બીઝનેસમાં આવા કુશાગ્ર બુદ્ધિશાળી અને નિષ્ણાત રા. મોહનલાલભાઈ પ્રજામાં ખાસ જોવાય છે પૂર્વે દીધેલ દાનથી મળેલી સુકૃતલક્ષ્મી મળતાં તેનો સદ્વ્યય ટાણા ગામમાં રૂા. ૫૦૦૦) પોતાની પૂજ્ય માતુશ્રીના નામે પાઠશાળાને, રૂા. ૧૦૦૦૦) દશ હજાર શ્રી મહાવીર વિદ્યાલયને, તળાજા તેમના મુબારક હસ્તે જૈન વિદ્યાર્થી ભુવનના ઉદ્‌ઘાટન વખતે રૂા. ૫૦૦૦) અને છૂટી છૂટી બીજી સખાવતો કરી મનુષ્ય જન્મનું સાર્થક કરી રહ્યા છે તેઓ સ્વભાવે માયાળુ, મિલનસાર, ધર્મ શ્રદ્ધાવાન છે તેઓશ્રી દીર્ઘાયુ થઈ વિશેષ વિશેષ યશ, લક્ષ્મી અને મનુષ્યોની તન, મન, ધનથી સેવા કરવા ભાગ્યશાળી થાય તેમ પરમાત્માની પ્રાર્થના કરીયે છીએ




પુસ્તક ૪૧ મુ : આત્મ સ . ૪૮ વિક્રમ સ ૨૦૦૦ જ્યેષ્ઠ :
અ ક : ૧૧ મો વીર સ ૨૪૭૦ ઇ સ. ૧૯૪૪ . જુન :

# શ્રી જૈન આત્માનંદ સભાનો ૪૮ મો વાર્ષિક મહોત્સવ.

દોહરા

અડતાળીશ પૂરેપૂરા, વીત્યા મુજને વર્ષ,
નવલા નૂરે નિત્ય હુ, પામી છુ ઉત્કર્ષ ૧
આજ કરુ આનદથી, નૂતનવર્ષ પ્રવેશ,
આરાધુ-અભિવદુ છુ, જય જય દેવ જિનેશ. ૨

હરિગીત છદ

જયજય મગળ કરતાર, ભવ ભર્તાર તુ ભગવત છો,
જય અખિલ ભુવનાધાર, અવિનાશી તુ આદ્ય અનત છો,
નૂતન વરસમા પેસતા, મગળ સ્મરણુ તારુ કરુ,
જય આપજ્યો દુખ કાપજ્યો, એ પ્રાર્થના હુ ઉચરુ. ૧
હુ જન્મથી જ, ગુણી વિવેકી ગ્રાહકોના હાથમા,
અભિવૃદ્ધિ પામી છુ સદા, સરક્ષકોના સાથમા;
નવરગ લાડ લડાવીને, શણુગાર શ્રેષ્ઠ સજાવીયા,
સદ્બોધના કર્તવ્ય મે, બહુ ભાવથી જ બજાવીયા ૨
આ દેશ ને પરદેશમા પણ મે પ્રવાસ ઘણો કર્યો,
સદ્ધર્મરૂપી મિષ્ટમેવો, ગ્રાહકો આગળ ધર્યો,
મ્હોટા મુનિજન સત-સાધુ, લેખકો ને સાક્ષરો,
વિદ્યા-પ્રસાદી પામી મે, વહેતો કર્યો અમૃત ઝરો ૩

દર વર્ષ નૂતન ગ્રંથ, જે છે શુદ્ધ મુક્તિ પંથના,
થોડે મૂલ્યે પ્રગટાવીયા, શુભકાર છે સહુ સંઘના;
ઉત્સવ પ્રસંગો ઉજવ્યા, પૂજાવિધિ ને પ્રેમથી,
ધાર્યા મનોર્થો સિદ્ધ, સર્વે ગ્રાહકોની રેંમથી. ૪
પ્રૌઢ બની છું આજ **પેટ્રન** ને **પ્રમુખો**ની પ્રભા,
છે સાહ્ય **સેક્રેટરીઓ**ની સત્ય હું વદું છું સભા;
પ્રાતઃ રવિનાં કીર્ણ સમ અભિવૃદ્ધિ પામી છું સદા,
એ રીતથી સંભાળશો, એ છે વિનંતિ સર્વદા. ૫
આજે મળ્યો મેળો રૂડો, **મમ જન્મદિન** આનંદથી;
ભરપૂર-ભરછક ધામ મારું, જૈનબન્ધુ વૃંદથી;
પૂજા કરી પ્રેમે પ્રભુની, "પાર્ટી" આપી પ્રેમથી,
હું રમ્ય રંગીલી બની, अर्हत् પ્રભુની રેંમથી. ૬

## શ્રી વિજયાનંદસૂરીશ્વરજી ( આત્મારામજી મહારાજ ) પરમગુરુદેવની જયન્તિનો મહોત્સવ.

દોહરા

વિજયાનંદસૂરીશ્વરે, અવનિતળ અવતાર;
ધર્મ સ્થાપવાને ધર્યો, ધન્ય ઘડી પળ વાર. ૧
પ્રગટ થયા પંજાબમાં, ધર્મ-ધુરંધર રૂપ;
અદ્દભૂત શક્તિ વાણીમાં, શાસ્ત્રીય જ્ઞાન અનૂપ. ૨

સવૈયા છંદ ( એકત્રીશા )

એહ પ્રસંગ હતો એવો કે, ધર્મ શિથિલતા બહુ જ હતી,
એ સમયે પ્રગટ્યા પંજાબે, મહાયોગી ને જૈન યતી;
વિદ્યા-જ્ઞાન-વિવેક વિધિનું, જ્ઞાન આપવાને કાજે,
ધર્મ-દંડ ઝાલ્યો શ્રી ગુરુએ, અંતર લાગણીની દાઝે. ૧
જન્મ થતાં જ પ્રકાશ્યું પ્રેમે, ઝળહળ તેજ મહા દેદીપ્ય,
પ્રચંડ કાયા, પ્રચંડ વાણી, મ્હાત થાય જન જતાં સમીપ;
કાંચનવર્ણી કારમી કાયા, પ્રૌઢ વયે વાણી પડછંદ,
આપોઆપ ચરણમાં વંદે, માનવીઓનાં વૃંદે વૃંદ. ૨
પંજાબે શરૂઆત કરીને, ભર્તભૂમિના દેશેદેશ,
ધોધ વહાવ્યા બોધતણા, ઉરમાં વ્યાપ્યો ઊંડો આવેશ;

ઘટનાદ સમ ઘોર કરીને, અધર્મનો કીધો સંહાર,
વિજયાનંદસૂરીશ્વરજીને, વંદન કરીએ વારવાર. ૩
આત્મસ્વરૂપતણી એ જ્યોતિ, પૂર્ણ પ્રકાશે પ્રૌઢ થઈ,
વિકસાવ્યા માનવના હૃદયો, ભ્રમ-ભ્રાંતિ નો દૂર ગઈ,
ક્રોધ વિના સદ્બોધ કરીને, અમૃતની વરસાવી ધાર,
વિજયાનંદસૂરીશ્વરજીને, વંદન કરીએ વારવાર ૪
ભાવનગરમાં દેવ પધાર્યા, જૈન ધર્મના મર્મ કહ્યા,
એ અદ્‌ભૂત વાણીનો અર્થે, વિમળપણાથી જૈન વહ્યા,
અખિલ જૈન શાસનમાં પ્રેર્યો, ધર્મતણો સાચો સંસ્કાર,
વિજયાનંદસૂરીશ્વરજીને, વંદન કરીએ વારવાર ૫
એ ઉપકાર અગાધ સ્મરીને, નિશ્ચય રહેવા ગુરુનું નામ,
આત્માનંદ સભા સ્થાપી છે, પ્રસિદ્ધ ધર્મતણું છે ધામ,
દરવર્ષે ઉત્સવ ઉજવાએ, પાઠ-પૂજાના વિવિધ પ્રકાર,
વિજયાનંદસૂરીશ્વરજીને, વંદન કરીએ વારવાર ૬

દોહરા

જેણે જન્મ ધરી કર્યો, ધર્મતણો વિસ્તાર,
તે શ્રી આત્માનંદજી, નમીએ વારવાર ૧
ભાવનગરમાં ભવ્ય આ, આત્માનંદ સમાય,
દેશ-વિદેશે જેહની, પ્રૌઢી દીસે પ્રભાય ૨
એ ગુરુદેવતણી રૂડી, જયન્તિ આ ઉજવાય,
જેના મંગળ નામથી, ભવસાગર ઉતરાય ૩
*શ્રી સિદ્ધક્ષેત્રને વિષે, આજ અતિ આનંદ,
જયન્તિનો ઉત્સવ કરે, જૈન બન્ધુનાં વૃંદ ૪
પ્રમુખ સાહેબ, પેટ્રનો, સેક્રેટરી સહિત,
ગ્રાહક, વાચક, મેમ્બરો, સમાજ રૂડી રીત ૫
સભા વિષે હાજર રહી, નીરખ્યું નયણે ધામ,
રેવાશંકર કવિ લખે, આજતણો ઇતિહાસ ૬

તા ૨૯-૫-૪૪ ચંદ્રવામર } લી૦ સમાજ શુભચિંતક, રેવાશંકર વાલજી બધેકા.

—卐—

* જેઠ સુદ ૮

# પ્રતિમા

( શિખરિણી )

અતિ શ્રેષ્ઠે શિલ્પે અધિકતર જે સુંદર દીસે, રુડા ગર્ભાગારે જિનવર જહીં વાસ વસતા;
પ્રભાતે જાવું ત્યાં નમન કરવા ચૈત્યગૃહમાં, દીપે કેવી દૈવી જિનવરતણી ભવ્ય પ્રતિમા. ૧

ભલે ચૈતન્યો શાં હલનચલનો ત્યાં સ્ફુરતાં, ભલે આશીર્વાદો પ્રભુ ન ઉચરે સૌમ્ય મુખથી;
ભલે હસ્તાલમ્બે વિભુ ન ગ્રહતાં ભક્ત જનને, ભલે પાપાત્માના કર જકડતી આ ન પ્રતિમા. ૨

છતાં યે ખેંચાતું ભવિક દીલ પ્રેમે છલકતું, પ્રભુજીની દૈવી વિમલ પ્રતિમા પે ઘડી ઘડી;
ભૂલી જાતું તે તો વ્યથિત સહુ ભાવો જગતના, ટળી જાતી મૂર્છા શિથિલ બનતી મોહ મમતા. ૩

હજારો સમ્રાટો વિમલ બનતા પૂજી પ્રતિમા, સુકર્મોથી કોઈ હજી ય ઇતિહાસે વિલસતા;
કુકર્મી મોહાંધો નૃપ જગતમાં ધિક્કૃત થયા; કીધાં જેણે નાશો પુનિત પ્રતિમાના નિશદિને. ૪

નથી તીખાં શસ્ત્રો નિરખી પ્રતિમા ધ્રૂજી ઉઠતી, નથી રાતાં નેત્રો નિરખી પ્રતિમા કંપી ઉઠતી;
નથી રત્નો દેખી મુદિત પ્રતિમા હર્ષ ભરતી, છતાં ભવ્યે ભાવે ભવિક ઉરમાં સૌખ્ય કરતી. ૫

કળા સ્થાપત્યોના પ્રતિક સરખી દિવ્ય પ્રતિમા, સદા વન્દ્યા છે રે હિતકર સદા આલમ વિષે;
મને ભાસે છે કે રે પ્રશમ રસની શાન્ત પ્રતિમા, વદે છે સૂત્રોને વિધિવિહિત શાંતાકૃતિથકી. ૬

ઘણા જીવો તાર્યાં વિમલ પ્રતિમાએ જગતના, ભલા ભાવો જાગ્યા વિરતિ ભરીયા માનવ વિષે;
મહાચૈતન્યોના પરિચયતણાં સાધન સમી, સદા શોભે છે આ જગતભરમાં ભવ્ય પ્રતિમા. ૭

નિહાળી શ્રદ્ધાથી પરમ પુનિતા મૂર્તિ વિમળા, ઉઠ્યા ત્યાગી ભાવો વિમલતમ શય્યંભવ વિષે;
રચી જેણે ભવ્યા ગહન રચના શાસ્ત્રિય અહો ! નક્કી મૂર્તિ વંદ્યે જીવન ઘટના ઉત્તમ બને. ૮

મહા અબ્ધિમાંહે જિનપ્રતિમ શા મત્સ્ય નિરખી, બીજા મત્સ્યો પામે પરભવતણાં જ્ઞાન વળમાં;
અને જ્ઞાનોદ્રેકે નિજ વિમલ ભાવો ગ્રહી ગ્રહી, ખરે પામે છે તે પ્રશમ ભરિયા સત્ય રૂપને. ૯

અહો ! મૂર્તિ દેખી વિરતિ પ્રગટી **આર્દ્ર-સુતમાં**, પુરાણા જન્મોના સકળ નિજ સંસ્કાર સ્મરતાં;
ખપાવી કર્મોને અતીવ કલુષાં દુઃખ ભરિયાં, નક્કી પામ્યો તે તો નિજ સ્વરૂપને મૂર્તિ નિરખી. ૧૦

નિહાળી મૂર્તિના પ્રશમભરિયા નેત્રયુગને, અને મુખે મીઠા સ્મિત સહિત ભાવો નિરખતાં;
મહા આનન્દોનો ઉદધિ ઉછળે સર્વ દિશથી, જડી જાણે હૈયે વિમલતમ હેમેન્દ્ર ! પ્રતિમા. ૧૧

રચયિતા :—**મુનિ શ્રી હેમેન્દ્રસાગરજી**

जैनाचार्य श्रीविजयवल्लभसूरि-

# गुणस्तुत्यष्टकम्

( रचयिता-साहित्यसूरि )

देवाङ्गनाविहितनिर्मलकीर्तिगानः, प्रज्ञापुरन्दरगुरोर्विहितापमानः ।
आतङ्क-पङ्क हरणे तपनोपमानः, संसारसिंधुतरणी गुणिषु प्रधानः ॥ १ ॥

अन्तर्द्विषां मदजुषां विहितावसानः, पापोज्झिते मुनिवराध्वनि वर्तमानः ।
वैराग्यहेतिमदनक्षपिताभिमानः, शीतांशुकान्तगुणराशिविराजमानः ॥ २ ॥

धर्मोपदेशमनिशं भविनां ददानश्चारित्ररत्नमसमं प्रशमं दधानः ।
विद्यालयादिरचनाकरणैकतानः, क्षान्त्यादिकेलिनिलयस्तपसां निधानम् ॥३॥

विज्ञानभाक्षु मनुजेषु च लब्धमानः, प्राज्ञः कृतार्हतवचोऽमृतवारिपानः ।
वाग्भिः सदःसु विदुषां हि शिरो धुनानः, पापप्रपञ्चमखिलं सततं जिहानः ॥४॥

अज्ञानभाग्जनविबोधनसावधानः, संस्थाविधापनपटुर्विगताभिमानः ।
नानास्थलेषु विहितोरुसदोविधानः, सप्तार्चिषेव महसा परिदीप्यमानः ॥५॥

नित्यं सुसंयमिगणेन च सेव्यमानः, सम्मोहभूरुहमर भविनां लुनानः ।
न्यासैः क्रमाम्बुजयुगस्य भुवं पुनानः, श्रेयःश्रिया गुणगणेन विवर्द्धमानः ॥६॥

यस्य प्रचारमवनौ महसां वितानः, शिश्राय सद्भुवि यथा व्रततीप्रतानः ।
यो जैनदर्शनमिलावलये ततान, प्रोद्यत्तमोभरभिदे सवितुः समानः ॥ ७ ॥

विद्यानिधिर्विजयवल्लभ ऊर्जितानः, श्रेष्ठ्यश्रितां ह्यियुगलः प्रथितावधानः ।
पञ्जाबवाघ इति च प्रथिताभिधानः, सूरिर्मुदं वितनुता नमतां सदा नः ॥८॥

स्तुत्यष्टकं विजयवल्लभसूरिभर्तुः, साहित्यसूरिरमलेऽसितपौषमासि ।
एतद्रवौ प्रतिपदि व्यधित प्रमोदाद्, वर्षे च विक्रमनृपाद् द्विसहस्रसङ्ख्ये ॥९॥

卐

# વિચારશ્રેણી

લેખક : આ૦ શ્રી વિજયકસ્તૂરસૂરિજી.

પરમાત્માના અપરાધીની સજા ઘડવાનો તમને હક નથી, છતાં તમે સજા ઘડવાનું સાહસ કરશો તો તમારા સંકલ્પ પ્રમાણે તમારે સજા ભોગવવી પડશે. પ્રભુના અપરાધીની સજા પ્રભુના નિયમ પ્રમાણે તેને થશે જ, માટે તમારે તેની ચિંતા કરવાની આવશ્યકતા નથી. અને તમારા અપરાધીની સજા પણ તમારે ઘડવી નહી, નહિ તો તે પણ તમારે ભોગવવી પડશે; કારણ કે તમારા વાંક વગર કનડે તે પરમાત્માનો ગુન્હેગાર છે અને તમારો વાંક હોય ને કનડે તે કેવળ તમારો ગુન્હેગાર છે. આ બન્ને પ્રકારના ગુન્હેગારોની સજા ઘડવાને માટે પ્રભુએ તમને આજ્ઞા આપી નથી, માટે પ્રભુની આજ્ઞાનું ઉલ્લંઘન કરશો નહી.

કાદવથી ખરડાયલું વસ્ત્ર કાદવથી સાફ થાય નહી, પણ પાણીથી સ્વચ્છ બનીને શ્વેત થાય છે, તેવી રીતે દોષોથી દોષો દૂર થાય નહી પણ ગુણોથી દોષો દૂર થાય છે. અર્થાત્ ઇર્ષ્યા, દ્વેષ–અસહિષ્ણુતા આદિ દોષોથી કલંકિત માનવી બીજામાં રહેલા દોષો દૂર કરીને ગુણી બનાવી શકે નહી; પણ સજ્જનતા, હિતૈષિતા આદિ સદ્‌ગુણોથી વાસિત માનવી જ બીજાને દોષમુક્ત બનાવીને સદ્‌ગુણોનો આરોપ કરી શકે છે.

બીજાના અવગુણ કે અહિતકરસૂચક પ્રવૃત્તિ જોઇને અણગમો કે તિરસ્કાર થવો તે દોષ છે અને દયા તથા હેતથી હિતબુદ્ધિ થવી તે ગુણ છે. જનતામાં બીજાના દોષોનું વર્ણન કરી સંતોષ માનનાર દુર્જન છે અને ગુણ ગાઇને ખુશી થનાર સજ્જન છે.

જે પોતાના હૃદયનો અનુવાદ ન કરી શકે, તે બીજાના હૃદયના અનુવાદનો અનુવાદ કેવી રીતે કરી શકે ?

સારા સારા અનુભવી મહાપુરુષો કહેતા આવ્યા છે કે સંસાર એક પ્રકારની નાટ્યશાળા છે. અને તેમાં પ્રાણીમાત્ર પાત્રો–એક્ટરો છે. તે પોતપોતાનું નાટક ભજવી રહ્યા છે. આ નાટ્યશાળામાં નાટક કરનારાઓનો વ્યવસ્થાપક–મેનેજર મોહનીય કર્મ છે. આ પ્રમાણે કહેવાય છે, વંચાય છે અને ઉપદેશાય છે. આ વાત અનુભવસિદ્ધ–તદ્દન સાચી જ છે; જેમકે, ઘાંચી, મોચી, તરગાળો, મુસલમાન, બ્રાહ્મણ, કુંભાર, કોળી, વાણીયો, ઢેડ, વાઘરી બધાયે ભેગા થઇને એક મંડળી–નાટક કંપની ઊભી કરે છે. પછી ભર્તૃહરી આદિ રાજા મહારાજાઓનું નાટક ભજવે છે. તેમાં પિતા, પુત્ર, સ્ત્રી, પુત્રી, બહેન, માતા, કાકા, ભત્રીજો, શત્રુ, મિત્ર આદિ સંબંધોથી જોડાઇ જાય છે, અને એવા પ્રકારના ભાવો ભજવી બતાવે છે કે જોનારને સારામાં સારી અસર થાય છે. જાણે સાચા જ સંબંધીઓ હોય તેવું જણાય છે, પણ નાટક પૂરું થાય છે એટલે બધાય પોતપોતાના વસ્ત્રો–ડ્રેસો કાઢી નાંખીને કિનારે મૂકે છે કે તરત જ પાછા મોચીનો મોચી અને ઘાંચીનો ઘાંચી, પાછા હતા તે રૂપમાં ફેરવાઇ જાય છે અને માતા પિતા પુત્ર આદિના સંબંધ જેવું કશુંયે રહેતું નથી.

નાટકના જુદા જુદા ખેલોમાં એકમાં માતા હોય તે બીજામાં સ્ત્રી, અને સ્ત્રી બની હોય

તે માતા અથવા માતા હોય તે પિતા અને પિતા હોય તે સ્ત્રી થાય છે અર્થાત્ જુદા ખેલમા સબધો ફેરવાઈ જાય છે તેમ સસારના સબધોની પણ એવી જ સ્થિતિ છે

પોતાને ગમે તે બીજાને મનાવવુ છે, પણ બીજાને ગમે તે સાચુ પણ પોતે માનવુ નથી આ તે કેવો ન્યાય?

અજ્ઞાની બાળકને ફોસલાવવાને તો માટીના કેરી, નારગી, મોસબી, દાડમ, કેળા, સતરા, જામફળ વિગેરે ફળો દેખાડશો તો ચાલશે પણ જ્ઞાની-જાણ પુરુષોને માટે તો સાચા ફળો મેળવ્યા વગર નહી ચાલે

કાઇક આત્મિક શક્તિ મેળવી હોય તો સ્વામી બનીને બીજાનુ શ્રેય કરો, નહિ તો સેવક બનીને બીજાનુ શ્રેય કરો, બન્ને દશામા સ્વાર્થ રહિત એકાત હિતબુદ્ધિ હોવી જોઇએ

બીજાના તરફથી હાસી, તિરસ્કાર, અણગમો કે અપમાન વિગેરેનો ભય ન રાખીને હૃદયની સરળતાપૂર્વક તમને ગમતુ હોય તે કહો અને કરો જો તમે ભૂલતા હશો તો બીજા સુધારશે અને સાચુ હશે તો સ્વીકારશે

શુ સુધારવુ છે તે નક્કી કરો, અને પોતે સુધર્યા પછી જ બીજાને સુધારવા પ્રયાસ કરો

અનુભવજ્ઞાન મેળવી અધિકારી બન્યા સિવાય કોઇપણ બાબતમા માથુ મારશો નહી, નહિ તો હાસીનુ પાત્ર બનશો

કીર્તિ તથા મોટાઇને માટે જનતાને મનગમતુ મનાવવાને જગત મથી રહ્યુ છે, પણ સ્વપરના કલ્યાણની કામનાથી સાચુ સમજાવવા ચહાતુ નથી

ઇર્ષા, દ્વેષ તથા પેટના માટે ઉત્તમ પુરુષોની અવગણના કરી આત્માનો અધઃપાત કરશો નહી

પોતાનો ક્ષુદ્ર સ્વાર્થ સાધવા જનતાની દૃષ્ટિમા ગુણીને અવગુણી અને અવગુણીને ગુણી મનાવી સતોષ માનનારના અદર માણસાઇનો અશ પણ હોતો નથી

ભાષા વાચી, સમજી, સમજાવી જાણનાર તો ઘણા છે, પણ ભાવ વાચી, સમજી, સમજાવી જાણનાર તો કોઇક વિરલ જ હશે

જીવો, તમને ગમે તેમ જીવો. સ્વામી બનીને જીવો-સેવક બનીને જીવો વખાણીને જીવો-વખણાઇને જીવો દાતા બનીને જીવો-યાચક બનીને જીવો સાધુ થઇને જીવો-ગૃહસ્થ રહીને જીવો પણ સાચુ જીવો

પ્રશસા મેળવવામા શુ સુખ અને આનદ છે, તે જો ન સમજાતુ હોય તો મિથ્યાભિમાનીઓને પૂછો તે તમને સાચી રીતે સમજાવશે, કારણ કે તે આ વિષયના સારા અનુભવી હોય છે

સસારમા પ્રશસા જેવી કોઇપણ કિંમતી વસ્તુ નથી, કે જે લાખોનો ખર્ચ કરીને પણ મેળવવામા આવે છે

સસારમા બધાયની પ્રશસા જોઇતી હોય તો પ્રામાણિકતાની પરવા ન રાખીને સહુના મતમા ભળી જાઓ અને કોઇનાથી પણ વિચારભેદ રાખશો નહિ

સસારી જીવનમા જીવવાને માટે પ્રશસાની ગરમીની ઘણી જ જરૂરત રહે છે, પણ ત્યાગી જીવનમા તો નિસ્પૃહતા અને નિરભિમાનતા સિવાય જીવી શકાય નહિ

ભૂલોને સરળતાથી સ્વીકારી સુધારનાર ગુણી બનવાનો અધિકારી છે

બીજાના વિચાર તથા વર્તનને વખોડવુ તે ખડન અને વખાણવુ તે મડન કહેવાય છે

# શ્રમણોપાસક અંબડ પરિવ્રાજક

( શ્રી ગૌતમ અને ભ૦ મહાવીરનો સંવાદ )

લેખકઃ—મુનિ પુણ્યવિજયજી ( સંવિજ્ઞપાક્ષિક )

શ્રમણ ભગવાન્ **મહાવીરે** ત્રીસમું વર્ષા ચાતુર્માસ વાણિજ્યગ્રામમાં વ્યતીત કર્યું, ચાતુર્માસ પૂરું થયે ભ૦ મહાવીર શ્રાવસ્તી આદિ નગરોમાં વિચરતા વિચરતા પાંચાલ દેશ તરફ પધાર્યા અને કામ્પિલ્યપુરની બહાર સહસ્રામ્રવનમાં વાસ કર્યો.

કામ્પિલ્યપુરમાં **અંબડ** નામનો બ્રાહ્મણ પરિવ્રાજક સાતસો પરિવ્રાજક શિષ્યોનો ગુરુ રહેતો હતો. અંબડ અને તેના શિષ્યો ભ૦ મહાવીરના ઉપદેશથી જૈનધર્મના ઉપાસક બન્યા હતા. પરિવ્રાજકનો બાહ્ય વેષ અને આચાર હોવા છતાં પણ તેઓ શ્રાવકોને પાળવા યોગ્ય વ્રત–નિયમ પાળતા હતા.

કામ્પિલ્યપુરમાં ઇન્દ્રભૂતિ–ગૌતમે અંબડના વિષયમાં જે વાતો સાંભળી, તેથી ઇન્દ્રભૂતિ–ગૌતમનું હૃદય સશંક હતું. તેમણે ભગવાનને પૂછ્યું—ભગવન્ ! ઘણા લોકો એમ કહે છે અને પ્રતિપાદન કરે છે કે–અંબડ પરિવ્રાજક કામ્પિલ્યપુરમાં એકજ વખતે સો ઘરોનું ભોજન કરે છે અને સો ઘરોમાં રહે છે તે કેવી રીતે ?

**ભ૦ મહાવીર**—ગૌતમ ! અંબડના વિષયમાં લોકોનું તે કહેવું યથાર્થ છે.

**શ્રી ગૌતમ**—ભગવન્ ! તે કેવી રીતે ?

**ભ૦ મહાવીર**—ગૌતમ ! અંબડ પરિવ્રાજક વિનીત અને ભદ્ર પ્રકૃતિનો પુરુષ છે, તે નિરંતર છઠ્ઠ છઠ્ઠનો તપ કરી સખ્ત તાપમાં ઊભો રહી આતાપના લે છે. આ દુષ્કર તપ, શુભ પરિણામ અને પ્રશસ્ત લેશ્યા શુદ્ધિથી વિશેષ કર્મોનો ક્ષયોપશમ થઇ અંબડને વૈક્રિય લબ્ધિ અને અવધિજ્ઞાન લબ્ધિ પ્રાપ્ત થઇ છે. આ લબ્ધિયોના બળથી અંબડ પોતાના સો રૂપ બનાવી સો ઘરોમાં રહી ભોજન કરે છે અને લોકોને આશ્ચર્ય દેખાડે છે.

**શ્રી ગૌતમ !** ભગવન્ ! શું અંબડ પરિવ્રાજક નિર્ગ્રન્થ ધર્મની દીક્ષા લઇ આપનો શિષ્ય થવાને યોગ્ય છે ?

**ભ૦ મહાવીર**—ગૌતમ ! અંબડ મારો શ્રમણ શિષ્ય નહિ થાય, અંબડ જીવાજીવાદિ તત્ત્વજ્ઞ શ્રમણોપાસક છે અને શ્રમણોપાસક જ રહેશે. તે સ્થૂલ હિંસા, સ્થૂલ અસત્ય તથા સ્થૂલ અદત્તાદાનનો ત્યાગી, સર્વથા બ્રહ્મચારી અને સંતોષી છે. તે મુસાફરીના માર્ગમાં વચમાં આવવાવાળા પાણીથી અતિરિક્ત કૂપ, નદી આદિ કોઇ પ્રકારના જલાશયમાં ઉતરતો નથી, તે ગાડી, રથ, પાલખી આદિ વાહન અથવા ઘોડા, હાથી, ઉંટ, બળદ, ભેંસ, ગધેડા, આદિ વાહન પર બેસીને યાત્રા કરતો નથી,

અંબડ નાટક, ખેલ, તમાસા દેખતો નથી. તે સ્ત્રીકથા, ભોજનકથા, દેશકથા, રાજકથા. ચોરકથા અન્ય અનર્થકારી વિકથાઓથી દૂર રહે છે.

અંબડ લીલી વનસ્પતિનું છેદન–ભેદન અને સ્પર્શ સુધ્ધાં નથી કરતો. તુંબડું, કાષ્ઠપાત્ર અને માટીના પાત્રથી અન્ય અતિરિક્ત લોહ, ત્રપુ, તામ્ર, સીસા, ચાંદી, સોના આદિ કોઇ

પ્રકારના ધાતુના પાત્ર નથી રાખતો તે એક ગેરુઆ ચાદરથી અન્ય બીજી કોઇ પણ રંગીન વસ્ત્ર રાખતો નથી એક તામ્રમય અંગૂલી (વીંટી) સિવાય અન્ય હાર, અર્ધહાર, એકાવલી, મુક્તાવલી, કટીસૂત્ર, મુદ્રિકા, કેયૂર, કુંડલ, મુકુટ આદિ કોઇ પણ આભૂષણ પહેરતો નથી તે ગંગા નદીની માટીથી અતિરિક્ત અગર, ચંદન, કુંકુમ આદિનું શરીર પર વિલેપન કરતો નથી તે પોતાને માટે બનાવેલો, લાવેલો, ખરીદેલો તથા અન્ય દૂષિત આહાર ગ્રહણ કરતો નથી તે અપધ્યાન, પ્રમાદાચરિત, હિંસપ્રદાન અને પાપકર્મોપદેશરૂપ ચતુર્વિધ અનર્થદંડથી દૂર રહે છે તે દિવસમા માગધ આઢક પ્રમાણ વહેતા એવા સ્વચ્છ જલને સારી રીતે ગાળીને ગ્રહણ કરે છે અને અર્ધ આઢક પ્રમાણ પીવા તથા હાથ-પગ ધોવાને માટે બીજાએ આપેલા જલને ગ્રહણ કરે છે, કિન્તુ બન્ને રીતે સ્વયં જલાશયમાથી લેતો નથી.

તે અર્હન્ત ભગવતો અને તેમના ચૈત્યો (મૂર્તિઓ)ને છોડીને અન્યતીર્થિકોના દેવો અને અન્યતીર્થિક પરિગૃહીત અર્હત્ ચૈત્યોને વંદન નમસ્કાર કરતો નથી

શ્રી ગૌતમ–ભગવન્ ! અંબડ પરિવ્રાજક આયુષ્ય પૂરુ કરીને અહીંથી કઇ ગતિમા જશે ?

ભ૦ મહાવીર–ગૌતમ ! અંબડ નાના મોટા શીલવ્રત, ગુણવ્રત, પૌષધોપવાસપૂર્વક આત્મચિંતન કરતો ઘણા વર્ષો સુધી શ્રમણોપાસક મતમા રહીને અન્તમા એક માસના અનશનપૂર્વક દેહનો ત્યાગ કરી બ્રહ્મદેવલોકમા દેવપદ પ્રાપ્ત કરશે અને અન્તે અંબડનો જીવ મહાવિદેહમા મનુષ્યજન્મ પામીને સિદ્ધિગતિને પ્રાપ્ત કરશે

શ્રમણોપાસક અંબડ પરિવ્રાજકના વિષય પરત્વે શાસ્ત્રમા આ રીતે કથિત છે—

"अंबडस्तु स्थूलहिंसादि परित्यजन् नद्या- दिषु केलिमकुर्वन् नाट्यविकथाद्यनर्थदण्डमसमाचरन् अलाबुदारुमृत्पात्रवर्जितपात्राणि अपरिगृह्णन् गंगामृत्तिका मुक्त्वान्यविलेपनमकुर्वन् कंदमूलफलान्यभुंजन् आधाकर्मादिदोषदुष्टमाहारमसेवन् अंगुलीयकमात्रालङ्करण धारयन् गैरिकादिधातुरक्तवस्त्राणि परिदधत् पुनर्वहन्निर्मल केनापि गृहस्थेन दत्त वस्त्रेण च सम्यग् रीत्या गलित अर्द्धाढकप्रमित जल पातु, दर्व्यादि शोद्धुं वा गृह्णन्, तावदेवाढकप्रमितं जल स्नानार्थं गृह्णन् श्रीमज्जिनप्रणीतशुद्धधर्मे एव चैकमतिं बिभ्रत् स्वकीयं, सकलमपि जन्म सफलीकृत्य प्रान्ते नासन्नस दुर्गतिः सन् मासिकीं सलेखना कृत्वा ब्रह्मलोकं प्राप्त तत्र दिव्यानि देवसुखान्यनुभूय क्रमेण मानवभव प्राप्य सयमाराधनपूर्वक सिद्धि यास्यति । "

'અંબડ સ્થૂલહિંસાને તજતો, નદી આદિને તજતો, નદી આદિને વિષે ક્રીડાને નહિ કરતો, નાટક વિકથાદિ અનર્થદંડને નહિ આચરતો, તુંબડું, લાકડાનું પાત્ર ને માટીના પાત્ર સિવાય અન્યને નહિ રાખતો, ગંગા નદીની માટી સિવાય અન્ય વિલેપન નહિ કરતો, કંદમૂળફલાદિને નહિ ખાતો, આધાકર્માદિ દોષદુષ્ટ આહારને નહિ સેવતો, એક માત્ર ધાતુની વીંટી સિવાય અન્ય આભૂષણને નહિ ધારણ કરતો, ગેરુઆ રંગના વસ્ત્રને પહેરતો, કોઇપણ ગૃહસ્થવડે અપાયેલુ, વસ્ત્રવડે સારી રીતે ગાળેલુ અર્ધ આઢક પ્રમાણ જલ પીવા માટે કમંડળવડે શોધીને ગ્રહણ કરતો, તે જ પ્રમાણે આઢક પ્રમાણ જલ સ્નાન માટે ગ્રહણ કરતો, શ્રી જિનેશ્વરદેવ પ્રણીત શુદ્ધ ધર્મને વિષે જ એકમતિને ધારણ કરતો પોતાનો સઘળોયે જન્મ સફળ કરીને પ્રાન્તે નજીકમા સદ્દગતિ છે જેને એવો એક માસની સંલેખના કરીને બ્રહ્મદેવ-

લોકને પામ્યો. ત્યાં દિવ્ય એવા દેવતાના સુખને ભોગવી ક્રમે માનવભવ પામીને સંયમ આરાધનાપૂર્વક મોક્ષગતિને પામશે. '

ધર્મની સાધના જ્ઞાનની સાથે સંબંધ રાખે છે; બાહ્ય વેષની સાથે નહિ. બાહ્ય વેષ પીછાન અને સંયમ નિર્વાહનું કારણ માત્ર છે. મોક્ષપ્રાપ્તિ જ્ઞાન, દર્શન અને ચારિત્રના સ્વીકારદ્વારા જ હોય છે.

પોતાથી શક્ય અનુષ્ઠાનમાં રક્ત ભગવાન્ જિનેશ્વરદેવપ્રણીત શુદ્ધ ધર્મને વિષે એકચિત્તવાળો શ્રમણોપાસક અંબડ પરિવ્રાજકના સદરહુ વ્યતિકરથી વર્તમાન શ્રાવક લોકો પરિગ્રહ વિગેરે બાબતમાં કેટલી હિતશિક્ષા લેવા યોગ્ય છે તે સ્વયં હૃદયગત વિચારે !

અસ્તુ.

---

## શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી.

( અનુષ્ટુપ્-વસંતતિલકા. )

આત્માનંદ સદા મસ્ત વિજયી ધર્મ કામમાં,
આત્મારામે જગે ખ્યાત વિજયાનંદ નામમાં. ૧

આત્માતણી પ્રબળ પારખ દિવ્ય સાધી,
આરામ સત્ય મળતાં સુખ કીર્તિ લાધી;
આનંદ ધર્મ, ગુરુ ને પ્રભુમાં જ પામ્યા,
એ સત્ય બોધ બળથી ભવિ ક્લેશ વામ્યા. ૨

તત્ત્વપૂર્ણ રચ્યા ગ્રંથો સમજ્યા સાચા મર્મને;
દેશ દેશે ભમી ભાવે ફેલાવ્યો જૈન ધર્મને. ૩

પંજાબમાં શુભ દિને શુચિ જન્મ લીધો,
દીક્ષા ગ્રહી મનુજને ઉપદેશ દીધો;
હૈયા વિષે જિનતણી પ્રતિમા રમન્તી,
જેના પ્રતાપ બળથી વિપદા શમન્તી. ૪

પૂર્વાચાર્યોતણા પંથે માંડ્યા પગલાં ટેકથી,
ધર્મની ભરતી પામ્યા સાચા શિષ્ય અનેકથી. ૫

આવા પ્રતાપી શુભ સન્ત અહો મનુષ્યો ?
જે સૂરિના પ્રતિપદે શુભ ધર્મ દશ્યો;
સૂરીશ્વરે સકલ જીવન ધન્ય કીધું,
ભાવી જને મધુર અમૃત પાન લીધું. ૬

રચયિતા : મુનિરાજ શ્રી હેમેન્દ્રસાગરજી

# જીવને શિખામણ 

લેખક: મુનિરાજ શ્રી લક્ષ્મીસાગરજી મહારાજ-માતર.

આ ક્ષણભંગુર અને અસાર સંસારમાં મનુષ્ય માત્ર કામ, ક્રોધ, માન, માયા, મોહ, લોભ વિગેરે શત્રુઓથી તો એવા સપડાએલા છે કે પોતાના જીવનું પણ સાર્થક કરતા નથી. આ સંસાર સમુદ્ર તુલ્ય છે. નદીઓના જળથી જેમ સમુદ્ર તૃપ્તિ પામતો નથી, જંતુઓથી જેમ યમરાજ તૃપ્તિ પામતો નથી, કાષ્ઠોથી જેમ અગ્નિ તૃપ્તિ પામતો નથી તેમ સંસારને વિષે આ આત્મા વિષયના સુખથી ક્યારે પણ તૃપ્તિ પામતો નથી. કામદેવ નરકનો દૂત છે, વ્યસનનો સાગર છે, વિપત્તિરૂપી બળતો અંકુર છે અને પાપરૂપી વૃક્ષની નીક છે. ગૃહસ્થના ઘરમાં ઉંદર પ્રવેશ કરે છે, તો તે જેમ અનેક સ્થાનકે ખોદી નાખે છે તેમ કામદેવ માણસના શરીરમાં પ્રવેશ કરે તો તે પ્રાણીના અર્થ, ધર્મ અને મોક્ષને ખોદી નાખે છે.

ઇંદ્રિયો પાંચ છે અને એમના ભોગવવાના વિષયો પણ પાંચ છે. શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા અને નાસિકા એ ઇંદ્રિયો છે અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, એ એમના ભોગવવાના વિષયો છે. પહેલી શ્રોત્રેન્દ્રિયને આધીન થઇ જનાર એટલે એ ઇન્દ્રિયનો વિષય જે શબ્દ ગાયન એ સાંભળી લીન થઇ જનાર જે મૃગો એઓ પારધીના પાશમાં બંધાઈ નાશ પામે છે. સ્પર્શેન્દ્રિયને કાબૂમાં નહી રાખનાર હાથી તે થોડા વખતમાં શિકારીને વશ થાય છે. ચક્ષુ ઇંદ્રિયના વિષયમાં લુબ્ધ થએલા પતંગીયા દીવા કે અગ્નિમાં પડીને મરે છે. રસના કે જીહ્વા ઇંદ્રિયના લોલુપ માછલા લોઢાના કાંટામાં વીંધાઈ જઇ પ્રાણ ખુએ છે અને ગંધ વિષયને વશ થનાર ભ્રમર એ પણ સુગંધીને લીધે પોતાના અમૂલ્ય જીવનને ખુવે છે. આમ એકેક વિષયને સેવવાવાળા પ્રાણીઓ મૃત્યુને આધીન થાય છે તો આપણે પાંચ ઇંદ્રિયોવાળા પ્રાણીઓ પાંચે ઇંદ્રિયો ભોગવી વિનાશ પામીએ તો શું નવાઇ? જે માણસ મોટા કુળમાં ઉત્પન્ન થયા છતાં પણ ધર્મરહિત હોય તો તે બીજા ભવમાં શ્વાન થાય છે. સીસું જેમ અગ્નિમાં ગળે છે તેમ અનેક વિષયના સેવનાર પ્રાણીઓ પણ અગ્નિરૂપી નરકમાં ગળ્યા કરે છે.

હે જીવાત્મા! હાથીના કાનની પેઠે લક્ષ્મી ચંચળ છે, વિષયસુખ તે ઇંદ્રધનુષના રંગ પહેલાં તો અતિ વ્હાલા લાગે છે, પણ પાછળથી દુઃખનું કારણ થઇ પડે છે. જેઓ આ ક્ષણભંગુર સંસારમાં નારીમાંથી જન્મ્યા છે અને તેમની જ પાછળ ફરતા ફરતી મરણ પામ્યા છે તેઓ પોતાનો અમૂલ્ય મનુષ્ય જન્મ ફોગટ બરબાદ કરે છે. કાળની ડાંગ માથે ઉભી છે. વખતો વખત ચેતાવે છે પણ કર્મ તું સ્વાર્થરૂપ અંધારી ચડાવી દે છે અને પછી હાય હાય કર્યા કરે છે. મારી આબરૂ, મારી દોલત, મારૂં શરીર, મારૂં ઘર, મારા હાટ વગેરે એમ થયા કરે છે, પણ તને વિચાર થતો નથી કે આમાં મારૂં શું છે? આ બધું સુખરૂપ છે કે દુઃખરૂપ? સ્વર્ગના રસ્તા વગેરેને બતાવનાર બતાવશે કે બીજું કોઇ?

હે આત્મા! વિચાર કર કે આબરૂ મેળવવી, લાજ વધારવી, પૈસો એકઠો કરવો, વિશ્વાસઘાત કરવો, દગો દઇ વધુ લઇ ઓછું દેવું, વગેરે સર્વે આ ફાનિ દુનીઆને વાસ્તે છે. તેમાંથી

# અમર આત્મમંથન

( ગતાંક પૃષ્ઠ ૧૬૨ થી ચાલુ )

લેખક : અમરચંદ માવજી શાહ

૧૪૯. આત્મશાંતિ સ્વાનુભવમાં છે. બહારથી વેચાતી નથી મળતી કે તમે જ્યાં ત્યાં ફાંફાં મારી રહ્યા છો ? શાંતિનો માર્ગ બતાવશે પણ શાંતિ પ્રાપ્ત તો તમારે જ કરવી રહી અને તે અંતર્મુખ દૃષ્ટિ કરી અંદર સમાઇ જાઓ, પરભાવનો ત્યાગ કરી આત્મસાગરમાં ડુબકી મારો એટલે શાંતિના ફુવારા ઊડશે.

૧૫૦. દરેક વ્યવહારધર્મ એ રીતે આચરવા જોઇએ જેમાં નિશ્ચય આત્મસ્વરૂપનું વિસ્મરણ એક પળ પણ ન થાય. આત્માને ભૂલ્યા તો બાજી હાર્યા.

૧૫૧. જવાબદારીને જંજાળ ગણવી એ તો કાયરતા છે. જે પોતાની આવશ્યક ફરજોમાં નિષ્ફળ નીવડે છે–પુરુષાર્થના સમયે કાયરતા બતાવે છે તો મોક્ષાર્થ પુરુષાર્થ શું કરી શકવાનો હતો ?

૧૫૨. સંસારમાં રહેવા છતાં–વ્યવહાર ચલાવતા છતાં જે આત્મલક્ષી જળકમળવત્ વર્તે છે તે તો ખરા કલાનિધિ છે.

૧૫૩. જીવવું તો ડરવું શા માટે ? અને ડરવું તો જીવવું શા માટે ? આ સંસાર તો ભયથી જ ભરેલો છે. દેખાડો કઇ જગ્યા નિર્ભય લાગે છે ?

૧૫૪. આત્મા પરભાવમાં રાચી પોતાનો સ્વભાવ ભૂલ્યો છે એટલે પોતાનું નહિં એવું જે ચાલી જતાં અથવા ચાલી જશે એવો ભય

---

તને કંઇ મળવાનું નથી. જે તને કંઇ પણ મળશે તેની સાથે એટલી બધી ઉપાધીઓ લાગેલી હોય છે કે તે સુખને અવ્યાબાધ સુખ નામ અપાય જ નહી. સુખ તો જેણે કર્મરૂપી શત્રુઓ છત્યા છે તેમને જ મળે છે. હે [illegible]ત્મા ! આ અમૂલ્ય ભવ પામીને કાંઇપણ તારા હિતના કાર્ય કરતો નથી. અને કાંઇ પણ ધર્મરૂપી ભાતું સંપાદન કરતો નથી અને પરભવમાં એકલો ચાલ્યો જાય છે. તે વખતે તારી પાસે ગમે તેટલી સમૃદ્ધિ હો તે પણ તારી સાથે આવશે નહી. હે જીવ ! સંસારમાં તારા કુટુંબને પોષણ કરવાનો તું હંમેશ ઉદ્યમ કર્યા કરે છે, પણ તારા આત્માનું પોષણ કર્યા વિના કોઇ દિવસ તારું દુઃખ મટવાનું નથી.

હે ચેતન ! આ અસાર સંસારમાં ઘણો જોરાવર ને સુંદર રૂપવાળો દેહ હોય, વળી સુવર્ણ ભંડાર, સ્ત્રી, દેશ, ઘોડા, બાગો, નર, હાથીઓ, મણિજડિત પોષાક એ સર્વે પરભવમાં રક્ષણ કરતું નથી અને તે વખતે ફક્ત ધર્મ શરણ જ થાય છે, બીજું કોઇ શરણ થતું નથી. આ અસાર સંસારને વિષે આયુષ્ય ચંચળ છે તેને માટે શાસ્ત્રકારો પાણીનો પરપોટો, વીજળીનો ઝબકારો વિગેરે ઉપમા આપે છે તે ખરું છે. આ જગતમાં સર્વ મનુષ્યો જુદી જુદી ગતિમાં પણ એકલા જ જવાના છે. કર્મ એકલો બાંધે છે અને ભોગવવાં પણ પોતાને એકલાને જ પડે છે.

---

રાખે છે પણ પોતાના જે જ્ઞાનદર્શનાદિ ગુણો ઢંકાઈ ગયા છે-ખોવાઈ ગયા છે તે માટે જરાય વિચાર થતો નથી કે એ વગર હું શું કરીશ ?

૧૫૫ કોઈપણ માણસને સમજ્યા વગર, કોઈપણ ધર્મને સમજ્યા વગર, રાગદ્વેષબુદ્ધિથી અભિપ્રાય આપી ઉતારી પાડવો તેમા વિદ્વત્તા નથી પણ મતાગ્રહ છે તેથી ક્લેશ વધે છે, શ્રેય સધાતુ નથી સ્યાદ્વાદ એ જ વીતરાગનો અમૂલ્ય વારસો આપણે ભોગવવો જોઈએ

૧૫૬ હિંસાને અહિંસા, સત્યને અસત્ય, નીતિને અનીતિ, ન્યાયને અન્યાય આદિ એ રીતે પ્રતિપક્ષ સ્વરૂપે જગતમા જ્યા જુઓ ત્યા દેખાશે અનંતા કાળથી જગતટ પર એમ ચાલ્યુ જ આવે છે સુજ્ઞ પુરુષે હ મવૃત્તિથી સત્યનુ ગ્રહણ કરવુ એટલે અસત્યનો પરાજય આપોઆપ જ થશે. એમા રાગદ્વેષ કરી લડવાની જરૂર નથી પણ વિવેકબુદ્ધિથી મધ્યસ્થ ભાવે સારાસાર વિચારી સદ્દવર્તનશીલ થવાની જરૂર છે

૧૫૭ આંખો બ ધ કરી ત્ર સારનું સ્વરૂપ કલ્પનામા ઉતારો, મનુષ્ય તિર્ય ચ આદિ-પ્રાણિ-વિહીન સૃષ્ટિનુ ચિત્ર આળેખો તો શુ જણાશે ? ઉજ્જડ વેરાન ભૂમિ, પર્વતો, વૃક્ષો, સરિતાઓ, સાગરો ત્યારે આ બધુ કોણે કર્યુ ? મનુષ્યાદિ પ્રાણીના પુરુષાર્થે, નહિ કે ઈશ્વર નામની કોઈ અદીઠ વ્યક્તિએ, છતા ઈશ્વરને જ સ્વીકારયો હોય તો કર્તા તરીકે એ રીતે સ્વીકારાય કે દરેક મનુષ્યઆદિ પ્રાણિઓમા વિદ્યમાન આત્મા તે પરમાત્માનુ પર્યાય સ્વરૂપ છે તે આ નગર આદિનો કર્તા થઈ શકે અને તે રીતે તેનો આત્માનો ઐશ્વર્યપણાની શક્તિથી ઈશ્વરે કર્યું તેમ વ્યવહારથી કહી શકાય બાકી તો બધા ય છએ દ્રવ્યો નિત્ય જ છે, તેનો નાશ નથી ને ઉત્પત્તિએ નથી, ફક્ત પર્યાયરૂપે બદલાય છે

૧૫૮ ડુ ગરાઓ ઘટે છે તો જમીન સપાટી વધે છે અને સાગર પુરાય છે તો જમીન સપાટી વધે છે જમીન ઘટે છે તો સાગર વધે છે ડુ ગરાઓ વધે છે સૂર્ય વધતી ઓછી ગરમીવાળો થાય છે પર તુ સરવાળો સરખો જ શિયાળામા શાત તપે છે તો ઉનાળામા ધોમ તપે છે અને ચોમાસામા સમ રહે છે

૧૫૯ પાણી પણ એનુ એ જ રહે છે, વધ-ઘટ થતી નથી. ચોમાસામા વાદળાઓ મારફત પાણી સાગરતટેથી ઉંચકાય છે એટલે સાગર છીછરો પડે છે અને જમીન સપાટી પાણીથી ભીંજાયેલી રહે છે નદી નાળાઓ ભરાઈ રહે છે પાછુ તે જ જળ નદીઓ મારફત તેમજ સૂર્યના તાપ મારફત શોષાઈ અ તે સાગરમા સમાય છે એટલે ઉનાળામા દરીયો ભરપૂર દેખાય છે પાણીનુ એક ટીપુ એ વધતુ નથી કે ઘટતુ નથી વરાળરૂપે થઈ છેવટે પાણીમા ભળી જાય છે ઝાકળના જળબિંદુઓ બધાયે જોયા હશે

૧૬૦. તે જ રીતે આ જીવ ( આત્મા ) દ્રવ્યે તેનો તે જ છે નવા જીવો ઉત્પન્ન થતા નથી ફક્ત કાયારૂપી પુદ્ગળના પરિવર્તન થાય છે. કર્મ અનુસાર નરકમાથી તિર્ય ચમા ને મનુષ્ય કે દેવગતિમા જન્મ ધારણ કરે છે અને પાછા મરીને કર્મઅનુસાર ગતિને પ્રાપ્ત કરે છે પર તુ આત્મા તેનો તે જ હોય છે એ જ આત્મા સર્વ કર્મથી નિવૃત્ત થઈ આત્મસિદ્ધિ પ્રાપ્ત કરે છે ત્યારે પોતાના શુદ્ધ સ્વરૂપે મૂળ દ્રવ્યરૂપે પ્રકાશી રહે છે, જન્મ, મરણરૂપ પર્યાય બ ધ થાય છે

૧૬૧ એ આત્મસિદ્ધિ પ્રાપ્ત કરવા માટે માનવ આત્માએ પ્રમાદી મટી પુરુષાર્થી બનવું જોઈએ તો એ જ આત્મા પરમાત્મસ્વરૂપ થઈ શકે અધોગતિના ઉમેદવાર ન થવુ હોય તો સમજ્યા ત્યારથી સવાર સમજી આત્માને ભવના જન્મ મરણના બ ધનમાથી મુક્ત કરવા સત્પુરુષાર્થ ફોરવવો.

૧૬૨. સોયમાં પરોવેલો દોરો કપડું સાંધવા માટે તૈયાર કર્યો હોય અને શીવવાનું શરુ કર્યું હોય પણ જો દોરાને ગાંઠ ન બાંધી હોય તો આગળ શિવાતું જાય ને પાછળ ઉતરડાતું જાય. તેવી જ રીતે તપથી નિર્જરા કરતાં પહેલાં સંયમરૂપી સંવરની ગાંઠ ન બાંધી હોય તો આગળ નિર્જરા થાય ને પાછળ આશ્રવ થાય એટલે પહેલી કહેવત મુજબ આંધળી દળતી જાય ને કુતરા ચાટતાં જાય.

૧૬૩. આત્મધ્યાનમાં સ્થિરતા કરવી, સંકલ્પ વિકલ્પ, તર્ક વિતર્કનો ત્યાગ કરવો. સંસારનાં સર્વ ભાવથી પર એવા શુદ્ધ પરમાત્માનું ધ્યાન કરવું જેથી આશ્રવ અટકશે, એટલે સંવર થશે અને નિર્જરા પણ સાથોસાથ થશે. પાંચે ઇન્દ્રિયોનાં દ્વારમાં અઢાર પાપસ્થાનકોને પેસવા ન દેવા તે સંવર અને અગાઉ પેસી જઇ કર્મરૂપે પરિણમેલાં એ પાપોનો ક્ષય કરવો તે નિર્જરા. એ થતાં જ આત્મા જેમ ઉપવાસ કરવાથી નવાં ખોરાકનો આશ્રવ બંધ થતાં ત્યાં સંવરરૂપ ચોકી બેઠા પછી હોજરી જૂનાં મળને ખેંચી કાઢી નાખવાનું કર્તવ્ય કરે છે અને દેહશુદ્ધિ થાય છે તેમ ધ્યાનથી આત્મશુદ્ધિ થઇ, આત્મસિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે.

૧૬૪. શાસ્ત્રો વાંચવાની ફુરસદ ન હોય, વિચાર કરવાની તીવ્ર બુદ્ધિ ન હોય અને જીવન ગોથાં ખાતું હોય, ક્યાંય સત્યમાર્ગ દેખાતો ન હોય, તો ધ્યાનમાં પરમાત્માનાં સ્મરણરૂપી સડક ઉપર સંકલ્પવિકલ્પનો ત્યાગ કરી ચાલ્યા જાઓ એટલે આપોઆપ તમારામાં સત્તારૂપે રહેલું જ્ઞાન, દર્શન, ચારિત્ર પ્રગટી સિદ્ધિએ પહોંચાડશે.

૧૬૫. સંસારમાં રહેલાં આત્માઓને અનેક જાતની પ્રવૃત્તિઓ ચાલુ જ હોય જેમાં મોટો ભાગ સાંસારિક આશાઓ અને તૃષ્ણાઓ દ્વારા જીવન નાવ ચાલતું હોય તેમાં પણ જો વિવેકચક્ષુઓ પ્રાપ્ત થાય અને સદ્વિચારોનું બળ મળે, સદ્ગુરુઓનો સમાગમ મળે અને એ બધી પ્રવૃત્તિમાંથી ફક્ત બે ઘડી નિવૃત્તિ લઇ આત્મધ્યાન કરે તો કોઇ કાળે આ મોહજાળને તોડી ફોડીને આત્મસિંહ છૂટી શકે.

૧૬૬. એક વીતરાગ પરમાત્મા સિવાય કોઇ સંપૂર્ણ નથી, કોઇ સર્વજ્ઞ નથી, એના જેવો કોઇ આપણો દેવ નથી, કોઇ ઉદ્ધારક નથી એવા એ નિષ્કામ કરુણામય પરમાત્માની આજ્ઞા એ જ ધર્મ સમજી શંકા રહિતપણે ચળવિચળપણું ત્યાગી શ્રદ્ધાથી તેનું શરણ સ્વીકારી, તે આલંબન દ્રઢ કરી તેનાં ખોળામાં માથું મૂકી દો–આત્મઅર્પણ કરી દો.

૧૬૭. હું કર્મથી લેપાયેલો છું તેમ સંસારનાં અનંત જીવો પણ લેપાયેલા છે તેથી જ જગતમાં સુખ, દુઃખ, શાંતિ, અશાંતિ, આધિ, વ્યાધિ, ઉપાધિ, જન્મ, જરા, મરણ આદિ અનેક પ્રકારની વિવિધતા દષ્ટિગોચર થાય છે. તેથી પોતે લેપાયેલો છે એ લક્ષ્ય ચૂક્યા વગર પોતે તે લેપ ઉતારવાનો પ્રયાસ કરવો. અને અન્ય જીવોને પણ આપણને થયેલું ભાન પરમાર્થ બુદ્ધિએ કરાવવું. એ દ્વારા સમજે તો તેનું અહોભાગ્ય અને ન સમજે તો હતભાગ્ય; પણ આપણે તેના ઉપર રાગ દ્વેષ ન કરવો.

( ચાલુ )



# ચિ ▪ ત્ર ▪ પ ▪ ટ :—

રચયિતા મુનિમહારાજ શ્રી હેમેન્દ્રસાગરજી

જીવન નથી શું ચિત્રપટ સમુ ?
પુણ્યવંત મહાનુભાવો !
જેવા રંગે રંગાય ચિત્રપટ
તેવી આવે તેમાં સુંદરતા,
જેવા ગુણ રંગે રંગાય જીવન
તેવી જ આવે તેમાં શ્રેષ્ઠતા,
શિખાઉ ચિત્રકાર આલેખે અને ભુંસે,
અને પ્રાપ્ત કરે નિપુણતા,
તેમજ મુમુક્ષુ ભવ્યજન
સુખદુ:ખની કસોટીએ ચઢી
નિગૂઢતત્ત્વ ચિંતન કરી,
ક્રમે ક્રમે પામે શ્રેષ્ઠપદ,
ધર્મ સંસ્કાર બળે અતિ શુદ્ધ બને
મુમુક્ષુની હૃદય ભૂમિકા,
એ શુદ્ધજીવન પટ પર
આલેખાય ધર્મ પ્રેમમય
વિવિધ સુરંગી સુંદર ગો
ને ચમકાવે તે પટને કોઇ
અપૂર્વ ધર્મ-ચિત્રાવલિ,
આલેખન રહે હરપળે ચિતરાતુ
નિરીક્ષકો નિહાળે, કથે,
સ્વયં નિરખે, હર્ષ પામે,
છતાં પણ રહે છે હજી અંખના
સંપૂર્ણ સુંદર ચિત્ર આલેખવાની,
શુદ્ધ ધર્મરૂપ રંગો ગ્રહણ કરી,
શુદ્ધ આચરણરૂપ લઇ પીંછી
મન શુદ્ધિ અને સ્થિરતા સહ
પ્રતિક નિહાળી જિનેશ્વરનુ
આલેખે જે રમ્ય ચિત્ર
હૃદયપટ પર ભાવપૂર્વક
તે બને દિવ્ય સાત્વિક ચિત્રકાર
આલેખે, ભૂસે વારવાર
તે પ્રાપ્ત કરે દિવ્યતા
આ જન્મે વા અન્ય જન્મે
પ્રયત્ને મળે સર્વ કાંઇ
નિરાશને ન સાંપડે કાઇ જ
પૂર્વ કથિત મહાનુભાવોના સ્મરે
એ પુણ્યવંત ચિત્રકાર અવદાતો

ગીતિ—

ચિરસ ચિત જે પાપો, લક્ષભવના તેને હરનારી,
ચોવીશ જિનકથામાં વીતો મમ દિનો સુખકારી
મંગલમુજ અરિહંત, સિદ્ધ, સાધુ, શ્રુતધર્મ એ સર્વે
સમ્યગ્દ્દષ્ટિ અમરો, આપો સમાધિ બોધિલાવે,
ઉજ્જ્વલ ચરિત્રધારી જિનશાસનની કીર્તિ પ્રસરાવી
જય પામો સૂરિસર્વે ઉદ્ધાર્યા જન શુચિવૃત્તિલાવી
કુશળ કરે જડ શિષ્યો ઉપાધ્યાય જય પામો ઉપદેશી
શિલ્પી મૂર્તિ યોજે જડ પત્થરની, રમ્ય ભવ્ય વેશી

જાગૃત કરે જિજ્ઞાસા અને
પુણ્ય યોગે આલેખી દે આત્મપટે
દિવ્ય વીતરાગ ચિત્રાવલિ.
વિષય કષાયો દૂર કરી
સાત્વિક સમભાવ હૃદયે ધરી
આલેખે વિચારપૂર્વક ભવ્ય ચિત્ર
સતયુગ કરતા કેમ ગણુ ન્યૂન
વિષમ ગણાયેલ કલિની મહત્તા ?

# ..........વર્તમાન સમાચાર........

## એક અગત્યનો ખુલાસો.

બિકાનેર ધારાસભામાં બાળદીક્ષા પ્રતિબંધક કાયદો રજૂ કરવાની વસ્તુ ઉપસ્થિત થતાના દરમિયાન, પરમપૂજ્ય આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજને બિકાનેર શ્રી સંઘની વિનતિથી બિકાનેર પધારતાં, તે વગોવવાનુ એક કારણ મળતા થોડા વખત પહેલા **વીરશાસન** પત્રે ઉપરોક્ત કાયદો ઉપસ્થિત કરનાર આચાર્ય મહારાજ શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ છે એમ વગર તપાસ કર્યે અધમીન ભાષામા લખાણ કરી વગોવવા ખેલ ખેલી રહેલ છે તેવા અઘટિત લખાણો પૂજ્ય આચાર્ય મહારાજ માટે ભૂતકાળમા ઘણી વખત કરેલ હોવા છતા આચાર્ય મહારાજ પ્રત્યે જૈન સમાજમા ગુરુભક્તિ વધતા તેઓ સાહેબના જૈન સમાજ ઉપરના અનેક ઉપકારો જૈન સમાજ ભૂલી શકતી નથી સમયને અનુસરી શ્રાવક ક્ષેત્રની પુષ્ટિ અને ઉન્નતિ માટે અને પ્રકારના શિક્ષણ પ્રચારનો પંજાબ–મારવાડ–મુંબઈ વગેરે સ્થળે જે ઉપદેશને પ્રયત્ન વરસોના વર્ષથી અને આટલી વૃદ્ધ વયે કરી રહેલ છે, તે જેવો તેવો ઉપકાર જૈન સમાજ ઉપર નથી, આવુ હોવા છતા તેઓશ્રીની કીર્તિ વધી જતી હોવાથી જે સહન નહિ થવાથી વારવાર વીરશાસન પત્ર આવા અઘટિત લખાણો કર્યે જાય છે આ સબંધમા તપાસ કરતાં માલમ પડયુ છે કે અને હકીકત એ છે જે—

બિકાનેર રાજ્યમા તેરાપંથીઓનું જોર ઘણું છે આ લોકોએ પોતાનો સમુદાય વધારવા માટે બાળ દીક્ષા આપવાની અંધાધૂંધી અને દોડધામ શરૂ કરી અને આશરે ૨૫૦) બાળ દીક્ષાઓ તેમને આપવામા આવી આ રાજ્યના સ્થાનકવાસી સમાજને આ વસ્તુ યોગ્ય ન લાગવાથી આ રીતે અંધાધુંધી ચલાવી આપવામા આવતી દીક્ષાનું જોર ચાલુ રહેશે તો સ્થાનકવાસી સમાજને શોષવુ પડશે અને તેરાપંથી જોર વધશે એમ લાગવાથી એ લોકોએ બાળ દીક્ષા પ્રતિબંધક કાયદાની ઝુબેશ ઉપાડી છે

શ્રીયુત ચંપાલાલજી બાંઠીયા, પંડિત ઇંદ્રચંદ્રજી વગેરે સ્થાનકવાસી આગેવાનો આ બીલ માટે પ્રયાસ કરી રહ્યા છે રાજ્યસભામા તે પસાર થતા બિકાનેરના નામદાર મહારાજા પાસે તેઓશ્રીની સહી માટે તે ગયુ છે ત્યા આ માટે વિચારણા ચાલી રહી છે

પૂજ્ય આચાર્ય **મહારાજ શ્રી વિજયવલ્લભ** સૂરીશ્વરજીને આ ઠરાવના સમર્થન કરવા માટે સહકાર આપવાનુ કહેવા જતાં તેઓ સાહેબે પોતાની સમ્મતિ નોંધાવી નથી આ મામલો સરકારના હાથમા જાય તે પોતાને બીલકુલ યોગ્ય લાગ્યુ નથી આ પ્રમાણે પરિસ્થિતિ હોવા છતા "વીરશાસન પત્રે" વગર તપાસે કે અધૂરી તપાસે સ્વચ્છંદી રીતે આચાર્ય મહારાજની વિરુદ્ધ લખાણ કરી વગોવવા જે પ્રયત્ન કર્યો છે તે માટે તેમને શું કારણ મળેલ હશે તે સમજી શકાતુ નથી આવા પરમપૂજ્ય જૈન સમાજના પરમ ઉપકારી મહાપુરુષને ખોટી રીતે કોઈ કાર્યમા સંડોવવા કે વગોવવાથી વીરશાસનને શુ લાભ હશે તે પણ સમજી શકાતું નથી વીરશાસન પત્રના અધિપતિને પરમાત્મા સદ્બુદ્ધિ આપો એમ ઇચ્છીએ છીએ.

A. V A

---

## ભીનાસરનો યાત્રા સંઘ

પૂજ્યપાદ વિશ્વવત્સલ સ્વનામધન્ય આચાર્ય ભગવન **શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વરજી** મહારાજ પોતાના શિષ્ય–પ્રશિષ્ય આદિ પરિવાર સાથે જ્યારથી બીકાનેર શહેરમાં પધાર્યા છે ત્યારથી શાસનોન્નતિના અનેકાનેક શુભ કાર્યો થઇ રહ્યા છે તેઓશ્રીનો અપૂર્વ પ્રવેશ મહોત્સવ, ઓળીનો સમારંભ, શાસન-

નાયક શ્રી વીરપ્રભુની જયંતિ પણ અપૂર્વ ઉછરંગથી ઉજવવામાં આવી હતી. વગેરે કાર્યોથી બીકાનેરમાં કોઇ મોટા પાયા ઉપર જ્ઞાનપ્રપા સ્થાપન કરવાની સંઘના આગેવાનોના મનમાં તીવ્ર ભાવના ઉદ્ભવી હતી. અત્રે કેળવણીની ઉચ્ચ કક્ષાની સંસ્થાપણે પૂજ્યપાદ્ ઉપાધ્યાય શ્રી સોહનવિજયજીની પ્રેરણાનો આ શુભ પરિણામ છે.

ચૈત્ર વદી ૮ના દિવસે બે દીક્ષાઓ મોટા ઠાઠમાઠપૂર્વક અને અપૂર્વ ઉત્સાહપૂર્વક થઇ હતી.

વૈશાખ શુદિ ૩ના દિવસે વરસીતપના પારણાઓ પણ મોટા ઉમંગપૂર્વક થયા હતા.

વૈશાખ શુદિ ૬ના દિવસે **શ્રી પાર્શ્વનાથસ્વામી** તથા કલિકાલસર્વજ્ઞ **શ્રી હેમચંદ્રસૂરિજી** મ૦ જગદ્ગુરુ **શ્રી હીરવિજયસૂરિજી** મ૦ તેમજ નવયુગ પ્રવર્તક **શ્રીમદ્ વિજયાનંદસૂરિજી ( આત્મારામજી )** મ૦ ની વિશાળ ભવ્ય મનોહર પ્રતિમાઓની પ્રતિષ્ઠા થઇ હતી.

પૂજ્યપાદ્ શ્રી આચાર્ય ભગવન પોતાના સુવિનીત પરિવાર સાથે વૈશાખ વદિ ૪ના દિવસે ભીનાસર પધાર્યા હતા. સાથે અનેક સાધુ—સાધ્વીજી મ૦ તથા સેંકડો શ્રાવક—શ્રાવિકાઓ આવ્યા હતા, રસ્તામાં શ્રીમાન તેજરાજજી બાંઠીઆએ સર્વ સ્વધર્મીભાઇઓની ભક્તિ કરી હતી. એટલામાં સંખ્યાબદ્ધ પંજાબી ભક્તો પણ બુલંદ આવાજથી જયજયકારના નાદ કરતા આવી પહોંચ્યા હતા. ત્રણ દિવસની સ્થિરતા દરમિયાન ભીનાસરમાં દરરોજ શ્રી આચાર્ય ભગવંતના અનેક ધર્મના મર્મને બોધ કરનારા ઉત્તમોત્તમ વ્યાખ્યાનો થતા હતા કે જેનો લાભ લેવા બીકાનેર, ગંગાસર, ભીનાસર, પંજાબ, મીઆગામ કરજણ, પાલનપુર આદિના અનેક લક્ષેશ્વર, કોટીશ્વર તથા શ્રદ્ધાસમ્પન્નભક્તજનો આવી પહોંચ્યા હતા. શ્રી જિનમંદિરજીમાં પ્રભુની પૂજા પણ રસપૂર્વક ભણાવવામાં આવી હતી.

---

## બીકાનેરમાં ક્રાંતિકારી જૈનાચાર્યની જયંતિ

પૂજ્યપાદ્ ન્યાયાંભોનિધિ પંજાબદેશોદ્ધારક જૈનાચાર્ય **શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી ( શ્રી આત્મારામજી )** મ૦ ના નામથી કોણ અજાણ્યો હશે. એમની પ્રખ્યાતિ હિન્દુસ્તાનમાં જ નહિ પરંતુ દરીઆપારના દેશોમાં પણ પ્રસરેલી છે. તથા પાશ્ચાત્ય ડૉકટર **શ્રીમાન** એ. એફ. રૂડાલ્ફ હાર્નલ સાહેબે પણ તેમની મુક્તકંઠે પ્રશંસા કરેલી છે એવા વિશ્વોદ્ધારક ક્રાંતિકારી જૈનાચાર્યનો સ્વર્ગવાસ વિ૦ સં૦ ૧૯૫૨ ના જ્યેષ્ઠ શુકલા ૮ ના દિવસે ગુજરાંવાલા પંજાબમાં થયો હતો. જ્યારે એ તિથી આવે છે ત્યારે હિન્દુસ્તાનના ખૂણામાં આ ક્રાંતિકારી મહાપુરુષની જયંતિ મોટા સમારોહપૂર્વક ઉજવાય છે.

વિ. સં. ૨૦૦૦ ના જ્યેષ્ઠ શુકલા ૮ મંગળવારે બીકાનેર શહેરમાં રામપુરીઆની કોટડીના વિશાલ ચોકમાં સ્વર્ગસ્થના પટ્ટધર પૂજ્યપાદ્ પંજાબકેસરી જૈનાચાર્ય શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વરજી મ૦ સા૦ ની અધ્યક્ષતામાં મોટા સમારોહપૂર્વક જયંતિ ઉત્સવ ઉજવવામાં આવ્યો હતો. કોટડીના વિશાલ ચોકમાં એક ભવ્ય મંડપ ઊભો કરવામાં આવ્યો હતો અને તેના મધ્યભાગમાં એક પાટ ઉપર જયંતિનાયકનો ફોટો પધરાવવામાં આવ્યો હતો, પ્રાતઃકાલ ૮॥ વાગતાં પૂજ્યપાદ્ આચાર્યદેવ પોતાના શિષ્યરત્ન પૂજ્યપાદ્ પ્રખરશિક્ષાપ્રચારક આચાર્ય શ્રીમદ્ વિજયલલિતસૂરિજી મ૦ તથા પૂજ્ય આચાર્ય શ્રીમદ્ વિજયવિદ્યાસૂરિજી મ૦ અને પૂજ્ય પંન્યાસજી શ્રી સમુદ્રવિજયજી મ૦ આદિ મુનિમંડલ સાથે પધાર્યા હતા. તથા ખરતરગચ્છાચાર્ય પૂજ્યપાદ્ શ્રી જિનહરિસાગરસૂરિજી મ૦ પૂજ્યપાદ્ આચાર્ય શ્રી જિનમણિસાગરસૂરિજી મ૦ અને પૂજ્ય મુનિરાજ શ્રી કવીન્દ્રસાગરજી મ૦ આદિ પણ મુનિ મંડલ સહિત પધાર્યા હતા અને શ્રોતાજનોથી સભામંડપ ચિકાર ભરાઇ ગયો હતો.

સર્વ પ્રથમ શ્રી કન્યાશાળાની બાલિકાઓનું ગુરુસ્તુતિરૂપ મંગલાચરણ થયું હતું.

ત્યારબાદ પૂજ્ય આચાર્ય લલિતસૂરિજી મ૦ સાહેબે 'પુત્રના લક્ષણ પારણામા જ દેખાય છે' આ કહેવતને અનુસારે જયતિનાયકની બાલ્યવયની અનેક ઘટનાઓનુ વર્ણન સુન્દર શૈલીમા કર્યું હતુ જ્યારે જયતિનાયક ફક્ત સાત વર્ષના હતા ત્યારે એમના ગામમા એક વખત ધાડપાડુઓ આવ્યા એમના પિતાશ્રી જે ક્ષત્રિય અને તે સમયના પ્રસિદ્ધ ડાકુ હતા તે સામનો કરવા ગયા અને આત્મારામજી નાગી તલવાર લઈ દરવાજા ઉપર પહેરો ભરવા બેસી ગયા

તથા બુદ્ધિ એવી તીવ્ર હતી કે દીક્ષા લીધા પછી ફક્ત સાડાત્રણ દિવસમા ૭૦૦ શ્લોક મુખપાઠ કરી લીધા હતા અને દસમા દિવસે વ્યાખ્યાનની પાટ ઉપર બેસી સુદર શૈલીમા વ્યાખ્યાન વાચ્યુ હતુ

તથા કેવી રીતે સત્યધર્મની ખોજ કરી મૂર્તિ પૂજાને અગીકાર કરી અને તેનો પ્રચાર પજાબમા કર્યો, અને સવત ૧૯૫૨મા ચીકાગો શહેરમા જે સર્વ ધર્મ પરિષદ્ મળી હતી તેમા પોતાના પ્રતિનિધિ શ્રીમાન વીરચદ રાઘવજી ગાધી બાર-એટ લૉ ને મોકલી જૈનધર્મનો પાશ્ચાત્ય દેશોમા પ્રચાર કરાવ્યો તેમજ ડૉ હાર્નલ જેવા પાશ્ચાત્ય વિદ્વાનની શકાઓનુ કેવી રીતે સમાધાન કર્યું હતુ તેનુ દિગ્દર્શન કરાવી પોતાનુ વક્તવ્ય સમાપ્ત કર્યું હતુ

તત્પશ્ચાત્ પન્યાસજી સમુદ્રવિજયજી મહારાજે જયતિનાયક અને તે સમયના મહાયોગીરાજ પરમ શાતમૂર્તિ શ્રી મોહનલાલજી મ૦ ને પરસ્પર કેવો પ્રેમ અને સહકાર હતો તેનુ દિગ્દર્શન કરાવી સગઠન બલ મજબૂત કરવા અને જૈનધર્મની ઉન્નતિ સાધવા માટે એક યુનીવર્સીટી જેવી મહાન્ સસ્થાની આવશ્યકતા દર્શાવી હતી

ત્યારબાદ આચાર્ય શ્રીમદ્ હરિસાગરસૂરિજી મ૦ સા૦ જયતિનાયક તથા એમના શિષ્યવર્ગ સાથે અમારા સમુદાયનો આજનો સબધ નથી પરતુ જૂનો છે તે દર્શાવ્યો હતો અને ખરતર, તપા, પાયચદ, અચલ આદિ ગચ્છોનો ભેદભાવ છોડી દઈ એકમત થઈ સમાજમા કામ કરવા ભલામણ કરી હતી અને જૈનસસ્કૃતિ તથા જૈનસાહિત્યને ટકાવી રાખવા માટે એક યુનીવર્સીટી ઊભી કરવાની ખાસ જરૂરીયાત બતાવી હતી

તત્પશ્ચાત્ મુનિરાજશ્રી કવીન્દ્રસાગરજી મહારાજે બાળપન, યુવાપન અને ઉચ્ચપનાને આ ત્રણે ગુણો જયતિનાયકના જીવનમા ઉતારી સુદર વિવેચન કર્યું હતુ તથા સગઠન માટે જોર આપ્યુ હતુ

ત્યારબાદ આચાર્ય મણિસાગરજી મહારાજે બીકાનેર જેવા સમૃદ્ધિશાલી શહેરમા ધનકુબેરોમા જૈનીઓનુ પ્રથમ સ્થાન હોવા છતા (૧) સભા માટે કોઇ વિશાળ મકાન નથી (૨) જીર્ણોદ્ધાર કમિટી નથી (૩) ગરીબ સ્વધર્મીભાઇઓની ખબર લેનાર કોઇ સસ્થા નથી. (૪) યાત્રાળુઓ માટે કોઇ ધર્મશાળા નથી ઇત્યાદિ વસ્તુઓની બહુ કમી છે તે સુધારવા ખાસ સૂચના કરી હતી

તત્પશ્ચાત્ પરમપૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વરજી મ૦ સાહેબે જયતિનાયકની સેવામા રહી પોતે અનુભવેલી ઘટનાઓનુ આબેહુબ વર્ણન કર્યું હતુ.

પૂજ્ય જયતિનાયક સમયના કેટલા પાબદ હતા અને મોટાછોટાને સર્વને એક નજરે જોનારા હતા તે ઉપર અમદાવાદના નગરશેઠ સાહેબ સાથે જે ઘટના થઇ હતી તેનુ દિગ્દર્શન કરાવ્યુ હતું,

તથા જયતિનાયક કેટલા નિરભિમાની હતા તે ઉપર બે ત્રણ દૃષ્ટાત સભળાવ્યા હતા (૧) જયતિનાયકનુ સ્થાનકવાસી સમાજમા ઘણુ માન હોવા છતા સત્યની ખાતર બાવીસ વર્ષ સુધી પૂરી ખોજ કરી છેવટે મૂર્તિપૂજક ધર્મ સ્વીકાર્યો પરતુ મનમા એ અભિમાન ન રાખ્યુ કે સ્વતત્ર રીતે નવીન મત સ્થાપવો અમદાવાદ આવી ગુરુ ધારણ કર્યા અને તેમની છત્રછાયામાં પ્રચાર આદર્યો તથા સાતીસ

વર્ષમાં જેટલા સાધુ મ. એમના પછી થયા હતા તેઓ સર્વને વંદન કરી નાના થવું કબૂલ કર્યું.

( ૨ ) સંવત્ ૧૯૪૩ માં પાલીતાણામાં જ્યારે શ્રીયુત્ બાબુ બદરીદાસજી મુકીમ આદિ હિન્દુસ્થાનના આગેવાન સજ્જનોએ મલી લગભગ ૪૦ હજારની જૈન મેદની વચ્ચે આચાર્ય પદવી આપવા માંડી ત્યારે શ્રી જયંતિનાયકે સાફ ના પાડી દીધી કે " મૈં ઇસ પદવી કે લાયક નહીં હું, મેરે ઉપર ક્યોં ઇતના બોજા લાવતે હો " ઇત્યાદિ એકે એક શબ્દમાં નિરાભિમાનતા ટપકે છે. ઇત્યાદિ જયંતિનાયકના જીવન સંબંધી અનેક ઘટનાઓનું વર્ણન કર્યું હતું.

અંતમાં જૈન સમાજની ઉન્નતિ માટે એક જૈન યુનીવર્સીટી કાયમ કરવાની આવશ્યકતા બતાવી હતી અને સર્વપ્રથમ સંગઠન કરવાની ખાસ સૂચના કરી હતી. ત્યારબાદ શ્રી આચાર્ય મ. સા. મંગલિક સંભળાવ્યું અને સર્વ સભાજનો જયંતિનાયકના નામના જયનાદ લગાવતા પ્રભાવના લઈ વિખરાયા હતા.

બપોરના દાદાવાડીમાં સમારોહપૂર્વક પૂજા ભણાવવામાં આવી હતી. પૂજ્યપાદ આચાર્ય મહારાજ સાહેબના દર્શનાર્થે અમદાવાદથી ઝવેરી ભોગીલાલ તારાચંદભાઇ લસણીઆના સુપુત્રો શાહ કનૈયાલાલ, હીરાભાઇ રસીકભાઇ આદિ લગભગ ત્રીસ ભાઇબહેનો અને જામનગર, સાદડી આદિના પણ કેટલાક ભાઇ બહેનો આવ્યા હતા.

---

**સંક્રાંતિ મહોત્સવઃ—** ' પુરુષપ્રામાણ્યે વચનપ્રામાણ્યં ' પંજાબમાં કેટલાક વર્ષથી સંક્રાંતી મહોત્સવ ઉજવવાની એક સુપ્રથા પ્રચલિત થઈ છે કે જે દરેક રીતે જોતાં બહુ લાભકારી છે. એનો સારાંશ એમ છે કે પંજાબમાં માસનો આરંભ સંક્રાંતિથી થાય છે, તો દરેક સંક્રાંતીનું નામ પંજાબના પરમ શ્રદ્ધાલુ લોકો શ્રી ગુરુમહારાજના મુબારક મુખારવિંદથી શ્રવણ કરે છે. ગુરુમહારાજ તેમને પૂર્વાચાર્યકૃત અનેક પ્રભાવક સ્મરણો, સ્તોત્રો સંભળાવી તે તે માસમાં જે જે તીર્થંકર ભગવંતોના જે જે કલ્યાણકો થયા છે તે સંભળાવે છે અને તે કલ્યાણક દિવસોમાં ધર્મકાર્યની વિશેષ કર્તવ્યતાનો બોધ આપે છે.

વૈશાખ વદિ ૫ના દિવસે શ્રી સંક્રાંતિ મહોત્સવ બીનાસરમાં ઉજવવામાં આવ્યો હતો. વૈશાખ વદિ ૭ના દિવસે શ્રી આચાર્ય ભગવંત બીકાનેર પધારી ગયા હતા.

---

## આ સભાનો ૪૮ મો વાર્ષિક મહોત્સવ અને ગુરુ જયંતિ.

શ્રી જૈન આત્માનંદ સભાનો ૪૮ મો વાર્ષિક મહોત્સવ જેઠ શુદિ ૭ સોમવાર તા. ૨૯-૫-૪૪ ના રોજ હોવાથી સવારના ૯ કલાકે ( નવો ટાઇમ ) સભાના મકાનમાં પ્રભુ પધરાવી પૂજા ભણાવવામાં આવી હતી. ત્યારબાદ સાડા અગીયાર વાગે શેઠ સાહેબ **રમણિકલાલભાઇ ભોગીલાલભાઇ** મીલવાળાના પ્રમુખપણા નીચે વોરા હઠીસંગભાઇ ઝવેરચંદ તરફથી સભાના પાસેના અને શેઠશ્રી હઠીસંગભાઇએ સભાને આપવા કહેલી રૂા. ૧૫૦૦) ની રકમના દર વર્ષ મુજબ આવેલ વ્યાજમાંથી સભાસદોની પાર્ટી આપવામાં આવી હતી. પ્રથમ સભાના સેક્રેટરીએ વર્ષગાંઠ અને ૪૯ વર્ષમાં સભા પ્રવેશ કરતી હોવાથી તેની દિવસાનુદિવસ થતી પ્રગતિ સંબંધી સંક્ષિપ્ત વિવેચન કર્યા બાદ પ્રમુખ સાહેબના સભા ઉપરના પ્રેમ અને તેઓની સજ્જનતા ઉદારતા સંબંધી વિવેચન કરી ઉપકાર માની પુષ્પહાર અર્પણ કરવામાં આવ્યા હતા. તેમજ ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય **શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી** મહારાજની જયંતી ઉજવવા જેઠ શુદિ ૮ મંગળવારના રોજ દર વર્ષ મુજબ સભાના સભાસદોએ શ્રી સિદ્ધાચલજી જઇ રાધનપુરનિવાસી શેઠ મોતીલાલ મૂળજીભાઇ હા. શેઠ **સકરચંદભાઇ** તરફથી સવારના શ્રી સિદ્ધાચલજી ઉપર પૂજા ભણાવી, શ્રી આદીશ્વર ભગવાન, શ્રી પુંડરીકજી, શ્રી દાદાજીના પગલે વગેરેની આંગી રચાવી હતી અને શ્રી પુરબાઇની ધર્મશાળામાં સભાસદોનું સ્વામીવાત્સલ્ય કરવામાં આવ્યું હતું. એ રીતે દેવ-ગુરુભક્તિ કરવામાં આવી હતી.

---

શ્રીમાન દેવભદ્રાચાર્ય કૃત—

# ॥ श्री कथारत्न कोष ॥ ( कहारयण कोसो )

આ "કથારત્ન કોષ" ગ્રંથ પ્રાકૃત ભાષામાં શ્રી દેવભદ્રાચાર્ય જેવા વિદ્વાન આચાર્ય મહારાજે સંવત ૧૧૫૮ માં તાડપત્ર ઉપર શ્લોક ૧૧૫૦૦ પ્રમાણમાં ભરૂચ નગરમાં રચેલો છે, તે તાડપત્રની પ્રાચીન જીર્ણ થયેલ પ્રત શ્રી ખંભાતના પ્રાચીન જૈન ભંડારમાં માત્ર એક જ હતી તેની બીજી એક પ્રત બીજા કોઈ પણ સ્થળે નથી આવી ઘણી જ પ્રાચીન તાડપત્રની પ્રત ઉપરથી ઘણા જ પરિશ્રમે સાક્ષરરત્ન મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજે સંશોધન કરી તૈયાર કરેલ છે જે જૈન સમાજ ઉપર મહાન ઉપકાર કર્યો છે અત્યાર સુધી જે ગ્રન્થનું નામ પણ સાંભળવામાં આવેલ નથી તેમ બીજી પ્રત કોઈ સ્થળે નથી, એવા મહા મૂલ્યવાન જુદા જુદા ૫૦ જૈનધર્મના તત્ત્વજ્ઞાન અને બીજા જાણવા લાયક વિષયો ઉપર અનેક અનુપમ કથારૂપી રત્ન ભંડાર આ ગ્રંથમાં ભરેલ છે, જે વિષયો અને કથાઓ સરલ, સુંદર, ઉપદેશક અને આત્માને આનંદ ઉત્પન્ન કરે તેમ છે શ્રી મુનિ મહારાજાઓને વ્યાખ્યાન માટે તો ખાસ ઉપયોગી છે તેમ પુરવાર થયેલ છે અંદર આવેલા વિષયો અને કથાઓ તદ્દન નવીન, અને અલંકૃત નહીં પ્રગટ થયેલી, અત્યંત આલ્હાદ ઉત્પન્ન કરે તેવી, તેમ જ નિરંતર પઠન પાઠન માટે અત્યંત ઉપયોગી છે ફોર્મ ૬૬ પાના ૮૦૦ આઠસેંહ ઉંચા લેઝર પેપર, અને ઉંચા ટકાઉ ગ્લેઝ્ડ પેપર ઉપર શાસ્ત્રી સુંદર ટાઈપથી મનોહર છપાવવામાં આવેલ છે, કાગળના આજે આઠ ગણા ભાવ વધેલા હોવા છતાં કિંમત બન્નુ લેઝર પેપરની કોપીના રૂા. ૧૦-૮-૦ અને ઉંચા ટકાઉ ગ્લેઝ્ડ પેપરની કિંમત રૂા. ૯-૮-૦ ઓછી-મધ્યમ રાખેલી છે પોસ્ટેજ અલગ

## શ્રી વાસુપૂજ્ય ( પ્રભુ ) ચરિત્ર

( શ્રી વર્ધમાનસૂરિકૃત )

૫૪૭૮ શ્લોકપ્રમાણ, મૂળ સંસ્કૃત ભાષા અને સુંદર શૈલીમાં વિસ્તારપૂર્વક જુદા જુદા આગમો તથા પૂર્વાચાર્યકૃત અનેક ગ્રંથોમાંથી દોહન કરી શ્રીમાન વર્ધમાનસૂરિજીએ સં ૧૨૯૯ ની સાલમાં લખેલો આ અપૂર્વ ગ્રંથ છે

આ ગ્રંથમાં પ્રભુના ત્રણ ભવો, પાંચ કલ્યાણકો અને ઉપદેશક જાણવા યોગ્ય મનનીય સુંદર બોધપાઠો, તત્ત્વજ્ઞાન, તપ વગેરે સંબંધીની વિસ્તૃત હકીકતોના વર્ણનો સાથે પુણ્ય ઉપર પુણ્યાઢ્ય ચરિત્ર, રાત્રિભોજન ત્યાગ અને આદર, બારવ્રત, રોહિણી આદિની અનેક સુંદર, રોચક, રસપ્રદ, આહ્લાદક કથાઓ આપેલી છે કે, જેમાંની એક કથા પૂરી થતાં બીજી વાંચવા મન લલચાય છે અને પુરી કરવા ઉત્સુકતા થાય છે તે તમામ કથાઓ ઉપરાંત સુંદર ઉપદેશ પણ સાથે આપેલ છે

કિંમત રૂા. ૨-૮-૦ પોસ્ટેજ જુદું

## 'શ્રી મહાવીર ( પ્રભુ ) ચરિત્ર'

આ ગ્રંથમાં પ્રભુના સત્તાવીશ ભવનું વિસ્તારપૂર્વક વર્ણન, ચોમાસાના સ્થળો સાથેનું લંબાણથી વિવેચન, કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પૂર્વેના બાર વર્ષ પૂર્વનું વિહારવર્ણન, સાડાબાર વર્ષ કરેલા તપનું વિસ્તાર પૂર્વક વિવેચન, થયેલા ઉપસર્ગોનું વર્ણન જ વિસ્તારપૂર્વક વિવેચન જેટલું આ ગ્રંથમાં આવેલું છે તેટલું કોઈપણ છપાયેલા બીજા ગ્રંથોમાં આવેલ નથી, કારણ કે કર્તા મહાપુરુષે આગમો વગેરે અનેક ગ્રંથોમાંથી દોહન કરી આ ચરિત્ર આટલું સુંદર રચનાપૂર્વક લંબાણથી લખ્યું છે કે જેથી બીજા ગમે તેટલા વધુ ગ્રંથો વાંચવાથી શ્રી મહાવીર જીવનનો સંપૂર્ણ ખ્યાલ આવી શકે નહિ જેથી આ ગ્રંથ સંગાવવા અમો ખાસ ભલામણ કરીએ છીએ આવા ઉત્તમ વિસ્તારપૂર્વકના વર્ણન સાથેના ગ્રંથ ભોગ ખર્ચ કરી ફરી ફરી છપાવતા નથી, જેથી આ લાભ ખાસ લેવા જેવો છે પાના ૫૨૦ છે કિંમત રૂા. ૩-૦-૦ પોસ્ટેજ અલગ.

લખો —શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર.

## સત્ત્વશાળી અને આદર્શ પુરુષચરિત્રો.

૧. સુમુખનૃપાદિ ધર્મપ્રભાવકોની કથા (ચરિત્ર) ... ૧-૦-૦
૨. કુમારપાળ પ્રતિબોધ ... ... ૨-૧૨-૦
૩. જૈન નરરત્ન ભામાશાહ ... ૨-૦-૦
૪. પૃથ્વીકુમાર ચરિત્ર ... ... ૧-૦-૦
૫. પ્રભાવક ચરિત્ર (બાવીશ પૂર્વાચાર્ય ભગવાનના ચરિત્ર)... ૨-૦-૮
૬. સમરસિંહ ચરિત્ર (સમરાશાહ) શ્રી શત્રુંજયનો પંદરમો ઉદ્ધાર ... ૦-૨-૦
૭. શ્રી કર્માશાહ ચરિત્ર શ્રી શત્રુંજયનો સોળમો ઉદ્ધાર ... ૦-૪-૦
૮. કલિંગનું યુદ્ધ યાને જૈન મહારાજા ખારવેલ ... ૦-૧૬-૦
૯. શ્રી વિજયાનંદસૂરિ ... ... ૦-૮-૦
૧૦. શ્રી સુરસુંદરી ચરિત્ર. સરલ, સુંદર ઉપદેશક ખાસ વાંચવા લાયક ... ... ૧-૮-૦

દરેક ગ્રંથો પ્રભાવશાળી, મહાન નરરત્નોના ચરિત્રો ખાસ મનન કરવા જેવા, ઉપદેશક, સાદી અને સરલ ગુજરાતી ભાષામાં સુંદર ટાઈપ, આકર્ષક બાઈંડીંગ અને ઊંચા કાગળોમાં પ્રગટ થયેલા છે. પોસ્ટેજ જુદું.

### શ્રી પ્રભાચંદ્રસૂરિવિરચિત–
## શ્રી પ્રભાવક ચરિત્ર (ભાષાંતર) ઐતિહાસિક ગ્રંથ.

આ એક ઐતિહાસિક કથા–સાહિત્યના ગ્રંથમાં વર્તમાનકાળના બાવીશ પ્રભાવક આચાર્યમહારાજના જીવન ઉપર કર્તા મહાપુરુષે સારો પ્રકાશ પાડ્યો છે. જે જે મહાન આચાર્યનો પરિચય આપ્યો છે, તેમાં તે સમયની સામાજિક, ધાર્મિક, રાજકીય પરિસ્થિતિ, ઐતિહાસિક દૃષ્ટિએ આપી સુંદર (ભાષાંતર) પ્રમાણિક ઐતિહાસિક ગ્રંથ બનાવ્યો છે. મુનિરાજ શ્રી કલ્યાણવિજયજી મહારાજે ઐતિહાસિક દૃષ્ટિએ સુંદર પર્યાલોચના લખી તે ગ્રંથની રચનામાં સુંદરતા વધારી પ્રમાણિક જૈન કથાસાહિત્યમાં ઉમેરો કર્યો છે. એવી સુંદર અને સરલતાપૂર્વક રચના કરેલ હોઈને આ ગ્રંથને અમુક અમુક જૈન શિક્ષણશાળાઓનો ધાર્મિક અભ્યાસક્રમમાં સ્થાન મળેલ છે. આ ઉપયોગી સાહિત્ય ગ્રંથ હોવાથી વાંચતા પણ ખાસ આનંદ ઉત્પન્ન કરે તેવો છે. કિંમત રૂા. ૨-૮-૦ પોસ્ટેજ અલગ.

## શ્રી આદિનાથ પ્રભુ ચરિત્ર (શ્રી વર્ધમાનસૂરિકૃત)

૧૦૩૦૦ શ્લોકપ્રમાણ, મૂળ સંસ્કૃત ભાષામાં કાવ્યરૂપે અને સુંદર શૈલીમાં વિસ્તારપૂર્વક જુદા જુદા આગમો તથા પૂર્વાચાર્યોકૃત અનેક ગ્રંથોમાંથી દોહન કરી શ્રીમાન્ વર્ધમાનસૂરિજીએ રચેલો આ અપૂર્વ ગ્રંથ છે. રચનાર મહાત્માની કવિત્વશક્તિ અદ્ભુત છે. તેમાં આવેલ સર્વ પ્રકારના રસો, અલંકારો, છન્દલાલિત્ય વગેરેથી રચના ઘણી જ સુંદર બની છે. તેનું આ સાદું, સરલ અને સુંદર ગુજરાતી ભાષાંતર છે.

આ ગ્રંથમાં પ્રભુના તેર ભવો તથા યુગલિકો સંબંધી અપૂર્વ વર્ણન, આ ચોવીશીમાં શ્રી આદિનાથ પ્રભુ પ્રથમ તીર્થંકર થયેલ હોવાથી મનુષ્યોનો વ્યવહારધર્મ, શિલ્પકળા, લોકવ્યવહારનું નિરુપણ, નગરસ્થાપના, રાજ્યવ્યવસ્થા અને પ્રભુના સુરાજ્યનું વિવેચન, ઇંદ્રો વગેરેએ પ્રભુના પંચ કલ્યાણકના પ્રસંગોએ કરેલ અપૂર્વ ભક્તિપૂર્વક મહોત્સવોનું જાણવા યોગ્ય અનુપમ વૃત્તાંત, પ્રભુએ આપેલ ભવતારણી દેશના અને અનેક બોધપ્રદ કથાઓ વગેરે અનેક વિષયો ઘણા વિસ્તારપૂર્વક આપેલા છે.

સુમારે પચાસ ફોર્મ, ક્રાઉન આઠપેજી ચારસો પાનાનો આ સુંદર દળદાર ગ્રંથ ઊંચા એન્ટિક પેપર ઉપર સુંદર ગુજરાતી અક્ષરો, [illegible] કપડાના સુશોભિત બાઈંડીંગથી અલંકૃત કરવામાં આવેલ છે. કિંમત રૂા. ૫-૦-૦ પોસ્ટેજ અલગ.

# मयुरान्योक्ति ।

( वसन्ततिलका वृत्त )

अस्मान्विचित्र वपुषस्तव पृष्ठलग्नान्, कस्माद्विमुञ्चति भवान्यदि वा विमुञ्च।
रे ! नीलकंठ गुरुहानिरियं तवैव, मौलौ पुनः क्षितिभृतो भविता स्थितिर्नः ॥

**શાણા વિચારક વાચક બન્ધુઓ !**

આ મયુરના દષ્ટાંતથી કવિ શું સૂચવે છે, તે લક્ષપૂર્વક વિચારો અને હૃદયસ્થ કરો—

કુદરતનિર્મિત અતિ રમ્ય અને આકર્ષક લાગતાં મયુરપિછની મનોહરતા તો વિશ્વવિદિત છે. મયુરોનો સાચો શણગાર જ એ વડે જ મયુરો લલિત કળાધર કહેવાય છે, અર્થાત્ મયુરોની સૌંદર્યતાનું એ અમૌલિક સાધન છે.

એક સમયે એક દશ્ય એવું બન્યું કેઃ-મયુરે પોતાનાં પિછાં-અંગ પરથી ઉતારી નાખવાંની તૈયારી કરી, એ જ વખતે પિછાં ઉંડો વિચાર કરવા લાગ્યાં કે આ મયુરરાજે આ શો અવળો ઉદ્યમ આદર્યો ! શું એ આપણા ઉદ્ભવસ્થાનને આટલોએ વિચાર નહીં આવતો હોય કે આ પિછાં મારા શરીરજન્ય છે, મારાં આશ્રિત છે, આજ સુધીમાં અમો પરસ્પરના સહયોગે આખાય વિશ્વને આનંદ સાથે આશ્ચર્ય પમાડી રહ્યાં છીએ. ! ! !

આવો ગંભીર વિચાર કરી પિછાંઓ લાગણીપૂર્વક મયુરરાજને વિનંતી કરવા લાગ્યાં કે ઓ ! અમારા ઉત્પાદક ? આ શું કરો છો ? વિચાર તો કરો કેઃ—

અમો સૌંદર્યભર્યાં છીએ, અને અમો સૌ આપની પાછળ લાગેલાં જ છીએ ( આશ્રિત છીએ ) માટે અમને તમારા અંગથી ઉતારી ન નાખો-જૂદાં ન પાડો ! એટલું નમ્રભાવે માગીએ છીએ તે સ્વીકારો ! કેમકે આપણે પરસ્પર સહાયથી જ રમ્યતા ધરીએ છીએ, જુઓને " સિંહ તથા વન; માથુ અને પાઘડી; એ જ પ્રમાણે આપ અને અમો ( પિછાં ) છીએ, માટે આપણા બંનેના હિત માટે પુનઃ વિનતિ કરીએ છીએ કે, હે મયુરાજ ! અમારો ત્યાગ ન કરો ! ! !

આટલી બધી આર્જવતાભરી વિનતિ કર્યા છતાં જ્યારે મયુરે પોતાનો હઠ ન જ છોડ્યો ત્યારે પિછાંઓએ છેવટના ખરા શબ્દો સંભળાવી દીધા કેઃ-હે નીલકંઠ ! આ તમારા સાહસથી ખરી હાની તો તમને જ છે, કેમકે જ્યારે તમે અમને તમારા અંગથી જૂદાં કર્યાં ત્યારે નિશ્ચયપૂર્વક સમજશો કે, અમારા ગ્રાહક તો અનેક છે, તમે અમને છૂટાં કર્યાં કે તરત જ અમે તો રાજા-મહારાજાના મુગટમાં કે કોઇ પવિત્ર દેવસ્થાનમાં માનપૂર્વક સ્થાન પામીશું જ પણ હે મોર ! તું તો **બાંડો** કહેવાઇશ ! હવે બસ ! કિમધિકમ્.

વ્હાલા વાંચનારાઓ આ **કદરદાની**ની અન્યોક્તિ છે. દુનિયાના વહેવારમાં, રાજ્યકાર્યમાં, દેવકાર્યમાં, જ્યાં સૂક્ષ્મતાથી જોઈ શકવાનું આવશ્યક છે, ત્યાં આ અન્યોક્તિ સુવર્ણાક્ષરે લખી રાખવા જેવી સદ્બોધક છે.

રેવાશંકર વાલજી બધેકા

# આત્મમીમાંસા 

લેખક આ૦ શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ

જે કાળે જે ઉદયમા આવ્યુ હોય તે વેદવુ જ પડે છે પછી તે આત્માને ગમે કે ન ગમે પણ ભોગવ્યા સિવાય છૂટકો જ નથી સારાનો ઉદય સઘળાયે વાછે, છતા નબળુ ઉદયમા આવે અને તે અનીચ્છાએ પણ ભોગવવુ પડે

સુખ તથા દુઃખના વિકારો દેહમા થાય છે આત્મા તો અવિકારી છે. છતા અનાદિકાળના કર્મસયોગથી આત્મા પોતાનામા સુખદુખનો આરોપ કરે છે આ આરોપ કરવાની ટેવને લઇને આત્મા કર્મથી છૂટી શકતો નથી. કર્મથી છૂટી જવારૂપ મુક્તિ મેળવવાની ઇચ્છાવાળા આત્માઓએ દેહ તથા આત્માની ભિન્નતારૂપ સમ્યક્ત્વને મેળવી તેને દ્રઢ કરવા નિરતર પ્રયત્ન કરવો જોઇએ

જેમ બીજાના ઘરમા આગ લાગે તો આપણને હર્ષ કે શોક થતો નથી અને બીજાનુ ઘર બળે છે તેમા મારે શુ ? એવી ભાવના તથા શ્રદ્ધા આપણી વૃત્તિમા શાતિ જાગ્રત કરે છે, તેવી જ રીતે દેહમા થવાવાળા વિકારોમા ભેદભાવનાનુ ચિતવન આત્મા કરે તો દેહમા થતા વિકારોની અસર લેશ માત્ર પણ આત્માને થઈ શકતી નથી આ અવસ્થાનુ નામ ધર્મ સ્વરૂપ રમણુતા-વિકાસ-જાગૃતિ વગેરે વગેરે કહેવાય છે

ધર્મ એટલે અનત આનંદ, અનત જીવન, અનત સુખ દેહમા થતા કર્મજન્ય વિકારોથી વ્યાકુળ થનાર, અનત આનદ, જીવન અને સુખ મેળવી શકતો નથી પુન્યકર્મ તથા પાપકર્મ બન્ને કર્મોના વિકારો દેહમા થાય છે જેનુ બીજુ નામ વિપાક ઉદય છે આ બન્ને પ્રકારના ઉદયમા ધર્મને ન ઓળખનાર આત્મા વ્યાકુળ થાય છે

વ્યાકુળતા-વિષમભાવ, વિભાવ અને અવ્યાકુળતા એટલે સમભાવ, સ્વરૂપરમણુતા અર્થાત્ વિકાસ-આનદ-સુખ પુન્યકર્મના વિકારને અનુકુળ માની રાગ કરવો અને પાપકર્મોના વિકારને પ્રતિકૂળ માની દ્વેષ કરવો તે જ વ્યાકુળતા રાગદ્વેષથી વ્યાકુળતા થાય છે અને વ્યાકુળતાથી રાગદ્વેષ થાય છે

આત્મા અવિકારી છે અને જડ વિકારી છે. જે આત્મા ઉપર કર્મજન્ય દેહમા થતા વિકારોની અસર થાય છે, તે આત્મા ઉપર દેહથી ભિન્ન જડજન્ય જગતમા થતા વિકારોની અસર થાય છે અસર થવી એટલે કર્મજન્ય-જડજન્ય-વિકારોનો પોતાનામા આરોપ કરવો-વિકૃતિ-મારૂ સ્વરૂપ છે વિકારો મારામા થાય છે-હુ વિકારી છુ એમ માની લેવુ.

સ્ફટિક અવિકારી શુદ્ધ છે અને વિવિધ વર્ણના તાતણા વિકારી છે વિચિત્ર વર્ણના તાતણાનો સયોગ સ્ફટિક સાથે થવાથી સ્ફટિક વિવિધ વર્ણવાળુ દેખાય પણ વાસ્તવિકમા તેમ નથી વિકારી શુદ્ધ વસ્તુમા વિકારી અશુદ્ધ મળે તો શુદ્ધ વિકારી અશુદ્ધ બની શકે છે, કારણુ કે વિકારી છે પણ અવિકારી સ્વભાવથી શુદ્ધ વસ્તુમા વિકારી સ્વભાવથી અશુદ્ધ ભળે તો અશુદ્ધ થઈ શકતુ

